# માનવ સમાજ

રાહુલ સાંકૃત્યાયન

પીપલ્સ પબ્લિશિંગ હાઉસ લિ. મુંબઈ



કેવળ હિંદના જ નહિ, જગતના એક વિદ્યમાન પંડિત, તત્ત્વજ્ઞ અને વિચારક તરીકે મહાપંડિત રાહુલજીનું નામ મશહૂર છે. એટલું જ નહિ, પણ એમના ચીન, તિબેટ, યુરપ અને સોવિયેત રશિયાના વારંવારના પર્યટનો, એમના લેનિનગ્રાદ વિદ્યાપીઠના અધ્યાપક તરીકેના અનુભવો અને એમના બુદ્ધ-ભિક્ષુ તરીકેના પૂર્વ જીવનના પ્રયોગો ભારતવર્ષના સાહિત્યિક, સાંસ્કૃતિક અને ચિંતન ક્ષેત્રે અનન્ય પ્રદાનરૂપ છે.



આજ પૂર્વે હિંદની અનેક ભાષાઓમાં રાહુલજીના જે અનેક ગ્રંથોએ નવસંસ્કારના ઘડતરમાં અપૂર્વ ફાળો આપ્યો છે, તેમાં માનવ સમાજ, વોલ્ગાથી ગંગા, દર્શન દિગ્દર્શન, વિશ્વદર્શન, વિજ્ઞાનની રૂપરેખા વગેરે અતિ મહત્ત્વનાં છે.

# માનવ સમાજ

મૂળ લેખક :

મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન

અનુવાદક :

ચંદુલાલ ભટ્ટ



પીપલ્સ પબ્લિશીંગ હાઉસ લિ. મુંબઈ

# રાહુલજીનો પરિચય

**જન્મ:**

૧૮૯૩ ના એપ્રિલમાં, યુકત પ્રાંતના એક ગામડામાં.

**મૂળ નામ:**

કેદારનાથ પાંડે

બૌધ્ધ ભિક્ષુ તરીકેની દિક્ષા પછી રાહુલ સાંકૃત્યાયન કહેવાયા.

**ગૃહત્યાગ: યાત્રા:**

૧૯૦૯ માં ઘરબાર છોડી સંસારની યાત્રાએ: હિમાલય અને હિંદભરની તથા લંકા અને તિબેટની યાત્રા: ૧૯૩૧ માં યુરોપ તથા એશિયાના દેશોની યાત્રા; ચીન, જપાન ને કોરિયા થઈ સોવિયેત રશિયામાં, સોવિયેતમાં નિવાસ; લગ્ન; પૂર્વની સંસ્કૃતિના પ્રોફેસર તરીકે કામ.

**અભ્યાસ અને સાહિત્ય સર્જન:**

સંસ્કૃત, પાલી, તિબ્બતી, ફારસી, રશિયન તથા અંગ્રેજી ભાષાઓના નિષ્ણાત.



૧ લી આવૃત્તિ: ૧૯૪૭ સપ્ટેમ્બર

**કિંમત સાડા ચાર રૂપિયા**



મુદ્રક:
એમ. બી. રાવ
ધી 'ન્યુ એજ' પ્રેસ
૧૯૦ બી. ખેતવાડી,
મેઈન રોડ, મુંબઇ ૪

પ્રકાશક:
એમ. બી. રાવ
પીપલ્સ પબ્લીશિંગ
હાઉસ લિ. રાજભુવન
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ

# નિવેદન

મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનનો આ ગ્રંથ તેમના ચાર ગ્રંથ ગુચ્છમાંનો એક છે. "વિશ્વકી રૂપરેખા," "દર્શન દિગ્દર્શન," "વૈજ્ઞાનિક ભૌતિકવાદ" તથા "માનવ સમાજ" આ ચાર ગ્રંથો દ્વારા રાહુલજીએ માનવ જાતિના આજ સુધીના પ્રાપ્ત જ્ઞાનને સંક્ષેપમાં રજૂ કરવાની કોશીષ કરી છે; અને તેમના પોતાના કહેવા મુજબ "આ જ્ઞાન વિશ્વને માત્ર જાણવા અર્થે નથી; પરંતુ એને 'બદલવા' માટે છે."

રાહુલજીએ આ ગ્રંથમાં જે વિશાળ જ્ઞાનનો સંભાર અને જે સુરેખ દૃષ્ટિકોણ ધર્યો છે, તે આપણા ગુજરાતી સાહિત્યમાં જ નહિ પરંતુ હિંદની તમામ ભાષાઓના સાહિત્યમાં વિરલ છે. છતાં, એમના પોતાના જ શબ્દોમાં "કોઈ ગ્રંથ 'અંતિમ' નથી હોઈ શકતો; દરેક ગ્રંથનું કાર્ય હવે પછીના સર્જાનાર ગ્રંથોના પગથિયારૂપ બનાવવાનું હોય છે. માનવ સમાજ એટલું કામ તો જરૂર કરશે."

રાહુલજીની પોતાની કામના તો એ છે કે, "અનેક સમાન ધર્મ લેખકોના સહકારમાં આવા ગ્રંથો લખાવા જોઈએ."

આ ગ્રંથના અભ્યાસને અંતે, આપણે વિશ્વાસપૂર્વક કહી શકીશું કે આ ગ્રંથ કેવળ ભાવિ ગ્રંથો માટે પગથિયારૂપ નહિ, પણ જ્ઞાનપ્રાપ્તિના પાયારૂપ એક મહત્વનું સર્જન છે.

અંતે, એ જણાવવું જરૂરી છે કે આ અનુવાદમાં મૂળ ગ્રંથનો કેટલોક ભાગ (પ્રકરણ ૬ તથા ૭ માંથી) છોડી દેવામાં આવ્યો છે.

મુંબઈ
તા. ૧–૯–૪૭

—ભોગીલાલ ગાંધી

# રાહુલજીનાં પુસ્તકો

**પ્રવાસ વર્ણન :**

(૧) મેરી લદ્દાખ યાત્રા
(૨) લંકા
(૩) તિબ્બેટમેં સવા વર્ષ
(૪) મેરી તિબ્બેટ યાત્રા
(૫) મેરી યુરોપ યાત્રા
(૬) જપાન
(૭) ઇરાન
(૮) સોવિયેત ભૂમિ

**સામ્યવાદ તથા રાજનીતિ:**

(૧) બાઇસવીં સદી
(૨) સામ્યવાદ હી ક્યોં ?
(૩) દિમાગી ગુલામી
(૪) તુમ્હારી ક્ષય
(૫) સોવિયેત ન્યાય
(૬) રાહુલજી કા અપરાધ
(૭) સોવિયેત સંઘ કી કમ્યુનિસ્ટ પાર્ટી કા ઇતિહાસ : બે ભાગ
(૮) માનવ સમાજ
(૯) માર્કસવાદ પાઠાવલિ
(૧૦) ક્યા કરેં ?

**દર્શન :**

(૧) વૈજ્ઞાનિક ભૌતિકવાદ
(૨) દર્શન દિગ્દર્શન

**વિજ્ઞાન :**

(૧) વિશ્વ કી રૂપરેખા

**સાહિત્ય તથા ઇતિહાસ:**

(૧) પુરાતત્ત્વ નિબંધાવલિ
(૨) તિબ્બેટમેં બૌધ્ધ ધર્મ
(૩) કુરાનસાર
(૪) સાહિત્ય નિબંધાવલિ
(૫) કાવ્યધારા

**નવલકથા : નવલિકા :**

(૧) શૈતાન કી આંખ
(૨) વિસ્મૃતિ કે ગર્ભમેં
(૩) જાદુ કા મુલ્ક
(૪) સોને કી ઢાલ
(૫) જીને કે લિયે
(૬) સતમી કે બચ્ચે
(૭) વોલ્ગા સે ગંગા
(૮) સિંહ સેનાપતિ
(૯) ભાગો નહિ, દુનિયા કો બદલો

**જીવનચરિત્રો :**

(૧) નયે ભારત કે નયે નેતા
(૨) મેરી જીવન યાત્રા
(૩) મેરી જીવન કહાની

**બૌદ્ધ ધર્મ :**

(૧) બુધ્ધ ચર્યા
(૨) મજ્ઝિમ નિકાય
(૩) દીર્ઘ નિકાય
(૪) વિનય પિટક
(૫) ધમ્મ પદ
(૬) બૌધ્ધ દર્શન

● આ ઉપરાંત ભોજપુરી, તિબ્બેટી, સંસ્કૃત, સિંહલ વગેરે ભાષાઓમાં આશરે ૧૭ પુસ્તકો લખ્યાં છે.

# અ નુ ક્ર મ

## સાતમો અધ્યાય

### સમાજવાદી માનવ સમાજ



## આઠમો અધ્યાય

### ઓગણીસમી સદીનો સમાજવાદ

## નવમો અધ્યાય

### વૈજ્ઞાનિક સમાજવાદ



## પરિશિષ્ટ

# માનવ-સમાજ

## પહેલો અધ્યાય

### માનવ-સમાજનો વિકાસ

#### માનવીનો વિકાસ

એક સમય એવો હતો કે જ્યારે આપણી પૃથ્વી સળગતા વાયુ (ગેસ)નો ગોળો હતી. એમાંના બધા જ અણુઓ વિખરાયેલા હતા. ધીરે ધીરે એ બધા નજીક આવવા લાગ્યા અને એમનો નક્કર પદાર્થ બંધાયો. પરિણામે વીરસ (Virus) અને બેક્ટીરિયા જેવાં જંતુઓ અસ્તિત્વમાં આવ્યાં. એમાંથી શીરા જેવાં હાડકાં વિનાનાં એમોયબા વગેરે જંતુઓ નીપજ્યાં. ત્યાર બાદ પરબારાં કુદરતમાંથી આહાર ગ્રહણ કરનાર સ્થાવર વનસ્પતિ અને બીજા પર આધાર રાખનારાં જંગમ પ્રાણીઓ હયાતીમાં આવ્યાં. પછી આવ્યો માછલીઓનો યુગ; અને પછી બન્યાં જળ-જમીનનાં પ્રાણીઓ. એમાંનાં થોડાંઓએ હવાનો રસ્તો લીધો અને થોડાં રહ્યાં જમીન ઉપર. વખત જતાં એમના મોંમાં વાચા ફૂટી. એમાંનાં થોડાં સ્તનધારી વાંદરાં હતાં, અને થોડાં વનમાં રહેનારાં વન-મનુષ્યો. એમનામાંથી આગળ વધતાં, અરધાં વન-મનુષ્ય રહ્યાં અને અરધાં બેપગાં મનુષ્યો બન્યાં; અને તેઓ જંગલની ઝાડીઓમાં કિલકિલાટ કરવા લાગ્યાં.

એમાંનાં થોડાં વિકાસની એ સ્થિતિએ પહોંચ્યાં કે જ્યાં જાતિ-પરિવર્તન (Mutation) થાય છે. અને એ રીતે આપણા માનવ-વંશના એ મૂળ પૂર્વજો બન્યા. આ સમય વીશ લાખ વરસ પહેલાંનો અંકાય છે. આજથી દસ લાખ વરસ પહેલાં મનુષ્ય ઓજારધારી બનેલો દેખાય છે; અને પાંચ લાખ વરસ વધુ પસાર થતાં તો આપણે એને આપણા પૂર્વજ (સેપિયન માનવી)ના રૂપમાં જોઈએ છીએ.

## ૧ : માનવ સમાજ

માનવીનો શરૂઆતનો વિકાસ ખૂબ જ ધીમો હતો. છતાં એ વખતની પરિસ્થિતિમાં એ જ વિકાસ ઘણું મહત્વ ધરાવે છે. સવાલ થાય છે કે એવું તે શું હતું કે, જેથી માનવીના હાથ, મગજ અને વાણીએ એ દિશામાં વિકાસ સાધવો શરૂ કર્યો કે જેના પરિણામે આપણે ' માનવી પશુ નથી પણ પશુથી તદ્દન જુદું જ પ્રાણી છે ' એમ કહીએ છીએ? વિકાસના સિદ્ધાંતોને જાણવા-વાળા જાણે છે કે, પ્રયાસ–જીવવા માટેનો પ્રયાસ–એ પ્રાણીઓના વિકાસમાં ખૂબ જ મદદગાર નીવડયો છે. પ્રયાસ પોતે એક પ્રકારનો શ્રમ છે, એટલે આપણે એમ કહી શકીએ કે શ્રમથી માનવીનો વિકાસ સધાયો છે; અલબત્ત એનો અર્થ એમ નથી કે કુદરતની સહાયતા વગર જ આ કામ બની શક્યું છે.

ભૂગર્ભ શાસ્ત્રીઓ જેને ત્રીજો--કાળ ( Tertiary Period ) કહે છે તેને લાખો વરસો થઇ ગયાં છે. આ જ યુગના છેવટના ભાગમાં વન--મનુષ્યોની એક અત્યંત વિકાસ પામેલી જાતિ પૃથ્વીના કોઇ મોટા બેટમાં રહેતી હતી. સંભવતઃ એ બેટ હિંદી મહાસાગરમાં આજે લય પામ્યો છે. એ જ લોકો માનવ–જાતિના પૂર્વજો હતા. એમનું આખું શરીર વાળથી ઢંકાયેલું હતું. એમના કાન અણીદાર હતા. તેઓ ટોળાં બાંધી ઝાડ પર રહેતા. જે જાતનું તેઓ જીવન જીવતા હતા, તેમાં પાછલા બે પગનું જે કામ હતું, તેના કરતાં આગલા બે હાથનું કામ જૂદું જ પડી ગયું હતું. ડાળીઓ પકડવામાં, ફળોને તોડવામાં તથા એવાં બીજાં કામોમાં એ વધુ ને વધુ વપરાવા લાગ્યા હતા. પરિણામે એમના હાથને પગના કામમાંથી મુક્તિ મળી ગઇ હતી. જ્યારે તેઓ સપાટ જમીન પર ચાલતા, ત્યારે હાથ ઉપાડી લઇ ફક્ત પાછલા પગના બળ પર જ ચાલતા. એમ કરવામાં એમને વધુ સંભાળવું પડતું: અને ખભાને વધુ સીધા ને ટટાર કરવાનો પ્રયત્ન કરવો પડતો. વન–મનુષ્યમાંથી મનુષ્યના રૂપમાં બદ-લાઇ જવામાં હાથની મુક્તિ અને ખભા સીધા કરી ઊભા થવું એ બન્ને જબરાં કારણો હતાં.

આજના વન–મનુષ્યો પણ સીધા ઉભા થઇ શકે છે અને ફક્ત પોતાના પગ પર ઊભા રહી શકે છે, જો કે એ ખાસ જરૂરીઆત હોય ત્યારે જ– છતાં માણસ જેટલી સરળતાથી તો નહિ જ. જ્યારે હાથ આ રીતે શરીરનો ભાર ઉઠાવવામાંથી સ્વતંત્ર બન્યા, ત્યારે એમને બીજા કામમાં લગાવી શકાયા. વન–મનુષ્યોમાં પણ પગ કરતાં હાથનાં કામો જુદાં

જણાય છે. ઝાડ પર ચડતી વખતે હાથ અને એનાં આંગળાં જે રીતે ઝાડને પકડવાનું કામ કરે છે એ પ્રમાણે પગ કામ નથી કરતા. વન–મનુષ્ય હાથ પાસેથી ફળ તોડવાનું અને એને એકઠાં કરવાનું કામ લે છે; એજ કામ પાછલા પગ પાસેથી તે નથી લઈ શકતો. કેટલાય વાનરો હાથ વડે ઝાડોમાં મોટા માળા (ઘોલકા) જેવું બનાવે છે. ચિમ્પાનીઝ તડકા ને વરસાદથી બચવા માટે ઝાડોની ડાળીઓ પર છજા જેવું બનાવે છે; પોતાના હાથમાં ડંડા પકડી દુશ્મનોનો સામનો કરે છે, તથા હાથથી ફળ કે પથ્થર મારવાનું પણ જાણે છે.

વન–મનુષ્ય કરતાં મનુષ્યના હાથમાં જે કામ કરવાની હોશિયારી દેખાય છે, એ હજારો વરસોના પરિશ્રમનું પરિણામ છે. વન–મનુષ્ય અને મનુષ્યના હાથનાં હાડકાંઓ, સાંધા અને નસોની સરખામણી કરવાથી જણાય છે કે એમાં કાંઇ ફરક નથી; અને છતાં વિકાસમાં વધુમાં વધુ પછાત એવો જંગલી મનુષ્ય પણ હાથથી જે કામ લઇ શકે છે, તે વન–મનુષ્યની શકિતની બહારની વાત છે. આજ સુધીમાં કોઈ પણ વન–મનુષ્ય પથ્થરનું ગમે તેવું બેડોળ એવું પણ ચપ્પુ તૈયાર કરતો જણાયો નથી.

આપણા પૂર્વજો વન–મનુષ્યમાંથી મનુષ્યના રૂપમાં પરિવર્તન પામ્યા. એમાં પહેલાંનાં લાખ વર્ષમાં પ્રગતિ ખૂબજ ધીરી રહી એમાં શંકા નથીજ. માનવીને ચકમકના પથ્થરનું પહેલું હથિયાર તૈયાર કરવામાં જે સમય લાગ્યો હશે, તે આપણા ઐતિહાસિક સમય કરતાં કેટલાય ગણો વધારે હશે. પરંતુ એક વાર હાથ છૂટા થયા પછી તો રસ્તો સાવ મોકળો હતો. એ હથિયારો બનાવી શકયો, મકાનો તૈયાર કરી શકયો, સિતાર વગાડી શકયો ને ટાઇપ રાઇટર ચલાવી શકયો.

**(૧) શ્રમ એજ વિધાયક બળ**—હાથ એ શ્રમ–મહેનત કરવાનું સાધન–હથિયાર નથી, પરંતુ એ ખુદ શ્રમની જ ઉપજ છે. હાથના નવા નવા ઉપયોગથી નવી નવી નસો–નાડીઓનો વિકાસ થાય છે. એની અસર હાડકાં પર થાય છે. એ જ વસ્તુ આનુવંશિક એટલે કે વારસાગત બની, એક પેઢીમાંથી બીજી પેઢીમાં ઊતરે છે. એથી આગળ વધી વારસાગત સાધનોના નવા ઉપયોગો વધુ આગળ વધે છે. આ રીતે ક્રમશ: મનુષ્યનો હાથ હજારો પ્રકારનાં કામ કુશળતાથી કરી શકે છે. આને જ પરિણામે અજંતાનાં ચિત્રો તથા ગુપ્ત સમયની મૂર્તિઓ બની, અને સપ્તતંત્રી સ્વરો કાઢવામાં તાનસેન તથા બૈજુ બાવરા જેવાની આંગળીઓ શક્તિવાન બની.

છતાં, હાથ એ શરીરથી કોઇ જુદી ચીજ નથી. એ આખા શરીર યંત્રનો એક અવયવ માત્ર છે. હાથનો પ્રયાસ એના પૂરતો જ મર્યાદિત રહ્યો હોત તો તેને જે લાભ થયો છે તે તેને કદી ન થાત. શરીરનું એક અવયવ બીજા ભાગ પર અસર કરે છે. સ્તનધારીઓમાં ઇંડાને બહાર કાઢયા સિવાય, શરીરની અંદર જ એના વર્ધન અને પોષણને માટે ગર્ભાશય હોય છે. સાથે સાથે જ દૂધ પીવરાવવા માટે સ્તન પણ હસ્તી ધરાવતાં દેખાય છે.

**સમાજ**–હાથની મહેનત કરવાની શક્તિનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ માણસનો કુદરત પરનો કાબુ વધતો ચાલ્યો. એ રીતે એની પ્રગતિનો રસ્તો ઊઘડી ગયો. એ એકધારો પોતાના હાથ અને એના વડે કરી શકાતાં કામોના નવા નવા ઉપયોગોને શોધતો રહ્યો. સાથે સાથે જ કુદરતમાંની વસ્તુઓના નવા નવા ઉપયોગો પણ એને સમજાવા લાગ્યા. શ્રમના વિકાસનો હેતુ એ હતો કે, વસ્તુઓ વધુ ને વધુ પ્રમાણમાં પ્રાપ્ત કરવી તથા એનો વધુ ઉપયોગ કરવો. એને માટે એક કરતાં વધુ વ્યકિતના સહકાર અને સહયોગની જરૂર હતી. જે રીતે હાથ છૂટા થતાં મહેનત કરવાની શકિત વધેલી જણાઇ એટલે માનવીએ એના હજારો ઉપયોગ શોધી કાઢયા, એજ રીતે એકવાર સહયોગ–સહકારના લાભ એણે જોયા, એટલે પછી એનો સ્વીકાર કરીને આગળ વધવાનો એ પ્રયત્ન કરવા લાગ્યો. માણસ જાતને પેદા થતાં વાર જ કાંઇ આજના જેવો અકબંધ સમાજ મળી ગયો ન હતો. એની શરૂઆત તો, કુદરતને હરાવીને, ભોગને માટે એક બીજાના સહકારથી મહેનત કરીને, ઉત્પાદન કરવામાં અને આત્મ રક્ષણને માટે એકઠા મળી લડાઇઓ લડવામાંથી થયેલી. એમાંથી છૂટા થયેલા હાથની વધેલી શકિતને વળી પાછી વધારીને, મનુષ્યને પોતાનો સમાજ બનાવવાની પ્રેરણા મળી.

**(૨) ભાષાની ઉત્પત્તિ**–સમાજમાં બંધાયા પછી માનવીના દિલમાં એનાં વધેલાં કામોને અંગે લાભ, શોક, આનંદ જેવા કેટલાય ભાવો આવતા. એ બધા તેઓ અરસ્પરસ પોતાના સાથીઓને કહી સંભળાવતા. ધીરેધીરે એ બધા ભાવો માટેના અવાજોની સંખ્યા વધવા લાગી. એમ થતાંની સાથે એમના ધ્વનિ–યંત્રમાં ધીરેધીરે ફેરફાર થવા લાગ્યા. વાયુનળીની અવાજ પેટી પેચવાળા ઢાંકણા જેવી બની, મોંની અંદરના સ્નાયુઓ તથા જીભ વચ્ચેનો સહકાર વધ્યો; અને ધીરે ધીરે માત્ર અવાજો જ નહિ પણ શબ્દો ઉચ્ચારવાની પણ એમાં શક્તિ આવી.

શ્રમે માણસને સમાજ આપ્યો અને સમાજે માણસને ભાષા આપી. પશુઓ આપણી ભાષા બોલી શકતાં નથી. કારણકે એમની પાસે વિકસિત શબ્દ–ધ્વનિ યંત્ર નથી. છતાં જ્યારે તેઓ આપણી વચ્ચે આવીને રહે છે, ત્યારે કેટલાય શબ્દો સમજવા લાગે છે. કૂતરાઓને, ઘોડાઓને, હાથીઓને આપણે એજ રીતે આપણા શબ્દો મુજબ કામ કરતાં જોઇએ છીએ. કૂતરાઓ જે દેશના માલિક પાસે હોય છે, તેનીજ ભાષાના શબ્દોને અનુસરે છે. પ્રેમ અને વફાદારી પણ માનવ–સમાજમાં આવ્યા પછી એમની વધી જાય છે. પાળેલો કૂતરો પોતાનો માલિક જરા મોડો મળે તો પ્રયત્ન પૂર્વક જે જાતના અવાજો કાઢે છે, તે એની પાસે જો વિકસિત ધ્વનિ યંત્ર હોત તો જરૂર વધારે સ્પષ્ટ રીતે કાઢત.

માણસ પછી પ્રાણીઓમાં સૌથી વધુ વિકસિત ધ્વનિ–યંત્ર પંખીઓમાં છે. એમનો કલરવ માણસોની આનંદની વસ્તુ છે. પોપટ તથા મેના જેવાં પંખીઓ તો એવું ધ્વનિ યંત્ર ધરાવે છે કે, જેથી તેઓ માણસોના ઘણા શબ્દો ખૂબજ સફળતાથી બોલી શકે છે. 'પોપટની જેમ રટી જાય છે' એ પ્રયોગ તો આપણે ત્યાં ખૂબ પ્રચલિત છે. એનો અર્થ આપણે ત્યાં એવો થાય છે કે, પોપટ સમજ્યા વગર માણસના મોંમાંથી નીકળેલા શબ્દોનું અનુકરણ કરે છે. એ વાત સાચી છે કે પોપટ જ્યારે ખુશાલીમાં આવી જાય છે. ત્યારે પોતે શીખેલા બધાજ શબ્દો કે વાકયો કલાકો સુધી સમજ્યા વગર બોલ્યે જાય છે; છતાં શીખેલી બધીજ વાતોને એ નથી સમજતો એવું પણ નથી. પોતાની શકિતની અંદરના કેટલાય શબ્દોના અર્થ પણ એ સમજે છે. કોઇ પોપટને એકવાર ખ્યાલમાં આવી જાય કે ગુસ્સે થતી વખતે અમુક શબ્દ નીકળે છે. પછી તમે જોજો કે એને પજવીને ચીડવવામાં આવે ત્યારેજ તે બરાબર એ ગાળ કાઢશે 'ખાવા આપો,' 'ખાવા આપો,' એમ બોલતાં શીખવાડી, એ બોલતાંની સાથેજ એને ખાવાનું આપતા જાઓ તો પોપટ સમજી જશે કે, ખાવાનું મેળવવા માટે આ વાકય ઉપયોગી છે. અને પછી તો 'ખાવા આપો' એમ કહીને એ ખાવાનું માગવા પણ લાગશે.

**(૩) મગજનો વિકાસ**—શરૂઆતમાં હાથ છૂટા થતાં તેનું હલન ચલન અને મહેનત આવી. ત્યાર બાદ અને તેની સાથે સાથેજ શબ્દના અવાજ આવ્યા. એ બન્નેનો સુમેળ સધાતાં એની અસર મગજના વિકાસ પર થઇ. મગજના એક ચોક્કસ વિભાગનો ઘાડો સંબંધ હાથ સાથે છે અને બીજાનો કાન તથા ધ્વનિયંત્ર સાથે છે. એક ભાગના વિકાસની સાથે જ બીજા

ભાગોનો વિકાસ થવો અનિવાર્ય છે. આ ઇંદ્રિયોના વિકાસ પછી બીજી ઇંદ્રિયોનો વિકાસ સરળતાથી સમજી શકાય છે. ધ્વનિ (વાણી)માં થતા વિકાસથી શ્રવણ યંત્ર (કાન)નો વિકાસ થાય છે. એમાં કાન જુદા જુદા અવાજોની બારીકાઈ, સ્વરો, વ્યંજનો તથા તેના આરોહ અવરોહને સમજવા લાગે છે. એજ પ્રમાણે બીજી જુદી જુદી ઇંદ્રિયોના વ્યાપારો અને વિકાસની સાથે સાથે મનુષ્યના મગજનો વિકાસ થાય એ સહજ હતું. ગીધ માણસ કરતાં ઘણે દૂરની વસ્તુ જોઇ શકે છે, છતાં દેખાતી ચીજ વિષે અંદરની વાત જેટલી માણસ સમજી શકે છે તેટલી ગીધ નથી સમજી શકતું. કૂતરાની સૂંઘવાની શકિત માણસ કરતાં ઘણી તીવ્ર હોય છે, છતાં એ ચીજ વિષેનું એનું જ્ઞાન માણસ જેટલું વ્યાપક નથી હોતું. આ બધું માણસના મગજના મહાન વિકાસનો પરિચય આપે છે.

આ વિકાસને જરા પાછા ફરી નિહાળીએ તો જણાશે કે, એ બધાનું મૂળ તો કાર્યને માટે મુકત બનેલો હાથ જ છે. જુદાં જુદાં કામોની અસર ભાષા પર થઇ, એ બન્નેની અસર મગજ અને તેની સાથે સંબંધ ધરાવતી ઇન્દ્રિયોના વિકાસ પર થઇ. પછી સમજ શકિતમાં તથા કલ્પના અને નિશ્ચયની શકિતમાં વધારો થયો. એ બધી સફળતાઓના આધાર પર વળી કાર્ય–શ્રમ અને ભાષામાં વધુ પ્રગતિ થઇ. આ રીતે જ્યારે માણસ વન-મનુષ્યથી તદ્દન જુદી જ જાતનું પ્રાણી બની ગયો, ત્યારે તેની પ્રગતિ પછી કયાંય અટકી નહિ. જુદા જુદા સમયે જુદી જુદી જાતિઓમાં જુદી જુદી ગતિ અને માત્રામાં એ પ્રગતિ આગળ ને આગળ વધતી રહી. છતાં કોઇ કોઇ જગ્યાએ સ્થાનિક પરિસ્થિતિને લીધે તથા બીજાં કારણોને લીધે પ્રગતિ થોડા સમય માટે રૂંધાયેલી જણાય છે. છતાં એકંદરે મનુષ્ય પ્રગતિને માર્ગે જ રહ્યો છે.

(૪) **વન–મનુષ્યમાંથી મનુષ્ય—**પૃથ્વીનાં બે અબજ વર્ષના આયુષ્યની ગણત્રીમાં મનુષ્યની ઉત્પત્તિ અને પ્રગતિનાં થોડાં લાખ વર્ષ એકાદ ક્ષણ જેવાં ગણાય. છતાં આટલા સમયમાં વૃક્ષો પર કૂદતા વન–મનુષ્યોમાંથી એક ટોળું મનુષ્ય રૂપમાં બદલાયું. વન–મનુષ્યના ટોળામાં અને મનુષ્ય–સમાજમાં આપણે જે તફાવત જોઇએ છીએ, તે આ શ્રમનો છે. વન–મનુષ્યોનાં ટોળા ભૌગોલિક પરિસ્થતિ તથા પડોશીઓની અનુકૂળતા પ્રતિકૂળતા મુજબ પોતાની ચરાણ જમીન પર નિભાવ કરતાં. ખાવાનું ખલાસ થતાં ત્યાંથી કોઇ બીજે સ્થળે રવાના થતાં. છતાં નવી જગ્યા પર અધિકાર મેળવતાં પહેલાં

તેમને બીજાં ટોળાંઓ સાથે અથડામણમાં આવવું પડતું. આમ થયા પછી પણ જે કંઇ ખોરાક તેમને મળતો તે કુદરતે તૈયાર કરેલોજ. તેઓ પોતાના પુરૂષાર્થથી જમીનમાંથી વધુ કંઇ મેળવી શકતા નહિ. કદાચ અજાણતાં એમના મળ-મૂત્રને પરિણામે જમીન થોડી વધુ ફળદ્રુપ બની, કંઇ વધુ આપે તે જુદી વાત હતી.

આવી રીતે સરળતાથી મળી શકે તેવી બધી જમીન આ લોકોના તાબામાં આવી જતાં, બીજાં વાંદરા વગેરે પ્રાણીઓની વૃધ્ધિ થઇ શકતી નહિ. કારણ કે તેઓ કુદરતમાંથી પોતાના બળે નવી ખાદ્ય સામગ્રી પેદા કરી શકતાં નહિ. એટલે જેટલી ખાદ્ય સામગ્રી હતી તેમાંથી સૌએ પોતાનાં પેટ ભરવાનાં હતાં. પરિણામ એ આવતું કે ફાલતુ જનાવરોનો નાશ થતો.

ઉપરાંત જમીનને વધુ ઉપજાઉ બનાવવાની વાત તો બાજુએ રહી, પરંતુ જે જનાવરો ત્યાં રહેતાં તે પણ વનસ્પતિ ફળફૂલને ઓછાં કરતાં. કાચા દાણા, ઊગતા કાંટાઓ ને છોડવાઓના તેઓ નાશ કરતાં. ચતુર શિકારી પોતાના શિકારના ક્ષેત્રમાંની હરણીઓને મારવાની બંધી કરતા કે જેથી આગલી સાલ તેઓ બચ્ચાં જણે. પરંતુ વરુ કે ચિત્તા એની પરવા કરતાં નહિ.

એક વાર હરીભરી યુનાન (ગ્રીસ)ની પહાડીઓ આજે વેરાન છે, એનું કારણ એ છે કે સદીઓ સુધી ત્યાંના નવા નવા ઊગતા છોડોને ચરી ચરીને ઘેટાં-બકરાંઓએ એનાં બીનાં મૂળ સુધ્ધાં ખલાસ કરી નાખ્યાં છે. જ્યારે નવી પરિસ્થિતિ પ્રાણીના જીવનને પ્રતિકૂળ બની જાય છે, ત્યારે એ નવી પરિસ્થિતિનો મુકાબલો કરવા માટે જાતિ-પરિવર્તન અર્થાત્ એની આગલી પેઢીને તૈયાર કરી શકે છે. આ જાતિ-પરિવર્તન, નવી પરિસ્થિતિમાં, નવાં રસાયણિક તત્વોના મિશ્રણ અને અપેક્ષિત સંબંધને લીધે થાય છે. આજ જાતની પરિસ્થિતિ આપણા પૂર્વજોને વન-મનુષ્યમાંથીમનુષ્યના રૂપમાં જાતિ-પરિવર્તન કરવામાં મદદગાર બની.

પરિસ્થિતિની મુસ્કેલીઓ તથા આહારમાં રસાયણિક તત્ત્વોનો ફેરફાર એ મનુષ્યના શ્રમનું પરિણામ નથી. મનુષ્યનો શ્રમ, પરિવર્તનમાં જબરજસ્ત સાધન ત્યારે જ બન્યું, કે જ્યારે તેણે હથિયાર બનાવ્યાં. માણસનાં જૂનાં હથિયારોમાં આપણેશિકાર અને માછલાં મારવાના ઉપયોગમાં આવે એવાં ઓજારો જોઇએ છીએ. એ શિકારનાં ઓજારો લડાઇનાં હથિયારો તરીકે પણ

કામ આવી શકતાં. એ બધાં જૂનાં હથિયારો બતાવે છે કે, એ વખતે ફ્લાહારી માણસ માંસાહારી બની ચૂકયો હતો. ફ્લાહારીમાંથી માંસાહારી બનવું એ માનવ–વિકાસમાં એક જબરૂં પગલું હતું. માંસનું ભોજન શરીરને માટે જરૂરી પદાર્થોનું બહુ અંશે તૈયાર સ્વરૂપ છે. એ એ જ રૂપમાં છે કે જે રૂપ માણસને ખાધેલ પદાર્થોમાંથી ઘણી મહેનતને અંતે થોડી મત્રામાં મળી રહે. જ્યાં પહેલાં માણસ વનસ્પતિનો સ્વામી બની શકતો હતો, ત્યાં હવે માંસાહારી મનુષ્યને માટે પશુઓના સ્વામી બનવું પણ જરૂરી બની ગયું. માંસાહારની સૌથી વધુ અસર મગજ પર થઈ. માંસાહારે જેમ એક બાજુથી પેઢી દર પેઢી મનુષ્ય–મગજના વિકાસમાં મદદ કરી, એ જ રીતે બીજી બાજુથી એને નર-ભક્ષણની આદત પણ પાડી દીધી. એ આદત હજુ અત્યાર સુધી પણ કેટલીક જાતિઓમાં મોજૂદ રહી છે.

માંસાહારે બે મોટાં કામ કર્યાં. એણે વન–મનુષ્યમાંથી આગળ વધેલ માનવીને અગ્નિ પાસે પહોંચાડયો અને એને પશુપાલન શીખવ્યું. આગથી પાચનની કેટલીય ક્રિયાઓ બહારજ થઈ જવાને લીધે પેટને ઓછી મહેનત પડવા લાગી. પશુ–પાલને શિકારની અચોકકસ સફળતાની જગ્યાએ આહારનું એક ચોકકસ સાધન હાથમાં આપી દીધું. એને પરિણામે એને માત્ર માંસ જ નહિ પરંતુ દૂધ અને એની બનેલી બીજી ચીજો પણ મળી ગઇ.

એક બાજુ માણસના હાથ અને મગજ બહારની પરિસ્થિતિ પર કાબુ જમાવવા પ્રયાસ કરી રહ્યા હતા. બીજી બાજુ પરિસ્થિતિ એમની પર પોતાનો પ્રભાવ અજમાવી રહી હતી. માનવીની દરેક આગલી મજલ કુદરત પર નવા વિજયરૂપ હતી. માણસ પેદા તો થયો હતો ગરમ પ્રદેશમાં, પરંતુ આહારની શોધમાં એને જવું પડયું ઠંડા પ્રદેશોમાં. ત્યાંની ઠંડી–ગરમીએ એને આશ્રય (ઘર) અને વસ્ત્ર તૈયાર કરવાની ફરજ પાડી. શ્રમના આ નવા પ્રકાર હતા. એને લીધે ડગલે ડગલે આગળ વધતા માણસને પશુઓથી બિલકુલ જુદો પાડી દીધો.

હાથ, વાણી અને મગજના સહયોગે પ્રત્યેક વ્યક્તિને, પોતા પરત્વેનાં અને સમાજ પરત્વેનાં મુશ્કેલમાં મુશ્કેલ કામો કરવાને માટે શકિતવાન બનાવી. એમ થતાં એને કપરામાં કપરાં કામો પાર પાડવામાં સફળતા મળી. પેઢીઓ પસાર થવાની સાથે શ્રમ–પ્રયત્ન પણ જુદા જુદા પ્રકારનો અને વધુ સંપૂર્ણ થતો ગયો. આગળ જતાં આપણે જોઇશું કે કઇ રીતે ફળોના સંચય પછી

શિકાર અને પશુ પાલન આવ્યું; કઇ રીતે પછી ખેતી, કાંતવું, વણવું, ધાતુ પરની કારીગરી તથા કુંભારના કસબ વગેરેનો વિકાસ થયો; અને કઈ રીતે પછી વેપાર, ઉદ્યોગ–ધંધો કળા અને વિજ્ઞાન આવી પહોંચ્યાં. માનવીના છૂટા થએલા હાથોના પ્રયત્નોએ જુઓ તો, એને કયાંનો કયાં પહોંચાડી દીધો.

વન–મનુષ્યોનાં ટોળાંમાંથી માનવ–સમાજ થયો. કબીલાઓમાંથી રાષ્ટ્ર અને રાજ્ય, ને એમાંથી કાયદા કાનૂન અને રાજનીતિનો વિકાસ થયો. ત્યાર પછી મનુષ્યના મગજની બખેડા જગાવનારી કલ્પના અર્થાત્ ધર્મ આવ્યો. એની આ કલ્પનાની આગળ કુદરત, હાથ, શ્રમ, ને સમાજ બધું જ પાછળ ધકેલાઇ ગયું; આ બધાની મદદથી જ ઉચ્ચ અવસ્થાએ પહોંચેલું માનવ–મગજ હવે બધાનું કરતાકારવતા બની ગયું. આજે તો હવે એ સમજવું પણ મુશ્કેલ બની ગયું છે કે, એક વખત મનુષ્યના મનને ઘડવામાં હાથોએ જ મોટો ભાગ ભજવ્યો છે. આજે પહેલાં મન ઘાટ ઘડે છે અને ત્યાર પછી બાકીનું શરીર એને કાર્યમાં ઉતારે છે.

આપણે વાત એ શરૂ કરી હતી કે માનવી અને પશુમાં શું અંતર છે. પશુ કુદરતનો માત્ર ઉપભોગ કરે છે. એ એનામાં જે કંઇ ફેરફાર કરે છે તે ફક્ત પોતાની હાજરી પૂરતો; પરંતુ માણસ કુદરતમાં પરિવર્તન લાવી, એને પોતાનો સેવક–ચાકર બનાવે છે અને પોતે એનો સ્વામી બને છે. મનુષ્યમાં અને પશુમાં આ જ સૌથી મોટો તફાવત છે. એ તફાવતને પેદા કરનાર તે મનુષ્યનો શ્રમ છે.

માનવીના વિકાસમાં બહારની પરિસ્થિતિ કેટલી નિર્ણાયક હોય છે, તે આપણે વિકાસમાં પછાત રહેલી અમેરિકાની કેટલીક આદિવાસી જાતિઓના દાખલાથી જાણી શકીએ છીએ. એશિયા, યુરોપ તથા આફ્રિકાના ખંડો એક બીજા સાથે સંધાએલા છે. અહીંયાં માણસો પાળી શકે તેવાં ગાય, ઘોડા વગેરે પશુઓ જંગલી અવસ્થામાં તેમને મળી ગયાં. એમાંથી તેમણે પશુપાલનજ નહિ, પરંતુ ખેતીમાં અને એ પછીની અવસ્થામાં પ્રગતિ કરી. અમેરિકામાં એવાં જાનવર હતાં નહિ એટલે ત્યાંના રેડ ઇંડિયનો એટલી પ્રગતિ કરી શકયા ન હતાં.*

## ૨: માનવ-જાતિઓ

જૂનો પથ્થર–યુગનો સમય કે જ્યારે પથ્થરનાં હથિયારો ધાર્યા કરતાં વધુ શકિતશાળી બનવા લાગ્યાં હતાં, તે લગભગ બે લાખ વરસ પહેલાં વીત્યો

ગણાય છે. આ 'ને-અંડર્થલ' માનવીઓનો સમય ગણાય છે.

ઇ. સ. પૂર્વે ૨૦,૦૦૦માં આપણને ઑરિગ્નાશિયન માનવીઓનો પત્તો લાગે છે. તેઓ એમની પહેલાંના બધા માનવીઓ કરતાં હોશિયાર હતા. એમનો કાળ ચોથો હિમયુગ હતો. એ વખતે ઠંડી અતિશય પડવાને લીધે આખો યુરોપ ખંડ બરફથી ઢંકાયેલો પડ્યો હતો. લગભગ ઇ. સ. પૂ. ૮૦૦૦ માં આ હિમયુગનો અંત આવ્યો. આવા હિમયુગમાંથી બચી નીકળવામાંજ આ જાતિની શકિતનું માપ નીકળે છે. આ લોકો ચામડાનાં કપડાં પહેરતા અને સોય પણ વાપરતા. ઠંડીથી બચવા માટે આ લોકોએ પર્વતોની ગુફાઓમાં આશ્રય લીધો હતો.

ને-અંડર્થલ લોકો પાસે કોઇ કળા ન હતી. પરંતુ ઑરિગ્નાશિયન લોકો પાસે પોતાની કળા હતી. રહેવાની ગુફાઓમાં પોતાની આંગળીઓ ને નખ વડે જે ચિત્રો તેઓ કાઢતા તેમાંનાં કેટલાંક આજે મળી આવ્યાં છે. તેમણે લાલ અને કાળા રંગોમાં જનાવરોની તસ્વીરો બનાવવાની પણ શરૂઆત કરી. એ વખતનો કળાકાર પહેલાં લીટીઓથી આકારો દોરી લેતો અને પછી અંદર રંગ ભરી દેતો. આ પછી અભ્યાસ વધતાં અને એમાં રસ પેદા થતાં એણે પથ્થર, હાડકાં અને કદાચ લાકડા પર પણ પોતાની કુશળતા દેખાડી. હાડકાં હાથીદાંત અને પથ્થરો ઉપર પણ એમણે ચિત્રો દોર્યાં. એમનાં ચિત્રોમાં વાળવાળા ગેંડા, હરણ અને જંગલી ઘોડાઓ જોવા મળે છે. આ જાતિના છેવટના કાળમાં ધનુષ્ય-બાણની શોધનો પત્તો લાગે છે. એમની રહેવાની ગુફાઓમાંનાં હાડકાં અને બીજા અવશેષોથી જાણવા મળેછે કે તે બધા એકની એક જગ્યાએ ત્યાં પેઢીઓ સુધી રહેલા. સંભવ છે કે હિમયુગની તકલીફને લીધે એમને એમ કરવું પડ્યું હશે.

ચોથો હિમયુગ પૂરો થવાની સાથે જૂનો પથ્થરયુગ પણ પૂરો થાય છે. અને માનવી નવી આશા સાથે નવા યુગમાં પગ મૂકે છે. યુરોપમાં નવાં જંગલો, નવી હરિયાળી અને નવાં ઘાસનાં મેદાનો પેદા થાય છે. જનાવરો એક જગ્યાએથી બીજી જગ્યાએ હરેફરે છે. માણસો પણ શિકાર અને આહાર એકઠો કરવા માટે એમની પાછળ પાછળ જાય છે. આગળના નવા પથ્થર-યુગનો એ સમય છે. ખેતી અને ધાતુની શોધની વચ્ચેનો એ સમય ગણાય.

### ૩: પશુઓ અને કુદરત સાથેની અથડામણો

સૌથી જૂનામાં જૂના મનુષ્યનો અવશેષ જે આપણને મળ્યો છે તે

જાવાનાં બેપગાં પ્રાણીનો છે. એ સમય આપણને પાંચ લાખ વર્ષ પાછળ લઇ જાય છે. આપણે ઉપર કહ્યો તે જાવાનો માનવી શરીરમાં હજી પૂરેપૂરો મનુષ્ય બન્યો ન હતો. હજી એની ગરદન બિલકુલ સીધી નહોતી બની. આ પાંચ લાખ વર્ષોમાં મનુષ્ય પૃથ્વીના જમીન પરના લગભગ બધા જ ભાગોમાં ફરી વળ્યો છે. જાવા, ચીન, ભારત, આફ્રિકા, ફ્રાન્સ, જર્મની ઇંગ્લાંડ વગેરે દેશોમાં વિખરાઇને પડેલાં એનાં પથરા જેવાં હાડકાં (ફોસીલ) આ વાતની સાક્ષી પૂરે છે. થોડાં સાધનવાળાં માનવીના માર્ગમાં જંગલ, પહાડ, નદીઓ, સમુદ્ર વગેરે મોટી બાધા રૂપ હતાં. છતાં એ બધાં એની ગતિને રોકી શકયાં નહિ. જૂના પથ્થર યુગનાં જે પથ્થરનાં હથિયારો કાશ્મીર મધ્ય એશિયા અને ચીનમાંથી મળે છે, તેના પરથી ડોકટર બીરબલ સહાનીનું માનવું છે કે, એ વખતે માનવ-જાતિની અવરજવર હિમાલયની પેલી બાજુનાં સ્થાનો સાથે સંબંધ ધરાવતી હતી. હિમાલયની ઉંચાઇ એ વખતે આજના કરતાં અરધી જ હતી. એટલે એને ઓળંગવાની મુશ્કેલી ઓછી હતી. આદિ માનવી આ અજાણ્યાં સ્થળોએ આજની જેમ આગળથી વ્યવસ્થા કરીને પ્રવાસ ખેડી શકતો નહિ. એને કારણે એને અનેક મુશ્કેલીઓ પડતી અને સમય પણ ખૂબ જ લાગતો; પણ સમયની તો એને કમી ન હતી.

એ વખતે એના જીવનનો લગભગ બધો જ સમય આહારની શોધમાં જ પસાર થતો. આજે પણ વાંદરાઓ, લંગુરો તથા આફ્રિકાના બોર્ન (ડિંગુજી) વગેરે જાતિઓનો સમય એ રીતે જ પસાર થાય છે. દરેક જગ્યાએ ખાવા લાયક ફળો પૂરતા પ્રમાણમાં મળતાં નહિ. જે મળતાં તેય વર્ષના બધા જ મહિનામાં મેળવવાં મુસ્કેલ હતાં. શિકાર મોજૂદ હોવા છતાં એમનાં હથિયાર–પથ્થરના ટુકડા અને લાકડીઓ--એવાં હતાં કે જેની મદદથી પોતાનો આહાર જલ્દી જમા કરી લેવાનું બનતું નહિ. પરંતુ, હવે તો એને માટે આખી પૃથ્વી પડી હતી. એ વખતે માણસ એ પૃથ્વીની એક દુર્લભ વસ્તુ હતી.

છતાં, માણસની મુશ્કેલીઓનો અહીં અંત નહોતો આવતો. એના શત્રુઓની સંખ્યા ખૂબ મોટી હતી. મધ્ય-યુરોપના માનવીના ખોરાકમાં મોટા હાથી પણ આવી જતા. આજકાલના હાથીઓ કરતાં કેટલાય ગણા મોટા ને જબરા એ હાથીઓ હતા. એવા એ હાથીઓનો શિકાર કરવો, અને તે પણ પથ્થરના સજાવ્યા વગરના ટુકડા અને લાકડીઓથી, એ ખૂબજ જોખમકારક હતું. એ લોકો એને માટે ખાડાઓ ને ખાઇઓની મદદ જરૂર

લેતા હશે. પરંતુ એમ છતાં એમના જાન જોખમમાં રહેતા, એમાં તો સંદેહ જ નથી. સિંહ, વાઘ, વરૂ વગેરે કેટલાંય હિંસક પશુઓ એ વખતે આજના કરતાં ક્યાંય વધારે હતાં. એમને પોતાની જીવનયાત્રામાં આ બધાં સામે લડવાનું અને એમનાથી બચવાનું હતું.

પૃથ્વીનાં હવાપાણીમાં ફેરફારો થતા રહ્યા છે. એક વખતે આસનસોલ (બંગાળ)માં બરફ પડયા કરતો અને ત્યાં દેવદારનાં ઝાડોનું જંગલ હતું પટણાના સંગ્રહાલયમાં ત્યાંના આવા પથરાએલા એક ઝાડના ભાગને રાખવામાં આવ્યો છે. જે પ્રદેશોમાં આપણને માનવ-અવશેષો મળ્યા છે, ત્યાંનાં આજનાં હવાપાણી પરથી આદિ માનવીની કુદરત તરફની મુશ્કેલીઓનું ચિત્ર આપણે દોરી ન શકીએ (ચાર હિમયુગોમાંનો સૌથી છેલ્લો દસ હજાર વરસ પહેલાં ખલાસ થયો.) જુદી જુદી માનવજાતિઓની ચામડી અને આંખોના રંગ પરથી આપણે જાણી શકીએ છીએ કે, તેમને જુદી જુદી જાતનાં હવાપાણી અને ઠંડી ગરમીમાંથી પોતાનાં જીવન વીતાવવાં પડયાં છે. કાળી કીકીઓ ગરમ પ્રદેશમાં સૂરજના પ્રખર તાપને ઓછો કરવા જરૂરી છે; ને ભૂરી કીકીઓ એવા પ્રદેશને માટે જરૂરી છે કે જ્યાં સૂરજનાં કિરણો શાંત હોય છે. એજ રીતે એ લોકોને એ સમજાયું કે, ઠંડા મુલકોમાં રહેવાવાળા માનવીઓને માટે ઠંડીનો મુકાબલો કરવો એ સહેલી વસ્તુ ન હતી; ખાસ કરીને જ્યારે માનવી પર વન-મનુષ્ય જેવા વાળ નહોતા રહ્યા ત્યારે.

જનાવરની ચામડી કપડાં તરીકે વાપરી શકાય એ વસ્તુ જ્યારે તેમણે શોધી કાઢી ત્યારે એમની આ મુશ્કેલી દૂર થઇ ગઇ. જંગલમાં લાગેલી કોઈ આગથી તેમને સમજાયું હશે કે ઠંડીનો ઉપાય અગ્નિ પણ છે. એ જાણી લીધા પછી પણ અગ્નિને ઉત્પન્ન કરવાનું કામ સહેલું ન હતું. લાકડાં (અરણી)ને ઘસવાથી અગ્નિ પેદા થાય છે, એ એમને માટે માત્ર મોટી શોધ જ ન હતી, પણ એક જબરજસ્ત દેવતાનો સાક્ષાત્કાર પણ હતો. છતાં આ પ્રગટેલા અગ્નિને સુરક્ષિત રાખવાની તરકીબ શોધી કાઢવામાં તો એમને ઘણો સમય વિતાવવો પડયો હશે. ઘસીને અગ્નિ પ્રગટાવવો એ કેટલી નવાઈ ઉપજાવનારી બીના એમને જણાતી હતી. આજથી ચાર હજાર વર્ષ પહેલાંના વૈદિક ઋષિઓ અરણીનાં લાકડાં ઘસતી વખતે ગદ્ ગદ્ કંઠે અગ્નિદેવને પ્રગટ થવાને માટે પ્રાર્થના કરતા હતા.

**સમાજ:**-મનુષ્ય એ શરૂથીજ સામાજીક પ્રાણી નથી, પરંતુ મનુષ્ય

બન્યા પછી જ તે સામાજીક બન્યો છે. વિકાસની સ્થિતિમાં મનુષ્યની નજી-કનું પ્રાણી વન–મનુષ્ય, વાનર, લંગુર વગેરે બધાં ટોળાં–**સમજ** ( પશુઓનો સમૂહ) બાંધીને રહે છે. કુદરતનાં બળો તથા જીવધારી શત્રુઓ સાથેની અથડા-મણમાં એને આ રીતે ટોળા–જીવન વધુ મદદગાર બન્યું. એટલે એને છોડવાની કદી જરૂર ન પડી અને પછી તો એના વિકાસમાં સૌથી મોટો હાથ સમાજનો જ રહ્યો છે.

વ્યકિતનો પ્રયત્ન–વ્યકિત તરીકે નહિ, પણ સમાજના અંગ તરીકે જ એટલો સફળ થયો. સમાજ કેમ બન્યો તે આપણે જણાવી ગયા છીએ. મનુષ્યની ભાષાના વિકાસને માટે પણ સમાજ જબરજસ્ત કારણરૂપ હતો, એ પણ આપણે જોયું. ભાષાશાસ્ત્રી લુડવીગ નોરના શબ્દોમાં "એક સમ્મિલિત લક્ષ્યની તરફ આગળ વધવા માટે વંશના વડવાઓનો એ અત્યન્ત પ્રાચીન શ્રમ, સામાજીક પ્રયત્ન જ હતો. એમાંથીજ ભાષા અને વિચા-રનો આરંભ થયો." ભાષા પરત્વેની શોધખોળોમાંથી જાણવા મળે છે કે સૌથી પહેલાં જે શબ્દો બન્યા તે ક્રિયાને દર્શાવનારા હતા. અને ક્રિયામાં પણ એમણે ખાસ કરીને ધ્વનિ ( પત–પડવું ) નું અનુકરણ કર્યું, આ ક્રિયાવાચક શબ્દો યાને ધાતુઓ–માંથી પાછળથી કેટલાંય નામ પણ બન્યાં.

માનવી મનુષ્ય--સમાજથી જુદો રહી શકતો નથી. જુદા રહેતાં એણે ભાષા અને ચિન્તન-વિચાર જોડેનો સંબંધ તોડી નાખવો પડે. કારણ કે ચિન્તન એ ધ્વનિ--રહિત શબ્દો જ છે. માણસની દરેક ક્રિયા પર સમાજની છાપ છે. બચપણથી જ સમાજના વિધિ નિષેધોને આપણે માના દૂધ સાથે પીએ છીએ. એટલે એમાંના ઘણાખરાને આપણે બંધન નહિ પણ ભૂષણ સમજીએ છીએ. એ વિધિ નિષેધો આપણા શરીરનાં તથા વાણીનાં કાર્યોમાં ડગલે ને પગલે વ્યવસ્થા આપે છે. એ વસ્તુ ત્યારે જ સમજાય છે કે જ્યારે આપણે કોઇને એનું ઉલ્લંઘન કરતા જોઇએ છીએ; અને તેમ કરનારને અ--સભ્ય (અ--સામા-જિક) કહી ઉઠીએ છીએ. છીપમાં જેમ છીપનાં પ્રાણીઓનો વિકાસ થાય છે, એ જ રીતે દરેક વ્યક્તિનો વિકાસ એના સામાજિક વાતાવરણમાં થાય છે. પોતાનો પરિવાર, પોતાનો વેપાર રોજગાર, પાઠશાળાઓ, રમતો તથા ક્રિયા ક્ષેત્રોમાં માણસની શિક્ષા--દિક્ષા સમાજ દ્વારા વિકસિત ભાષાને લીધે જ થાય છે.

પરંતુ એનો અર્થ એમ નથી કે સમાજ એક ન સ્પર્શી શકાય એવો

અપરિવર્તનશીલ, લોખંડી કિલ્લો છે અને તે વ્યક્તિને પોતાના એક ખાસ બીબામાં ઢાળી દે છે, ને પછી પોતે એકરસ બની રહે છે. દરેક સમાજ એકધારી રીતે બદલાઈ રહ્યો છે. એ પરિવર્તન ક્રમશઃ કુદરતી વિકાસની રીતે પણ થાય છે ને કયાંક કયાંક ક્રાંતિરૂપે પણ થાય છે. કયાંક આપણે પરિવર્તનને મોજનાં વહેણની જેમ જોઈએ છીએ, તો કયાંક ઉછાળા મારતા ધોધની જેમ જોઈએ છીએ. સમાજનું ચોકઠું, એની અંદરની ચીજો, વસ્તુઓ, વ્યક્તિઓ, ને વિચાર બધું જ બદલાતું રહે છે.

આદિ માનવીને અંદર અંદર પણ ઝગડવું પડયું હશે, પરંતુ એને એ સમજતાં બહુ વાર નહિ લાગી હોય કે, પોતાના સામાન્ય શત્રુનો મુકાબલો તો તે ત્યારે જ કરી શકે કે જ્યારે તેઓ બધા એકઠા થઈને લડે. કુદરત અને પશુ-જગત સાથેની અનેક અથડામણોને પરિણામે તેઓએ આ પાઠ શીખી લીધો.

પશુઓ પણ વિરોધી કુદરતી બળોનો મુકાબલો કરે છે, જ્યારે તેમને એમ લાગે છે કે જીવનનો રસ્તો એ જ છે. છતાં માણસ અને પશુના આ જાતના વ્યવહારમાં ભેદ છે. પશુઓ કુદરતી સંકટો ને મુશ્કેલીઓમાંથી બચીને નીકળી જવા ઇચ્છે છે. મનુષ્ય માત્ર એમાંથી બચી નીકળવા જ નથી ઇચ્છતો, પણ એ જાતનો પ્રયત્ન પણ તે કરે છે કે જેથી કુદરતના એ નડતા તત્ત્વ પર તે પોતાનો કાબુ જમાવી શકે. પશુ આગથી ભાગવાનું જાણે છે; જ્યારે માણસે ઘણા સમયથી એને માત્ર ભક્ષક ન રહેવા દેતાં રક્ષકના રૂપે પણ તેનો સ્વીકાર કરી લીધો છે. રાતને સમયે તેને પોતાનો પહેરેગીર બનાવ્યો છે અને તેને સળગાવીને હિંસક પ્રાણીઓને પોતાની પાસે આવતાં રોકી રાખ્યાં છે. શિયાળામાં એણે આગ પેટાવીને ઠંડી દૂર કરી છે. અને જ્યારે શેકેલું માંસ તથા શેકેલાં ફળ–ફૂલનો સ્વાદ જાણી લીધો, ત્યારે તેને પકાવવાનું સાધન બનાવી, પેટની મહેનત ઓછી કરી નાખી.

### ૪: માનવી કઇ રીતે પશુથી વિશેષ છે?

આપણે આગળ જોઈ ગયા છીએ કે વન–મનુષ્ય અને કૂતરા જેવાં ચકોર પ્રાણીઓ પણ સામેની વસ્તુના પ્રતિબિંબને લઈને મગજથી કંઇક વિચારવાની શકિત ધરાવે છે. પરંતુ તેઓ વિચાર કરી શકે છે માત્ર વર્તમાન પૂરતા જ. ત્યારે મનુષ્ય આગળનો અર્થાત ભાવિનો પણ વિચાર કરી શકે છે. એ ભવિષ્યની સલામતિનો પહેલેથી ખ્યાલ કરે છે. અને ભાવિના સુખને માટે વર્તમાનમાં દુઃખ સહેવાને પણ તૈયાર થઇ જાય છે. જો એને ખબર હોય કે

તાત્કાલના નજીવા લાભને છોડી દેવાથી આગળ ઉપર એ મોટો લાભ મેળવી શકવાનો છે તો તે એ નજીવા લાભને છોડી દઇ શકે છે. એના સામાજીક સદાચારો એ આજ દિશામાં એણે કરેલા પ્રયત્નોનું ફળ છે. એટલું ખરૂં કે એ બધાનો ખાસ સ્થિતિમાં, ખાસ હેતુ માટે સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને એ ખાસ સ્થિતિ અને હેતુઓ બદલાતાં એમનામાં પણ ફેરફાર થવાની જરૂર છેજ.

પશુ-સૃષ્ટિ પોતાના અસ્તિત્વને કાયમ રાખવાને માટેજ કુદરતની સાથે મથામણ કરે છે, અને એને માટે સહજ—જન્મ સાથે જ મળેલ—સાધનોનો ઉપયોગ કરે છે; પરંતુ મનુષ્ય પોતાના વર્તમાનને ટકાવવા માટે જ પ્રયત્ન નથી કરતો; તેમજ તે જન્મ સહજ સાધનો માત્રથીજ મુકાબલો નથી કરતો. પણ એ ભવિષ્ય માટે, પોતાના અને પોતાના સંબંધીઓ તથા સમાજના અસ્તિત્વને માટે નવાં નવાં સાધનો—હથિયારોની શોધ કરે છે. એટલે મનુષ્ય, સામાજિક પ્રાણી હોવાની સાથે સાથે હથિયારધારી પ્રાણી છે.

## ૫ : માનવીની વિશેષતા

માત્ર આજના મનુષ્યનું જ નહિ પરંતુ "ક્રોમેગ્નન' અને 'નેઅન્ડર્થલ' માણસો સહિત તમામ મનુષ્યોના મગજની બનાવટ એવી છે, એનું સેરીબ્રમ એટલું તો વિકસિત છે કે એ વિચારી શકે છે, પૃથક્કરણ કરી શકે છે, નવા રસ્તા શોધી શકે છે, ને અનુભવોમાંથી સાર ગ્રહણ કરી શકે છે. એ પોતાના અનુભવના જોર પર ભવિષ્યમાં આવનારી મુશ્કેલીનો પહેલેથી મગજમાં ખ્યાલ કરીને, આગળથીજ ખોરાકની સગવડ કરી રાખે છે, તથા ઠંડી ગરમીથી બચવાના ઉપાયો યોજી શકે છે. ભાવિને અનિશ્ચિત સ્થિતિમાં છોડી દેવું એ એના મગજને લીધે એને માટે અશક્ય છે. એમ થાય તો એનું હૃદય અધીરાઇ અને ભયનો ભોગ બને છે. એક બાજૂથી મગજે એને આ પ્રકારે વિકસવાની સગવડ આપી, તો બીજી બાજુથી શરીરનાં બીજાં અવયવોએ પણ એને પૂરી મદદ આપી.

મનુષ્યના પંજા અને નખ બીજા પ્રાણીઓ જેટલાં તીણાં અને મજબૂત નથી. તેમજ તેઓ સિંહ-વરૂની જેમ પોતાના દાંત પણ વાપરી શકતા નથી. પરંતુ એની જગ્યાએ માણસ પાસે એના પગ છે, કે જેણે એના શરીરનો બોજ ઉઠાવી લીધો છે અને એના હાથને છુટા કર્યા છે. પશુઓની જેમ પોતાના શરીરને સંભાળવાના કાર્યમાં એના હાથ નથી રોકાઇ રહેતા. જો

અને જ્યારે તે સમાજ રૂપે એટલે કે એના વાતાવરણમાં આવીને વિચારે કે વ્યવહાર કરે, તેમાં ફરક પડે છે. કારણ કે આ વખતે તેના પર સમાજની અસર પડે છે. સભા, સરઘસો કે મોટાં ટોળાંમાં વ્યકિત પ્રવાહની સાથે વહેવા લાગે છે; અથવા તો કંઇક એની અસર તો એના પર થાય જ છે. એથી એમ સમજાય છે કે સમાજ વ્યકિતઓના સમૂહથી કંઇક વિશેષ છે. જે રીતે સંચાના ઢગલા કરતાં ઘડિયાળ કંઇક વિશેષ છે, એ રીતે સમાજ= મનુષ્ય+મનુષ્ય નથી પણ સમાજ=મનુષ્ય×મનુષ્ય છે.

વ્યકિતના દરેક વ્યવહારની સમાજ પર અસર થાય છે, પરંતુ એ પરિવર્તનના રૂપમાં. સમાજ જેટલો નાનો અથવા તો મોટો એ પ્રમાણમાં ઓછા અથવા તો વધુ સમયમાં આ અસર ફેલાતી દેખાય છે. નાના સમાજમાં તરત અસર થાય છે. એનું કારણ એ કે, સમાજમાં અથવા તો ટોળાગાં વ્યકિત એક બીજાની ખૂબજ નજીક આવી શકે છે અને વિચાર-વિનિમયનો એને વધુ મોકો મળે છે. વસ્તુતઃ વ્યકિત પોતાના ટોળા મારફતજ સમાજ પર અસર કરે છે.

ભાષા, રાજનૈતિક પ્રકાર, વિજ્ઞાન, કળા, દર્શન અને ઘણે અંશે ફેશન રીતરિવાજ, શિષ્ટ વ્યવહાર વગેરે સામાજીક જીવનની જ ઉપજો છે. અને વ્યકિતઓના અરસ્પરસના સંબંધો પણ એક બીજા પર પડતી અસર તથા હંમેશની સોબતનાં પરિણામ છે.

સમાજનું માનસિક જીવન પણ એમાંની વ્યકિતઓના વિચારો અને આદર્શોનો માત્ર સંગમ નથી; એ પણ વ્યકિતઓના અરસ્પરસના મેળાપની ઊપજ છે અને કંઇક અંશે તો તે નવીજ વસ્તુ છે.



# બીજો અધ્યાય

## જંગલી માનવ સમાજ

એંગલ્સે માનવ--સમાજને ત્રણ વિભાગોમાં વહેંચી નાખ્યો છે. આમાં માનવીના ઇતિહાસના સૌથી મોટા ભાગનો અર્થાત જંગલી માનવ–સમાજનો ઇતિહાસ છે. નેઅન્ડર્થલ, ગ્રિમાલ્દી તથા ક્રોમેગ્નન જાતિઓનું આખું જીવન આ યુગમાં વીતી ગયું. ખાસ પ્રકારના કુદરતી ફેરફારોને લીધે પૃથ્વી ઉપર ચાર હિમયુગો આવ્યા એવું જાણવા મળે છે. એમાંનો સૌથી છેલ્લો હિમયુગ દસ હજાર વર્ષ પહેલાં પૂરો થયો. બીજી માનવ–જાતિઓ આ હિમયુગો દરમ્યાનના સમયમાં જ ખતમ થઈ ગઈ. આ આપણી સાપિયન જાતિ છે, જે ચોથા હિમયુગ પછીથી સીધી ચાલી આવે છે. આપણી આ જાતિનો પણ ઘણો સમય જંગલી અવસ્થામાં વીતી ગયો. પહેલાંની જાતિઓની માફક આને પણ પથ્થરનાં સજાવ્યા વગરનાં હથિયારોથી કરેલા શિકાર અને સૂકાં તાજાં ફળો પર પોતાનો ગુજારો કરવો પડયો હતો. માછલાં ને માંસનો ખોરાક લેવાનું તો કદાચ તેઓ પોતાના પૂર્વજો પાસેથી શીખી ચૂકયા હતા.

### ક: આદિ સામ્યવાદ

જંગલમાં રહેનાર માનવી પાસે સાધનો થોડાં હતાં, એટલે એને પોતાની વધતી જતી જરૂરીઆતોને પૂરી કરવા માટે વ્યક્તિ કરતાં સમાજ પર વધુ આધાર રાખવો પડતો. અને એટલે જ એની જે કંઇ થોડી સમ્પત્તિ હતી તે સહિયારી હતી. સમ્પત્તિ થોડી કહેવી પડે છે કારણ કે એના ઉપયોગની જે ચીજો હતી તેમાંથી ઘણી તો જલદી ખરાબ થઇ જાય તેવી હતી. ફળોને એકઠાં કરવાની સ્થિતિમાંથી આગળ વધીને જ્યારે તે શિકારના જીવનમાં દાખલ થયો, ત્યારે મારેલો શિકાર તે લાંબો સમય સંઘરી શકતો નહિ. તે 'કરતલ ભિક્ષા તરૂતલ વાસઃ' (હાથમાં ભિક્ષા ને ઝાડ નીચે નિવાસ) જેવો જમાનો હતો. એટલે સંગ્રહ ઓછો હતો; સમ્પત્તિ ઓછી હતી. જે કંઇ પણ સમ્પત્તિ હતી તે સહિયારી હતી, કારણ કે સાહિયારા શ્રમથી મેળવેલી હતી. એ અવસ્થાને **આદિ સામ્યવાદ** કહે છે. આ આદિ સામ્યવાદના કાળમાં ઊંચનીચના વર્ગ ન હતા, ધર્મ ન હતો; એટલું જ નહિ પણ, સમૂહથી જૂદું વ્યક્તિનું અસ્તિત્વ ન

હતું. સૌ મળીને એક બીજાનું રક્ષણ કરતા. એકઠા મળીને ખોરાક ભેગો કરતા, સાથે એ ખાતા, સાથે જ પરાક્રમો અને મહેનત કરતા. જરૂરી વસ્તુઓનું ઉત્પાદન વ્યક્તિગતને બદલે સમૂહમાં થતું એટલે 'સમ્પત્તિ' સહિયારી રહે એ જરૂરી હતું. છતાં આદિ સામ્યવાદી સમાજના છેવટના ભાગની અવસ્થામાં ફેરફાર થવા લાગ્યા હતા અને વ્યક્તિની સમ્પત્તિ અને અસમાનતા આવવા લાગી હતી.

## ૧: માતૃસત્તા અને લગ્ન

એ વખતની વળી એક વધુ વિશેષતા હતી. સમાજમાં એ વખતે સ્ત્રીની બોલબાલા હતી. એને માતૃસત્તા અથવા માતૃશાહી કહે છે. વાનરોમાં, લંગૂરોમાં તથા વન-મનુષ્યોમાં ટોળાંના સ્વામી નર હોય છે. પરંતુ મનુષ્યના આદિકાળમાં ટોળાંની ઉપરી સ્ત્રી હતી એ જાણતાં આશ્ચર્ય થાય છે. છતાં આશ્ચર્ય પામવાની જરૂર નથી. આ અવસ્થામાં રહેતી પ્રાચીન અથવા તો આધુનિક જાતિઓના સંબંધમાં શોધખોળ કરતાં વૈજ્ઞાનિકો આજ નિર્ણય પર પહોંચ્યા છે. ઉપરાંત આ બુદ્ધિથી વિરૂદ્ધની પણ વાત નથી. લંગૂરોમાં શા માટે એક જબરા નર (બેબર) ને સ્વામિત્વનો અધિકાર હોય છે? કારણકે ટોળામાં એજ સૌથી બળવાન હોય છે. જોકે એનાથી જીવ બચાવીને ટોળા બહાર રહેનારા 'છૂટા ભાઇઓ' ની સંખ્યા પણ ઠીક ઠીક હોય છે. છતાં એમને સંઘ—શકિતનો ખ્યાલ નથી હોતો. એકલા સંપ કરીને ટોળાના મુખીની સામે બાથ ભીડવાની એમનામાં શકિત ન હતી. માણસે સંઘબળની શોધ ઘણા જુના વખતથી કરી હતી, (ભાષામાં "હું" ની પહેલાં બહુવચન "અમે" નું સ્થાન છે, એ ભાષાશાસ્ત્રીઓની શોધથી જણાય છે.) એટલે એ આદિ અવસ્થામાં ટોળાંના મુખી દેખાતો નથી. એની જગ્યાએ, એક પરિવાર હતો, અને દરેક પરિવારની મુખિયા એક સ્ત્રી હતી. સાથે સાથે જ એ પરિવારની માતા ગણાતી.

ફળ એકઠાં કરવા એ મનુષ્યની પહેલી અવસ્થા હતી. બીજી અવસ્થામાં માછલાં અને જનાવરોનો શિકાર એ એની જીવિકાનાં મુખ્ય સાધનો હતાં. આ બંને અવસ્થાઓમાં માનવ—સમાજ પર માતૃસત્તાની જ નેતાગીરી હતી. એ નિશ્ચિત લગ્નો અને નિશ્ચિત પતિ પત્નીનો પણ જમાનો ન હતો. પોતાની માના પરિવારના કોઈપણ પુરૂષથી ગર્ભવતી બનીને સ્ત્રી માતા બની શકતી. જોકે આમાં માના કોપનો ભોગ બનવાનો સંભવ પૂરો હતો. દરેક મા એકાદ વખતે પોતાના પરિવારની મુખિયા બનવાની આશા રાખતી. એ વાત ખરી છે કે, એ સમયનો પરિવાર મોટો બની શકતો નહિ, કારણકે મોટા ભાગે એ એક જીવતી

માતાનાં સંતાન ઉપર આધાર રાખતો હતો. એંગેલ્સે આ યુગનાં સ્ત્રી-પુરૂષના સંબંધોને—લગ્ન ને જૂથ વિવાહનો સમય કહ્યો છે. એટલે કે લગ્નમાં વ્યક્તિની નહિ પણ સમૂહની પ્રધાનતા હતી. માતૃસત્તાવાળા આ પરિવારને નર-માદાના બે વિભાગમાં વહેંચતાં, એક વર્ગ બીજા વર્ગ સાથે પતિ-પત્ની નો સંબંધ રાખતો. એક પરિવારમાં સ્ત્રીનો અર્થ પત્ની અને પુરૂષનો અર્થ પતિ હતો. આદિકાળમાં માતૃસત્તાના પરિવારનો સ્વીકાર કરવા છતાંય આજકાલના કેટલાય વિજ્ઞાનિકો જૂથ વિવાહને નથી માનતા. પરંતુ બધા ભાઈઓની એક પત્ની હોવી, એ હજુય તિબેટની અને કેટલીયે બીજી જાતિઓમાં દેખાય છે. એનો અર્થ એક વર્ગ એટલે કે પુરૂષ વર્ગને માટે એક પ્રકારે **જૂથ** વિવાહ જ છે.

સ્ત્રીના અધિકારનો હ્રાસ એ વખતે થવા લાગ્યો કે જ્યારે જીવિકા મેળવવામાં પુરૂષ પોતાની જાતને મુખ્ય સાબિત કરવા લાગ્યો. એમ કરતાં એ સમાજમાં પોતાની વ્યક્તિગત વિશેષતા દેખાડવામાં સફળ બન્યો. ફળ એકઠાં કરવામાં અને શિકાર કરવામાં સ્ત્રી પુરૂષથી કમ ન હતી. હજુ એના માટે ઘર અને બહાર, ચૂલો અને હલકું કામ-એવી કામકાજની વહેંચણી થઈ ન હતી. પરિવારની બધી જ વ્યક્તિઓ જાણતી હતી કે એમની એ જ એક મા છે. એ જ હકીકત પુરૂષોને માટે કહી શકાતી નહિ. કારણ કે અમુક એક પુરૂષ પિતા છે, એવું કહી શકાતું નહિ. આથી પુરૂષની સાથે આખા પરિવારને મા જેટલી ઘનિષ્ટતા હોતી નહિ. એ વખતે સ્ત્રી પુરૂષનો સંબંધ પરિવારની અંદર જ થવો જરૂરી હતો, કારણ કે આખા પરિવારને એક સાથે એકઠા મળીને જીવિકા મેળવવાનું અને દુશ્મનોના મુકાબલાનું કામ કરવાનું હતું. જીવિકા મેળવવા માટે પરિવારે એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું પડતું. એટલું જ નહિ પરંતુ આજકાલના ઘરબાર વગરના બેકારોની જેમ જીવિકા મેળવવાના સ્થાન માટે બે પરિવારો વચ્ચે ઝગડો થવાનો પણ ડર રહેતો. આ નિકટ સંબંધમાં મામા, ભાઈ, બ્હેનોનો ખ્યાલ ક્યાંથી થઈ શકે ? માણસ આવા સંબંધોમાંથી પસાર થઈને હાલના ઐતિહાસિક યુગમાં જીવી રહ્યો છે. અત્યારે પણ એમાંની કેટલીક વાતો મોજુદ છે. મદ્રાસના તામિલ લોકો—બ્રાહ્મણોમાં સુધ્ધાં હજુ પણ મામાની દીકરી સાથે ભાણેજનાં જ નહિ, પરંતુ ખુદ મામાની સાથે ભાણજીનો વિવાહ એ સાધારણ રિવાજ જેવું છે. મિસર અને ઈરાનના શાસકો ફર્વા અને શહેનશાહોમાં ભાઈ બ્હેનોનાં લગ્નોનાં કેટલાયે દૃષ્ટાંતો મળે છે. ઈન્કા (અમેરિકા) ના રાજવંશમાં બ્હેનની સાથેનું લગ્ન લોહીની પવિત્રતા માટે

ખૂબ જ જરૂરી ગણાતું. ઈરાનમાં એક વખત મા સાથેના વિવાહની પ્રથા એટલી પ્રચલિત હતી કે ઇસવીસનની પાંચમી અને છઠ્ઠી સદીના ભારતના ગ્રંથકાર 'પારસિક માતૃવિવાહ'નો લોકરૂઢી તરીકે પોતાના ગ્રંથોમાં ઉલ્લેખ કરે છે.

### ૨ : હથિયાર અને ઉત્પાદનનાં સાધનો

માતૃસત્તાવાળા આદિ સામ્યવાદના પરિવારમાં સુંવાળા અને ઘડયા વગરના પથ્થરો, લ કડા, તથા હાડકાંનાં હથિયારો હતાં, એ હકીકત આગળ જણાવી છે. શિયાળા માટે ચામડાનો પહેરવેશ પણ માણસો તૈયાર કરતા હતા. સ્વીટઝર્લૅન્ડમાં નેવું ટકા જંગલી હાથી અને ડેન્માર્કમાં નેવું ટકા ઘોઘા (એક કાચબા જેવું જળચર), સીપ (છીપલાની અંદરનો જીવ) તથા માછલાં એમનો ખોરાક હતો એની ચર્ચા પણ આપણે બીજે કરી ચૂકયા છીએ.

### ૩ : સંપત્તિ

આ યુગની સંપત્તિને વિષે એન્ગલ્સે લખ્યું છે કે, આ આદિ સામ્યવાદી સમાજમાં પણ સંપત્તિનો વિકાસ થયો હતો; પહેલાં બહારના આદમીઓ સાથે અદલાબદલી દ્વારા—અને પછી ધીરે ધીરે એ વેચવાની વસ્તુઓના ઉત્પાદનનું રૂપ લેવા લાગી. બાદમાં ઉત્તરોત્તર કેટલીય વસ્તુઓ માત્ર પોતાના ઉપયોગને માટે નહિ, પરંતુ બદલામાં બીજાના ઉપયોગને માટે પણ તૈયાર કરાવા લાગી આ જ રીતે અસમાનતા વધી અને કમ્યુન—પરિવારોના સમૂહ—ના સભ્યોમાં સંપત્તિનો રિવાજ વધવા લાગ્યો. આ અવસ્થા છેવટના સમયની ગણવી જોઇએ. સાથે સાથે એ પણ ધ્યાન રાખવું જોઈએ કે દેશ અને કાળ બન્નેમાં, સમાજના આ ઐતિહાસિક યુગોની સીમાઓ બિલકુલ સ્પષ્ટ ન હતી. કયાંક એક અવસ્થા વીતી ગયાને દસ હજાર વર્ષ થઈ ગયાં હોય, તો કયાંક એ અવસ્થા ચાલુ જ રહી હોય. આજે મૂડીવાદી યુગમાં પણ ભારતમાં સામંતશાહી ચાલી રહી છે. દાસ—પ્રથા દુનિયાના ઘણા ભાગોમાંથી ઘણા વખતથી ખતમ થઇ ચૂકી છે, છતાં નેપાળમાં ઇ. સ. ૧૯૨૫ સુધી એ કાયદેસર હતી. એ બધું હોવા છતાં પણ વિકાસનો ક્રમ આ પ્રમાણે દેખાયો છે. આદિ સામ્યવાદી સમાજ (આદિ કમ્યુન) અને જનસત્તા. આ બન્નેમાં માતૃસત્તા મુખ્યપણે હતી. એ બન્નેમાં વ્યકિતગત સંપત્તિને માટે ઓછું સ્થાન હતું. જનસત્તા-પછી પિતૃસત્તા આવી. પછી ક્રમેક્રમે દાસના. સામંતવાદ અને મૂડીવાદનો જમાનો આવ્યો. આદિ કમ્યુનમાં વર્ગભેદ ન હતો. એમાં એક કામ કરનાર અને એક કામચોર જેવી શ્રેણીઓ ન હતી. એટલે એમાં શોષણ ન હતું અને એને કાયમ રાખવાને માટે કોઈ એક વર્ગ—શોષક વર્ગનું શાસન ન હતું.

# ત્રીજો અધ્યાય

## બર્બર માનવ-સમાજ

આદિ કમ્યૂન પછીનું પગથિયું બર્બર-સમાજ છે. એની પહેલી અવસ્થામાં માતૃસત્તા કાયમ રહે છે. પરિવાર અને એનાથી પરિમિત કમ્યૂનથી સમાજ આગળ વધે છે. એને જ જન સત્તા (ગોત્રવાદ) કહે છે. જન-સત્તાની સાથે પિતૃસત્તા સ્થાપિત થાય છે. એની સાથેજ સ્ત્રીનું સ્થાન સમાજમાં હીણું થાય છે. એટલું જ નહિ પરંતુ વર્ગહીન માનવ-સમાજમાં વર્ગભેદનો આરંભ થાય છે.

### ક : જનયુગ

#### ૧: 'જન' શું છે?

જંગલી અવસ્થાની આગલી સ્થિતિને એન્ગલ્સે જન (Gen) કહેલ છે. જન એ પ્રાચીન હિંદી (ઇન્ડો)-યુરોપીય શબ્દ છે. એનો અર્થ મનુષ્ય અથવા તો મનુષ્યજાતિ થાય છે. પરંતુ એન્ગલ્સે એને માણસોના એક વંશજ અથવા એક વંશમાં જન્મેલ સમુદાયના અર્થમાં વાપર્યો છે. ભારતમાં પણ જન શબ્દનો પ્રયોગ એક-વંશજ અથવા એક વંશમાં જન્મેલ સમુદાયના અર્થમાં થતો હતો; જો કે એ વિકાસની એ અવસ્થાનો બરાબર સૂચક ન હતો. હિન્દી આર્યો જે વખતે અફગાનિસ્તાન અને સિન્ધુ કાંઠે પહોંચ્યા, તે વખતે તેઓ જુદાં જુદાં જનો (કબીલાઓ)માં વહેંચાયેલા હતા. અને જે પ્રદેશમાં જઇને તેઓ વસ્યા તે જનોના નામથી જ ઓળખાવા લાગ્યા. શિવિ જન (લોકો) જ્યાં જઇને વસ્યા તે પ્રદેશનું નામ શિવિ જનપદ (દેશ) પડી ગયું. પકથ જ્યાં વસ્યા એનું નામ પકથ પઠાણ જનપદ બન્યું. મદ્રોનું રહેઠાણ મદ્ર જનપદ તથા મલ્લોનું રહેઠાણ મલ્લ જનપદ પડયું. આ ક્રમ પંજાબ સુધીજ મર્યાદિત ન રહયો, પરંતુ યુક્ત-પ્રાન્ત, બિહાર, મધ્યપ્રાન્ત, રજપુતાના વગેરે પ્રદેશોમાં પણ જનોના નામ પરથી જનપદોનાં નામ પડયાં. સંસ્કૃતમાં જનપદ અને જન એ બન્ને શબ્દોનો વપરાશ એક જ અર્થમાં થાય છે. વ્યકિતઓની સંખ્યા વધારે હોવાને લીધે જનને માટેનો શબ્દ પ્રયોગ બહુ વચનમાં (મદ્રાઃ, મલ્લાઃ) થતો અને એજ બહુવચનાન્ત શબ્દ જનપદને માટે પણ વપરાવા લાગ્યો હતો—મદ્રાઃ મદ્ર લોકો, મદ્ર જનપદ.

આ રીતે ભારતમાંનો જન શબ્દ હિન્દી યુરોપીય જનની નજીકનો જરૂર છે. છતાં સમાજના વિકાસમાં વૈજ્ઞાનિક જન એ અવસ્થાને કહે છે કે જ્યારે સમાજમાં માતૃસત્તાનું પ્રાધાન્ય હતું, વર્ગભેદ સ્પષ્ટ થયો નહતો અને સમાજ આદિ કમ્યુનથી વધુ આગળ વિકસ્યો નહતો. પંજાબ અથવા તો અફગાનિસ્તાનમાં આવ્યા ત્યારે હિન્દીઓના સમાજમાં માતૃસત્તા નહિ પણ પિતૃસત્તા હતી; આદિ કમ્યુન ન હતું પણ વ્યક્તિગત સંપત્તિ હતી. આર્યોના અંદર અંદરના સંબંધોમાં સપ્ત સિન્ધુ (પંજાબ)ના વસવાટ વખતે એમનામાં એટલી અસમાનતા ન હતી જેટલી ગંગાની તળેટીમાંના પ્રદેશમાં હતી. કુરૂપંચાળમાં વસવાટ કરવાની સાથે જ બ્રાહ્મણ, ક્ષત્રિય, વગેરે રૂપે આર્થિક અને જાતિ પરત્વેના વર્ગભેદો (વર્ણભેદ) આવી ગયા હતા.

જનને બદલે આ જન સ્થિતિમાં ગોત્ર શબ્દ વધુ યોગ્ય ગણી શકાય. એમ તો ગોત્રનો અર્થ પણ ગાયોના રક્ષણનું સાધન, સ્થાન અથવા તો રક્ષણ કરનારાઓનો સમુદાય એવો થાય છે. એક સમયે ગાય એ હિન્દી આર્યોનું મુખ્ય ધન હતું. એટલે એક-વંશજ જનસમુદાય અથવા તો વંશને જ ગોત્ર (ગાયો રાખવાવાળા) કહેવાયું. જન અવસ્થાની જે સ્થિતિમાં યુરોપીય સમાજ જે વખતે પશુ પાલનની શરૂઆત કરતો હતો, આપણે ત્યાં એ સમય ગોપાલન અને ગોની સમૃધ્ધિનો હતો. એટલે કે એન્ગલ્સની પરિભાષામાં એ પિતૃસત્તાનો જમાનો હતો. એ ગોત્રકાળનું જ્ઞાન આપણી પાસે ઘણું થોડું છે. વશિષ્ટ, વિશ્વામિત્ર, ભરદ્વાજ વગેરે ગોત્ર જેટલાં પ્રસિદ્ધ છે, તે ખરી રીતે ગોત્રકાળ અને પિતૃસત્તાના સમયનાં નથી. આ બધા ગોત્રકાર ઋષિઓ ગંગાની આસપાસના પ્રદેશમાં ઇ. સ. પૂ. ૧૫૦૦ લગભગના દાસતા અર્થાત ગુલામ પ્રથાના યુગમાં થયા હતા. સંભવ છે કે કુભા (કાબુલ) અને સુવાસ્તુ (સ્વાત) ની ખીણોમાં વસતી વખતે હજુ ગોત્રસત્તા એમનામાં મોજુદ રહી હોય, અને જનસત્તા પિતૃસત્તા વચ્ચેની અવસ્થાને એ સૂચિત કરતા હોય.

જનસત્તાની શરૂઆત બર્બરયુગના આરંભની સાથે થઈ. છેવટમાં જ્યારે એ સમૃધ્ધિની ટોચે પહોંચી ત્યારે એ પિતૃસત્તાના રૂપમાં બદલાઈ ગઈ. અને પોતાના ગર્ભમાંથી એણે પોતાની દુશ્મન–પિતૃસત્તાને પેદા કરી પોતાના નાશની તરફ પગ ઉઠાવ્યો. જનસત્તાની અવસ્થામાં માણસે લિપિની શોધ કરી ન હતી, તેમજ છંદો અને ગીતો રચવામાં પણ એટલી હોશિયારી મેળવી ન હતી કે જેથી તેમની ઘણી હકીકતો આપણે જાણી શકીએ. હજારો વરસ

પહેલાં જનઅવસ્થા પસાર કરી ગએલી જાતિઓ પાસેથી આ સંબંધેની ઘણીજ થોડા માહિતી મળેલી છે.

આખા માનવ-સમાજનો વિકાસ એક સરખી રીતે થયો નથી. હજુ અત્યાર સુધી કેટલીય જાતિઓ જનસત્તા અને પિતૃસત્તાની અવસ્થામાં મળી આવી છે. એમના સમાજના અભ્યાસ ઉપરથી આપણી ભૂતકાળની અવસ્થા ઉપર સારો પ્રકાશ પડે છે. મોર્ગને અમેરીકાના આદિવાસીઓ—રેડ ઇંડિયનો—નાં જીવન તથા રીત રિવાજ વિષે સારા પ્રમાણમાં શોધ કરી છે. એના આધારે એન્ગલ્સે બર્બર માનવ યુગના પાછલા ભાગમાંની જનસત્તાનું વર્ણન કરતાં લખ્યું છે—

"જન સમાજ (Genes) જે વખતે પૂરી રીતે વિકાસ પામ્યો હતો, ત્યારની સ્થિતિ દર્શાવતું અમેરિકાના રેડ ઇન્ડિયનોનું એક સાદું ઉદાહરણ છે. એક કબીલો કેટલાય જુદા જુદા ભાગોમાં અને છતાં ખાસ કરીને બે ભાગો—જનત ( Gentes )માં વહેંચાયલો છે, માણસોની સંખ્યા વધતાં, એક જનત બીજી કેટલી ય જનતોમાં વહેંચાઇ જાય છે. આ જનતો સાથે પહેલા જનતનો સંબંધ બિરાદરી ( Phratry) નો હોય છે. મૂળ જૂનો કબીલો હવે કેટલાય નાના કબીલાઓમાં વહેંચાઇ ગયો છે. છતાં એ રીતે વહેંચાઇ ગએલ છે કે એમાંના દરેકમાં જૂનો જનત મોજુદ છે. કેટલીક જગ્યાએ સંબંધી કબીલાઓ એક પ્રકારના સંગઠનથી એક બીજા સાથે જોડાયેલા માલુમ પડે છે."

સંગઠનનો આ પ્રકાર એમના અત્યાર સુધીના અવિકસિત સમાજનાં કામ ચલાવવાને માટે પૂરતો છે. આવી સામાજીક અવસ્થામાં જે પ્રકારનું સંગઠ્ઠન ઉપયોગી થાય, બરાબર તેવા જ પ્રકારનું સંગઠ્ઠન આ રૂપે આપણને જોવા મળે છે. આ પ્રકારે સંગઠિત સમાજની અંદર જે કોઇ ઝગડા કે મતભેદ ઉઠે છે તેનો નિકાલ કરવાની શકિત આ સંગઠ્ઠન ધરાવે છે. બહારના ઝગડાઓનો નિકાલ એ લોકો લડાઈ કરીને લાવે છે. એમ કરવાથી કદાચ બેમાંથી એક કબીલાનો સર્વનાશ થઇ જાય છે. છતાં ત્યાં હજી કોઇ કોઇને પરતંત્ર બનાવતું જોવામાં આવ્યું નથી. જનસત્તાનું આ ભવ્ય, છતાં મર્યાદિત સ્વરૂપ છે. એમાં પરતંત્રતા કે દાસતા —ગુલામીનો બિલકુલ અભાવ હોય છે. જન-સમાજની અંદર અધિકાર અને કર્તવ્યમાં કોઇ ભેદ નથી. સાર્વજનિક કામમાં ભાગ લેવો, વંશની હત્યાનો બદલો લેવો અથવા તો બીજા શાંતિ કે સુલેહનાં કામોનો સમાવેશ વ્યકિતના કર્તવ્યમાં થાય કે અધિ-

કારમાં, એવા પ્રશ્નનો રેડ ઇંડિયનોમાં કોઈ અર્થ થતો નથી. જે રીતે ખાવું, સૂવું, શિકાર કરવો વગેરે કર્તવ્ય છે કે અધિકાર એવો સવાલ જેમ અર્થહિન છે, તેના જેવો જ આ સવાલ પણ ગણાય છે.

"સંખ્યા એ લોકોની ઘણી ઓછી છે એટલે વસ્તી ઘણી ઓછી છે. અને જ્યાં એમની વસ્તીનું કેન્દ્ર છે ત્યાં એ ગીચ છે. એ વસ્તીની ચારે તરફ શિકારને માટેની વિશાળ જમીન છે. એને છેડે જંગલની એક ગીચ ઝાડી છે. એ ઝાડી બીજા કબીલાની સાથેની હદને જૂદી પાડવાનું કામ કરે છે. સાથે સાથે જ એ ઝાડી જન–આવાસના રક્ષણ તરીકે કિલ્લા જેવું કામ કરે છે. શ્રમ–વિભાગ [શ્રમની વહેંચણી] એનામાં બિલકુલ સ્વાભાવિક છે.

"પુરૂષો લડાઇઓ કરે છે, માછલીઓ અને જનાવરોના શિકાર કરે છે, ખોરાકની ચીજો એકઠી કરે છે ને જરૂરી હથિયારો તૈયાર કરે છે. સ્ત્રીઓ ખાવા તથા કપડાની વ્યવસ્થા કરવી, રસોઈ બનાવવી, વણવું, સીવવું વગેરે ઘરનું કામકાજ કરે છે. પોતપોતાના કાર્યક્ષેત્રમાં એમનો બન્નેનો પૂરો અધિકાર હોય છે. જંગલનો સ્વામી પુરૂષ છે અને ઘરની અંદર સ્ત્રીનું રાજ્ય છે. પોતે બનાવેલ અથવા તો વાપરવા રાખેલ સાધનો ને હથિયારો પર સૌ સૌનો અધિકાર છે. પુરૂષ માછલાં અને જાનવરોના શિકારમાં કામ આવે એવાં સાધનોનો સ્વામી છે, અને સ્ત્રી ઘરના સામાનની માલિક છે. કેટલાય પરિવારો માટે ઘર એક જ હોય છે. કયારેક કયારેક એ ઘર એટલું મોટું હોય છે કે એમાં ૧૭૦૦ જેટલી વ્યક્તિઓ એક સાથે રહી શકે છે. અમેરિકાના ઉત્તર–પશ્ચિમ કાંઠાના ઇંડિયનોમાં **રાણી ચાર્લ્ટ્ટઍટ**ના છેડાસુધી અને **નૂત્કા** કુટુંબોમાં આ જાતનાં ઘર મળી આવે છે. જે ચીજને બધાં ભેગા મળીને બનાવે અથવા વાપરે તે સહિયારી સંપત્તિ છે. ઘર, બાગ, નાવ એ આવી સંપત્તિ છે."

## ૨ : લગ્ન

જનસત્તાના સમયમાં, ખાસ કરીને એની શરૂઆતના ભાગમાં હજુ માતાનું જ રાજ્ય હતું. મોટા ભાગની સંપત્તિ સહિયારી હતી, થોડી ઘણી જે પરિવારની સંપત્તિ રહેતી, તેના વારસ દીકરાઓ નહિ પણ દીકરીઓ ગણાતી. બહારની પરિસ્થિતિમાં જ્યારે જબરો વિરોધ જાગે, ત્યારે જૂના રિવાજો તૂટે છે. કેરલ [ મલબાર ] ના નાયરોમાં હજુ ચાલુ સદીની શરૂઆત સુધી સંપત્તિ પર દીકરાઓ નહિ પણ દીકરીઓનો અધિકાર મનાતો. અબ્રાહ્મણ નેતા ડૉ. ટી. એમ. નાયરે ખૂબ જ પ્રયાસ કરીને એ કાયદો બદલવામાં સફળતા

મેળવી. ત્યાર પછીથી માલમિલ્કત પર પુત્રોના અધિકારનો પણ સ્વીકાર કરાયો.

જંગલી સમયની અને જન સમાજની વ્યવસ્થા આજ સુધી કેરલમાં ચાલુ રહ્યાનું કારણ હતું. બ્રાહ્મણોની સ્વાર્થી નીતિ અને સમાજ પર તેમનો એકલાનો જ કાબૂ. કેરલના નમ્બુદ્રી બ્રાહ્મણોમાં સંપત્તિનો વારસો ફક્ત મોટા દીકરાને મળે છે. એ નમ્બુદ્રી બ્રાહ્મણોમાં મોટા ભાગના જમીનદારો, જાગીરદારો, સોએ સો ટકા શિક્ષિતો તથા ખેતી અને શરીરશ્રમ સાથે કોઇ પ્રકારનો સંબંધ ન રાખે તેવા હોય છે.

નાના દીકરાઓ મોટાભાઇને આશ્રયે રહી શકે છે. ઘરજમાઇ બની બીજા કોઇ એક માત્ર કન્યાવાળા પરિવારના માલિક બની શકે છે, અથવા પોતાની વિદ્યા-બુધ્ધિના બળે નવી માલમિલ્કત ઊભી કરી શકે છે. આ છેવટની વસ્તુ કંઇ બધા માટે સહેલી નથી હોતી. વળી નાના ભાઇઓ મોટા ભાઇના એક માત્ર વારસદાર બનવાનું પણ સરળતાથી સ્વીકારી શકતા નહિ. ખાસ કરીને જ્યારે આસપાસની આખી દુનિયા મોટા ભાઇના વારસાના અધિકારને ત્યાગી ચૂકી હોય. ત્યારે પણ બ્રાહ્મણોને માટે આમાંથી રસ્તો કાઢવાનું મુશ્કેલ ન હતું, કારણ કે ધર્મશાસ્ત્રો કે કાયદા બનાવવાનું એમના હાથમાં હતું. નાયરોમાં દીકરીને વારસો મળે છે. એ નિયમ ભલેને આગળથી ચાલ્યો આવતો હોય, છતાં એને હજારો વરસ સુધી કાયમ કરી નાખવાનું કામ બ્રાહ્મણોનું હતું. અને એ કામ એમણે બિલકુલ નિઃસ્વાર્થ ભાવે નથી કર્યું. બ્રાહ્મણોમાં જે રીતે સંપત્તિનો વારસદાર મોટો દીકરો બને છે, તેજ રીતે બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કરવાનો અધિકાર પણ મોટા દીકરાને જ હોય છે; અને એ જરૂરી પણ હતું. કારણ કે ઘરબાર વગરના, સંપત્તિ વગરના માણસને પોતાની કન્યા કોણ આપે?

આ રીતે કેટલીય બ્રાહ્મણકન્યાઓ હમેશને માટે કુંવારી રહેવા લાગી. આ હમેશને માટે કુંવારી બ્રાહ્મણ કન્યાઓના સવાલનો નિકાલ તો ન જ આવ્યો. કદાચ બ્રાહ્મણો તેનો નિકાલ લાવવા માગતા જ ન હતા. આમ છતાં નાનાં દીકરાઓનો સવાલ બીજી રીતે ઉકેલવામાં આવ્યો. બ્રાહ્મણનો દીકરો નાયર--કન્યા સાથે શરીર સંબંધ રાખી શકે છે, પરંતુ તે એ શરતે કે નાયર કન્યા પોતાની જાતને બ્રાહ્મણના દીકરાની પરીણિત સ્ત્રી તરીકે ગણાવે. બ્રાહ્મણના દીકરાને સામે પક્ષે એ રીતે બંધાવાની જરૂર ન હતી. એ પોતાની 'સ્ત્રી' ના હાથનું અડેલું પાણી પી શકતો નહિ કે ન ખાવાનું ખાઇ શકતો. સ્ત્રી

અને તેનાં સંતાનોના ભરણપોષણના કાર્ય જાતનો ભાર એના પર રહેતો નહિ; કારણકે એ માટે નાયરોમાં પહેલેથીજ કન્યાઓને વારસો આપી રાખવામાં આવે છે. એ બધી સામાજીક વ્યવસ્થા જોતાં એમ જણાય છે કે કેરલમાં કન્યા-નો વારસો ચોક્કસવર્ગના આર્થિક સ્વાર્થ ને માટે કાયમ કરવામાં આવ્યો હતો. એમાં સ્ત્રીના અધિકારનો વિચાર કામ કરતો ન હતો.

કેરલના રાજવંશમાં રાજાની સ્ત્રી કેવળ 'સ્ત્રી' જ, પુત્રો કેવળ 'પુત્રો' જ રહેતા. એમને રાણી કે રાજકુમારનો અધિકાર ન મળતો, એ હકીકતનો ઉપરના અભિપ્રાય સાથે સુમેળ ખાય છે. કેરલ-રાજ્યોમાં રાજાનો વારસ એનો મોટો ભાણેજ થાય છે તથા રાણી કહેવરાવવાનો વારસો એની બહેનો અથવા તો મા-માશીને ભાગે જાય છે. રાજપુત્રીઓમાં કેરલીયના 'પતિ' બ્રાહ્મણના દીકરા બનત. અને પ્રચલિત પ્રથા એ બધાને તદ્દન અનુકૂળ હતી.

જન-સમાજમાં લગ્નના સંબંધમાં પરિવર્તન થયું અને સગોત્ર [એક જનની અંદર] લગ્ન નિષિધ્ધ મનાવા લાગ્યાં. ભાઇ-બહેન, પિતા-પુત્રી, મા-દીકરા જ નહિ પરંતુ એક લોહીવાળા કેટલાય બીજા સંબંધીઓ સાથેના શરીર સંબંધના નિષેધનો આ અવસ્થામાંજ આરંભ થયો. છતાં એમાં અપવાદો હતા અને આજે પણ એવા અપવાદો મળી આવે છે. એ સમાજના વિકાસના જુદા જુદા વેગને લીધે છે. જન-સમાજની વિવાહ-પ્રથાને મિથુન-વિવાહ * કહેવામાં આવે છે, આ એક પ્રકારનો શિથિલ એકપત્ની વિવાહ હતો. તેમાં એક સ્ત્રી જ એક પુરુષની પત્ની રહેતી, પરંતુ એમાં સમય મુજબ ફેરફાર થઇ શકતો. એ જાતના વિવાહનું ઉદાહરણ આપણને મહાભારતના આદી પર્વમાં શ્વેતકેતુવાળી કથામાં મળે છે. શ્વેતકેતુની માને એક ઋષિ પોતાની સાથે શરીરસંબંધ કરવા માટે લઇ જવા ઇચ્છતો હતો. શ્વેતકેતુએ એનો વિરોધ કર્યો. બધો બનાવ તેના પિતાની સમક્ષ બની રહ્યો હતો પિતાએ જણાવ્યું: એમાં કશી હરકત નથી. એ જ ધર્મ (સમાજના ટકાવાળું કાર્ય) છે. કહે છે કે આથી શ્વેતકેતુએ આ પ્રથાને નાબૂદ કરી નાખવાની પ્રતિજ્ઞા કરી અને ઋષિ બનીને એણે સ્થાયી વિવાહની પ્રથા ચાલુ કરાવી.

### ૩. હથિયાર અને ઓજારો

જન-યુગમાં માનવી જૂનાં પથ્થરનાં હથિયારોને વધુ સુધારવાના કામમાં સફળ બન્યો. ઘસીને તે જ બનાવેલા પોચા પથ્થરનાં હથિયારની જગ્યાએ હવે

---

* Pairing Family

એણે કઠણ પથ્થરોને ઘસીને હથિયારો બનાવવાની શરૂઆત કરી. એમાં કેઈને મારવાના જ પથ્થરો ન હતા, પરંતુ લાકડાના હાથા લગાવેલા પથ્થરના કુહાડાઓ પણ હતા. આ કુહાડાઓ સસ્તા તથા ઉપયોગી હોવાને લીધે તાંબા પિત્તળ જ નહિ પણ લોખંડના યુગમાં દાખલ થએલી જાતિઓમાં પણ વપરાતા જોવામાં આવ્યા છે. ઇંગ્લાંડમાં ઈ. સ. ૧૦૬૬ માં હેસ્ટિંગ્સની લડાઈમાં પથ્થરના કુહાડાઓ વપરાયા હતા.

ધનુષ્ય-બાણની શોધ બધીજ નહિ પરંતુ થોડી જાતિઓમાં પહેલાં થઈ હતી. છતાં હિન્દી યુરોપિયનોમાં ધનુષ્યનો ઉપયોગ ઘણો જ પાછળથી થતો માલુમ પડે છે. ધનુષ્ય-બાણને માટે એક જ પ્રકારના શબ્દો હિન્દુઓ, ઈરાનીઓ, સ્લાવો, પશ્ચિમી યુરોપિયનો અને રોમન-યુનાનિયોની પુરાણી ભાષામાં નથી મળતા. સાથે સાથે જ ઈરાનીઓ અને હિન્દુઓની ભાષામાં ખેતીના કેટલાય શબ્દો યવ=જવ, ગોધૂમ=ગંદુમ (ઘઉં), વ્રીહિ=બિરંજ (ચાવલ-ચોખા) હોવાને લીધે માલુમ પડે છે કે, આ બન્ને જાતિઓ જ્યારે એકબીજાથી જુદી પડી ત્યારે તે ખેતીની અવસ્થામાં પહોંચી ચૂકી હતી. હિન્દી આર્યોમાં ખેતીના પછી તીર-કામઠાનું આવવું એજ સાબિત કરે છે કે વિકાસની ગતિ બધેજ એક સરખી નહોતી.

બીજાં હથિયારો ખોદવાનાં ને કાપવાનાં હતાં. એ હાડકાં કે પથ્થરનાં બનતાં. એ વખતે કપડાં વણવા ને સીવવાનાં સાધનો પણ વપરાતાં.

## ૪ : સંપત્તિ

માછલીઓ તથા જાનવરોના શિકારમાંથી મળતું માંસ સ્થાયી સંપત્તિ બની શકતું નહિ. ચામડું, શીંગડાં, હાડકાં તથા સૂકાં ફળો લાંબો વખત સંઘરી શકાય છે અને એના બદલામાં બીજી ઉપયોગી ચીજો મેળવી શકાય છે. એને આપણે જનની સંપત્તિ કહી શકીએ. ધનુષ્ય-બાણની શોધથી માણસની શક્તિ શિકાર મેળવવામાં, પોતાનું રક્ષણ કરવામાં તથા શત્રુ ઉપર ઘા કરવામાં ઘણીજ વધી ગઈ એમાં શક નથી. છતાંય એ તીરના છેડા તો અણીદાર પથ્થર અને હાડકાના જ બનતા.

શિકાર આજીવિકાનું એક એવું સાધન હતું જે હંમેશ મળવું સહેલું ન હતું; એમાંય જ્યારે માણસોની સંખ્યા વધી ગઈ ત્યારે તો ખાસ. ફળ પણ બારેય મહિના સરળતાથી મળી શકતાં નહિ. માણસે એને માટે કંઈક યુક્તિ શોધી કાઢવાની જરૂર હતી. પહેલાં વિચાર કરતાં એમ લાગ્યું કે,

ચારો ઘટી જવાથી શિકાર એ પ્રદેશ છોડીને ચાલ્યો જાય છે. એટલે એમણે એને માટે ઘાસ એકઠું કરવાનો અને વધારવાનો ઇલાજ વિચાર્યો. શિકારીઓને આજની માફક એ વખતે પણ વનપશુઓનાં તાજાં બચ્ચાંઓ ક્યારેક ક્યારેક મળી આવતાં. ક્યારેક ક્યારેક માણસો મનોરંજન કરવા માટે ઘોડા ગાય ઘેંટા-બકરાંઓને પાળતા. પરંતુ હવે એને પશુ-પાલનનો આર્થિક લાભ સમજાયો; અને એ રીતે આજીવિકાનું એક નવું સાધન માણસના હાથમાં આવ્યું, પશુ એનું ધન બન્યું. આ ધન પણ જનની સહિયારી સંપત્તિ હતી. ઘર અને ગોચરની જેમ એની ઉપર પણ વ્યક્તિનો અધિકાર ગણાયો ન હતો. માણસ માટે એ વખતે વ્યક્તિ તરીકે વિચારવું મુશ્કેલ હતું જેમ આજે સમૂહ તરીકે વિચારવું મુશ્કેલ પડે છે.

### ૫ : શિલ્પ અને વ્યવસાય (ધંધા રોજગાર)

ટૂંકમાં જન-કાલમાં ઘર, ઘાસની ખેતી, શિકાર કરવાની જગ્યા તથા પશુઓ વગેરે હતાં તે બધાં સહિયારૂં ધન ગણાતાં. માણસ પહેલાં કાચું માંસ ખાતો. જન અવસ્થામાં પહોંચતાં પહેલાં તેને શેકેલા માંસનો સ્વાદ જણાઈ ગયો હતો. કાચા કરતાં શેકેલું માંસ વધુ સ્વાદ આપે છે એ વસ્તુ એમને કોઈવાર જંગલમાં લાગેલ આગમાં બળી મરેલા જનાવરને ખાતાં સમજાઇ હશે. એમાંથી એમને માંસને પાણીમાં પકવીને ખાવાને માટે વાસણની શોધ કરવાની રાહ જોવાની હતી. શરૂઆતમાં પશુપાલનનો (શિકારના રૂપમાં) માંસ અને ચામડાને માટે સ્વીકાર કરવામાં આવ્યો હતો. ઘણા લાંબા સમય પછીથી એમનાં દૂધ-માખણનો ઉપયોગ પણ થવા લાગ્યો.

જન-સમાજના શિલ્પમાં પહેલેથી કોઇ મોટું પરિવર્તન થયું હોય તેની માહિતી નથી, પરંતુ શિકાર ઉપરાંત પશુપાલનનો ધંધો શરૂ થતાં ધીરે ધીરે જુદા જુદા ધંધાની દુનિયા ખડી થઈ. લોકો એક બીજાની ચોકકસ અને પરસ્પરની આપ લે માટે-વિનિયમ માટે ચીજો તૈયાર કરવા લાગ્યા હશે. એમ થતાં ગૃહ ઉદ્યોગની સંખ્યામાં તો નહિ પણ વિશેષતામાં પ્રગતિ થઇ હશે. લાંબા સમયની આદતને લીધે ચામડાનો પહેરવેશ કંઇક સારો બનવા લાગ્યો હશે ને પછી જોડા વગેરે બીજી ચીજોની બનાવટમાં પણ આવડત વધી હશે.

ક્રોમેગ્નન માનવીની ચિત્રકળાની હકીકત આપણે આગળ જણાવી છે. એ સમયમાં રંગચિત્રો અને રેખા ચિત્રો પણ જરૂર બન્યાં હશે. ગંગપુર (છત્રીસગઢ)માં પથ્થર ઉપર દોરેલાં થોડાં ચિત્રો મળ્યાં છે. એમાં શિકારનાં

દશ્યો દેખાડ્યાં છે. એવી રીતે દોરાયેલાં ચિત્રો દુનિયાના બીજા દેશોમાં પણ મળ્યાં છે. આ ચિત્રોમાં તે વખતના લોકો દેવ, ભૂત તથા બીજી ધર્મ સંબંધી માન્યતાઓમાં વિશ્વાસ ધરાવતા હોવાની ગંધ સરખી દેખાતી નથી.

આ ચિત્રો માત્ર મનોરંજનની ચીજ બની શકતાં. હજુ તેઓ ધંધાનું રૂપ લઇ શકતા નહિ. ધંધો અથવા વેપાર તો કપડાં જોડા વગેરેનો હજુ થતો જ નહિ. આ બધી ચીજો સૌ સૌના ઘરોમાં બનતી. છતાં વિનિયમ વખતે કુશળ હાથથી બનેલી ચીજોની માંગ વધુ થતી. પરિણામે શિલ્પ ચાતુર્યને પ્રોત્સાહન મળતું હતું.

## ૬. શાસન

જન એકજ વંશના લોકોનો સમાજ હતો. એ જંગલો અથવા તો પહાડોની કુદરતી સીમાઓની અંદર એક સ્થળે રહેતો. એનો વસવાટ સ્થિર ન રહેતો તો પણ પોતપોતાનો ખોરાક મેળવવાની જગ્યા તો દરેક જનની ચોક્કસજ રહેતી. એમના અંદર અંદરના ઝઘડાઓનો નિકાલ જનની પંચાયત કરતી, અને બીજા જન સામે ખૂનનો બદલો લેવાનો હોય અથવા તો પોતાનાં ખોરાક મેળવવાની જમીનના રક્ષણની જરૂર ઉભી થાય ત્યારે બધાજ ઉંમરલાયક પુરુષો પોતાના પથ્થર, લાકડાં તથા હાડકાંના હથિયારો અથવા તો તીર કામઠાં લઈને લડવા નીકળતા. જનના શાસન તંત્રને ફક્ત અંદરના ન્યાય અને બહારનાં યુદ્ધોનું જ કામ કરવાનું ન હતું, પરંતુ સમગ્ર જનની આર્થિક યોજનાનું સંચાલન પણ એણે જ કરવું પડતું. શિયાળાને માટે ચામડાનાં કપડાં, બળતણ, તથા ખોરાકની કઇ રીતે વ્યવસ્થા કરવી જોઇએ, બરફ પડે ત્યારે અને ભૂખ્યા વરૂઓ હલ્લો કરે ત્યારે તેમાંથી કેમ બચવું જોઇએ તથા વરસાદના દિવસોમાં વરસાદ અને પૂરથી તથા ગરમીમાં તડકાથી તથા વાવંટોળ ને આંધીથી કેમ બચવું અને એ બધા દરમ્યાન ખાનપાનની શી વ્યવસ્થા કરવી, એ બધુંજ જન સંઘે વિચારવાનું હતું અને એની વ્યવસ્થા કરવાની હતી. આ જાતના જનશાસનની જવાબદારીઓ ઘણી હતી. છતાં પોલિસ વગર જેલો વગર તથા બીજા આધુનિક સાધનો વગર તેઓ ખુબજ ઉત્તમ રીતે પોતાનું કર્તવ્ય બજાવતાં. એન્ગલ્સે એક માનવ તત્ત્વવેત્તાના શબ્દોમાં એ જનસમાજનું આ પ્રકારે વર્ણન કર્યું છે:

“પોતાની સ્વાભાવિક સાદાઇમાં કેટલી આશ્ચર્યજનક આ જનસંસ્થા હતી! ત્યાં ન સૈનિક હતા, ન સિપાઇ, ન પોલીસ, ન સરદાર, ન

રાજા, ન પ્રધાન, ન માજીસ્ટ્રેટ, ન જજ ન. ત્યાં જેલ હતી, ન દીવાની હતી કે ન ખટલા હતા. આમ હોવા છતાંય બધું કામ સુગમતાથી ચાલતું. જન. જનત કે કબીલા પોતાના ઝગડાઓનો પોતેજ ફેંસલો કરી લેતાં. આજકાલની ફાંસી, મૃત્યુદંડ કદાચ એ દિવસોના જ અવશેષો છે. જેન કે એ હજુ એટલાં વિરલ બન્યાં નથી. આજનાં આપણાં શાસન-તંત્રોની આંટીઘૂંટીઓ અને કેટલાય નકામા રીતરિવાજોની ત્યાં જરૂર ન હતી. છતાં એ વખતના શાસન વિભાગને આજથી વધુ કામ રહેતાં. અહિવારો ઘર. એ કેટલાંય પરિવારોના વ્યક્તિઓને માટે ઉપયોગી વસ્તુ હતી. તમામ જમીન આખા કબીલાની ગણાતી. માત્ર બાગની થોડી જમીન પરિવારને સુપ્રત કરવામાં આવતી.

"જન, કબીલા અને એમની સાથે સંબંધ રાખનારી સંસ્થાઓ, દરેક વ્યકિતને માટે એક પવિત્ર અને જેની આજ્ઞા ઉલ્લંઘી ન શકાય એવી ચીજ ગણાતી. કુદરતી રીતે જ બનેલી આ (જન) સંસ્થા લોકોત્તર સમજાતી. માનવીના વિચારો, સુખ દુઃખો, વ્યવહારો એ બધું બિનશરતી રીતે એ સંસ્થાને જ આધીન રહેતું."

## ૭ : ધર્મ

કુદરતી બળો—વીજળી, વાદળાં, અગ્નિ, સૂર્ય, નદીઓ એ બધી જ હાલતી ચાલતી વસ્તુઓથી માનવીના હૃદયમાં ભયનો સંચાર તો આદિયુગથી જ શરૂ થયો હશે. નેઅંડર્થલ માનવીઓ મુડદાંઓને બુઝજ ધામધૂમથી દફનાવતા, એ વાત એમ બતાવે છે કે મૃત્યુ પણ એમના મનમાં એક ચોક્કસ જાતનો ભાવ પેદા કરતું. રાત અને ખાસ કરીને અંધારી રાત તો કાલ્પનિક નહિ, પરંતુ ખરેખરા શત્રુના જેવો ભય દરેક ક્ષણે એમનામાં પેદા કરતી. પરંતુ આ ભયનાં અને આનંદનાં કારણોને સાથે ગણી લઇએ તો પણ આ યુગના માનવીઓએ એમને ધાર્મિક ભાવથી ગ્રહણ કર્યાં હોય એવી કાઇ સાબિતી નથી મળતી. ધાર્મિક ભાવ ધારણ કરવાનો અર્થ છે આત્મસમર્પણ કરવું. આ અજ્ઞાત અથવા તો અવાસ્તવિક શત્રુઓને ખુશ કરવાને માટે પોતાની તુચ્છતા પ્રગટ કરવી. માતા-દેવીની પૂજા દુનિયાની બધી જ પુરાણી જાતિઓમાં જોવામાં આવે છે. સંભવ છે કે એ આ યુગમાં પ્રચલિત થઇ હોય.

એ વખતે માનવીને આ અજ્ઞાત શત્રુઓની બીક ભલે લાગતી હોય, પરંતુ હજુ એમની સામે હથિયાર ઉગામવાનું તે શીખ્યો ન હતો. એ એને

કળાથી, બળથી કે છળથી પોતાને વશ કરતાં શીખ્યો હતો. આ રીતે ધર્મનો અર્થ જે પ્રકારે આજનો સભ્ય-અસભ્ય સમાજ કરે છે તે પ્રકારે તે વખતે મોજૂદ ન હતો. છતાં ધર્મના જરૂરી પાયો અજ્ઞાન અને ભય ત્યાં મોજૂદ હતાં. ફક્ત એમાંથી આજીવિકા મેળવનાર સ્વાર્થી અને ચાલાક પુરોહિત વર્ગની જ ત્યાં જરૂર હતી. પાછળથી સમાજે એ જરૂર પૂરી પણ પાડી.

જન સમાજનો આચાર કે સદાચાર બહુ જ સીધો સાદો હતો. વ્યક્તિની અંગત સંપત્તિ ન હતી, એટલે ચોરીના ત્યાં પ્રશ્ન ન હતો. સમૂહજીવન લોકોની નસેનસમાં ભર્યું હતું એટલે કેટલાંય સમાજવિરોધી કામો ન કરવાં એ તો એમના સ્વભાવમાં હતું. જૂઠાણું તો હજુ પણ આપણે પછાત જાતિઓમાં ખૂબજ ઓછું જોઈએ છીએ. જૂઠને તો વ્યક્તિની અંગત સંપત્તિવાળી સંસ્કૃતિ સાથે અનિવાર્ય સંબંધ છે. આચાર ખરી રીતે સમાજને એક ચોક્કસ ચોકઠામાં રાખવાને માટે હોય છે. આચાર વધુ અસ્વાભાવિક રૂપ ત્યારે લે છે કે જ્યારે કોઈ વર્ગના ખાસ સ્વાર્થને જેવો ને તેવો ટકાવી રાખવાને માટે એ બંધન રૂપ વપરાવા લાગે છે. જન સમાજનું આચાર શાસ્ત્ર ખૂબજ સીધું સાદું હતું. જન-સમૂહ જીવનથી વિરોધી કામો ત્યાં દુરાચાર ગણાતાં. ચોરીને દુરાચાર અને મોટો ગુનો ગણાવવાની જરૂર તો ત્યારે ઉભી થઈ, કે જ્યારે સમૂહનો અધિકાર હટાવી દઈને સંપત્તિ ઉપર વ્યક્તિનો અધિકાર કબુલ કરવામાં આવ્યો.

## ૮. સંક્રાન્તિ કાળ

કુદરતના રાજ્યમાં વસ્તુઓની સીમાઓ નક્કી કરવી સૌથી વધુ મુસ્કેલ છે. કુદરતને માપેલી તોળેલી સીમાઓ પસંદ જ નથી એ આપણે આગળ જણાવી ગયા છીએ. જન સમાજની સામ્યવાદી દુનિયા ક્યારે અને કઈ રીતે પિતૃસત્તા--પુરૂષપ્રધાન્યવાળા યુગમાં બદલાઈ એ પણ ચોક્કસ કહેવું મુસ્કેલ છે. છતાં એક રીતે જોતાં પિતૃસત્તાનો યુગ જ જન સત્તા અને સભ્યતાનો સંક્રાન્તિકાળ છે. પિતૃસત્તા કાયમ બનતાં, જન શાસનના જન તંત્ર અને સામ્યવાદી રૂપને ફટકો તો લાગ્યો. પરંતુ તેની અસર તો ત્યારે જ નાશ પામી જ્યારે અંગત સંપત્તિની પૂરી બોલબોલા થઈ. સાથે સાથે જન સમાજ એક લોહીનો સંબંધ રાખવાવાળી વ્યક્તિઓનો સમાજ ન રહ્યો. આ સ્થિતિ પિતૃસત્તાક સમાજમાં બિલકુલ નિર્મૂળ બની ન હતી. એટલે પિતૃસ-

ત્તાક સમાજનું જન સમાજથી જૂદું વર્ણન કરવાનો અર્થ એમ ન કરવો જોઇએ કે એનો એની સાથે કશો સંબંધ ન હતો.

જન–યુગ સમાપ્ત ન થવા છતાંયે જ્યારે આપણે અહીંયાં એના આ વિશેષ પ્રકરણને પૂરું કરીએ છીએ ત્યારે જનના આખરી દિવસો વિષે પણ કહેવું જરૂરી છે. એન્ગલ્સે એનું વર્ણન કરતાં લખ્યું છેઃ–

"આવો, આપણે જોઇએ કે સામાજીક ક્રાન્તિઓના ફેરામાં જનનું શું થયું? જે નવા સમાજે જનનું સ્થાન લીધું, તે એની મદદ વગર જ આવી ગયો હતો. જનસંસ્થા એને અટકાવી શકી ન હતી. જનને માટે એ જરૂરી હતું કે, એ એક અથવા તો અનેક જનોથી બનેલો કબીલો રહે અને બીજા કોઇની પણ દખલ વગર એક જ પ્રદેશમાં રહે, અને એના પર એનું પોતાનું જ આધિપત્ય રાખે. પરંતુ, સમય જતાં એ અશક્ય બન્યું. બધી જગ્યાએ જનની ભૂમિમાં બીજા જનો તથા કબીલાઓના લોકો આવી વસવા લાગ્યા. યુદ્ધ થતાં એક જન બીજા જનનો બિલકુલ નાશ કરી નાખતો. અને નર–ભક્ષક હોવાને લીધે ભલે એક બીજા માણસોને ખાઇ જતાં; પરંતુ એક બીજાને પરતંત્ર બનાવવા કે બંદીવાન કરવા, એ જન સમાજનું કામ ન હતું. આગળ ઉપર દસતા યુગમાં દાસતા આવી તેની શરૂઆત પિતૃસત્તાના સમાજમાં જ થઇ ગઇ હતી. એ વખતે શત્રુને મારવાને બદલે એને દાસ બનાવવામાં વધુ લાભ દેખાવા લાગ્યો હતો. પરંતુ આમ થતાં, જનની એકવંશતા વધુ નાશ પામવા લાગી હતી."

## ખ. પિતૃસત્તા

પહેલેથી જ પુરુષનું કામ હતું જીવિકાનાં સાધનો અને હથિયારો શોધવાનું ને બનાવવાનું. એટલે એ ચીજો પર એનો અધિકાર હોય તે સ્વાભાવિક હતું. પાળેલાં જનાવરો હવે જીવિકાનાં નવાં સાધનો તરીકે હાથમાં આવ્યાં હતાં. આ જનાવરોને પાળવાં અને ચરાવવાં એ પુરુષોનું કામ હતું. અને એટલે જ એ જનાવરો પુરૂષોની ચીજ ગણાતી. જનાવરોના વિનિમયમાં મળેલો સામાન અથવા તો દાસ–ગુલામો પણ પુરૂષોની જ ચીજો ગણાતી. જીવિકાનાં સાધનોમાંથી પેદા કરેલ તથા એમાંથી ખરચતાં વધેલ સામાન પુરૂષની સંપત્તિ હતી. આ સિવાયની બાકી રહેલ ચીજોના ઉપભોગમાં સ્ત્રી પણ સાથીદાર હતી છતાં એથી, તે આજની જેમ, એની માલિક બની શકતી નહિ.

જંગલી માનવી યોદ્ધો હતો, શિકારી હતો, વધારે ક્રૂર અને સાહસી હતો, છતાં તે સ્ત્રીની આણ નીચે રહેવામાં સંતોષ માનતો. પરંતુ, નરમ સ્વભાવવાળા પશુ પાલક માનવીએ, પોતે મોટા પ્રમાણમાં પશુ-ધનનો માલિક છે એ વાત ધ્યાનમાં આવતાં વેંતજ ધીરેથી સ્ત્રીને સિંહાસનેથી ખેસવી દીધી અને પોતે સમાજનો નેતા બની બેઠો. સ્ત્રીનું સ્થાન હવે પુરૂષથી નીચું બની ગયું. છતાં એને માટે એ ફરિયાદ કરી શકતી નહિ. સ્ત્રી પુરૂષ વચ્ચે જે શ્રમ વિભાગ થયો હતો, તેને પરિણામે એમની વચ્ચે સંપત્તિનો વિભાગ પડી ગયો હતો, ઉપભોગ કરનારની દૃષ્ટિએ નહિ; પણ સંપત્તિના ખરા મેળવનાર તરીકે અને માલિક તરીકે. એ માલિકપણું અત્યાર સુધી એમ ને એમ ચાલ્યું આવ્યું હતું. પરતું હવે એણે બિલ્કુલ ઉલટું જ રૂપ ધારણ કર્યું.

એનું કારણ એ હતું કે પરિવારની બહાર શ્રમ–વિભાગનું એનું એ સ્વરૂપ રહ્યું ન હતું. ઘરની અંદરનાં કાર્યોની જવાબદારી પહેલાં ય સ્ત્રી પર હતી. પરંતુ હવે એનું મહત્ત્વ એટલું ન રહ્યું કે જેને લઇને સ્ત્રીને મોટાઇ મળે. હજુ પણ એ જ ઘરની અંદરનાં કાર્યોની જવાબદાર હતી, પરંતુ હવે એ જ વસ્તુ એને પોતાની મોટાઇથી ચ્યુત કરે છે. આમ શા માટે બન્યું? એનું કારણ એટલું જ કે સ્ત્રીનું કામ, પુરૂષનાં જીવિકા મેળવ-વાના નવા કામ--પશુપાલન-અને એના ઉપયોગ આગળ કંઇ વિસાતમાં ન હતું. પશુ--પાલન મહત્ત્વ ધરાવતું. એનાં પરિણામ અને ઉપયોગિતા વધારે હોવાને લીધે ઘરનું કામ તો પછી એનું પરિશિષ્ટ માત્ર બની ગયું હતું. આ જાતનો ભાવ ત્યારથી તે આજસુધી એકધારો ચાલ્યો આવે છે. કોઈ પણ વાત પર પુરૂષ દમ મારી ઊઠે છે: "તું તો ઘરની અંદર આરામથી બેઠી છો; તને શી ખબર કે કેમ પરસેવો ઉતારીને રોજી મેળવી શકાય છે." હકીકતમાં કલાકો સુધીની મહેનત અને ચિન્તાને જોતાં સ્ત્રીને કંઇ ઓછું કામ નથી કરવું પડતું. અલ-બત્ત ઉપરના કામચોર વર્ગની સ્ત્રીઓ એમાં જરૂર અપવાદ છે. એ બિલકુલ સ્પષ્ટ છે કે જ્યાં સુધી સમાજમાં સ્ત્રીને જીવિકા ઉપાર્જનના કાર્યમાંથી બાતલ રાખવામાં આવશે અને એને ઘરની ચાર દિવાલોની 'રાણી' બનાવી રાખવામાં આવશે, ત્યાં સુધી સમાજમાં સ્ત્રીની સ્વતંત્રતા અને સમાનતા માત્ર કલ્પનામાં જ રહેશે. સ્ત્રીની સ્વતંત્રતા ત્યારે જ શક્ય બનશે કે જ્યારે કોઈપણ બાધ વગર તેને આજીવિકા મેળવવાનાં કામોમાં પૂરી રીતે ભાગ

લેવા દેવામાં આવશે અને ઘરનાં કામનો બોજો તેના પર નામ માત્રનો રહેશે.

પુરુષે ઉત્પાદનમાં મુખ્યસ્થાન લીધું ત્યારથી જ પરિવારમાં એનું એકલાનું ઉપરવટપણું રાખવામાં એને સરળતા થઈ ગઈ. સ્ત્રીનું પ્રાધાન્ય અર્થાત માતૃસત્તા ખલાસ થઈ ગઈ અને પુરુષનું પ્રાધાન્ય એટલે પિતૃસત્તા નિષ્કંટક રાજ્ય કાયમ થયું. જે પશુ ધને એના ઉત્પાદક પુરુષને સમાજમાં મુખ્ય બનાવ્યો, એણે જ સમાજ પર વ્યક્તિનું પ્રભુત્વ પણ ખૂબજ વધારી દીધું અને વ્યક્તિગત સંપત્તિનો રસ્તો ખોલી દીધો. આ રીતે પિતૃસત્તાની સ્થાપનાની સાથે આદિ સામ્યવાદની રહી સહી અસર પણ નાબુદ થઈ ગઈ.

## ૧. જુદા જુદા દેશોમાં પિતૃસત્તા

**૧: હિંદમાં**–દુનિયાની પ્રાચીન જાતિઓના ઇતિહાસમાં પિતૃસત્તાનો આ સમય ભારતમાં સૌથી પુરાણો છે. એના વિષે સૌથી પહેલાં આપણને થોડો એવો ઝાંખો પ્રકાશ મળે છે. વૈદિક આર્યો પિતૃસત્તાથી ઘણા આગળ નીકળી ચૂકયા હતા. (ખાસ કરીને ત્યારે લગભગ ઇ. સ. પૂ. ૧૫૦૦માં ગંગાની તળેટીમાં વેદ રચાઇ રહ્યા હતા.) છતાં ય પિતૃસત્તાના સમયની સમૃતિઓ હજુ તાજી જ હતી. એટલે વેદમંત્રોમાં પિતરોની–મૃત્યુ પામેલાંની જ નહિ પણ જીવતાં વૃદ્ધાંની પ્રશંસા અને સત્કારની વાતો જોવામાં આવે છે.

એ ખૂબ જ સંભવિત છે કે જ્યારે આર્યો અફગાનિસ્તાનમાં રહેતા હશે ત્યારે તેમનો સમાજ પિતૃસત્તાક હશે. પંજાબમાં પરાજય પામેલી આર્યોથી જુદી જાતિઓના સંસર્ગમાં આવીને તેઓ દાસતાના સમયમાં દાખલ થયા. એમ છતાં પણ એમની પોતાની આંતરિક વ્યવસ્થા તો પિતૃસત્તાક જ રહી. પરિવારમાં તેઓ પિતૃસત્તાક રહ્યા અને જનપદમાં પ્રજાતંત્રવાદી. પંજાબમાં ખરી રીતે આદિકાળથી ઇ. સ. પૂ. ૩૨૨ ના સિકન્દરના સમય સુધી રાજતંત્રનું કાઇ ખાસ મહત્વ જણાતું નથી.

પિતૃસમાજ આગળ ચાલતાં રાજતંત્ર અને ગણતંત્ર [પ્રજાતંત્ર] એમ બે વિભાગોમાં વિકસ્યો. સપ્તસિંધુ [પંજાબ] માં જ્યાં આર્યો મોટી સંખ્યામાં રહ્યા ત્યાં ગણતંત્ર સ્વીકારાયું. ભારતીય આર્યોના સહુથી પુરાણા ગ્રન્થ ઋગ્વેદમાં પંજાબની નદીઓનો ઉલ્લેખ આવે છે તથા કેટલીક જાતિઓનો ઉલ્લેખ આવે છે; પરંતુ શુધ્ધ પંજાબી રાજાનો એમાં ક્યાંય ઉલ્લેખ થતો નથી. એટલું થયું કે ગંગાની તળેટીમાંથી કોઇ રાજા ત્યાં આશ્રય લેવા

આવી પહોંચેલ અને એણે અયોગ્ય લાભ ઉઠાવેલો પણ ખરો. પરંતુ પાંચ મહાનદીઓની એ ભૂમિને તેઓ રાજતંત્રવાદી બનાવવામાં સફળ નજ નીવડયા.

સિકન્દરની ચઢાઈને વખતે અમ્ભી તથા પુરૂ [પોરસ] જેવા બેએક રાજાઓનો ઉલ્લેખ આવે છે, પરન્તુ એમને માટે ચોકકસ પ્રકારે કહી શકાતું નથી કે એ ખરેખરા રાજા હતા કે ગણનાયકો હતા. શાકયોના ગણનાયક શુધ્ધોદનને પણ 'રાજા' કહેવામાં આવતો. ભદ્દીય, દંડપાણિ જેવી બીજી કેટલીક વ્યકિતઓને પણ એજ સમયે શાકયોના 'રાજા' તરીકે વર્ણવવામાં આવી છે. આમ છતાં પણ શાકયોને ત્યાં ગણતંત્ર હતું, રાજતંત્ર નહિ, એમાં શંકાને જરાય સ્થાન નથી. વૈશાલી [વજ્જી]માં પણ ગણ હતા. છતાં ત્યાં પણ ગણની શાસન–સંસ્થાના સભ્યોને રાજા રહેવામાં આવતા. ગમે તેમ હો, અમ્ભી અને પુરૂષને ખરા રાજા માનીએ તોયે પંજાબના મોટા ભાગમાં પ્રજાતંત્ર હતું એ વસ્તુ બતાવે છે કે ત્યાં એજ વ્યવસ્થા વધુ માન્ય હતી.

ગંગાની તળેટીમાં, ઇતિહાસના આરંભથી જ આપણે કુરુ, પંચાલ, કાશી તથા કોસલનાં રાજ્યો સ્થપાયેલાં જોઇએ છીએ. વેદના કવિ અથવા તો ઋષિ વિશ્વામિત્ર, વશિષ્ઠ તથા ભરદ્વાજ વગેરે આજ રાજાઓના કૃપાપાત્ર હતા. અને એમણેજ દાનની સ્તુતિઓમાં [ઋગ્વેદની ખાસ ઋચાઓ, કે જેમાં દાન દેનારા રાજાઓની પ્રશંસા કરવામાં આવે છે. ] આમાંના કેટલાયની પ્રશંસા કરી છે. ગંગાની તળેટીમાં જ્યારે આર્યજનો ગયા ત્યારે પોતાની સાથે રાજતંત્ર લેતા ગયા, તેની કોઇ સાબીતિ નથી મળતી, કારણ કે આદિકાળ વિશે વેદોમાં ઉલ્લેખો નથી. વેદો એ સમય પર પ્રકાશ પાડે છે કે જ્યારે કુરુ અને પંચાલમાં એ શકિતશાળી રાજતંત્રો સ્થાપાયાં હતાં અને વશિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા ઋષિઓ આ રાજાઓના પોષક પુરોહિત અને રાજકવિ હતા. નિઃસંશય, જનપદો ઉપરની આર્યોની સત્તાના આરંભનો સમય ન હતો. આરંભના વખતની માહિતી ફકત આપણને એ જનપદોનાના મથી મળે છે. એ નામો હંમેશાં ત્યાં જવાના અર્થમાં અને એપણ બહુવચનમાં જ વપરાયાં છે. 'પંચાલ દેશમાં ગયા' ની જગ્યાએ 'પંચાલોમાં ગયા.' (પંચાલેષુ ગતાઃ) એમ હોય છે. એથી સમજાય છે કે ત્યાં પહોંચતી વખતે આર્યોમાં વ્યકિત કે રાજાનું પ્રાધાન્ય ન હતું, પરંતુ જન કે કબીલોજ મુખ્ય હતો.

માતૃસત્તા કે સહિયારી સંપત્તિનો ત્યાં કોઈ નિર્દેશ નથી મળતો. ત્યાં તો જાણે કે વૈયક્તિક સંપત્તિ નો રિવાજ અનાદિ કાળથી ચાલ્યો આવતો હોય એવું જ જણાય છે. આથી એમનો સમાજ પિતૃસત્તાક સિદ્ધ થાય છે. આ જ પિતૃસત્તામાંથી કુરૂ--પંચાલવાળાઓએ એક બાજુથી. અનાર્યો સામે લડનાર પોતાના સેનાનાયકોને રાજા બનવા દીધા. બીજી બાજુએ વધતી જતી ધાર્મિક વ્યવસ્થા અને ધાર્મિક કાર્યોના સંચાલન માટે એક જુદો બ્રાહ્મણ--વર્ગ કાયમ કર્યો ઐતિહાસિક કાળ (ઋગ્વેદના શરૂના સમય માં પણ પંચાલના રાજા વિશ્વામિત્ર અને કુરુના રાજ્યાધિકારી દેવાપિને ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ બનતા આપણે જોઈએ છીએ.

પિતૃસત્તાકમાં ધાર્મિક અને શાસન ચલાવવાનાં કાર્યો પિતરો જ કરતા, એ ઇબ્રાની અને બીજી જાતિઓ ના ઇતિહાસથી સિદ્ધ થાય છે. ગંગાની તળેટીમાં આ બે કાર્યોને બે ભાગમાં વહેંચી દઈને રાજા અને પુરોહિત (બ્રાહ્મણ) ના વર્ગો કાયમ કરી દેવામાં આવ્યા. આરંભમાં રાજા અને પુરોહિતની પસંદગી (વરણી) કરવામાં આવતી. પરંતુ આ અધિકારને પસંદગીને બદલે જન્મગત બનાવી દીધાના ઉદાહરણો ઇતિહાસમાં ભર્યાં પડયાં છે.

બધું જ વૈદિક સાહિત્ય અને બ્રાહ્મણ સાહિત્ય, રાજતંત્રની જેટલા પ્રમાણમાં પુષ્ટિ કરે છે, અને ગણતંત્રની જેટલા પ્રમાણમાં ઉપેક્ષા કરે છે, એનાથી માલૂમ પડે છે કે પિતૃસત્તા, ગણતંત્ર અને રાજતંત્ર (બ્રાહ્મણતંત્ર)માં વિકસી રહી હતી. એજ સમયે એ પણ સમજાઇ ગયું હતું કે, બ્રાહ્મણ--વર્ગનો મેળ ફક્ત રાજતંત્ર સાથે જ ખાય એવું છે. રાજતંત્ર સફળ થયું એનું કારણ જનપદની જનતાનું મિશ્રણ હતું. એમાં આર્યો ઉપરાંત પરાજીત અનાર્યોની સંખ્યા પણ સારા પ્રમાણમાં હતી અને પૂરેપૂરા સંસ્કૃત લોકો પણ મોજૂદ હતા.

પિતૃસત્તાક સમાજ અને ગણસત્તાક સમાજ એ બન્ને પૂર્વજોના લોહીના જબરા પક્ષપાતી હતા. ગણોમાં જનસત્તા હતી ખરી, પરંતુ તે ફક્ત ગોરી ચામડીવાળા આર્યોને માટે જ કે જેમણે એમના એ જનને 'વસાવ્યો' હતો. એમાં આર્યજનો અને અનાર્યજનો વચ્ચે અથડામણ થતી. એ બન્નેને દબાવવાને માટે શાસક અને શાસિતની વ્યવસ્થા ઉભી કર્યા સિવાય બીજો રસ્તો નહતો. એથી વિરૂદ્ધ, રાજતંત્ર આ અથડામણને દૂર કરવાને

માટે એ સામસામા વર્ગોની ઉપર, 'બન્નેને સમાન નજરે જોનાર' તરીકેનો દાવો કરતું. આમાં અનાર્યજનોને એટલો અધિકાર ન મળ્યો, પરંતુ તેમ છતાં ગણતંત્ર કરતાં રાજતંત્રને એમણે સંતોષકારક તરીકે સ્વીકારી લીધું. કારણ કે એ તંત્ર હેઠળ આર્યજનો પણ પોતાની જેમ જનસત્તાથી વંચિત હતા.

**૨: ફિલસ્તીન (યહૂદી)**: ઇબ્રાની (યહૂદી) જાતિઓમાં પિતૃસત્તા હતી એ વાત બાઈબલના અભ્યાસીઓ સારી રીતે જાણે છે. પરંતુ એ પિતૃસત્તા પણ એમના જ મૂસા, દાઉદ, ઇબ્રાહીમ વગેરે મહાન પિતરો ( Patriach ) પાસેથી મળેલી. જ્યાં સુધી યહૂદી કબીલાઓ વિસ્તાર પામીને બીજા સ્થળોએ ફેલાયા નહિ અને બીજી જાતિઓ અથવા કબીલાઓ સાથે સેળભેળ થવા લાગ્યા નહિ, ત્યાં સુધી એમનો આ પિતૃસત્તાક સમાજ અખંડિત રહ્યો. બાઇબલના આ પિતરો શાસક અને પુરોહિત બન્ને હતા. એમનામાં ધર્મ અને શાસનના વિભાગ પડેલા ન હતા. મિસર, અસુર, પારસી, યૂનાની અથવા તો રોમક, રાજશક્તિથી હારી જતાં, યહૂદી પિતરો ફક્ત મુખ્ય પુરોહિતો બની રહ્યા. યહૂદિયોએ જૂની પિતૃસત્તાને ફરી સ્થાપવાની ઘણી વાર કોશીષ કરી, પરંતુ લાંબા સમય માટે તેમને કદી સફળતા મળી નહિ. ઘડીઆળના કાંટાઓની ગતિ પાછળ ફેરવી શકાય નહિ.

**૩: ઈરાન**: ઈરાનીઓનો પહેલો રાજા દેયક, મદ્ર અથવા તો મિડિયાના રાજવંશનો સંસ્થાપક (મૃત્યુ ઈ. સ. પૂ. ૬૫૫) હતો. એના વિષે કહેવાય છે—"ન્યાયને માટે તો એની કીર્તિ પોતાના ગામની બહાર પણ એટલી ફેલાઇ કે લોકો પોતાના ઝગડા પતાવવા, એની પાસે આવવા લાગ્યા. એમાં એનો એટલો બધો સમય વ્યતીત થવા લાગ્યો કે, એણે એ કામ છોડી દીધું. ન્યાયની વ્યવસ્થા ન થતાં ગામોમાં અશાંતિ ફેલાઈ ગઇ. આમ થતાં લોકોને લાગ્યું કે, આવીજ જાતની અવ્યવસ્થા રહેશે તો દેશમાં રહેવું આપણને ભારે પડી જશે. માટે આપણે આપણો એક રાજા બનાવીએ, જે રાજ્યની વ્યવસ્થા કરશે અને આપણે શાંતિપૂર્વક આપણાં ઘરબારનું કામ સંભાળશું. ને એમણે દયઉક્કૂ (દેવક) ને પોતાનો રાજા પસંદ કર્યો અને હગ્મતન (હમાદાન) રાજધાનીનું શહેર બન્યું'.'

આથી એ સ્પષ્ટ થાય છે કે, મદ્રજાતિએ દેવકને રાજા બનાવી પિતૃસત્તા ને સ્થાને રાજસત્તા સ્થાપી. પરંતુ આ કથામાં સૈનિકનો પક્ષ છોડીને ફક્ત રાજનૈતિક–અથવા તો શાસનના પક્ષ પરજ બધો ભાર મૂકવામાં આવ્યો છે.

ઇતિહાસ આપણને દેખાડે છે કે, મદ્રપ્રદેશ, અસુર સામ્રાજ્યની અસર નીચે હતો. સ્વતંત્રતાપ્રેમી મદ્રો પરતંત્ર બનવા ઇચ્છતા ન હતા. એટલે એમને વશ કરવા અસુર રાજાઓને કેટલીયવાર એમની ઉપર ચઢાઇઓ કરવી પડેલી. સૌથી છેલ્લી ચઢાઇ અસુર રાજા હદ્દને ઈ. સ. પૂ. ૬૭૪માં કરેલી. મૂળ વાત એમ જણાય છે કે, ઇરાનીઓ જુદા જુદા કબીલાના મહાપિતરોની નેતાગીરીમાં અસુર સામ્રાજ્ય સાથે લડાઈ કરવામાં અસફળ થયા હતા. બધાજ કબીલાઓને સંગઠિત કરીને અસુર સેનાનો સામનો કરે તો જ તેઓ સફળ બની શકે તેવું હતું.

આવા સંયુકત સામનાને માટે એક સેનાના સંચાલન કરનારની જરૂરત હતી. દેવકમાં નેતાગીરીના સ્વાભાવિક ગુણો હતા. એટલે એજ સેના નાયક બન્યો અને પાછળથી એજ પ્રદેશને સ્થાયી બનાવી એને રાજા બનાવી દેવામાં આવ્યો. આવી જાતનું રાજતંત્ર સ્થાપ્યા વિના મદ્ર લોકો સફળ થઇ ન શકત એ પણ ચોક્કસ હતું. પિતૃસત્તાની વિખરાયેલી શક્તિને દબાવવામાં રાજસત્તાની સંગઠિત શકિત હમેશાં સફળ થતી રહી છે. એટલે જ આપણે પિતૃસત્તાની પછી રાજસત્તાને આવતી જોઇએ છીએ; અથવા તો એમ કહેવું જોઇએ કે પિતૃસત્તાએ સામન્તસત્તાનું રૂપ લીધું. સામન્તસત્તાનું જ વધુ વિકસિત અને શક્તિશાળી રૂપ રાજસત્તા છે.

શ્રમની ઉત્પાદન શકિતની ઉન્નતિ. આર્થિક બળોનો વિકાસ અને કેન્દ્રીકરણ એ રાજસત્તનો મૂળ પાયો તો છે જ. પણ સાથે સાથે પ્રબળ શત્રુઓના મુકાબલા માટે રાજનૈતિક અને લડાયક શક્તિઓનું કેન્દ્રીકરણ પણ એમાં મુખ્ય વસ્તુ છે એ વાત મનુષ્યને સામ્રાજ્યવાદ અને ફાસિઝમના ઉગમ પહેલાં ઘણા સમયથી સમજાઇ ગઇ હતી. આદિ સામ્યવાદી સમાજ (કમ્યુન) થી જન–સમાજ આ વિષયમાં આગળ વધ્યો હતો. એટલે જ એ તેનું સ્થાન લઇ શકયો. પિતૃસત્તાએ વિશાળતામાં નહિ પણ ગંભીરતામાં આ સંગઠન વધુ મજબૂત બનાવ્યું. જનતંત્રના સ્વતંત્રતા–પ્રેમને ઓછો કરવાની સાથે એણે સ્વેચ્છાચારને હટાવ્યો અને જનની શકિતને પણ મજબૂત બનાવી.

એટલે જ પિતૃસત્તા, આર્થિક શોષણ પર આધાર રાખવા છતાં, ઉચ્ચ નીચ શ્રેણી તથા વ્યક્તિગત સ્વાર્થ વગેરે દોષોવાળી હોવા છતાં, પોતાની શક્તિને કેન્દ્રિત કરીને સબળ બનવામાં સફળ થઇ. કેન્દ્રીકરણમાંથી ઉત્પન્ન થયેલી આ જોરદાર રાજ્ય [દમન] શકિતનું મહત્વ જોઇને જ તો જૂના ભારતીય સમાજમાં

ચક્રવર્તીની કલ્પના પ્રચલિત થઈ. સામંતો માત્ર રાજા જ નહિ પરંતુ ચક્રવતી (આખીય પૃથ્વી અથવા તો એમાનાં એક મોટા ખંડના રાજા) બનવા ઈચ્છતા હતા. ખુદ લોકોમાં પણ એને માટે પ્રશંસાના શબ્દો સંભળાતા. કેન્દ્રીકરણથી શા ફાયદા થતા તે આપણે બતાવ્યું, છતાં એથી એ પ્રશ્નોનો જવાબ નથી જ મળતો કે એને સફળતા શાથી મળી. એ બાબતમાં આપણે આગળ વધુ જાણીશું. અહીં માત્ર એટલું જ યાદ રાખવું જરૂરી છે કે, બધાના મૂળમાં, ઉત્પાદનની જુદી જુદી ક્રિયાઓનો વિકાસ કામ કરી રહ્યો હતો. પશુપાલન મારફત ઉત્પાદનશકિત વધી, અને એમ થતાં પુરૂષ સ્ત્રીથી આગળ વધીને સમાજની નેતાગીરી છીનવી લેવામાં સફળ બન્યો. આગળ જતાં ખેતીવાડીમાં, ઉદ્યોગોમાં તથા ઉત્પાદનનાં બીજા કાર્યો અને લડાઈમાં કામ આવે તેવા તાંબા પિત્તળ તથા લોઢાનાં હથિયારો શોધાતાં વ્યકિતગત સંપત્તિ મારફત વ્યકિતનું મહત્વ વધ્યું અને એણે સમાજને પોતાની આસપાસ રચીને એનાં બળોનું કેન્દ્રીકરણ કર્યું.

૪: મિસર : માનવ સમાજના વિકાસમાં મિસરનો જબરો હાથ છે. જ્યાંસુધી ઐતિહાસિક શોધખોળને લાગેવળગે છે ત્યાં સુધી મિસર એક એવો દેશ છે કે જ્યાં માનવ સંસ્કૃતિનો સૌથી પહેલાં વિકાસ થયો. મેસોપોટેમિયા બાબુલ અને અસુરની સંસ્કૃતિ મિસરી સંસ્કૃતિની ઋણી છે. સિન્ધુ તળેટીમાં મોહન જો ડેરો, હરપ્પાની સંસ્કૃતિ મેસોપોટેમિયન સંસ્કૃતિની સમકાલીન તથા એક બીજાથી પ્રભાવિત થયેલી સંસ્કૃતિ હતી. સિન્ધુ સંસ્કૃતિની જે સામગ્રી અત્યાર સુધીમાં હાથ લાગી છે, એમાંથી કોઈ પણ રહસ્ય ખૂલે એવી ચાવી હજુ નથી મળી ગઈ. છતાં મિસરી સંસ્કૃતિથી એ જૂની છે એવું માનવાને કોઈ કારણ નથી મળ્યું. સંભવ તો એવો છે કે પોતાની ભગિની મેસોપોટેમિયન સંસ્કૃતિની જેમ એ નાઈલ નદીની તળેટીની–મિસરની સંસ્કૃતિની જ ઋણી છે. એનો અર્થ એમ પણ નથી કે બધી જ માનવ પ્રગતિનું એક માત્ર ઉગમસ્થાન મિસર જ છે.

માનવ સંસ્કૃતિને મિસરમાં વિકસવાને માટે કેટલીય સગવડો હતી. દક્ષિણથી ઉત્તર તરફ વહેતી નાઈલ નદી જે જમીનને પોષણ આપે છે, તે એક સ્થળેથી બીજે સ્થળે ભટકનારાં ટોળાંઓને વસવાટ કરવાને માટે ખૂબજ અનુકૂળ જગ્યા હતી. આખરી હિમયુગ પૂરો થતા આવ્યો, તે વખતે સહરાનું રણ ઘાસનું મેદાન હતું. ત્યાં ઋતુની કઠોરતા ઓછી હતી અને ફળ–ફૂલની છત હતી.

એમ જણાય છે કે માણસે ફળફૂલના સંચય અને શિકારની અવસ્થા સૌથી પહેલાં નાઇલ નદીની તળેટીમાં જ પૂરી કરી હશે. એ વખતે સહરાથી નાઇલની તળેટીમાં આવવું આજની જેમ કઠણ ન હતું. કારણ રેતીનું ત્યાં જોર ન હતું. આ ઘરબાર વગરની ટોળીઓને, પશુપાલનની શરૂઆત કરવા માટે ત્યાં ચારાની સગવડ હતી. અને ખેતીમાં પણ સૌથી પહેલ વહેલાં જે જવ ઉગાડવાની તરફ એમનું ધ્યાન ગયેલું, એ જંગલી જવ તથા ચારાની જમીન એમને ત્યાં મળી આવ્યાં. આજ જવ પશુના ચારા પછી માણસના ખોરાક તરીક પણ પસંદ કરવામાં આવ્યા. પશુપાલનની સ્થિતિમાં ખાસ કરીને જ્યારે માણસ ચારાને ઉગાડવા લાગ્યો ત્યારે એની ભટકવાની વૃત્તિ ઓછી થઇ. પાછળથી જ્યારે એ ખેતી કરવા લાગ્યો ત્યારે તો એ સ્થાયી ઘરો બનાવીને રહેવા લાગ્યો.

આપણે જે નાઇલની ખીણની વિશેષતા વિષે કહી રહ્યા હતા તે એ હતી કે નાઇલનું પાણી વિષુવૃત્તની પાસેના પહાડો અને કુદરતી તળાવોમાંથી આવતું હતું. વિષુવૃત્ત પર જે રીતે રાત દિવસ સરખાં હોય છે, તે રીતે ઋતુ પણ એક સરખી અને વરસાદ પણ એક સરખો થાય છે. નાઇલના પૂરની હદ એ યુગના ખેડૂતોના ધ્યાનમાં હતી. ઋતુ તથા પૂરના આ નિયમિત આગમનને લીધે માણસને પૂરી શ્રદ્ધાથી ખેતી વિષે નવા પ્રયોગો કરવાનો મોકો મળ્યો. જવનાં ખેતરો વધારવાની સાથે એણે પાણીની નાની નાની નહેરો બનાવીને એ ખેતરોને પાણી પાવાં શરૂ કર્યાં. નાઇલવાસીઓ આ રીતે ખેતીના જ નહિ, પણ એને પાણી કેમ પાવાં એના પણ મૂળ શોધકો બન્યા.

એમ જણાય છે કે નાઇલવાસીઓજ સૌથી પહેલાં ભટકવાનું છોડીને સ્થાયી વસવાટવાળા માણસો બન્યાં. આ રીતે સ્થિર બનતાં, એક જગ્યાએથી દેખાતા કુદરતી ફેરફારોને સમજવાનો એમને સારો મોકો મળ્યો. એમણે જોયું કે નાઇલનાં પૂર એક ચોકકસ સમય પછી એકધારાં આવ્યા જ કરે છે. એમણે એ પણ જોયું કે પૂર હમેશાં એ વખતે આવે છે કે જ્યારે **લુબ્ધક (લોધવા)** તારો કેટલાય માસે અસ્ત થયા પછી પાછો ઉગતો દેખાવા લાગે છે. એમણે લુબ્ધકના અસ્ત થવાના અને ઉગવાના દિવસો ગણી સૌર વર્ષની ગણત્રી જાણી લીધી.

**હવે** પૂર આવવાની પહેલાં ભવિષ્યવાણી કરી શકાતી હતી. જે **માણસે સૌથી પહેલાં** આ વાતની શોધ કરી, **એનું** માન વધવાની **જરૂર**

હતી. એ મહાપિતર, સામન્ત અને રાજા બની શકતો હતો. લોકો એને સર્વજ્ઞ અને સર્વશકિતમાન માનવાની ભૂલ સહેલાઇથી કરી શકતા હતા. મિસરના અદીમ ફરઉન આ જાતના 'સર્વજ્ઞ' કે 'સર્વશકિતમાન' કહેવાયા હશે. એ જ રીતે માન આપવાનુ ચાલુ રહ્યું. જેવી રીતે આજના ભારતના સમજુ શિક્ષિત લોકો પણ "રામ રામ" "કૃષ્ણ કૃષ્ણ" કહી પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરે છે.

માનવતત્વજ્ઞોનું કહેવું છે કે ખેતી, ખેતીને પાણી પાવાની રીતો, વર્ષની ગણતરી તથા કેટલીય બીજી વિદ્યાઓની શોધ પહેલ વહેલાં નાઇલને કાંઠે જ થઇ. પાછળથી એ દજલા–ફરાતની તળેટી ( મેસોપોટેમીઆ ) માં જ નહિ, પરંતુ સિન્ધુની તળેટી, ચીન, પ્રશાન્ત સાગરના બેટો, અમેરિકા અને યુરોપ સુધી ફેલાઇ ગઇ.

પિતૃસત્તા–કાળમાં વૈયકિતક સંપત્તિની પૂરી સ્થાપના થઇ ગઇ હતી. પશુપાલન અને ખેતીની શોધ એને ખૂબ મદદગાર બન્યાં હતાં. કેટલાંક પંડિતોનું કહેવું છે કે વૈયકિતક સંપત્તિ આવી, તે પહેલાં માનવ જાતિને અંદરો-અંદર ઝગડવાનાં કારણો ન હતાં. માણસો એકઠા રહીને ફળ–મૂળ એકઠાં કરી, શિકાર કરી, મેળવેલી વસ્તુ વહેંચી લઇને પોતાનું ગુજરાન ચલાવતા હતા. ખોરાક ન મળતો તો બધા સાથે જ ભૂખ્યા રહેતા. વૈયકિતક સંપત્તિએ માણસમાં લોભ–સ્વાર્થનો વધારો કર્યો, અને ત્યારથી સમાજમાં ભારે મોટા કલહોનાં બીજ રોપાયાં.

## ૨ : કુટુંબ અને લગ્ન

જન સમાજમાં એક શિથિલ એવો મિથુન વિવાહ પણ શરૂ થઇ ગયો હતો. એમાં પતિપત્નીનો ભાવ હોવા છતાંય પત્નીને માટે એવો કડક નિયમ ન હતો કે એ બીજા પુરૂષ પાસે ન જાય; ને તે ખાસ કરીને જ્યારે સ્ત્રીના જ પ્રાધાન્યવાળો માતૃસત્તાનો યુગ હતો ત્યારે. પરંતુ સમાજમાં જ્યારે પુરૂષ મુખ્ય બની ગયો, સંપત્તિનું ઉત્પાદન અને સ્વામિત્વ એના હાથમાં ચાલી ગયું, ત્યારે સ્ત્રીનું એ સ્વચ્છંદીપણું પુરૂષને પસંદ પડયું નહિ. પરિણામે સ્ત્રીને પુરૂષને વશ રહેવાનો સ્વીકાર કરવો પડયો. અને સ્ત્રીને માટે એક વિવાહની પ્રથા શરૂ થઇ. એ મુજબ એક સ્ત્રીનો એક જ પતિ અને તે પણ ચોકકસ કરવામાં આવેલો. પતિના ગુજરી ગયા પછી બીજા લગ્નને માટે કોઇ અટકાયત ન હતી. એકવિવાહનો સ્ત્રીને માટે તો ખૂબજ કડકાઇથી અમલ કરવામાં આવ્યો. પરંતુ પુરુષ પર એ નિયમ

એટલો લાગુ પડતો ન હતો. એશિયામાં તો ખુલ્લે ખુલ્લી રીતે એક પુરુષ કેટલીય સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકતો. ઉપરાંત ભારત તથા કેટલાય બીજા દેશોમાં હજુયે એને શરમની વાત લેખવામાં આવતી નથી.

યુરોપમાં એક પત્નીત્વનો વર્તાવ ખૂબજ પળાતો; અને એ ઐતિહાસિક સમયમાં યૂનાન તથા રોમ અને યુરોપના આજકાલના દેશોમાં પણ એકથી વધુ સ્ત્રીની સાથેના લગ્નને સમાજ ક્ષમ્ય નથી ગણતો. એ રીતે કાંઇ નહિ તો આ વાતમાં તો યુરોપીય સમાજ એશિયાથી (અને આપણા દેશથી પણ) જરૂર આગળ વધેલો હતો. છતાં એનો અર્થ એમ નથી કે શરીર સંબંધમાં યુરોપે સ્ત્રીને પુરુષ જેટલી જ સમાનતા આપી હતી. ત્યાં એકજ સ્ત્રી સાથે લગ્નની છૂટ હોવા છતાં રખાતો માટે અને વેશ્યાગમન માટે પુરૂષને એક પ્રકારે ઉઘાડો પરવાનો હતો.

સ્ત્રી કદાચ એવું કરે તો એની સાથે જે કડકાઇ ભર્યું વર્તન થતું તેમાંનું કશું પુરૂષને માટે ન થતું. સ્ત્રીના એવા સ્વેચ્છાચાર પર તો સમાજ એને માટે જીવન અકારૂં બનાવી દેતો. અહીંયાં પણ પુરુષનું પલ્લું ભારે રહેતું કારણ કે પોતે ઉપજાવેલ સંપત્તિને લીધે એ સમાજનો ધણી બની બેઠો હતો. સ્ત્રી પુરૂષના સંબંધો પરત્વેજ નહિ પરંતુ બીજા પણ કેટલાય સામાજીક સંબંધોમાં આ પિતૃસત્તાનો યુગ બિલકુલ નવું જ પરિવર્તન લાવે છે. જનના સમાજમાં આદિ સામ્યવાદ થોડા નિર્બળ જરૂર બન્યો હતો, પરંતુ તે બિલકુલ નાશ પામ્યો ન હતો. પિતૃસત્તા સ્થાપિત થતાં એ તદ્દન નાબુદ થાય છે અને આપણે વર્ગભેદવાળા સમાજમાં દાખલ થઇએ છીએ.

### ૩ : હથિયાર અને ઓજારો

પિતૃસત્તા સ્થાપિત થવાની સાથે જ આપણે બર્બર-સંસ્કૃતિના ઉચ્ચતમ શિખર પર પહોંચીએ છીએ. પથ્થરો, હાડકાં, શીંગડાં તથા લાકડાનાં હથિયારો તો માણસ ઘણા સમયથી વાપરતો હતો. હવે તેણે તાંબુ શોધી કાઢ્યું. એમ થતાં માનવીની શક્તિમાં ક્રાંતિકારક પરિવર્તન થયું. હવે એ તાંબાના કુહાડા, ભાલા અને તીરની અણીઓ વાપરી શકતો. જે જાતિએ આ અજ્ઞાત ધાતુને શોધી કાઢી હશે, એણે પથ્થરનાં હથિયારધારીઓને એવી રીતે દબાવ્યા હશે, જે રીતે અસ્ત્રોમાં વધુ શક્તિશાળી યુરોપીય જાતિઓએ પશ્ચાત રહેલી એશિયા કે આફ્રિકાની જાતિઓ પર હલ્લા કર્યા હતા.

સૌથી પહેલાં ધાતુ ઓળખનાર જાતિ મિસરી હતી, મિસરનો સૌથી

જૂનો પિરામિડ ચિયોફ ઈસવી સનની પહેલા ચાર હજાર વરસે બનેલો. એમાં ચણવામાં આવેલ મોટા મોટા પથ્થરોને તાંબાની છીણીઓ વડે જ તોડવામાં આવેલા. આપણે એ બાબતમાં અગાઉ જોઈ ગયા છીએ કે. એમણે લાકડાના છેડા પથ્થરોમાં જાય તેવડા જ ભાગ છીણીથી કરેલા. બાકીના પથ્થરોને તોડવામાં તો. લાકડાના આણુસમૂહોની શક્તિનો ઉપયોગ કરેલો.

સંભવ છે કે આજ કાળમાં, માણસે જસત અને તાંબુ મેળવીને પિત્તળ બનાવવાની શોધ પણ કરી હોય.

તાંબુ મળતાં માણસ પોતાના માનવદુશ્મનો અને પશુઓની સરખામણીમાં વધુ શક્તિશાળી બની ગયો હતો. સાથે સાથે હવે એને શિલ્પકામને માટેનાં ઓજારો તથા બીજા હલકા પાવડા, કોશો વગેરે બીજો સામાન મજબૂત બનાવવાની સગવડ મળી ગઈ. માટીનાં વાસણોથી શરૂઆત કરી. હવે તે તાંબાનાં વાસણો બનાવવા સુધી પહોંચી ગયો હતો. એટલે હવે એ માત્ર શેકેલું જ નહિ પણ પકાવેલું માંસ તથા અનાજ પણ ખાઈ શકતો હતો.

પોતાનાં તેજ હથિયારોની મદદથી હવે તે જંગલો સાફ કરીને. ખેતીને વધારી શકતો હતો.

### ૪ : સંપત્તિ

પશુપાલને પિતૃસત્તાને સ્થાપિત કરી અને પુરુષના પ્રધાન્યની સાથે વ્યક્તિગત સંપત્તિનો રસ્તો ખોલી આપ્યો. ખેતીએ માણસને ભમતો બંધ કરી સ્થાયી વસવાટ કરતો બનાવ્યો. જો કે જમીનની માલિકી તો હજી વૈયક્તિક નહિ પણ સહિયારી ગણાતી. એમ છતાં એનાં ઉપયોગ અને ઉપજ તો વૈયક્તિક બની ગઈ હતી. જમીનની સમૂહગત માલિકી તો ભારત અને રશિયામાં પાછલી સદી સુધી રહી છે. અમ્દો [કન્સુ ચીન]ના કેટલાય તિબેટી કબીલાઓમાં હજુ પણ જમીન ઉપર પરિવારનો અધિકાર નહિ પરંતુ આખા ગામનો અધિકાર હોય છે. દર ત્રીજે વરસે ખેતરને પડતર રાખવામાં આવે છે. ત્યાર બાદ એને ખેડવા માટે દરેક પરિવારને વહેંચી દેવામાં આવે છે. બે વર્ષ વાવણી કર્યા પછી ખેતરને એક વર્ષને માટે પડતર રાખવામાં આવે છે. શીખ લોકોના શાસન કાળ. ઓગણીસમી સદીની શરૂઆત સુધી પંજાબના ઘણા ભાગની જમીન પર આખા ગામની માલિકી ગણાતી. દરેક પરિવારને ખેડવાને માટે જમીન મળતી પરંતુ એ એને ગિરવી મૂકી શકતો નહિ કે વેચી શકતો નહિ. ઝારશાહીના આખરી દિવસો ઈ. સ. ૧૯૧૭ સુધી રશિયામાં ઘણી જગ્યાએ આજ પ્રથા ચાલુ હતી.

ઑક્ટોબરની ક્રાંતિએ સામ્યવાદી સંપત્તિનું આ સ્વરૂપ વધુ વ્યાપક બનાવ્યું અને જૂની પ્રથાને હટાવી દીધી.

પરંતુ એ યુગમાં એક વાર વ્યક્તિગત સંપત્તિનો રિવાજ શરૂ થઇ ગયો એટલે લોકોમાં એની લાલચ ફેલાઈ ગઈ, અને એટલે જ કેટલીય જાતિઓમાં જમીનની વ્યક્તિગત માલિકી હોવાનું જરૂરી બની ગયું. જમીન પર વ્યક્તિની માલિકી આવતાં એનો વિનિમય એટલે કે ગિરો મૂકવાનું કે વેચવાનું કાર્ય પણ ચાલુ થઇ ગયું. આ રીતે વ્યક્તિગત સંપત્તિએ, કોઈ પરિવારને વધુ પશુઓ અને ખેતરવાળો બનાવ્યો, તો કોઇ પરિવારને થોડાં પશુ અને ખેતરવાળો કે બિલકુલ એના વગરનો બનાવી દીધો, અને એ રીતે સમાજમાં અસમાનતા ઉપજાવી. એમાં શક નથી કે નવી વ્યવસ્થા કોઈ ઉચ્ચ આદર્શ કે ભાવનાથી પ્રેરાઇને અસ્તિત્વમાં આવી ન હતી. એના મૂળમાં ઘૃણા ઉપજાવે તેવો લોભ, નિર્દય મનમાન્યાપણું, નીચ ભાગીદારી અને સાર્વજનિક સંપત્તિની સ્વાર્થપૂર્ણ લૂંટ જ કામ કરી રહી હતી.

**બુદ્ધ અને વ્યક્તિગત સંપત્તિ**—સહિયારી સંપત્તિ ખતમ થવાને પેઢીઓ પસાર થઇ ગઇ, તો પણ એના પ્રશંસકો ને વ્યક્તિગત સંપત્તિના નિન્દકો પેદા થતા જ રહ્યા. નવમી સદીના તિબેટના સમ્રાટ મુને-ચેન્પો- ( ઇ. સ. ૮૪૬-૪૭ ) એ તો આ અસમાનતાથી મોટા ભાગની જનતામાં જે અસંતોષ અને અસહ્ય ગરીબી આવી તેને દૂર કરવાને માટે સંપત્તિને સહિયારી બનાવી નહિ, પરંતુ એને સમાન રીતે વહેંચી નાખી. મુને-ચેન્પોના આ અનોખા સામ્યવાદને બુદ્ધના ઉપદેશોમાંથી પ્રોત્સાહન મળ્યું હતું. બુદ્ધ પોતે તો સંપતિને વ્યતિગત વહેંચવાના નહિ પણ સહિયારી કરવાના પંથના હતા. આ વિષયમાં એમના વિચારો અગ્ગંસુત્ત ( દીર્ઘનિકાય ૨૭ )ના ઉપદેશમાં વાંચવા મળે છે. લોકો અને માનવ-સમાજની વાતો કરતાં બુધ્ધે કહ્યું છે—

"...( લોક ) જગત વિવર્ત (પ્રગટ) થતાં... બધીજ જગ્યાએ પાણી જ પાણી હોય છે. ઘનઘોર અંધકાર ફેલાયેલો રહે છે. નથી ચંદ્ર દેખાતો કે નથી સૂરજ દેખાતો કે નથી તારા દેખાતા. રાત દિવસનો ભેદ કળાતો નથી. મહિનાઓની સમજ પડતી નથી કે નથી અંધારા અજવાળા પક્ષની ખબર પડતી. ત્યાં ઋતુ કે વર્ષ નથી જણાતાં, નથી સ્ત્રી કે પુરૂષ જણાતાં.

" ...એ વખતે ગરમ દૂધ ઠંડું થતાં એના પર જેમ મલાઇ જામે એ

રીતે રસા 'પૃથ્વી' ફેલાઇ... ચંદ્ર ને સૂરજ, મહિના અને પક્ષ...ઋતુ અને વર્ષ જણાવા લાગ્યાં. પછી નાગફણીશી પૃથ્વીની પોપડી પ્રગટ થઇ...પછી ભદ્રલતા [એક મીઠી વેલ] ઉત્પન્ન થઇ...સત્ત્વ [પ્રાણીઓ] ભદ્રલતાને ખાવા લાગ્યાં. પછી વગર ખેડયે વાવ્યે ખુદ ચોખા ઉપજ્યા. એ વગર ખેડેલા વાવેલા ચોખા તેઓએ ઘણા દિવસો સુધી ખાધા. સામસામી નજર મળતાં [સ્ત્રી પુરૂષમાં] રાગ [પ્રેમ] ઉપજ્યો. એમણે મૈથુન કર્મ કર્યું. એ વખતે લોકો જેમને મૈથુન કરતાં જોતાં તેમના પર કોઇ ધૂળ ફેંકતું, કોઇ કાદવ ઉડાડતું તો કોઇ છાણ ફેંકતું. એ કહેતાં: હટી જા વૃષલી [શૂદ્રી, પાપી!] હટી જા વૃષલી! એક પ્રાણી બીજા પ્રાણી સાથે આવો વ્યવહાર કરે!' અને એ જ રીતે આજે પણ કોઇ કોઇ દેશોમાં લોકો નવોઢા વધુને લઇ જતી વખતે ધુળ ફેંકે છે, એ એ જ જૂની વાતનું સ્મરણ છે. છતાં તેઓ એનો અર્થ સમજતાં નથી. એ સમયે જેને અધર્મ મનાતો તેને આજે ધર્મ મનાય છે.... પછી તેણે ઘર બનાવવાનો આરંભ કર્યો.

"ત્યારે કોઇ આળસુને મનમાં થયું, સવાર સાંજ બન્ને વખતે ચોખા એકઠા કરવા જવાની તકલીફ શા માટે ઉઠાવવી? શા માટે એક જ વખતે સવાર સાંજ ચાલે તેટલા શાલિ (ચોખા) ન લઇ આવવા? અને એ પ્રાણી એકી વખતે લઇ આવ્યો. એ વખતે કોઇ બીજે પ્રાણી પહેલા પ્રાણી પાસે ગયો અને જઇને બોલ્યો: 'ચાલો આપણે ચોખા લેવા જઇએ.' ત્યારે પહેલા પ્રાણીએ જવાબ આપ્યો કે 'હે પ્રાણી અમે તો લઈ આવ્યા છીએ.'

"ત્યારથી એ પ્રાણી પણ પેલા સત્ત્વની દેખાદેખીથી એકી વખતે ચોખા લઇ આવ્યો. ત્રીજે સત્વ પણ એની દેખાદેખીથી એકી સાથે ચાર દિવસ ચાલે એટલા ચોખા લઇ આવ્યો....

"ત્યારથી પ્રાણી પોતપોતાને માટે ચોખાને એક જગ્યાએ એકઠા કરીને ખાવા લાગ્યા. (એમના એ પાપથી) ચોખાની ઉપર ફોતરાં પણ બનવા લાગ્યાં, એકવાર ઉખેડી લેવાને લીધે અને પછી ત્યાં એ જમા ન રહેતાં એ સ્થાન ખાલી જણાવા લાગ્યાં અને શાલિ ચોખાનાં ખેતરો ટુકડા ટુકડા દેખાવા લાગ્યાં.

"ત્યારે બધા એકઠા મળી મોટેથી કહેવા લાગ્યા "આપણ પ્રાણીઓમાં પાપ પ્રગટ થવા લાગ્યાં છે. એમણે શાલિનાં ખેતરો વહેંચી લીધાં અને ખેતરોમાં વાડો બાંધી દીધી.

"એ વખતે કોઇ લાલચુ સત્ત્વ પોતાના ભાગનું રક્ષણ કરતાં કરતાં

બીજાના ભાગને ચોરીને ખાઈ ગયા. લોકોએ એને પકડીને કહ્યું, 'હે સત્ત્વ તું આ પાપકર્મ કરી રહ્યો છે.' એ વખતે કોઈ એનો હાથથી કોઈ ઢાંથી ને કોઈ લાઠીથી મારવા લાગ્યું. ત્યારબાદ ચોરી, નિન્દા, ખોટું બોલવું એ બધાં દંડને પાત્ર (ગુના) ગણાવા લાગ્યા.

"ત્યાર પછી એ પ્રાણીઓ એકઠાં મળી કહેવા લાગ્યાં. 'પ્રાણીઓમાં પાપ પ્રગટ થયાં છે- એટલે ( આવો ) આપણે લોકો એક એવા પ્રાણીને પસંદ કરીએ, જે આપણા લોકોનાં નિંદનીય કામોની નિંદા કરે, કરવા જેવાં કામો આપણને બતાવે અને ન કરવા જેવાંનો નિકાલ કરી નાખે. અને આપણે એને આપણા શાલિ ( ધન ) માંથી ભાગ આપીએ.'

"ત્યાર પછી પોતાનામાં ( સૌથી વધુ ) વર્ણવાન ( સારા રંગવાળા ) દેખાવડા અને મહાશક્તિશાળીની પાસે જઈને બોલ્યા—" હે સત્ત્વ ! ( તમે ) ઉચિત અનુચિતનું યોગ્ય રીતે નિયમન કરો. નિન્દનીય કામોની નિંદા કરો. ઉચિત કામો બતાવો. નિકાલ કરી નાખવા જેવાનો નિકાલ કરો. અમે લોકો તમને શાલિનો ભાગ આપીશું.' એણે 'બહુ સારું' કહીને એ વાતનો સ્વીકાર કરી લીધો. મહાન જન ( મહાજન ) દ્વારા ' આ પસંદગી ) સમ્મત હોવાને લીધે 'મહાસમ્મત' ( એજ ) એનું પહેલું નામ પડયું. ક્ષેત્રો ( ખેતરો ) ના અધિપતિ હોવાને લીધે 'ક્ષત્રિય' એ બીજું નામ પડયું. ધર્મથી બધાનું રંજન કરતો એટલે 'રાજા' એ એનું ત્રીજું નામ પડયું...'

બુદ્ધના આ ભાષણથી સ્પષ્ટ જણાય છે કે, એમને મતે સહિયારી સંપત્તિને અંગત કે વ્યક્તિગત બનાવવી અને જમીનની વહેંચણી કરવી એ અધોગતિ હતી. સમય બદલાતાં અયોગ્ય વાત યોગ્ય મનાવા લાગે છે. વ્યક્તિગત સંપત્તિએ માણસને પોતાના ઉપર રાજાને લાદવાને લાચાર બનાવ્યો.

બુદ્ધ સંઘને વ્યક્તિથી ઉંચો માનતા. સંઘનો સ્વાર્થ ( ઓછામાં ઓછા ભોગ સામગ્રીને વિષે ) એમની દૃષ્ટિમાં વ્યક્તિગત સ્વાર્થ કરતાં વધુ મોટો છે. એકવાર બુદ્ધની અપર મા પ્રજાપતિ ગૌતમીએ બુદ્ધને ઓઢવાનો સુતરાઉ ધૂંસો અર્પણ કરતાં કહ્યું—'મેં કાંતેલ, મેં જ વણેલ. મારો આ નવો સુતરાઉ ધૂંસો છે એનો સ્વીકાર કરો.' બુધ્ધે જવાબમાં કહ્યું, 'ગૌતમી, આ સંઘને આપી દો. કેમ કે સંઘને દેવાથી મારું બહુમાન થશે અને સંઘનું પણ.' વધુ આગ્રહ થતાં બુધ્ધે કહ્યું કે, 'કોઈ રીતે હું અંગત દાનને સંઘ વિષયક ( સંઘને અપાતાં ) દાનથી વધુ નથી માનતો.' બુધ્ધે આ જગ્યાએ પોતાની

જાતને એક વ્યક્તિ તરીકે માનવા છતાં વ્યક્તિથી ઉપર સંઘ છે એમ જણાવીને એ કપડું સંઘને અપાવ્યું.

એમની દૃષ્ટિમાં સંઘનું મહત્વ કેટલું હતું તે ભિક્ષુઓને માટે બનાવેલા નિયમો [વિનય] પણ બતાવે છે. એનાં થોડાં ઉદાહરણો લઇએ.

"જે કોઈ ભિક્ષુ સંઘની પાટો, બેસવાના પાટલા કે ગાદીઓ ખુલ્લી જગ્યામાં બિછાવીને અથવા તો બિછાવરાવીને ત્યાંથી જતી વખતે તે ઉપાડતો નથી કે ઉપડાવતો નથી, અથવા તો વગર પૂછ્યે જ ચાલ્યો જાય છે, તેણે પ્રાયશ્ચિત કરવું પડશે.

"જે કોઇ ભિક્ષુ જાણી જોઇને સંઘના લાભને એક વ્યક્તિના લાભના રૂપમાં બદલાવવા પ્રયાસ કરે તેણે પ્રાયશ્ચિત કરવું પડશે.

બુદ્ધે જે આર્થિક સામ્યવાદનો સ્વીકાર કર્યો, તેનો ફેલાવો તેમણે સમગ્ર જનતામાં કરવાનો પ્રયાસ ન કર્યો; પરંતુ એને તેમણે ફક્ત પોતાના ભિક્ષુઓના સંઘ પૂરતો અનિવાર્ય બનાવી દીધો. ભિક્ષુઓ નીચેની આઠ ચીજો અંગત સંપત્તિ તરીકે રાખી શકતા:

| | |
|---|---|
| ભિક્ષાપાત્ર ( માટીનું ) | ૧ |
| પહેરવાનાં વસ્ત્રો (ચીવર) | ૩ |
| સોય | ૧ |
| અસ્તરો | ૧ |
| કમરબંધ | ૧ |
| જલ છક્કા (કમંડલું) | ૧ |

આ આઠ ચીજો સિવાયની બીજી બધી જ વસ્તુઓ સંઘની ગણાતી. દરેક વ્યક્તિ એને સંભાળીને વાપરી શકતી. કીટાગિરી ( કાશી ) માં સંઘનો એક આવાસ ( વિહાર ) હતો. ત્યાંના ભિક્ષુઓએ વિહાર અને એમાંની ચીજો અંદરો અંદર વહેંચી લીધી. જ્યારે બુદ્ધને આ વાતની જાણ થઇ ત્યારે એમણે કડકાઇથી કહ્યું : 'એ નાલાયકો કઈ રીતે સંઘની સૂવા–બેસવાની ચીજોને વહેંચી લઈ શકે ?' અને પછી જાહેર કર્યું— "આ પાંચ અવિભાજ્ય છે. એના ભાગ કરવા યોગ્ય નથી. એના ભાગ કરવામાં આવે છતાં એના ભાગ ન કર્યા બરાબર જ છે—( ૧ ) આરામ ( બાગ ) અને આરામનાં મકાન; ( ૨ ) વિહાર અને વિહારનું મકાન; ( ૩ ) પાટ, ગાદી, તકીયો; ( ૪ ) લોઢાનો (તાંબાનો) ઘડો; લોઢાનું વાસણ, લોઢાનો વારક, લોઢાની કડાઇ

વાંસલો, ફરસી, કોદાળી, ખનતી; ( ૫ ) વળી, વાંસ, મુંજ, ભાભડ, ઘાસ, માટી, લાકડાંના વાસણ તથા માટીનાં વાસણ. "

ભિક્ષુ ગુજરી જતાં ઉપરની આઠ ચીજો પર એ ભિક્ષુના શિષ્યનો નહિ પણ સંઘનો અધિકાર ગણાય છે. એટલું ખરૂં કે રોગી સ્થિતિમાં કોઈએ સારી રીતે સેવા કરી હોય તો એને માટે નીચેનો નિયમ હતો—

"ગુજરી જનાર ભિક્ષુનાં પાત્ર ચીવર ( વાસણ—કપડાં)નો માલિક સંઘ છે, કદાચ રોગીની સારવાર કરનારે ખૂબ જ કામ કર્યું હોય તો...સંઘ ત્રણ ચીવર અને પાત્ર રોગીની સારવાર કરનારને આપી દે."

દેવાની રીતની બાબતમાં કહ્યું છે— '...રોગીની સારવાર કરનાર સંઘની પાસે જઈને એમ કહે— ' ભન્તે ! ( માનનીય ! ) અમુક નામનો ભિક્ષુ ગુજરી ગયો છે. આ એનાં ત્રણ ચીવર અને પાત્ર છે. પછી કોઈ ચતુર સમર્થ ભિક્ષુ સંઘને સૂચવે કે 'પૂજ્ય સંઘ-મારૂં સાંભળો. અમુક નામનો ભિક્ષુ ગુજરી ગયો છે. આ એનાં ત્રણ ચીવર અને પાત્ર છે. જો સંઘને યોગ્ય જણાય તો એ ત્રણ ચીવર અને પાત્ર આ રોગીની સારવાર કરનારને આપે. આ સૂચના ( વિજ્ઞપ્તિ ) છે.'

ત્યારબાદ મૂળ ઠરાવ કે જેને અનુશ્રવણ કહેતા, તે રજુ કરવામાં આવતો—

" ભન્તે સંઘ મારૂં સાંભળો. અમુક નામવાળો ભિક્ષુ ગુજરી ગયો છે આ એનાં ત્રણ ચીવર અને પાત્ર છે. સંઘ એ ત્રણ ચીવર અને પાત્ર રોગીની, સારવાર કરનારને આપે છે. જે આયુષ્યમાનને આ કબુલ હોય એ ચૂપ રહે; જેમને કબુલ ન હોય તે બોલે."

" સંઘ સમક્ષ આજ શબ્દોમાં ત્રણવાર આ ઠરાવ રજુ કરવામાં આવતો ત્રણ વખત બોલાય ત્યાં સુધીમાં કોઈને એનો વિરોધ કરવો હોય તો તે કરી શકતો. મતભેદ પડતાં હા ના ની ઓળખાણ આપતી બે જુદા જુદા રંગવાળી સળીઓ વડે મત (છન્દ) લેવામાં આવતા. જો ત્રીજીવાર સુધી સંઘ ચૂપ રહેતો તો વકતા નીચેના શબ્દોમાં ઠરાવ સ્વીકારવાની સૂચના કરતો : 'સંઘને આ પ્રસ્તાવ મંજુર છે એટલે એ ચૂપ છે એમ હું સમજું છું.'

રોગીની સારવાર કરનાર આ ત્રણે ચીવર તથા પાત્ર લઈને પોતાની સંપત્તિ વધારી શકતો નહિ. કારણકે પોતાની પાસેની આઠ વસ્તુઓની સંખ્યાને વધારવાનો તે અધિકારી ન હતો. નવી ચીજો સ્વીકારતાંની સાથે તેણે જૂની ચીજો સંઘના ભંડારમાં જમા કરાવી દેવી પડતી.

બુધ્ધે આ જાતનો સામ્યવાદ એક પરિમિત ક્ષેત્ર–ભિક્ષુસંઘમાં ચલાવવા ઇચ્છ્યું પરંતુ એ ત્યાંય ચાલી ન શકયો. એક સદી પણ ન થઇ ત્યાં તો ભિક્ષુઓમાં અંગત સંપત્તિ વધવા લાગી અને આજે તો એમાં સંઘની સહિયારી સંપત્તિ તો નામ માત્રની રહી છે. આ સામ્યવાદ સફળ ન થયો તેનાં ય કારણો હતાં. એક તો એ કે એ સમયનો દાસતાયુકત સામન્તવાદી સમાજની આર્થિક પરિસ્થિતિ જે રીતે વિકસિત થઇ રહી હતી, તેને બુદ્ધનો સામ્યવાદ અનુકૂળ ન હતો. અને બુદ્ધનો સામ્યવાદ એ ઉત્પાદનમાં નહિ પરંતુ ફકત વહેંચણી પૂરતો જ મર્યાદિત હતો. ઉપરાંત આખો જ સમાજ વ્યકિતવાદી હતો, ત્યાં એના એક નાના એવા વિભાગ જેવા આ સંઘમાં સામ્યવાદ ચાલવો સંભવિત ન હતો.

### ૫: શિલ્પ ઉદ્યોગો અને વ્યવસાય (ધંધા-રોજગાર)

આ યુગમાં ગૃહ ઉદ્યોગો પશુપાલન વિનિમય અને ખેતી ઉપરાંત ધાતુ શિલ્પ પણ શરૂ થઇ વિકાસ પામવા લાગ્યું હતું. શિકાર અને ફળ એકઠાં કરવાં એ હવે પછાત રહેલી જાતિઓની જીવિકાનાં સાધનો બની ગયાં હતાં. એવી જાતિઓ આજે પણ મળે છે કે જે હજુય જંગલી અવસ્થા પાર કરી શકી નથી.

**(૧) પશુપાલન**—ઘેટાં, બકરાં, ગાય, ભેંસ, ઘોડાં, ગધેડાં એ બધાં જ જનાવરોનો દેશ પ્રમાણે પશુપાલનમાં સમાવેશ થતો. જન યુગમાં માણસે માંસ અને ચામડાં સિવાય દૂધ, ઘી અને સવારી માટે જનાવરની ઉપયોગિતા જાણી ન હતી. આ યુગમાં તેણે એ જાણી લીધી. આ જનાવરોમાં ઘોડા સિવાયનાં બધાં જનાવરો આફ્રિકામાં મળી આવે છે. એટલે એમને પાળેલાં બનાવવાનું કામ મિસરના લોકોએ શરૂ કર્યું હોય તો તેમાં નવાઈ નથી.

**(૨) ખેતી**–મિસરના લોકોએ જંગલી જવમાંથી કઈ રીતે જવની ખેતી શરૂ કરી તેની ચર્ચા આપણે આગળ કરી ગયા છીએ. આર્યો તો ભારતમાં બહુજ પાછળથી, લગભગ ઇ. સ. પૂ. ૨૦૦૦માં પહોંચ્યા. પરંતુ એ પહેલાં લગભગ ઈ. સ. પૂ. ૩૦૦૦માં દાસતા–સામન્તશાહી સંસ્કૃતિ સિંધુની તળેટીમાં વિદ્યમાન હતી અને લોકો ડાંગરની ખેતી કરતા. બાગબગીચાની આવડત ભારતીય આર્યોમાં ઈ. સ. પૂ. ૧૫૦૦ સુધી ન હતી, પણ બીજી જાતીઓમાં એનો પ્રચાર હતો. એન્ગલ્સના કહેવા મુજબ અનાજની પહેલાં માણસે ફળવાળાં વૃક્ષો વાવવાની શરૂઆત કરેલી.

**( ૩ ) વિનિમય**—જનયુગમાં વધારાની હોય તેવી તથા ઉપયોગી

વસ્તુઓની લેવડ દેવડ થવા લાગી હતી, પરંતુ હવે તો સંઘના સહિયારા સ્વાર્થની જગ્યાએ અંગત, વ્યકિતગત સ્વાર્થ સ્થાપિત થઇ ગયો હતો. એટલે દરેકની ઇચ્છા એમ રહેતી કે, જલદી નાશ પામે તેવી વસ્તુઓ આપી દઇને, લાંબો વખત ટકે એવી વસ્તુઓ લેવી. તથા થોડી કિંમતમાં તૈયાર થએલ ચીજ આપીને, વધુ સરસ ચીજો ખરીદવી. જે ચીજો લેવી તે પણ એવી લેવી કે, જે લાંબો સમય સંભાળીને સંઘરી શકાય અને જરૂર પડતાં એને ભોગ-સામગ્રીની સાથે બદલાવી શકાય. પહેલાં વિનિમયમાં પશુનું (આર્યોમાં ગાય)નું મુખ્ય સ્થાન હતું. પણ હવે તાંબાની શોધ થઈ ગઈ હતી, એટલે જુદા જુદા વજનના ટુકડાઓનો આજના સિક્કાની જેમ ઉપયોગ થઇ શકતો હતો. વિનિમયનો પૂરો પ્રચાર થઈ જવા છતાં પણ એક ઉત્પાદક બીજા ઉત્પાદક સાથે પોતાની વસ્તુઓ બદલતો. હજૂ વચલા વેપારી વણીક વર્ગની દુનિયા બની ન હતી.

(૪) **ધાતુ--શિલ્પ**–મજબૂત પથ્થરોની શોધ કરતાં જ કદાચ માણસને તાંબાના શુદ્ધ ટુકડાઓ મળી ગયા. પથ્થરથી વધુ ઉંચી જાતની તેજસ્વી અને મજબુત એવી આ ધાતુની ઉપયોગિતા સમજતાં તેને વાર ન લાગી. પ્રાચીન મીસર મેસોપોટેમિયા તથા સિંધુ તળેટીના લોકો લોઢાથી તદ્દન અજાણ હતા. ખોદકામ થતાં જેટલો ધાતુઓનો સામાન તે દેશોમાંથી મળી આવ્યો છે, તે બધો તાંબાનો છે. ઇ. સ. પૂર્વે ૨૦૦૦ માં જ્યારે હિંદી આર્યો અફગાનિસ્તાનમાં પહોંચ્યા, ત્યારે તેમને લોઢાની ખબર ન હતી. "લોહ" શબ્દ તો સંસ્કૃતમાં ઈ. સ. પૂ. ચોથી તથા ત્રીજી સદીમાં તાંબાને માટે વપરાતો. લંકામાં એક ખૂબ મોટો મઠ હતો. અને લોહમણપ્રસાદ એટલા માટે કહેતા હતા કે, એની છત તાંબા (લોહ)ની હતી,. 'અયસ્' શબ્દ સંસ્કૃતમાં લોઢાને માટે વપરાય છે પશ્ચિમી યુરોપની ભાષાઓમાં પણ (આઇજન, આયર્ન) લોઢાને માટે વપરાય છે. પરંતુ વૈદિક કાળમાં, એ લોહ શબ્દ તાંબાના અર્થમાં જ વાપરવામાં આવતો. જ્યારે લોઢું નીકળી આવ્યું, ત્યારે તાંબાને માટે વપરાતા આ શબ્દને લોઢાને માટે રૂઢ કરવાનો પ્રયાસ થયો. શરૂઆતમાં તાંબાને તામ્ર–અયસ્ અને લોઢાને કૃષ્ણ–અયસ્ કહેવાની શરૂઆત થઈ. પછી ધીરે ધીરે તામ્ર શબ્દ તાંબાને માટે ને અયસ્ ફકત લોઢાને માટે રહી ગયો. લોઢું–લોહ–લાલ રંગવાળી–ધાતુનું નામ હતું; અને એ તાંબાને વધુ બંધબેસતું આવતું. પરંતુ એને પણ રૂઢ બનાવીને

લોઢાવાચક બનાવી લેવામાં આવ્યું.

પિત્તળની શોધ ઈ. સ. પૂ. ૧૫૦૦ ની ગણાય છે, અને લોઢાની ઇ. સ. પૂ. ૧૪૦૦ ની ગણાય છે. જો આ સાચું હોય તો આ બન્ને ધાતુ જરૂર સંસ્કૃત યુગમાં સામન્તવાદી સમયની બક્ષીસ છે.

તાંબાની શોધે સમાજમાં ભારે પરિવર્તન આણ્યું. અનેક જાતનાં હથિયારો, વાસણો અને મિસરમાં તો રંગો પણ તાંબામાંથી બનવા લાગ્યા. એની બનેલી ચીજોની વધતી સંખ્યા અને જાત જાતના લાભોને પરિણામે ધાતુ–શિલ્પે એક જુદા જ ઉદ્યોગનું રૂપ લીધું. દાસતાયુગમાં પહોંચતા સુધીમાં આ પરિવર્તન થયું હતું. તાંબાનું કામ કરનારાઓ જ પાછળથી લોઢાનું કામ પણ કરવા લાગ્યા. તિબેટ, હિમાલય તથા ભારતના કેટલાય પ્રાંતોમાં લુહાર આદિ મૂળ જાતિઓમાં ગણાય છે. એમાંના કેટલાય હજુ ફરતા જ રહે છે. એ બતાવે છે કે, એ લોકોએ આ શિલ્પ ઘણા સમય પહેલાં શીખી લીધું હતું. છોટાનાગપુર અને મધ્યપ્રાંતમાં આદિ જાતિઓની વસ્તીની પાસેથી મળી આવતા આ ધાતુઓના ભંગાર કે અવશેષો પણ આ વાતને ટેકો આપે છે.

ધાતુની શોધ પછી પણ પથ્થરનાં હથિયારો ઘણા વખત સુધી ચાલુ રહ્યાં, એ આપણે બતાવી ગયા છીએ. આજે એક બાજુથી બંદુકો તૈયાર થઇને વેચાઈ રહી છે. બીજી બાજુથી, આપણા અને બીજા દેશોમાં પણ આદિવાસીઓ તીરકામઠાં જ ચલાવી રહ્યા છે. આમાં સવાલ કિંમત અને પૈસાનો પણ આવે છે. ભારતમાં ભીટા (અલાહાબાદ) વગેરે જેવી જૂની જગ્યાઓના ખોદકામમાં ઇ. સ. પૂ. ચોથી પાંચમી સદી સુધીનાં ઘરોમાં પથ્થરનાં હથિયારો મળી આવ્યાં છે. એટલે કે લાંબા સમય સુધી, કયાંક કયાંક, લોકો પથ્થરનાં હથિયારોનો ઉપયોગ કરતા રહ્યા હોય તો એમાં નવાઈ નથી. ઇંગ્લાંડમાં ઇ. સ. ૧૦૬૬ માં હેસ્ટિંગ્સની લડાઇમાં પથ્થરના કુહાડાઓ વપરાયા હતા તે આપણે આગળ જણાવ્યું છે.

તાંબાનાં વાસણો બનાવતાં પહેલાં માટીનાં વાસણો આજ યુગમાં બનવા લાગ્યાં હતાં. આગળ જતાં આ એક સ્વતંત્ર ધંધો બન્યો. જો કે તિબેટ જેવા દેશોમાં તો એ હજૂ ય સાધારણ ગૃહસ્થોના ઘરમાં બનતાં આપણે જોઇએ છીએ.

## ૬ : વર્ગભેદની શરૂઆત

આદિ કમ્યુન ( સામ્યવાદી સમાજ ) ના જમાનામાં અંગત સંપત્તિ તો શું પણ સંઘથી પોતાના અલગ અસ્તિત્વનો વ્યકિતને ખ્યાલ સુધ્ધાં ન હતો. તેમાં ઉચ્ચ–નીચ, ધનવાન–ગરીબનો ભેદ ન હતો. ઉત્પાદન સમૂહગત થતું અને તેનો ઉપયોગ પણ સમૂહમાં જ થતો. તે વખતે ન હતો વર્ગ કે ન હતું વર્ગશાસન. પરંતુ હવે આપણે બીજી દુનિયામાં પહોંચી ચૂકયા છીએ.

જનસત્તાની જગ્યાએ એક વ્યકિત—પિતરની નેતાગીરી સ્થપાઇ ચૂકી હતી. અને હવે સાથે સાથે જ કેટલીય સંપત્તિ પર વ્યકિતની માલિકીનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. ફળ એકઠાં કરવાં તથા શિકારની અનિશ્ચિત જીવન–વૃત્તિની જગ્યાએ હવે પશુપાલન અને ખેતી જેવાં જીવિકાનાં સાધનો હાથમાં આવી ગયાં હતાં. પરિણામે ભાગ્યેજ માનવીઓ દુકાળ અને રોગચાળાનો ભોગ બનતાં. તદુપરાંત વિનિમય, ગૃહ ઉદ્યોગ અને ધાતુ--શિલ્પની મદદથી વ્યકતિગત સંપત્તિને વધારવાનો રસ્તો પણ ઉઘડી ગયો હતો.

પરંતુ હવે નવાં શિલ્પ, નવાં હથિયાર નવી ધાતુઓ માનવીના હાથમાં આવી હતી. પરિણામે ઉત્પાદનને કેટલાયગણું વધારી શકાતું હતું અને જીવનને વધુ સમૃદ્ધ બનાવી શકાતું હતું. આદિ સામ્યવાદ અને જન--સમાજમાં ખૂબ જ નાનાં નાનાં ટોળાં હતાં. પરંતુ હવે જન સંખ્યા તથા જીવનને ઉપયોગી સામગ્રીના વધારાને લીધે જુદાં જુદાં ટોળાંઓમાં પ્રલોભન તથા પરધન અપહરણની વૃત્તિ ઉત્પન્ન થઇ અને અથડામણો વધી. ને આમાં જેઓ સંખ્યા અને સંગઠનમાં વધુ આગળ વધ્યાં હતાં, તેઓ જ સફળ બની શકતા.

આને જ કારણે પિતૃસત્તાનો જન્મ થયો એ આપણે આગળ બતાવી ગયા છીએ.

વ્યકિતગત સંપત્તિને વધારવાની ઘોડદોડમાં મહાપિતરોને સૌથી વધુ સરળતા હતી. તેઓ પશુ, ખેતી તથા સંપત્તિ મેળવવાનાં બધાં જ સાધનો વધુ રાખતા. જેમની પાસે પશુઓ ન હતાં, જેમની પાસે ખેતરો ન હતાં, તેમને તેઓ ખોરાક ને કપડાં આપીને પોતાના કામમાં જોડી દઇ શકતા, અને એમની મહેનતનું ફળ પોતે ભોગવતા. વિનિમયની વસ્તુઓની માગણી વધતાં, વસ્તુઓની પેદાશ કરવાની તથા તેને માટેના શ્રમની પણ વધુ જરૂર ઉભી થઇ હતી. આમ છતાં આ નોકરોની સાથે અસમાનતાના ધોરણે વર્તાવ

થતો ન હતો. બીજી બાજુથી એ સમયમાં નવાં ખેતરો બનાવવાને માટે જંગલો પડયાં હતાં. શિકાર તથા જંગલી કન્દમૂળ મેળવવાનો રસ્તો પણ ખુલ્લો હતો એટલે નોકર મેળવવાનું કામ એટલું સહેલું ન હતું.

આ શ્રમ-મજુરીની માગણીને લીધે મોટો ફેરફાર થયો. અત્યાર સુધી હરાવેલા દુશ્મનોને મારીને ખાઈ જવામાં આવતાં. પરંતુ તેમને કેદીઓ બનાવવાનો રિવાજ ન હતો. ખાસ કરીને સમૂહગત સંબંધો મજબૂત હોવાને લીધે માણસ જ્યારે પોતાના દુશ્મન પર બદલો લેવાની વાતનો જ વિચાર કરતો એ વખતે એ દુશ્મનને પોતાને ત્યાં લાવીને તેનો ઉપયોગ પણ શો કરે, અને એને ખોરાક પૂરો પાડવાની જવાબદારી કોણ ઉઠાવે?

પરંતુ હવે સ્થિતિ બદલાઈ ગઈ હતી. ખેતી, પશુપાલન, હાથ—કારીગરી વગેરે કાર્યોમાં વધુ માણસોની જરુર હતી. હજુ થોડાં વર્ષો પહેલાં ઇંગ્લાંડ તથા બીજા મુલ્કોમાં સસલાં અને મોટી જાતના ઉંદરો ફક્ત ખાવાને માટે જ પાળવામાં આવતાં. પણ પછી જ્યારે એમની ચામડી માંસ કરતાં પણ મોંઘી થઇ ગઇ, ત્યારે તેમના ઉછેર વધારવા તરફ લોકોનું વધુ ધ્યાન ગયું. આજ રીતે યુધ્ધમાં દુશ્મનોને મારી નાખવાને બદલે એમને બંદીવાન બનાવીને, એમની પાસેથી કામ લેવાનું લોકોને વધુ ફાયદાકારક જણાયું. આ ન્યાયે પિતૃસત્તાના સમયમાં દાસતાનો આરંભ થયો. આગળ ચાલતાં છેલ્લે દાસ અને સ્વામીના બે વર્ગો કાયમી બની ગયા.

આ રીતે ઉપજને વધારી. નવી સંપત્તિ એકઠી કરી, અમીરોનો એક વર્ગ સ્થિર થયો. એ વર્ગ પોતાની આર્થિક મહત્તાના બળ પર મેળવેલી રાજનૈતિક શકિતને ખાનદાનીનું રૂપ આપવા પ્રયત્ન કરવા લાગ્યો. આવે વખતે એક જનમાં એક ગોત્ર હોવાને લીધે, એ જૂની સમાનતા, એ જૂનો બંધુભાવ રહી શકે એવું ન રહ્યું. હવે તો બહુ સ્પષ્ટ રીતે એક અમીરશાસન ચલાવનારો વર્ગ અને એક બીજો નિર્ધન યાને શાસનને તાબે રહેનારો વર્ગ—એમ બે વર્ગો બનતા જતા હતા. જન-સમાજમાં કોઇ શાસક વર્ગ ન હતો. ઉલ્ટું સમાજની બધી સંપત્તિનો માલિક ખુદ સમાજ પોતે જ હતો; ઉપરાંત સમાજમાં દરેક માણસ હથિયાર ધરાવતો. આને કારણે પહેલાં તો લોકો પોતાના સ્વત્વને વ્યકિતઓના હાથમાં સોંપી દઇને રાજીખુશીથી આર્થિક પરાધીનતાનો સ્વીકાર કરવા તૈયાર ન હતા. એટલે જ સંપત્તિહીન માણસોને જેર કરવા નવા શાસકવર્ગને કેટલીય ખુનખાર લડાઇઓ લડવી પડી, અને ત્યાર પછી જ આ

પહેલું વર્ગ–રાજ્ય અસ્તિત્વમાં આવી શકયું.

હજુ સુધી જુદી જુદી કારીગીરી અને ધંધાઓ પોતાનાં ઘરોમાં ને ઘરનાં માણસોજ ચલાવતાં, પરંતુ હવે એ ધંધાઓ સંખ્યામાં અને કુશળતામાં આગળ વધી ચૂકયા હતા. દરેક પરિવાર સારાં સારાં કપડાં, લાકડા તથા ધાતુનો સામાન માટીનાં વાસણો વગેરે હજારો પ્રકારની વસ્તુઓ બનાવી શકતો નહિ. બીજી બાજુથી કારીગીરી તો અનેક રીતે વિકાસ પામી રહી હતી. એટલે એ ધંધાઓ જુદા જુદા પરિવારનાં માણસો પોતાનાં ઘરોમાં ચલાવી શકે તે વસ્તુ શકિતની મર્યાદા બહારની બની ચૂકી હતી. એને માટે શ્રમ--કાર્યના સ્થાયી વિભાગ જરૂરી બન્યા હતા. આ રીતે હાથ કારીગરીને ખેતીથી જુદી પાડવામાં આવી અને ધીરે ધીરે કારીગરોનો એક સ્વતંત્ર વર્ગ બંધાયો. આ શ્રમ વિભાગથી પ્રમાણમાં ઉત્પાદન વધવા લાગ્યું અને ચીજો પણ સારી બનવા લાગી. લોકોને ચીજો પણ સારી અને સરળતાથી મળવા લાગી. કારીગરોને ચોક્કસ પ્રકારે આજીવિકામાં મદદ મળવા લાગી. આ બધું બનવા છતાં ઉત્પાદનનું ફળ સૌને એક સરખું મળતું નહિ, અને પરિણામે વર્ગ–ભેદ વર્ગ–દ્વેષ દિવસે દિવસે વધતો જ ગયો.

### ૭ : શાસન

સમાજ રચનાની એના શાસન–તંત્ર પર છાપ હોય છે. પિતૃસત્તાક સમાજમાં જે વર્ગ–ભેદ વધી રહ્યો હતો, એની અસર એના શાસન પર થાય એ સ્વાભાવિક હતું. સહિયારી સંપત્તિની જગ્યાએ ખાનગી અંગત સંપત્તિનો બહુ ધીરે ધીરે અને નાના સ્વરૂપે આરંભ થયેલો. આપણે એ જોઈ લીધું છે કે એની પાછળ નવાં હથિયારો અને ઉત્પાદનની જબરી રીતો કામ કરી રહી હતી. એટલે જ માણસોને સમૂહ જીવનની ટેવ હોવા છતાં, એ જીવનને માટે એક પ્રકારનો સ્વાભાવિક પ્રેમ અને આસકિત હોવા છતાં, (જે રીતે વસ્તુસ્થિતિની સામે આદર્શો નિર્બળ બને છે તેમ) આ જીવન નિર્બળ સિધ્ધ થયું, માતૃસત્તાનો પણ વધુ મુશ્કેલી સિવાય સમાજમાંથી અંત આવ્યો.

હજૂ સુધી શાસન તંત્ર જનતાના દરેક ક્ષેત્રનું એક અવિભાજ્ય અંગ હતું; પરંતુ હવે એ જુદું પડી પિતરોમાં કેન્દ્રિત બન્યું. ખાનગી સંપત્તિને લીધે ઉત્પાદનનો સંબંધ વ્યકિતઓની સાથે બંધાયો. આખા સમાજ સાથે એને કોઈ લેવા દેવા ન રહી. શાસનતંત્રનું કામ ફકત શાસન કરવાનું જ હતું. પહેલાં આજીવિકાનાં સાધનો સમૂહગત હતાં, એટલે એનાં રક્ષણ માટે જનને પોતાની

અંદરોઅંદર દંડ અને શિક્ષા મારફત, તથા બહારના દુશ્મનો સાથે સુલેહ કે યુદ્ધ મારફત પોતાનું કામ પતાવવું પડતું. પરંતુ હવે આજીવિકાના સાધનો વ્યક્તિગત—ખાનગી બન્યાં હતાં. એટલે એને એ રૂપે સુરક્ષિત રાખવા માટે અંદરોઅંદર અને પડોશીઓ સાથે વ્યવહાર રાખવો પડતો હતો. આ રીતે જનતાથી અલગ પડીને, એની ઉપરવટ શાસન—તંત્ર કાયમ બન્યું હતું. આ હતી રાજ્યની ઉત્પત્તિ. એના શ્રી ગણેશ વર્ગભેદની સાથે થયા. આથી સમજી શકાશે કે, રાજ્ય એ અનાદિકાળથી ચાલી આવતી વસ્તુ નથી. ઉલટું એ તો ઘણું મોડેથી અસ્તિત્વમાં આવ્યું.

ઉત્પાદન—શ્રમ અને જરૂરિયાતો જેટલા પ્રમાણમાં વિવિધ પ્રકારનાં બન્યાં, ગરીબ કે આશ્રય વિનાનાં રહેવાને બદલે ધન પ્રાપ્તિને માટે જે પ્રમાણમાં હરીફાઇઓ તેજ પ્રમાણમાં વર્ગ—રાજ સ્પષ્ટ થતું ચાલ્યું. એટલે જ શરૂઆતમાં માણસ સમજી ન શકયો કે એ કઇ તરફ જઇ રહ્યો છે. પહેલાં સંઘ અથવા તો જનની શકિત પ્રબળ હતી. એમાં વ્યક્તિને મહત્વ મળતું તો તે તેની જન—સેવા પૂરતું જ; જનના એક અવિભાજ્ય અંગ રૂપે એની યોગ્યતા, બુદ્ધિ, પુરૂષાર્થ અને વીરતાને લીધે. પરંતુ હવે વ્યકિત, વ્યક્તિ તરીકે સમાજથી ઉપરવટ ને અળગી રહી આગળ વધવા લાગી હતી, એની યોગ્યતા ફકત એના શરીર અને મનની શકિત અને હોશિયારી પર જ આધાર રાખતી નહિ, પરંતુ અંગત ધન એ એનું ખાસ અંગ બની ગયું હતું.

હવે શાસકની પાસે, બીજાને પોતાનો અનુચર બનાવવા માટે, ખવરાવવા—પીવરાવવા, કામ તથા બક્ષિસ આપવા માટેનાં ભૌતિક સાધનો મોજૂદ હતાં. નિર્ધન વર્ગને એ આ હથિયારોથી વશ કરતો જતો હતો. ધનવાન વર્ગમાં અંદરોઅંદર વિરોધો ને ચડસાચડસી હોવા છતાં બધાનો આર્થિક સ્વાર્થ એક જ હતો.સંઘની સંપત્તિને છીનવી લેવાની વ્યકિતની એક જ સરખી પ્રવૃતિને લીધે, એ વર્ગે અંદરોઅંદર સમજુતી કરી લીધી હતી કે, કોઇ પણ શાસકે એવું કામ ન કરવું કે જેથી ધનની અંગત માલિકી પર પ્રહાર પડે. આ એક વાતમાં બધા જ ધનવાન, બધા સ્વાર્થી વર્ગ, પરસ્પરની દુશ્મનાવટ ભૂલી જઇને એક બનવાને તૈયાર હતા.

આ નવા શાસક વર્ગને એક વધુ સગવડ પણ હતી. પહેલાં જનના કામ કરનારાઓને જનના સંચાલનનું કામ કરવા છતાં પણ પોતાની આજી-

વિકા તો શારીરિક મજૂરી કરીને જ મેળવવી પડતી. એમની પાસે એટલો સમય, શારીરિક શકિત કે સંપત્તિ બચતી નહિ કે જેથી તેઓ ચિંતન, કળા કે એવી બીજી વાતોમાં પોતાની જાતને લગાડે. પણ હવે ઇશિનના દેવક અને બુદ્ધની કહાણીના રાજાની માફક પિતરના ભરણપોષણની ચિંતાનો ભાર સમાજની ઉપર પડતો હતો. બિચારા મજૂરી મેળવનારાઓ, પાળેલા જનાવરોની જેમ યુદ્ધના કેદીઓરૂપે ને ગુલામ રૂપે, આ લોકોનાં કામો કરવા તૈયાર હતા. એટલે હવે આ લોકો, શાસન કરવાના થોડા સમયને બાદ કરીને, બાકીના સમયમાં સંગીત--સાહિત્ય--કળા તથા બીજી બૌદ્ધિક વાતોમાં વિહાર કરી શકતા. તેઓ પોતે પોતાની જાતને તથા બીજાઓને કુદરતના ગર્ભમાં છુપાયેલી શકિતઓને પ્રાપ્ત કરવાના ઉપાયો શોધવાના કામમાં લગાવી શકતા.

જે હથિયારો તથા ધાતુઓની શોધ પાછળ વર્ષો લાગ્યાં હતાં, અને જે શોધખોળો માણસે પહેલેથી નક્કી કરેલ વિચારપૂર્વકની યોજનાઓનાં પરિણામરૂપ ન હતી, પરંતુ મોટે ભાગે અકસ્માત ઘટનાઓની જેમ મળી આવી હતી, તેની જગ્યાએ હવે વિચારીને તથા પ્રયોગો કરીને, એ બધું શોધી કાઢવા માટે આ વર્ગની પાસે પૂરો સમય અને સાધનો હતાં. એથી આગળ વધીને નવા નવા ઉપાયો તથા નવી નવી વસ્તુઓની શોધને લીધે સમાજની પ્રગતિને આપણે ખુબ જ ઝડપી બનતી જોઈએ છીએ. સાથે સાથે જ જેમ જેમ ઉત્પાદક શ્રમમાંથી છુટી થતી વ્યકિતઓની સંખ્યા વધતી ગઈ, તેમ આ નવી શોધોની ગતિ અને પ્રમાણમાં પણ તેજી આવતી ગઈ. આનો અર્થ એવો નથી કે, ઉત્પાદન કરવાની શારીરિક મજુરીમાંથી મુકત બનેલી બધી જ વ્યકિતઓ નવી નવી ભૌતિક શોધોની પાછળ લાગી ગઈ હતી. એથી ઉલટું, સાચી હકીકત તો એ હતી કે, સમય જતાં કામચોરોની સંખ્યા વધતી જ ચાલી હતી.

## ૮ : ધર્મ

માણસનું ધ્યાન સૌથી પહેલાં લોહી અને સ્ત્રી–પુરુષ સંબંધની તરફ ખેંચાયું હતુ. ઘાયલ થયેલા મરતા માણસના શરીરમાંથી વહી જતા લોહીને પરિણામે તેને બેહોશ થતો જોઈને એને સમજાયું કે લોહી એ જ જીવન છે. તેવી જ રીતે, શરીર સંબધથી પોતાના જેવી નવી વ્યકિતઓ પ્રગટ થાય છે, એ વસ્તુથી તેને આશ્ચર્ય થયા સિવાય નહિ રહ્યું હોય. ભય મટાડવા અને ભલા બનવા માટે એણે લોહીના દાનનો પહેલ વહેલાં દૈવી સાધન તરીકે સ્વીકાર કર્યો. લોહી

વહી જતાં કોઈને મરતું જોઈ એણે એને લોહી આપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એક શરીરમાંથી બીજા શરીરમાં લોહી કઈ રીતે અને કયા નિયમો પ્રમાણે આપી શકાય, એનું જ્ઞાન તો માણસને હજૂ પાછલી સદીના છેવટના ભાગમાં જ થોડું થોડું થવા લાગ્યું. અને એનો ઉપયોગ તો ઈ. સ. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધમાં જ થયો.

કદાચ સંજોગોવશાત કોઈ મૂર્છા પામેલો જીવી જતો તો એ બનાવ આ વાત સિદ્ધ કરવા માટે પૂરતો હતો કે, લોહી-દાનથી મુડદું જીવાડી શકાય છે. પાછળથી મૃત્યુ પામેલાઓ પ્રેત થાય છે, એવી કલ્પના પ્રચલિત થઈ; ત્યારે તો લોહી–દાનનું મહત્વ ઓર વધી ગયું. શરીરસંબંધના ચમત્કારે એ પણ બતાવ્યું કે શરીરની અંદર સૌથી વધુ રહસ્યવાળી શકિત સ્ત્રી અને પુરૂષની જનનેન્દ્રિયોમાં છે. સુન્નત અથવા તો જનન ઇન્દ્રિયનું રૂધિર-દાન આને જ કારણે, દેવતાઓને ખુશી કરવાને માટે, શરૂ થયેલું. આ વસ્તુ આજે યે કેટલાક લોકોમાં ખૂબ જ ધાર્મિક કૃત્ય તરીકે પ્રચલિત છે.

માણસ અને પશુનું બલિદાન એ વખતે બીજા દરજ્જાનું રૂધિર દાન સમજાતું. લોહીના આ મહત્વને લીધે, એના લાલ રંગને પણ ચમત્કારિક શકિતનું રૂપ મળ્યું. ગેરૂ અને લાલ માટી વગેરે એટલા જ ખાતર આદિ જાતિઓના શબની સાથે મળી આવે છે. પરવાળા અને ચણોઠીની માળાઓ અને આભુષણો પણ શરૂ શરૂમાં લાલ રંગની આ દિવ્ય શકિતના વિચારે જ પ્રચલિત બનેલા.

યૌનચિન્હ—સ્ત્રી પુરૂષની જનનેન્દ્રિયની ક્રિયાની દિવ્ય શકિતના ખ્યાલે ધર્મના વિકાસમાં ઠીક મદદ કરી છે. આજથી પાંચ હજાર વરસ પહેલાં સિન્ધુની ખીણના રહેવાસીઓ લિંગ ( પુરૂષની જનનેન્દ્રિય ) અને ભગ ( સ્ત્રીની જનનેન્દ્રિય ) ની પૂજાને પોતાના ધર્મનું અંગ સમજતા. મોહન જો ડેરો અને હરપ્પાના ખોદકામમાં એની પથ્થરની પ્રતિમાઓ મળી આવે છે. તેઓ લિંગ પૂજકો હોવાને લીધે જ એમને વૈદિક સાહિત્યમાં અસુર કહેવામાં આવ્યા છે ને વૈદિક આર્યો શિશ્નદેવ ( લિંગ જેમનો દેવતા હોય ) કહીને એમની મશ્કરી કરતા.

દક્ષિણ ભારતમાં, જે સૌથી જૂની લિંગ પ્રતિમા મળી છે તેની આકૃતિ હુબહુ પુરૂષના લિંગ જેવી જ છે, કોડીનો આકાર ભગ ( સ્ત્રીની જનનેન્દ્રિય ) ને મળતો આવે છે એટલે એને ચમત્કારિક માનવામાં આવે

છે. અને એટલે જ માત્ર આદિ જાતિઓમાં જ નહિ, પરંતુ ભારતના સભ્ય કહેવાતા હિન્દુઓ પણ ભૂત પ્રેત અથવા તો કુદૃષ્ટિમાંથી બચાવી લેવાને માટે બાળકોને કોડી પહેરાવે છે. કંઇ વાગે કે માતા વગેરેના ફોડલા નીકળે ત્યારે કાળા દોરાની સાથે કોડી બાંધવી એ સારવારનું એક અંગ બની ગયું છે.

શિવલિંગ આપણા આજના મોટા મોટા દાર્શનિકો (જેમાં જૂના સંસ્કૃત પંડિતો જ નહિ, પરંતુ આજના આધુનિક વિચારના ધુરંધર વિદ્વાનો પણ સામેલ છે તેઓ)ની શ્રધ્ધા અને પૂજાનું પાત્ર છે. એ શું છે? નીચેનું અર્ધું બરાબર સ્ત્રીની જનનેન્દ્રિયની નકલ છે અને એની વચ્ચે પુરૂષનું લિંગ ખોડેલું હોય છે. આજકાલના હિંદુઓ પણ જ્યારે આ લિંગ પૂજા આટલા ગદ્‌ગદ્ બનીને અને ઝૂકી ઝૂકીને કરે છે ત્યારે ધર્મના ક--ખ શરૂ કરનાર એ બર્બર જંગલી માનવીઓને આપણે શું કહેવું?

લોહી અને જનનેન્દ્રિય ઉપરાંત મૃત આત્માઓ અને ભૂત-પ્રેતની બીક પણ હવે વધવા પામી હતી, અને એને માટે પણ માણસે કંઈ કંઇ ઉપાયો શોધી કાઢવાના હતા. આ રીતે કુદરતી શકિતઓ—સૂર્ય, ચંદ્ર તથા મૃત-પ્રાણીઓના આત્માઓ ( ભૂત--પ્રેતો ) ને કોપિત ન થવા દેવા અથવા તો એમના આશીર્વાદને પાત્ર બનવું એ માણસના આવશ્યક કર્તવ્યોમાંનું એક બની ગયું. કબીલાઓના શાસક યા તો પિતર હવે ધર્મ--પુરોહિતનું કામ પણ કરવા લાગ્યા હતા અને એ રીતે બીજાં કામોની સાથે સાથે પોતાની પાસે જમા થતી જતી ખાનગી સંપત્તિની રક્ષાને માટે પોતાની બુદ્ધિ વાપરવાનો મોકો એમને મળ્યો હતો.

પિતર, પુરોહિત બનતાં સાધારણ જનતા અને દેવતાની વચ્ચે ‘ મધ્યસ્થ ’ બની ચૂકયા હતા. દેવતાઓ લગભગ એમના માથા પર આવીને બોલવા લાગ્યા હતા. અને એ રીતે તે એ દેવના સંદેશવાહક બની ચૂકયા હતા. હવે એમના સ્થાનની પાછળ દેવશકિતએ મદદ દેવા માંડી હતી. એમની ખાનગી સંપત્તિ, એમની મોટાઇ એ દેવતાનું વરદાન હતું. મરણ એ જ જેનો સ્વભાવ છે, એવો માનવી દેવ--આત્માની વિરૂધ્ધ જવાની કઈ રીતે હિંમત કરે?

આ રીતે વર્ગ--શાસનના પીઠબળ તરીકે ઉત્પાદનનાં સાધનો તથા કારીગરીની ઉન્નતિ જ નહિ, પરંતુ દેવતા અને ધર્મ પણ મદદગાર બન્યાં.

'રાજા વિષ્ણુનો અંશ છે' એ કલ્પનાની શરૂઆત પણ અહીંથી જ થઈ. સદીઓ ને હજારો વરસોના દેવવાદ અને ધર્મપ્રચાર પછી આજે ખાનગી સંપત્તિની યોગ્યતા સાબીત કરવા માટે જે વાતાવરણ ઉભું થયું એ સ્વાભાવિક છે.

કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે કે માણસનું ધ્યાન ખેતીના વિકાસની સાથે લીલોતરી અને એના જીવન સાથેના સંબંધો તરફ ખેંચાયું. ખીલતી જુવાનીને એમણે ખેતરની લીલોતરીના રૂપમાં જોઇ. એથી લીલા લેપ અને લીલાં ચુર્ણો એને માટે જીવનનાં પ્રતિનિધિ બની ગયાં. સૌંદર્ય વધારનારાં દ્રવ્યો તરીકે પણ એનો ઉપયોગ થવા લાગ્યો. એ માટે લીલાં વાસનાં મૂળિયાં ને બીજે મસાલો તેલની સાથે વાટીને રંગ તૈયાર કરાવા લાગ્યો. મિસરનાં જૂનાં મમીઝ (શબો) આ જ રંગથી રંગેલ હોય છે. તૂતિયાને ગરમ કરવાથી એક જાતનો ચમકતો ભૂરો રંગ તૈયાર થાય છે. તે વસ્તુ સદીઓના વપરાશ પછી મિસરના લોકોના ધ્યાનમાં આવી ગઇ હતી. આવી જ બધી ક્રિયાઓ કરતાં કરતાં મિસરના લોકોને સંજોગોવશાત તાંબાની ભાળ લાગી ગઇ, મમીઓને લીલા રંગથી રંગવાનું—એમને અમર જીવન આપવાને માટેના એક ધાર્મિક કાર્ય તરીકે કરવામાં આવતું. તાંબાની શોધ એ ક્રિયાનું મૂળ હતું, એટલે માણસોએ એને સાધારણ શોધ ન માની. તાંબાને ગરમ કરીને ટીપતાં તેજ ધાર નીકળે છે, તે વાત તૂતિયાને ગરમ કરીને ટીપી જોનારને માટે સમજવી મુશ્કેલ ન હતી.

લાલ તથા લીલા ઉપરાંત પીળો રંગ પણ જીવનદાયી મનાવા લાગ્યો, કારણ કે સવારના સૂર્યનો રંગ સોનેરી પીળો હોય છે. મિસરમાં સ્થાયી વસવાટ કરતાં પહેલાં જ માણસોએ ચન્દ્રમાને પોતાના શિકાર તથા દુશ્મન તરફથી નિર્ભયતા બક્ષનાર દેવતા તરીકે જ નહિ, પરંતુ એને નવજીવન આપનાર દેવતા તરીકે સ્વીકારેલો. આ બીજી વસ્તુ એમણે સ્ત્રીઓનો માસિકધર્મ ચન્દ્રમાના માસના હિસાબથી થાય છે, એને આધારે માનેલી.

નાઇલની તળેટીમાં વસવાટ કરી લીધા પછી એમણે ભરતી અને ઋતુના સહાયક લુબ્ધક અને સૂર્યને જીવનદાતાઓમાં સામેલ કરી લીધા. પછી સમય જતાં પિતરો, સામન્તો અને રાજાઓને અમરતા પ્રદાન કરતાં, એમણે એમને આકાશના તારાઓમાં સ્થાન આપી દીધું. ભારતમાં પણ સપ્તર્ષિના સાત તારાઓ, અગસ્ત્ય, પ્રજાપતિ તથા બીજા તારાઓ રૂપે પિતરોને

અમર–નિવાસ આપવામાં આવ્યો. આ જ શ્રદ્ધા અને કલ્પના આગળ જતાં ફલજ્યોતિષનું મૂળ બની અને ત્યાર બાદ જ્યોતિષીઓની દૈવીસત્તાનાં જાદુ વ્યક્તિ અને સમાજ પર ચાલવા લાગ્યાં.

ગાયને પવિત્ર માનવાનો વિચાર મિસરમાં સૌથી પહેલો આવ્યો. એ વિચાર ગાયનો વધ ન કરી શકાય એ દૃષ્ટિએ નહિ પણ એ દેવતાઓના ઉપભોગની વસ્તુ છે એ દૃષ્ટિએ. શરૂઆતના આર્યોના યજ્ઞના પશુની માફક, મિસરી દેવતા-ઓ માટે પણ એ પવિત્ર બલિ ગણાતી. ગાય તરફની આ દિવ્ય અને પવિત્ર ભાવના એ વખતે અસ્તિત્વમાં આવી, કે જે વખતે લોકોએ જોયું કે માણસ ફક્ત ગાયનું દૂધ પીને પણ જીવતો રહી શકે એમ છે. મિસરીઓએ ગાયનો સંબંધ ચન્દ્રમા સાથે, આકાશને ગાયની સાથે, તથા દિવ્ય માતા ( માતા દેવી ) ને આકાશની સાથે જોડી દઈ, એક દેવ પરંપરા ખડી કરી દીધી. ગાયના આંચળ નીચે બેસી દૂધ પીતા માનવીને માટે, એના માથા પર છવાયેલું ગાયનું શરીર, બહાર દેખાતા આ આકાશના અર્ધગોળ જેવું હતું. આ રીતે ગૌમાતા, આકાશ–માતા તથા દેવી–માતાના સંબંધો ચોક્કસ કરવામાં આવ્યા.

# ચોથો અધ્યાય

## ક : સભ્ય માનવ-સમાજ

સભ્ય માનવ-સમાજનો અર્થ અહીંયાં કોઇ આદર્શવાદી, સ્વાર્થત્યાગ પરાયણ, ઉચ્ચ માનવ-સમાજ જેવો નથી. આપણે જોઇ ચૂકયા છીએ તે રીતે પિતૃસત્તાક સમાજની સ્થાપના જ સ્વાર્થાન્ધતા પર થઇ હતી. ત્યારપછી પણ સામાજીક હિતની અવગણના અને લૂંટ તથા અંગત સ્વાર્થોને પૂરા કરવાનું લક્ષ્ય ઘટવાને બદલે ઉત્તરોત્તર વધતું જ ચાલ્યું છે.

ઉપર જણાવેલા સભ્ય-સમાજને ત્રણ અવસ્થામાં વહેંચી શકાયઃ

(૧) દાસતા-યુગ, (૨) સામન્તવાદી-યુગ અને (૩) મૂડીવાદી-યુગ.

સભ્યતાનું પૃથક્કરણ કરતાં એન્ગલ્સે લખ્યું છે—"સભ્યતા, એ સમાજના વિકાસની એ અવસ્થા છે કે જેમાં શ્રમ-વિભાગ, એ શ્રમથી ઉપજેલી વસ્તુઓનો વિનિમય, તથા એ વિનિમય અને શ્રમના વિભાગ સાથે સંબંધ રાખનાર વિક્રેય વસ્તુ (જે વસ્તુઓ ઉત્પાદકના પોતાના ઉપયોગ માટે નહિ પણ વેચવા માટે જ ઉત્પન્ન કરાય છે તે)નું ઉત્પાદન પૂરો વિકાસ પામે છે; અને પહેલાંના સમાજમાં ક્રાંતિકારી પરિવર્તન પેદા કરે છે."

વેપાર માટેની ચીજોના ઉત્પાદનની જે અવસ્થામાં સભ્યતાનો આરંભ થાય છે, એના સંબધમાં એંગલ્સનું કહેવું છે કે-" આર્થિક દ્રષ્ટિકોણથી એની વિશેષતાઓ આ છે—(૧) ધાતુ-ધન (સિક્કા પાડેલું ચલણી નાણું)ની સાથે સાથે મૂડી અને વ્યાજના ધંધાની શરૂઆત (૨) ઉત્પાદક તથા એ ઉત્પન્ન થયેલી વસ્તુઓને ખરીદનાર-વ્યકિતઓની વચ્ચે વેપારીઓનું એક 'વચલા' વર્ગના રૂપમાં આવવું (૩) જમીન પર વ્યકિતની ખાનગી માલિકી તથા તેને ગિરો મૂકવા કે વેચવાનો વ્યકિતનો અધિકાર સ્થાપિત થવો (૪) ઉત્પાદનના કામમાં દાસોના શ્રમનો વધુ ને વધુ પ્રચાર. સભ્યતા-યુગની કુટુંબ સંસ્થામાં ત્રણ વલણો નજરે પડે છેઃ એક-વિવાહ, બીજું-સ્ત્રી પર પુરૂષનું શાસન અને ત્રીજું, જ્યાં અત્યાર સુધી સમાજના આર્થિક જીવનનું એકમ જન હતું, તેનું સ્થાન હવે પરિવારે લીધું.

સભ્યતા-યુગના સમાજમાં એક બીજા સાથે સંબંધ કરાવનાર રાજ્ય છે. એ રાજય કોઇ પણ અપવાદ સિવાય, દરેક કાળે ધનિક વર્ગનું

રાજ્ય રહ્યું છે. અને બધી જ અવસ્થાઓમાં એ પીડિત અને શોષિત વર્ગને દબાવી રાખવાને માટેના એક હથિયાર સિવાય બીજું કશું નથી.

સભ્યતાની એક વધુ વિશેષતા છે—એક તરફથી શ્રમ-વિભાગના આધાર પર એણે શહેરો અને ગામડાંઓ વચ્ચે પરસ્પર વિરોધ સ્થાપિત કર્યો અને બીજી બાજુથી બધી જ સંપત્તિને એક માણસ પાસેથી બીજા માણસ પાસે એકઠી કરવાનો આરંભ કર્યો. આનાજ આધારે સંપત્તિનો માલિક–મૂઆ પછી પણ પોતાની સંપત્તિને બીજાના અધિકારમાં આપી દઈ શકે છે. આ અધિકારે જન–સંસ્થા પર સીધા અને જબરા પ્રહારો કર્યા. એથેન્સમાં ( યુનાનમાં ) આ અધિકારને સોલોનના વખત ( ઈ. સ. પૂ. ૫૯૦ ) સુધી કોઈ જાણતું નહિ. રોમમાં આ પહેલાં જ આ રિવાજ આવી શકયો હતો,……જર્મનોમાં ( ઈસાઈ ) પુરોહિતોએ એ કારણે આ રિવાજ દાખલ કરાવ્યો કે જેથી ભક્ત–જર્મનો કોઈ પણ જાતના અવરોધ વિના પોતાની સંપત્તિ મંડોને દાન કરી શકે.

**હિન્દી–યુરોપીય જાતિઓ: યુનાની, ઈરાની, ભારતીય:** ઠેઠ ઈસવી સન પૂર્વે છઠ્ઠી સદીની સભ્યતામાં આ જાતિઓ સંસારમાં આગળ પડતી હતી. આધુનિક વૈજ્ઞાનિક યુગના નિર્માણમાં તો યુરોપિય જાતિઓનો ઘણો હાથ છે. પરંતુ જે વખતે મિસરી, મેસોપોટેમિયન અને સિન્ધુવાસીઓ પિતૃસત્તા-દાસતાને પસાર કરીને સામન્તવાદમાં દાખલ થઈ ગયા હતા, એ વખતે હજુ હિન્દી–યુરોપીય જાતિઓ, યુરલ અને બાલ્ટિકની વચ્ચે જંગલી અને જન ( પ્રાથમિક બર્બર ) અવસ્થામાં માંડ પશુપાલનની અવસ્થા સુધી પહોંચી હતી.

ભાષાશાસ્ત્ર આપણને બતાવે છે કે, યુનાનીઓ અને ભારતવાસીઓ આર્ય દેવતાઓને માટે પિતર વિશેષણ વાપરતા અને કયારેક કયારેક એ શબ્દ દેવ જાતિ અથવા તો કોઈ ખાસ દેવતા ( જ્યુપિટર—દ્યૌસ્પિતર ) ના નામે પણ વપરાતો. આથી એ સ્પષ્ટ થાય છે કે આ બન્ને જાતિઓ—અર્થાત્ શતમ્ ( હિંદુ, ઈરાની, સ્લાવ ) અને કેન્ટમ્ ( યુનાની, લાતિની, જર્માનિક વગેરે ) પરિવાર પિતૃસત્તા-યુગમાં પહોંચી ચૂકયા હતા. ગાયને માટેનો સાધારણ શબ્દ, (ગૌ, કૈ, ગવ્યાદ્ન્યામાં, ગવ, ગાવ વગેરે બતાવે છે કે, એ લોકો ગાયથી સારી રીતે પરિચિત હતા. ઘેટાને માટે અવિ ( સંસ્કૃત ) ઓવિસ ( રશિયન ), કુતરાને માટે શ્વક ( સંસ્કૃત ) અને સોબક ( રશિયન ) શબ્દ

બતાવે છે કે, કમમાં કમ હિંદી સ્લાવ ( શતમ્ ) પરિવાર પશુ પાલન અવસ્થામાં પહોંચી ગયો હતો.

એ વખતે એની બે શાખાઓ—હિંદી, ઇરાની ને સ્લાવ-લિથુઅન થઇ. પરંતુ, ખેતી અને અનાજ માટેના એકસરખા શબ્દો તો કેંટમ ભાષામાં કે ન તો હિંદી-સ્લાવ ભાષામાં મળતા. એથી એમ સમજાય છે કે, તેઓ જ્યારે એક પરિવાર ( જાતિ ) તરીકે રહેતા હતા, ત્યારે તેઓ ખેતીની અવસ્થાએ પહોંચ્યા ન હતા. છતાં નાઇલની તળેટી, મેસોપોટેમીઆ. તથા સૂસામાં ઇ. સ. પૂ. ૫૦૦૦ પહેલાં આપણે ખેતી થતી જોઇએ છીએ. સંસ્કૃત ( હિંદુ ) અને ઇરાની ભાષાઓમાં ખેતી સંબંધી શબ્દો ગોધુમ=ગંદુમ્. યવ=જો એક જાતના હોવાથી માલુમ પડે છે કે, આ વખતે ( ઇ. સ. પૂ. ૨૦૦૦ માં ) તેઓ ખેતી કરવા લાગ્યા હતા. એટલે હવે એ સમજાશે કે, હિંદી-યુરોપીય જાતિઓ, સેમેટિક **મેસોપોટેમીયા-સૂસાગ** હેમેટિક ( મિશ્ર, ) અને સિન્ધુની પુરાણી જાતિઓ કરતાં ખૂબ જ પાછળથી શિકાર તથા પશુ-પાલનની આગલી અવસ્થામાં પહોંચી.

હિંદી-યુરોપીય લોકો યૂનાન અને મેસોપોટેમીઆ તરફ ઘોડા સાથે આગળ વધેલા. એથી એમ માલુમ પડે છે કે, સભ્ય જાતિઓના સંપર્કમાં આવ્યા પહેલાં તેઓ ઘોડાને માત્ર સ્વાદિષ્ટ ભોજન તરીકે જ વાપરતા નહિ. પરંતુ તેઓ ઘોડાને એટલી તાલિમ આપી શક્યા હતા કે, જેથી એ માણસને પોતાની પીઠ પર બેસાડીને દોડતો થયો હતો. ઇતિહાસકારોનો મત છે કે, જેવી રીતે ચંગીઝના મોગલોને દિગ્વિજય અપાવવામાં ઘોડાઓની સાથે સાથે દારૂગોળાના વપરાશે જબરી મદદ કરી હતી, તેજ રીતે હિંદી-યુરોપીયનોને એક વખતની સભ્ય જાતિઓ પર વિજય અપાવવામાં ઘોડાઓએ ખૂબ જ મદદ કરી

શતમ્-કેન્ટમ્ પરિવારો કે જેમાં બધી જ હિંદી-યુરોપીય જાતિઓ ( આજની હિંદી. ઇરાની, તથા યુરોપીય જાતિઓના પૂર્વજો ) નો સમાવેશ થાય છે તે એક વખતે, એક જ પ્રદેશમાં જનના આખરી તથા પશુપાલનના આરંભિક કાળ (પિતૃસત્તા કાળ) સુધી સાથે હતી. એમની ભાષામાં ઘોડાને માટે એક સરખા શબ્દો નથી મળતા, એથી માલુમ પડે છે કે એ વખતે તેઓ હજુ ઘોડાને પાળેલું જનાવર બનાવી શક્યા ન હતા. ઇરાની શબ્દ ' અસ્પ ' અને સંસ્કૃત ' અશ્વ ' બતાવે છે કે, એક પરિવારના રૂપમાં, એક જગ્યાએ

રહેતી વખતે તેઓ ઘોડા પાળવા લાગ્યા હતા. એ ફક્ત ખાવા માટે કે દૂધ પીવા માટે નહિ, પરંતુ, સવારીને માટે પણ. અશ્વ એટલે આશુ ( તેજ ) ચાલનાર એ શબ્દાર્થ જ આ વાતની સાક્ષી પૂરે છે.

આ બધાનું પૃથક્કરણ કરતાં આપણે આ પરિણામ પર પહોંચીએ છીએ—

| પરિવાર | નિવાસ-પ્રદેશ | ઈ. સ. પૂ. | અવસ્થા | વ્યવસાય |
|---|---|---|---|---|
| ૧ હિંદી-યુરોપીય ( શતમ્-કેન્ટમ્ ) | દક્ષિણ રશિયા | ૩૦૦૦ ( ? ) | જન તથા પિતૃસત્તા | શિકાર |
| ૨ હિંદી-સ્લાવ | વોલ્ગા-પામીર | ૨૫૦૦ ( ? ) | ,, ,, | પશુપાલન |
| ૩ હિંદી-ઇરાની | પામીર* | ૨૨૦૦ ( ? ) | પિતૃસત્તા | ખેતી |
| ૪ હિંદી-આર્ય | અફગાનિસ્તાન | ૨૦૦૦ | ,, | ,, |
| ૫ ,, | સપ્તસિંધુ (પંજાબ) | ૧૮૦૦ | પિતૃસત્તા-દાસતા | ખેતી-વેપાર |
| ૬ ,, | ગંગા-નદીની ખીણ | ૧૫૦૦ | દાસતા-સામન્તવાદ | ગોરક્ષા -વેપાર |

હિન્દી-યુરોપીય જાતિઓના વિકાસ વિષે વિચાર કરતાં એ પણ માલૂમ પડે છે કે, જ્યાં સુધી પોતાથી જુદી જાતિઓને હરાવીને એમના દેશમાં જઇને વિજયી શાસક તરીકે ત્યાં સ્થાયી ન બની ત્યાં સુધી તેઓ દાસતા-યુગમાં દાખલ થઇ ન હતી. હિંદી-યુરોપીય ત્રણ જાતિઓ અર્થાત્ હિંદી-આર્ય ( ભારતીય ) ઇરાની આર્ય ( ઇરાની ) અને યુનાનીઓને એ પ્રમાણે વર્તવાનો મોકો મળ્યો. બર્બર હિંદી-આર્યોને અફગાનિસ્તાનમાંથી સિંધુ તળેટીમાં ઇ. સ. પૂ. ૧૮૦૦ માં દાખલ થતાં જ ત્યાંની સભ્ય જાતિ સાથે મુકાબલો કરવો પડયો, અને પરાજય પામેલાઓને પોતાના ' દાસ ' ( ગુલામ ) બનાવીને તેઓ ખુદ દાસતા-યુગમાં દાખલ થયા.

ઇરાનીઓને પણ મીડિયા ( મદ્ર-અત્યારના હમ્દાનની પાસેનો પ્રદેશ ) માં પહોંચતાં જ મેસોપોટેમીઆની સભ્ય ( અસુર ) જાતિ સાથે ભેટો થયો. ત્યારપછી આખરી વિજય મેળવતાં એમને ઈ. સ. પૂ. ૬૦૭ સુધી રાહ જોવી પડી. એ વખતે હુઅક્ષત્રે ( મૃત્યુ ઇ. સ. પૂ. ૫૮૫ ) અસુર રાજધાની

---

* ઉતર સપ્તસિંધુ—આમૂ અને સિર નદીઓનો ઉપરવાસનો પ્રદેશ-જેને રૂસી ભાષામાં સેમી-રાચિસ ( સાત નદીઓ ) હજુ કહેવાય છે. હિન્દુઓનો ઉત્તર કુરૂ અને ઈરાનીઓનો "આર્યાના વૈજ" આજ હતો. અહીં જ આ બન્ને કોમ પરિવાર રૂપે રહેતી હતી.

નિનેવેનો કબજો લઇ એ લોકોને હરાવ્યા. પરંતુ એ વખતે ઇરાનીઓ દાસતા નહિ, પરંતુ સામન્ત-યુગમાં પહોંચી ગયા હતા.

પશ્ચિમી ઇરાનમાં મિતન્ની આર્યોનો, સૌથી પહેલો ઇ. સ. પૂ. ૧૫૦૦માં મેસોપોટેમીઆની સભ્ય જાતિ સાથે મુકાબલો થયો હતો, એ બોગ્‌ઝકુઇમાં મળી આવેલા શિલાલેખથી માલુમ પડે છે. શિલાલેખમાં વૈદિક આર્યોના દેવતાઓનાં નામ આવવાથી કેટલાય વિદ્વાન, મિતન્નીને ઇરાનીઓની નહિ, પરંતુ હિંદી-આર્યોની એક શાખા માને છે. પણ વચ્ચે આવેલી ઇરાની-આર્યોની ભૂમિને ઓળંગીને પિતૃસત્તાક અવસ્થાવાળા એ આર્ય કબીલાનું ત્યાં પહોંચવું એટલું સહેલું ન હતું.

જરથુસ્ત્રના સુધારા પછી કેટલાક વૈદિક દેવતાઓ ઇરાનીઓમાં ઘૃણાને પાત્ર મનાવા લાગ્યા એમાં શંકા નથી; પરંતુ જરથુસ્ત્રના પહેલાં પણ એવી વાત ચાલુ હોવાનું કોઇ પ્રમાણ નથી, ઉલટું પહેલાં ઇરાની રાજા દૈઅકકુ (દેવક; મૃત્યુ ઇ. સ. પૂ. ૬૫૫) નું નામ બતાવે છે કે, એ વખતે દેવ શબ્દ એ જ અર્થમાં લેવાતો, કે જે અર્થમાં હિંદી-આર્યો એને લેતા. આથી સંભવ તો એ છે કે મિતન્ની, જરથુસ્ત્રના સુધારાના સમયથી ઘણા પહેલાંના ઇરાની આર્ય હતા.

અસ્તુ. ટૂંકમાં અસુરો અને મેસોપોટેમીઆની બીજી (આર્યોથી જુદી) જાતિઓની સાથે અથડામણમાં આવતાં ઇરાની આર્યોએ દાસતા-યુગમાં પ્રવેશ કર્યો.

યુનાનમાં પણ પહેલાં મિસરી સભ્યતાની પ્રતિનિધિ ક્રેત-સભ્યતાની સાથે સંબંધ રાખનારી કોઇ ભૂમધ્ય દેશની જાતિ વાસ કરતી હતી. એ વખતે યુનાની ઘોડાવાળાઓ ત્યાં પહોંચ્યા, અને એમને હરાવીને હિન્દી-યુરોપીય જાતિના વિજય પછી તેઓ દાસતા-યુગમાં દાખલ થયા. આ જગ્યાએ એક વાત એ પણ માલૂમ પડે છે કે, હિન્દી યુરોપીય જાતિઓ દાસતા--યુગમાં દાખલ થઇ તેનો સમય ઇ. સ. પૂ. ૨૦૦૦ થી ૧૫૦૦ સુધીનો છે, અને એજ એમનો સંસ્કૃતિ-યુગમાં પ્રવેશ કરવાનો સમય છે.

સંસ્કૃતિ-યુગના ગુણ--દોષ વિષે લખતાં એન્ગલ્સે લખ્યું છે-" એમના સંગઠનના એજ આધારો (દાસતા) હતા, કે જેની મારફત સભ્યતાએ એવાં કામો કરી બતાવ્યાં, કે જેને પૂરાં કરવાની જૂના જન--સમાજમાં શકિત ન હતી. પરંતુ, એમ કરવામાં એણે માણસની સૌથી નીચ આકાંક્ષાઓ અને પ્રવૃત્તિઓનો

ઉપયોગ કર્યો. એટલું જ નહિ પણ માણસની સર્વોચ્ચ ભાવનાઓનું ખૂન કર્યું. પહેલા દિવસથી તે આજ સુધી, સોળે સોળ આના લોભ સંસ્કૃતિનો સાથી રહ્યો છે. ધન અને વધુ ધન, એથી વધુ ધન--અને એ પણ સમાજનું ધન નહિ પણ મહાનીચ વ્યક્તિનું ધન--એ જ એનું એક માત્ર ને ચોક્કસ લક્ષ્ય રહ્યું. આ તરફ ધપવામાં વચ્ચે વચ્ચે વિજ્ઞાન અને વખતે વખતે કલાના ઉચ્ચ વિકાસના ગાળા આવી જતા. પણ એ ફક્ત એટલા માટે કે એ વિના તેની સામે જે ધન હતું તેના પર પૂરો અધિકાર જમાવવો સંભવિત ન હતો.'

સંસ્કૃતિના રૂપને વધુ ઉઘાડું કરતાં એંગલ્સે લખ્યું છે કે, "સંસ્કૃતિનો આધાર જ છે એક વર્ગ મારફત બીજા વર્ગનું શોષણ. એટલે એનો સમગ્ર વિકાસ એક સ્થાયી વિરોધની વચ્ચે થતો રહ્યો. ઉત્પાદનમાં જે દરેક પગલું આગળ મુકાયું, તેની સાથોસાથ શોષિત વર્ગની યાને જનતાની સૌથી મોટી સંખ્યાની અવસ્થાનું એક પગલું પાછળ ખેંચાતું ગયું. થોડી વ્યક્તિઓને માટે જે લાભની વાત હોય છે, તે બાકીની વ્યક્તિઓને માટે અનિવાર્ય હાનિનું કારણ બને છે. એક વર્ગની દરેક નવી સ્વતંત્રતા બીજા વર્ગને માટે પીડારૂપ છે. યંત્રોનો ઉપયોગ એનું સૌથી વધુ જ્વલન્ત ઉદાહરણ છે. એની જે અસર હાથ કારીગરો અને મિલ માલિકો પર પડી છે તેને આખી દુનિયા જાણે છે. આપણે જોયું તે રીતે બર્બર સમાજમાં અધિકાર અને કર્તવ્ય વચ્ચે મુશ્કેલીથી ભેદ પાડી શકાતો. સંસ્કૃતિ-યુગ એ બે વચ્ચેના ભેદ અને તુલનાત્મક અંતર સ્પષ્ટ કરી આપે છે કે, જેને સાવ મૂર્ખ માણસ પણ સમજી શકે એમ છે. એ એક વર્ગને પોતાની યોજનાઓની સિદ્ધિને માટે બધા જ અધિકારો આપી દે છે; એથી વિરુદ્ધ બધાં જ કર્તવ્યોને તે બીજા વર્ગના માથા ઉપર લાદી દે છે.

આ સંસ્કૃતિ જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ પોતાના નિયમિત રૂપથી, પોતા થકી ઉપજેલી દુરાવસ્થાઓ [દરિદ્રતા વગેરે] ને તે દાન-પુણ્યથી ઢાંકીને એને સભ્ય બનાવવા ઇચ્છે છે, અથવા તો એના અસ્તિત્વનો જ ઇનકાર કરે છે. ટૂંકમાં, એ એવો ખાસો ઢોંગ રચે છે કે, જેના વિષે પ્રાથમિક સમાજને તો શું, પણ ખુદ સંસ્કૃતિ-યુગના શરૂઆતના સમાજને પણ ખ્યાલ ન હતો. છેવટે ત્યાં સુધીનો દાવો કરવાની ધૃષ્ટતા કરે છે કે, શોષિત વર્ગનું શોષણ ફક્ત શોષિત વર્ગના જ સ્વાર્થને માટે કરવામાં આવે છે. ને શોષિત વર્ગ એ

વસ્તુ ન સમજે અને એનો દ્રોહ કરે તો એ પોતાના હિતકારી—શોષક વર્ગ તરફની એની કૃતઘ્નતા જ છે.

માનવ તત્ત્વવેત્તા મોર્ગને પોતાના અન્વેષણ ભરપૂર પુસ્તકમાં સભ્યતા ઉપર પોતાનો અભિપ્રાય આપતાં લખ્યું છે—

"સંસ્કૃતિ–યુગ બેઠો પછી ધનનો વધારો એટલા મોટા પ્રમાણમાં થયો, એનાં રૂપો એટલાં વિવિધ બન્યાં, એનો ઉપયોગ એટલો વિશાળ અને પોતાના માલિકના ફાયદાને માટે એની વ્યવસ્થા એટલી બુધ્ધિપૂર્વક કરવામાં આવી કે, જનતાને માટે એ કાબૂમાં રહી ન શકે એવું બળ બન્યું. માણસનું મગજ (આજે) પોતાનીજ કૃતિને જોઇને આશ્ચર્યચકિત બની રહ્યું છે. છતાંય, એ સમય જરૂર આવશે કે જ્યારે માનવબુધ્ધિ સંપત્તિ પરની માલિકીનો અર્થ સ્પષ્ટ શબ્દોમાં સમજાવવા જેટલી ઉન્નત બનશે. રાજ્ય તથા તેના રક્ષણ માટે તત્પર રહેતી સંપત્તિના સંબંધોનો અર્થ તેને સમજાશે અને સંપત્તિના માલિકોના અધિકારોની સીમા તથા તેમનાં કર્તવ્યો તે નક્કી કરશે.

"સમાજનું હિત, વ્યક્તિઓના સ્વાર્થથી વધુ ઊંચું સ્થાન ધરાવે છે અને એટલે આ બન્નેને ન્યાયી તથા એકબીજાને અનુકૂળ એવા સંબંધોથી તે તેમને જોડશે. ફક્ત સંપત્તિ (એકઠી કરવી) એ મનુષ્યજાતિનો અન્તિમ ઉદ્દેશ નથી. એની ઉન્નતિને માટે, ભૂતકાળમાં જેવી વ્યવસ્થા હતી તેવીજ કંઇક રચના જરૂરી બનશે. સંસ્કૃતિની શરૂઆતનો, આજ સુધીમાં જેટલો સમય વ્યતીત થયો છે, તે આવનાર કાળની ગણત્રીમાં કશી વિસાતમાં નથી.

"સંપત્તિ એજ જેનું ધ્યેય છે, એવી પ્રવૃત્તિ સમાજનો ધ્વંસ કરવામાં મુખ્ય કારણભૂત બનતી જાય છે. પરંતુ આ પ્રવૃત્તિ પોતાનીજ અંદર પોતાના નાશનાં બીજ લઇને બેઠી છે. રાજ્ય શાસનમાં પ્રજાસત્તા, સમાજમાં ભાઇચારો, અધિકારો અને લાભોમાં સમાનતા અને સાર્વજનિક (ફરજીઆત) શિક્ષણ, એ બધું સમાજની આગલી ઉચ્ચ ભૂમિકાઓની સૂચનાઓ આપે છે. પોતાનો અનુભવ, બુદ્ધિ અને જ્ઞાન માણસને દૃઢતાપૂર્વક એ બાજુ લઇ જઇ રહ્યાં છે. આ પ્રાચીન જન--સમાજનાં સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ ફરીથી એક ઊંચા સ્વરૂપમાં જીવંત થશે."

એ યાદ રાખવા જેવું છે કે મોર્ગન ન તો ઉદ્દામ વિચારનો રાજનીતિજ્ઞ હતો કે ન તો સમાજવાદી હતો. એણે અહીંયાં જે વિચારો પ્રગટ કર્યા છે

તે જન તથા બીજી પ્રારંભિક અવસ્થામાં મળી આવતી લાલ ઇંડિયનોની જાતિઓની સમીપમાં રહીને કરેલા અભ્યાસનું ફળ છે.

વેરિયર એલ્વીનને મધ્ય પ્રદેશની કેટલીક ગોંડ જાતિઓનો નજીકથી અભ્યાસ કરવાનો ખૂબ જ સારો મોકો મળ્યો હતો. હજુ ય તેઓ તેમનામાં જ કામ કરે છે. સ્ટેટસમેન * છાપામાં એલ્વીનને વિષે લખાયું છે–"એમને આદિવાસીઓના પ્રશ્નના રાજકીય અંગ સાથે કશો સંબંધ નથી." એલ્વીને એક રેડીઓ ભાષણમાં કહેલું–"અસલી આદિવાસી ખૂનના અપરાધનો સ્વીકાર કરી લે છે. અને કહી દે છે કે, પોતે શા માટે ખૂન કર્યું હતું. એમનામાં વ્યકિતવાદ નથી. તેઓ પોતાના સમાજ, કબીલા અને ગામને સૌથી મોખરે રાખે છે. દરેક ઝુંપડી પોતાના પાડોશીની સાથે સંપથી રહે છે. ત્યાં જુદાં જુદાં આંગણાં નથી હોતાં. એમનામાં જુદા જુદા સંપ્રદાયો નથી હોતા. પોતાને (સમાજને) માટે જે શબ્દ તેઓ વાપરે છે, તેનો અર્થ 'મનુષ્ય' સિવાય બીજો કશો નથી. એ એક શોકજનક અને વિચિત્ર વાત છે કે, જેમ જેમ આ લોકો શિક્ષિત [સભ્ય] જાતિઓના સંસર્ગમાં આવતા જાય છે, તેમ તેમ એમનામાં વ્યકિતવાદના ભાવો જાગી ઉઠે છે. તેઓ પોતાનાં ગામોની વ્યવસ્થા બદલી નાખે છે, અને નાની નાની ટુકડીઓમાં વહેંચાઇ જાય છે. જેવા તે લોકો પોતે શિક્ષિત થાય છે કે, તુરત તેઓ ઝઘડાખોર બને છે, અંદર અંદર ખટરાગ અને વાડા બાંધવામાં આગળ પડતો ભાગ ભજવવા લાગે છે."

સંસ્કૃતિએ માણસને ધન, જ્ઞાન, અને બળમાં સમૃધ્ધ કર્યો; પરંતુ જે વ્યક્તિગત સ્વાર્થના પાયા પર એણે પોતાની ઇમારત ચણી, એણે માનવીને ઉચિત એવા ઘણા ગુણોથી વંચિત કરી દીધો.

### ખ : દાસતા યુગ

પિતૃસત્તા કાળમાંજ યુધ્ધ-બંદીઓને મારી નાખવાને બદલે દાસ બનાવવાનું (દાસ–પ્રથા) શરૂ થઇ ગયું હતું એ આપણે જોઇ ગયા છીએ. ઉપરાંત આપણે એ પણ જોઇ ગયા છીએ કે, એ યુગમાં ખેતી, ગૃહ ઉદ્યોગ, ધાતુઉદ્યોગ વગેરે બધાંજ કામો કરનાર માણસોની ખૂબ જરૂર હતી. સંપત્તિના ઉત્પાદન માટે સાધનો મોજૂદ હતાં; માણસોની જરૂર હતી. એવી સ્થિતિમાં દાસ–પ્રથા હાથ લાગી. થોડાજ વખતમાં આદિ સામ્યવાદી અવસ્થામાંથી આગળ વધી

---

* "સ્ટેટસમેન" દિલ્હી: ૯ સપ્ટેંબર ઇ. સ. ૧૯૪૧

ચૂકેલી બધી જાતિઓમાં વસ્તુઓના ઉત્પાદન માટે આ પ્રથા બહુજ પ્રચલિત બની ગઈ.

અને છતાં આ જ પ્રથા આ વ્યવસ્થાના નાશનું પણ મુખ્ય કારણ બની. "દાસતાએ જ પહેલવહેલાં ખેતી અને શિલ્પમાં ઘણા પ્રમાણમાં શ્રમ-વિભાગ દાખલ કર્યો. અને એને જ પ્રતાપે યુનાન જેવી પુરાણી દુનિયાની સમૃધ્ધિ વધી હતી. દાસતા વગર ન તો યુનાનનું સામ્રાજ્ય સંભવિત બનત, ન રોમનોનું સામ્રાજ્ય સર્જાત, ન તો ભારતનું ચક્રવર્તી--રાજ્ય કે ન ઇરાનની બાદશાહી બની હોત. એટલું જ નહિ પણ યુનાન અને રોમન-સામ્રાજ્યના આધાર વગર આધુનિક યુરોપ પણ સંભવિત ન હતું."

"આપણે એ ભૂલવું ન જોઈએ કે, આપણું આખું આર્થિક, રાજનૈતિક અને બૌધ્ધિક વિકાસનું તંત્ર એક એવી અવસ્થામાંથી આગળ વધ્યું છે કે, જેમાં દાસતા એ જરૂરી અને સૌએ સ્વીકારેલી વસ્તુ હતી. એ અર્થમાં આપણે કહી શકીએ કે પ્રાચીન જમાનાની દાસતા વિના આધુનિક સમાજવાદ પણ સંભવિત ન હતો."

"એમાં શક નથી કે એ વખતની સ્થિતિમાં શત્રુઓની કતલ કરવાને બદલે એમને દાસ બનાવી લેવા તે સમાજની આર્થિક, રાજનૈતિક અને બૌદ્ધિક વિકાસની દૃષ્ટિએ સમાજને આગળ લઈ જનારૂં પગલું હતું. એ વખતનો સમાજ (ઉપનિષદ્ અથવા તો બુધ્ધકાળનું ભારત દા. ત.) પરસ્પર વિરોધી સ્વાર્થ ઉપર ટકેલો હતો અને એની પ્રગતિ, ચડસાચડસી તથા દાસતા મારફત વધુ ઉત્પાદન કરાવીને જ થઈ શકે તેવું હતું. નાક કાન કાપી, કાળજાં કાઢી લઈને તથા બીજી ક્રૂર યાતનાઓ વડે જે રીતે એ જમાનામાં યુદ્ધમાં હારેલાઓને મારી નાખવામાં આવતા હતા, તેને બદલે દાસ બનીને જીવવાનો તથા સ્વસ્થ અને તંદુરસ્ત રહેવાનો અધિકાર એ દાસોને માટે મોંઘો સોદો ન હતો."

"દાસતા વિના (અમેરીકા વગેરેનો) કપાસ બની ન શકત, અને કપાસ વગર આધુનિક ઉદ્યોગ--ધંધાઓ અસ્તિત્વમાં ન આવત. દાસતાએ જ સંસ્થાનોની કિંમત વધારી. સંસ્થાનો સિવાય દુનિયા વ્યાપી વેપાર કાયમ બની ન શકત. મોટા પાયા પર ઉદ્યોગ ધંધાઓ સ્થાપિત કરવાને માટે સૌથી પ્રથમ વિશ્વવ્યાપી વેપાર થવો જરૂરી હતો. આ દૃષ્ટિએ દાસતા એ અતિશય મહત્વપૂર્ણ આર્થિક હથિયાર હતું. દાસતા વિના (દુનિયાનો) સૌથી વધુ પ્રગતિ-

શીલ કહેવાતો દેશ ઉત્તર અમેરિકા એક પિતૃસત્તાક દેશજ બની રહ્યો હોત. દાસતાની જો બંધી કરવામાં આવી હોત તો ભૂગોળમાંની જુદી જુદી જાતિઓની યાદીમાંથી અમેરીકા લુપ્ત થઇ ગયો હોત."

ઇ. સ. ૧૮૭૪ માં માર્કસે આ શબ્દો લખ્યા હતા.

## ૧ : પરિવાર અને વિવાહ

શરીર સંબંધ પરત્વે સ્ત્રીમાં પહેલાં સ્વચ્છંદતા હતી. એને ઓછી કરવાને માટે પિતૃસત્તાક કાળમાં જ જૂથ–મૈથુનથી ત્રાસેલી સ્ત્રીની અકળામણ અને પુત્રના દાય ભાગના વિચારથી એક–વિવાહની પ્રથાનો આરંભ થયો. પરંતુ, આ એક–વિવાહનો નિયમ ફક્ત સ્ત્રી પૂરતો જ કડકાઇથી લાગુ કરવામાં આવ્યો. દાસતા–યુગમાં એક વિવાહનો પ્રચાર ઘણી જાતિઓમાં રહ્યો, અને યુરોપની જાતિઓમાં તો એ બરાબર પળાતો રહ્યો. છતાં એ નિયમ પુરૂષને રખાત કે વેશ્યા વગેરે રાખવામાં કોઇ રીતે બાધક ન હતો. દાસતા યુગમાં તો દાસીઓનું સર્વસ્વ એના માલિક પર ન્યોછાવર ગણાતું. એટલે વિવાહ ન કરવા છતાંય એમની સાથેના શરીર સંબંધની છૂટ જ હતી.

એશિયાની જાતિઓમાં કયારે ય એક વિવાહનો સખત સામાજીક નિયમ તરીકે સ્વીકાર કરાયો હોય તેમ જાણવામાં નથી. અહીંયાં તો ઇતિહાસના આરંભથી જ બહુપત્નીત્વ દેખાય છે. હિન્દુઓ, ઇરાનીઓ કે ચીનાઓના જૂના ગ્રન્થોમાં, કે જૂની વાર્તાઓમાં એકથી વધુ સ્ત્રીની સાથેનાં લગ્ન નિન્દનીય દુરાચાર હોવાના ઉલ્લેખોજ નથી મળતા. ઇસ્લામે લગ્નની સ્ત્રી માટેની સંખ્યા ચારની ઠરાવી, વધુ સંખ્યા પર કાપ મૂકવા પ્રયત્ન કર્યો ખરો, પરંતુ દાસીઓ સાથેના સંબંધ વિષે કોઇ નિયમ બાંધવો તો દૂર રહ્યો, પરંતુ એમની સાથેના સંબંધ અંગે સંખ્યાની મર્યાદા સુદ્ધાં બાંધી નહિ.

હિન્દુઓએ વિવાહિત સ્ત્રીઓ અને દાસીઓની સંખ્યા નક્કી કરવાની કદી તકલીફ લીધી નહિ; બલ્કે કૃષ્ણ, દશરથ વગેરે બધા 'આદર્શ' પુરુષોને માટે સેંકડો–હજારો રાણીઓની વાત કરીને એણે બહુ પત્નીત્વને ધર્મનું અનુમોદન આપી એને વધુ પ્રોત્સાહન આપવાનો પ્રયત્ન કર્યો. આદર્શ રાજાઓમાં રામની જ એક એવી કથા છે કે, જેમાં એક પત્નીત્વની પ્રશંસા મળે છે; પરંતુ કોને ખબર કે, શુંગ–કાળ (ઈ. સ. પૂ. બીજી સદી)માં રચાયેલ વાલ્મીકિ રામાયણ પર, એ વખતે ભારતના પશ્ચિમ ભાગ ઉપર રાજ્ય કરનાર

યુનાનિયોનો કેટલો પ્રભાવ પડયો હશે. બહુપત્નીત્વને એનો અર્થ નથી કે બધા જ અથવા તો મોટી સંખ્યામાં પુરૂષો પુષ્કળ સ્ત્રીઓ સાથે લગ્ન કરતા. આખરે તો લગ્ન એ સંપત્તિનું કારણ હતું. સંપત્તિવાળા શોષકવર્ગની પાસે જ આ શોખ પૂરો કરવા માટેનાં સાધનો હસ્તી ધરાવતાં હતાં.

પિતૃસત્તા સ્થપાતાં જ, પુરૂષ પરિવારનો મુખિયો બનવા લાગ્યો હતો. અને હવે તો સંપત્તિનો એ ઉત્પાદક બન્યો હતો: એટલે એની સત્તા વધતી જ ચાલી હતી. પ્રમાણમાં સંપત્તિ પુરૂષની સત્તા વધારતી જતી હતી, તેટલા પ્રમાણમાં સ્ત્રી પુરૂષના હાથમાં એક જંગમ સંપત્તિ જેવી બનતી જતી હતી. સ્ત્રી તરફ જે પ્રેમ અને આદર થોડો ય દેખાડવામાં આવતો હતો તે એટલા માટે નહિ કે એ પણ મનુષ્ય છે: પરંતુ એ એટલા માટે દેખાડવામાં આવતો કે, એ એના ભોગની વસ્તુ હતી. ઉપનિષદના શબ્દોમાં " પત્ની પરના પ્રેમને ખાતર પત્ની પ્રિય નથી થતી: પરંતુ પોતાના પ્રેમને માટે પત્ની પ્રિય બને છે" ( 'न वै भार्यायाः कामाय भार्या प्रिया भवति, आत्मनस्तु कामाय भार्या प्रिया भवति' ). પુરૂષ મુખ્ય બનવાને લીધે પરિવારમાં દીકરાનું માન વધી ગયું. દીકરીની બેકદર થવા લાગી: અને એ આજ સુધી બનતું આવ્યું છે. દીકરો પેદા થતાં ગાન-તાન ને ઉત્સવ ઉજવવામાં આવે છે, દીકરી પેદા થતાં આખા પરિવાર પર ગમગીની છવાઇ જાય છે. બુદ્ધ મા પણ આ મનોભાવથી બચી શકતી નથી. દાસતા અને સામન્તશાહી યુગમાં કન્યા જન્મતાં પિતાના મનમાં શા ભાવો થતા એ બુદ્ધ (ઈ. સ. પૂ. ૫૬૩-૪૮૩)ના સમકાલિન રાજા પ્રસેનજીતની કથામાં જાણવા મળે છે. રાજા એ વખતે બુદ્ધની પાસે બેઠો હતો. એક માણસે આવીને રાજા પ્રસેનજીતના કાનમાં કહ્યું " દેવ ! મલ્લિકાદેવીએ કન્યાને જન્મ આપ્યો છે. " રાજા પ્રસેનજીત કોશલ ખિન્ન બન્યો. બુદ્ધે પ્રસેનજીતનો ખેદ ટાળવાનો પ્રયત્ન કરતાં કહ્યું—

"...કોઇ કોઇ સ્ત્રી પણ પુરૂષ કરતાં શ્રેષ્ઠ, બુદ્ધિશાળી, શીલવતી, સસરાનું માન સાચવનારી અને પતિવ્રતા હોય છે......"

કન્યા પ્રાપ્ત થતાં પ્રસેનજીત ખિન્ન જ રહ્યા. પરંતુ પાછળથી તો આ રોગ એટલો બધો વધી પડયો કે, ભારતના લોકોમાં—ખાસ કરીને રજપુતોમાં—કેટલીય જગ્યાએ કન્યાવધ બંધ પડયો નથી.

એ વખતે પરિવારમાં પુરૂષનું, અને જ્યાં એક કરતાં વધારે પુરૂષ હોય તે કૂળમાં જે મોટો હોય તેનું શાસન ચાલતું. સંયુક્ત પરિવારો ચલાવવા માટે

એ જરૂરી હતું કે પરિવારની બધી જ વ્યકિતઓની સાથે એક સરખું વર્તન ચલાવવામાં આવે. શરૂમાં એ પ્રમાણે ઘણી હદસુધી બનતુંય ખરૂં. પરંતુ મૂડીવાદનો વિકાસ થતાં જ ભારતના એ સંયુકત પરિવાર--કુટુંબનો એ સમાન વર્તાવ ઓછો થતો ગયો. જે જાતિમાં નવા શિક્ષણનો જેટલો વધુ પ્રચાર થયો, તેટલો તેમનામાં અંગત સ્વાર્થ વધતો ગયો. છેવટે સંયુકત કુટુંબ ચલાવવાનું પણ અસંભવિત બની ગયું.

### પ્રાચીન ભારતમાં લગ્ન

લગ્ન તથા સ્ત્રીપુરુષના સંબંધના વિષયમાં જે રીત રિવાજો આજે આપણે જોઇએ છીએ તે ઉપરથી કેટલાય ભારતના શિક્ષકો પણ એવા ભૂલાવામાં પડે છે કે, જાણે આ વાતો અનાદિ કાળથી ચાલી આવે છે. પરંતુ એ વાત ખોટી છે, એ આપણે ત્યાંના જૂના ગ્રંથો જોવાથી પણ સ્પષ્ટ થાય છે. મહાભારતે જાહેર કર્યું છે કે, યુગ અનુસાર ધર્મમાં પણ પરિવર્તન થાય છે. સતયુગમાં ધર્મ ચારે પાયે સંપૂર્ણ હતો. ત્રેતામાં યજ્ઞનો આરંભ થયો. દ્વાપરમાં તપ અને દાન અને કળીયુગમાં ભકિત. લગ્નના સંબંધમાં પણ આ જ રીતે ફેરફારો થયા છે-તેનાં પ્રમાણો આપણા જૂના ગ્રંથોમાં ભર્યાં પડયાં છે.

**( ક ) મૈથુન સ્વાતંત્ર્ય**—એક સમય એવો હતો, જ્યારે માણસનું મૈથુન પણ આહાર નિદ્રાની જેમ પશુ જેવું હતું. આજ પણ કેટલીય પછાત (જન-યુગની) જાતિઓમાં મૈથુનની નિઃસંકોચતા જોવામાં આવે છે. કેલીફોર્નિયન આદિવાસીઓ (ઇંડિયન) પાછલી સદી સુધી આજ અવસ્થામાં હતા. અમેરીકાના બીજા આદિવાસી, મૈથુનમાં બહેન જ નહિ પણ મા કે દીકરીનો પણ ભેદ કરતા નથી.

આ પ્રકારના શરીર--સંબંધની છૂટ કાદિઅક, યજીદી વગેરે આધુનિક તથા આયરીશ અને પારસીક જેવી જૂની જાતિઓમાં જોવામાં આવતી. કેટલાય દેશોમાં કમ્મીં (પ્રજા)ની નવવધુને સૌથી પ્રથમ પોતાના સામન્તને અર્પણ કરવાની પ્રથા હજુ હમણાં સુધી ચાલુ રહી છે. ઇ. સ. ૧૫૦૭ માં લખેલા એક દસ્તાવેજમાં ફ્રાન્સના એક કાઉન્ટને પોતાની જમીનદારીમાં આવો અધિકાર હતો એવી હકિકત વાંચવા મળે છે. આવા અધિકાર બીજા સામન્તોને પણ મધ્યયુગના યુરોપમાં હતા. સામન્ત હોવાને કારણે જ કેટલાય ખ્રિસ્તી મઠોના સાધુઓ પણ આ લાભ ઉઠાવતા હતા.

શરીર સંબધની આ છૂટથી આશ્ચર્ય પામવું જોઇએ નહિ. આપણા

દેશમાં પણ કોઈક સમયે આ જાતની વાતો બનતી, જો કે એના વધુ દાખલાઓની આશા ન રાખવી જોઇએ; કારણ કે પછીના હિંદુઓ આ વાતો પ્રકાશમાં આવે તેવું ઇચ્છતા ન હતા. નદી પાર કરતાં કરતાં પરાશરનો સત્યવતી (માછીમારની દીકરી)ની સાથેનો સમાગમ જાહેર હકીકત છે. જો કે અહીંયાં ગ્રન્થકારે (આદી પર્વ) પરાશરની દિવ્ય શકિતથી ધુમ્મસ પ્રગટાવીને લગ્નની ઢાંકપિછોડી કરવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ ઉત્તથ્યના દીકરા દીર્ઘતમા–ઋગ્વેદના કેટલાય સૂકતોના કર્તા તથા પાછળથી ગોતમ નામથી પ્રસિધ્ધ ગૌતમ--ગોત્રવાળાઓના પૂર્વજે લોકોની સમક્ષ જ સ્ત્રી સમાગમ કર્યો હતો.

એ જૂના યુગમાં ઋતુ કાળની વખતે સ્ત્રી કોઈ પણ પુરૂષની પાસે રતિની ભિક્ષા માગી શકતી હતી. શર્મિષ્ટાએ આ જ રીતે યયાતિ પાસે રતિ--ભિક્ષા માગી હતી. એટલું જ નહિ, પરંતુ એવી ભિક્ષા આપવાનો અસ્વીકાર કરવામાં આવે તો ગર્ભપાતના જેવું પાપ થાય એ પણ ત્યાં જ બતાવવામાં આવ્યું છે. કદાચ જન સંખ્યા વધારવાનું એ વખતે ખૂબ જરૂરી મનાયું હશે. ઉલુપીએ પણ અર્જુન પાસે રતિ–ભિક્ષા માગતાં કહેલું કે, સ્ત્રીની પ્રાર્થના પછી એક રાતનો સમાગમ અધર્મ નથી. ગુરૂની પત્ની સાથેનો સંબંધ અને મા સાથેના સંબંધ એ ખરેખર પહેલાના જમાનામાં મહાપાપ માનવામાં આવતા હતા. પરંતુ ઊન્તંકે ઋતુ શાંતિને માટે પોતાના ગુરૂની પત્ની સાથે વ્યવહાર કર્યો અને એને ખરાબ નહોતું ગણવામાં આવ્યું. ચંદ્રમાએ પોતાના ગુરૂ બૃહસ્પતિની સ્ત્રી તારાની સાથે સંભોગ કર્યો. એથી બુધ પેદા થયો. એમાં બાપ કોણ એ માટે ગુરૂ--શિષ્યમાં ઝગડા જેવું થઈ ગયું. એનો નિકાલ તારાની સાક્ષીથી થયો. ગૌતમની સ્ત્રી અહલ્યાનો ઇન્દ્ર સાથેનો સંબધ પ્રસિધ્ધ છે. એમ છતાં ગૌતમે પોતાની પત્નીને હંમેશને માટે છોડી દેવાને લાયક (છુટાછેડાને યોગ્ય) ન માની.

**(ખ) લગ્ન સંસ્થા સનાતન નથી**—આજે લગ્ન--સંસ્થા એક પવિત્ર ધાર્મિક સંસ્થા માનવામાં આવે છે. એ ફકત ભારતમાં જ નહિ પરંતુ ભારત બહાર પણ. છતાં ભારતના જૂના ગ્રંથો નિહાળતાં એમ જણાય છે કે, એ વાત પહેલેથી તેવી ન હતી. આપણે આગળ પંચશિખ ગંધર્વના દેવકન્યાની સાથેના અસ્થાયી લગ્નનો ઉલ્લેખ કર્યો છે. પુરાણો વાચતાં કેટલાંય એવાં ઉદાહરણો મળે છે કે, જેમાં અપ્સરાઓ અથવા તો દેવકન્યાઓ સદાને માટે કોઈને પતિ બનાવતી નથી. મહાભારતમાંથી જાણવા મળે છે કે

ઉત્તર–કુરુમાં વિવાહ-પ્રથા ન હતી. ઉત્તર–કુરુ જો કે પાછલા ગ્રન્થોમાં એક કલ્પિત પ્રદેશ જેવો બની જાય છે. છતાં એનું મહાત્મ્ય જોતાં તથા ભારતમાં એક પ્રદેશનું એવું નામ પડેલું છે તે જોતાં એવું લાગે છે કે, ભારતમાં દાખલ થતાં પહેલાં, જ્યાં આર્યો રહેતા હતા તે પ્રદેશનું નામ ઉત્તરકુરુ હતું. બનતાં સુધી એ પામીરનો સપ્તસિન્ધુ પ્રદેશ હતો, જ્યાં આર્ય લોકો એક વખતે રહેતા. ઉત્તર-કુરુમાં સ્ત્રીઓ સ્વચ્છંદી હતી; ત્યાં લગ્નનું કશું બંધન ન હતું. મહાભારતમાં એ વાત પણ આવે છે કે, ત્યાં પહેલાં લગ્ન સંસ્થા ન હતી. એકની સ્ત્રીને બીજો પુરુષ પ્રસંગ પડતાં લઈ જઈ શકતો. ઉદ્દાલક ઋષિની સ્ત્રીને, તેની નજર સામે જ બીજો ઋષિ લઈ જતો હતો. ઉદ્દાલકના દીકરા શ્વેતકેતુએ એનો વિરોધ કરેલો. જવાબમાં એના પિતાએ એ કાર્યને યોગ્ય ઠરાવેલું. શ્વેતકેતુએ એ જ વખતે આ પ્રથાનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી અને મહાભારતની કથા પ્રમાણે શ્વેતકેતુએ જ સ્થાયી લગ્ન પ્રથાની સ્થાપના કરી. ઉદ્દાલક અને તેનો પુત્ર ઉપનિષદના ઋષિઓ છે; અને તેઓ ઇ. સ. પૂ. સાતમી સદીમાં થઈ ગયા. આ ઉદાહરણ પરથી આપણે એ જ અર્થ તારવી શકીએ કે તે સમય સુધી લગ્ન બંધન શિથિલ હતાં.

(ગ) **શિથિલ લગ્નબંધન**—મહાભારત કાળમાં આ રીતે લગ્ન બંધન શિથિલ હતાં તેનાં કેટલાંય ઉદાહરણો આપી શકાય. દા.ત. કુંવારી કન્યાઓના પ્રતિષ્ઠાપાત્ર પુત્રો (કાનીન) હતા. પાંડવોની મા કુંતી જ્યારે કુંવારી હતી, ત્યારે એણે કર્ણને જન્મ આપ્યો હતો. કુંવારી ગંગાથી શાન્તનુએ ભીષ્મને જન્મ આપ્યો. પરાશરે કુંવારી સત્યવતી ( માછીમારની દીકરી )થી વ્યાસને જન્મ આપ્યો. પાછળથી આ જ સત્યવતી શાન્તનુની રાણી બની. કુન્તીની શોક્ય માદ્રીની જન્મભૂમિ મદ્રદેશના ( અત્યારના સિયાલકોટની આસપાસના જીલ્લાનાં ) સ્ત્રી–પુરુષોના સ્વચ્છંદ આચરણની કર્ણે ખૂબ જ કડક આલોચના કરી છે. ગાન્ધાર ( મદ્રથી પશ્ચિમનો પાડોશી પ્રદેશ ) ના રાજા શલ્યે કર્ણની મશ્કરી કરી એટલે કર્ણે મદ્ર-ગાંધારની સ્ત્રીઓના એવી જાતના રિવાજને નાબૂદ કર્યો. એ વસ્તુ ગંગાની તળેટીમાં ઘણા સમય પહેલાં બની ચૂકી હતી. એના આ કથનથી માલૂમ પડે છે કે, મદ્ર દેશમાં પિતા, પુત્ર, માતા, સાસુ, સસરા, મામા, જમાઈ, દીકરી, ભાઈ, મહેમાન, દાસ, દાસી એ બધાના શરીર સંબંધોનું સંમિશ્રણ ખૂબ જ પ્રમાણમાં થતું. ત્યાંની સ્ત્રીઓ સ્વેચ્છાપૂર્વક પુરુષનો સહવાસ કરતી. અપરિચિત લોકોની સાથે પણ પ્રેમનાં ગીતો ગાતી.

ગાંધારની સ્ત્રીઓની માફક મદ્રની સ્ત્રીઓ પણ શરાબ પીતી ને નાચતી. ત્યાં લગ્નસંબંધો નક્કી ન હતા. સ્ત્રીઓ મનમાન્યા પતિ કરતી. મદ્રકુમારીઓ બેશરમ અને અનાચારી હતી.

એક સ્ત્રીના ઘણા પતિઓના ઉદાહરણમાં પ્રાતઃસ્મરણીય પાંચ કન્યાઓમાંની એક દ્રૌપદીનું ઉદાહરણ આપણી સામે મોજુદ છે.

બહેન, દીકરી કે પૌત્રીની સાથેનાં લગ્નોનાં કેટલાંય ઉદાહરણો આપણને આ પુરાણા ગ્રન્થોમાંથી મળે છે. ઇક્ષ્વાકુના દેશપાર થયેલા કુમારોએ પોતાની બહેનોની સાથે લગ્ન કરીને શાક્યવંશનો પાયો નાખ્યો હતો. આ જાતનાં લગ્ન સિયામના રાજવંશમાં હજુય થાય છે. દશરથ-જાતક પ્રમાણે સીતા, રામની બહેન અને સ્ત્રી બન્ને હતી. પોતાની પુત્રી સરસ્વતી ઉપરની બ્રહ્માની આસક્તિ પુરાણ–પ્રસિધ્ધ છે. બ્રહ્માના પુત્ર દક્ષની કન્યાએ પોતાના દાદા (બ્રહ્મા)ની સાથે લગ્ન કર્યાં હતાં. વગર લગ્ને પણ સ્ત્રી–પુરુષના સંબંધો થતા તેની પણ ઘણીય વાતો જાણવા મળે છે—

(૧) હિડિમ્બા સાથેનો ભીમનો સંબંધ તદ્દન અસ્થાયી હતો. એનાથી ઘટોત્કચ જન્મેલો.

(૨) મણિપુરની રાજકુમારી ચિત્રાંગદા સાથે અર્જુનનો સંબંધ ફક્ત ત્રણ વર્ષ પૂરતો થયેલો.

(૩) ગૌતમ ઋષિ તથા જાનપદી (અપ્સરા) થી કૃપ અને કૃપી થયાં. (આદિપર્વ ૧૩૦).

(૪) ભારદ્વાજ અને ઘૃતાચીથી દ્રોણાચાર્ય થયા (આદિપર્વ ૧૨૦).

(૫) વ્યાસ અને ઘૃતાચી અપ્સરાથી શુક થયા (શાંતિપર્વ ૩૨૪).

(૬) વિશ્વામિત્ર અને મેનકા અપ્સરાથી શકુન્તલા થઇ.

(૭) પુરુરવા અને ઉર્વશી અપ્સરાથી સાત પુત્રો થયા. (હરિવંશ ૨૫)

(૮) અર્જુન અને ઉર્વશી અપ્સરા. અર્જુને ઉર્વશીની પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો એટલે ઉર્વશીએ શાપ આપ્યો અને અર્જુનને એક વર્ષ સુધી નપુંસક રહેવું પડ્યું. (વનપર્વ ૪૬).

આ સિવાય પાંડવોના સમય સુધી એક બીજો રિવાજ હતો. નિયોગ અથવા તો દિયર ધર્મનો. એના આધારે મરેલા અથવા તો જીવતા પતિને નામે સ્ત્રી બીજા પુરૂષ પાસેથી વીર્યદાન લઇ, સન્તાન ઉત્પન્ન કરી શકતી. ધૃતરાષ્ટ્ર અને પાંડુને વ્યાસે આજ રીતે ઉત્પન્ન કરેલા. બલિ રાજાને કંઇ સંતાન ન

હતું એટલે એણે દીર્ઘતમા (ગૌતમ) ઋષિ સાથે પોતાની સ્ત્રી સુદેષ્ણાનો નિયોગ કરાવ્યો. એનાથી એને અંગ, વંગ, કલિંગ તથા સુહ્મ એટલા પુત્રો થયા. શારદંડાયન રાજાએ રસ્તા પરથી બ્રાહ્મણને બોલાવીને પોતાની પત્નીથી સંતાન ઉત્પન્ન કરાવેલ. સૌદાસ રાજાને કંઈ સંતાન ન હતું, એટલે એણે પોતાની સ્ત્રી મદયન્તીને વશિષ્ઠ ઋષિ સાથે નિયોગ કરાવીને પુત્ર ઉત્પન્ન કરાવેલો.

'દિયર' શબ્દ ખૂબ જ જૂનો છે. રશિયન ભાષામાં પણ (દેવ્હ) પતિનો નાનો ભાઈ એ અર્થમાં વપરાય છે. યાસ્કે પોતાના નિરુક્તમાં "देवरः कस्मात्? द्वितीयो वर उच्चते" (દેવર શા માટે? કારણ કે એ બીજો પતિ છે) એમ કહ્યું છે. એટલે પતિની ગેરહાજરીમાં દિયરનો ભાભી ઉપર અધિકાર સાબિત થાય છે. વાલ્મિકી રામાયણમાં મારીચ વધને વખતે રામની પાસે જવાનું કહેતાં જ્યારે સીતાએ લક્ષ્મણને જતો ન જોયો, ત્યારે તેણે એની સામે આક્ષેપ કર્યો કે, તમે રામના ગુજરી જતાં મને મેળવવાની ઇચ્છા ધરાવો છો, એટલે નથી જતા. રામાયણમાં જ આપણે બાલીની સ્ત્રી તારાને એના દિયર સુગ્રીવ તથા રાવણની પત્ની મન્દોદરીને વિભીષણની પત્ની બનતી જોઈએ છીએ. આમાં આગલા કિસ્સામાં તો પહેલાંનો પતિ જીવતાં જ એ પ્રમાણે બને છે.

**પત્ની દાન**—યૂનાની ઇતિહાસમાં પોતાના પ્રિય મિત્રના સત્કારમાં પોતાની પત્નીને અર્પણ કરવાના ઘણા દાખલાઓ મળે છે.

સોક્રેટીસે અલ્કીવિયાદિસને પોતાની સ્ત્રી સંભોગ માટે આપી હતી. ગ્રીસમાં એવાં બીજાં પણ પ્રમાણો છે. એવાં ઉદાહરણો આપણા જૂના ગ્રંથોમા પણ મળે છે, અને એ દાનધર્મ કરવા માટે—

(૧) યુવનાસ્વ રાજાએ પોતાની વહાલી સ્ત્રીનું દાન આપી દઈ સ્વર્ગ પ્રાપ્ત કર્યું.

(૨) મિત્રસહે પોતાની સ્ત્રી મદયન્તીને વશિષ્ઠને આપી સ્વર્ગ પ્રાપ્ત કર્યું.

(૩) સુદર્શને અતિથિસેવાને કાજે પોતાની સ્ત્રી આપીને અમર કીર્તિ મેળવી.

આથી માલુમ પડે છે કે, ભારતમાં એ જાતની કેટલીક પ્રથાઓ સ્ત્રી-પુરૂષના સંબંધમાં પ્રચલિત હતી, જે આપણે જુદી જુદી સામાજીક અવસ્થાઓવાળા દેશો અને જાતિઓમાં જોઈએ છીએ.

### ૨: હથિયાર અને ઓજારો

ઈ. સ. પૂ. ૪૦૦૦માં જ્યારે મિસરનો સૌથી જૂનો પિરામીડ બન્યો,

ત્યારે મિસરના લોકો તાંબાને ઓળખતા. એથી આપણે એટલું તો સ્પષ્ટ રીતે કહી શકીએ છીએ કે, દુનિયા તાંબુ વાપરવા લાગી હતી; કાંઇ નહિ તો એક દેશમાં તો ખરું જ. તાંબુ ખરેખર કયારે શોધાયું તેનો બરાબર સમય આપવો એ આપણે માટે શકય નથી. વધુમાં વધુ આપણે એટલું કહી શકીએ કે ઇસવી સન પૂર્વે ચાર હજારમાં એનો પ્રચાર હતો. આની સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે, દુનિયાના બધા ભાગો અને બધી જાતિઓમાં તામ્રયુગ એક સાથે શરૂ થયો નથી. અમેરીકાની સભ્ય જાતિઓ ઇન્કા, અઝ્ટેક અને માયા ઇસવી સનની સોળમી સદી સુધી તાંબા અને પિત્તળના યુગમાં હતી. પાછલી સદી સુધી આદિ ઓસ્ટ્રેલીઅનો ધાતુ કેમ વાપરવી તે જાણતા ન હતા. એમના તંબુઓની આસપાસ કાચા સોનાનાં ઢેફાં પડયાં રહેતાં, છતાં તેને કોઇ અડતું પણ નહિ. પિત્તળની શોધ ઇ. સ. પૂ. ૧૫૦૦માં થઇ. પરંતુ આખી દુનિયા એજ વખતે તેને વાપરવા લાગી ન હતી. આ જ વસ્તુ ઈ. સ. પૂ. લગભગ ૧૨૦૦ માં લોઢું શોધાયું તેને માટે પણ સમજવી જોઇએ.

જ્યાં સુધી સંસ્કૃતિમાં આગળ વધેલી મિસરની, મેસોપોટેમીઆની અને સિન્ધુની જાતિઓને લાગેવળગે છે, ત્યાં સુધી પિત્તળ અને લોઢાની શોધ દાસતા–યુગમાં થઈ હતી. એટલે આ યુગમાં હથિયારોની ધાતુઓમાં કોઇ ખાસ ફરક થયો જણાતો નથી. અલબત્ત, ધાતુની કારીગરી, વગેરેમાં જરૂર ફેરફારો થયા હશે.

### ૩ : સંપત્તિ

દાસતા–યુગ ખરી રીતે પિતૃસત્તા અને સામન્તવાદી યુગને જોડનારો સમય છે, એમાંના પહેલા યુગની બાબતમાં ઐતિહાસિક સામગ્રીનો એટલો અભાવ છે કે, થોડીક કહેવતો–ખાસ કરીને યહુદીઓની–તથા એજ સ્થિતિમાં હયાતી ધરાવતી કેટલીક આધુનિક પછાત જાતિઓના જીવનની મદદથી એ યુગનું ચિત્ર ઉભું કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. સામન્તયુગમાં પહોંચતાં જ આપણે અંધકારમાંથી પ્રકાશમાં–મધ્યાહ્ન નહિ પણ પરોઢના–પ્રકાશમાં આવી પહોંચીએ છીએ. દાસતા–યુગમાં સંપત્તિના ઉત્પાદનમાં અને ઉત્પાદનનાં સાધનોના સામાજીક સંબંધમાં કાંઇ મોટું પરિવર્તન નથી થયું. પિતૃસત્તાકાળની જેમ હજુ ય સંપત્તિ પર અને વારસા પર પુરુષનો અધિકાર ચાલુ રહ્યો. પશુ પાલન ખેતી, શિલ્પ તથા વિનિમય એ ધન મેળવવાના રસ્તા રહ્યા. સંપત્તિ વ્યકિતગત હતી અને એનો માલિક એનું દાન કે વેચાણ કરી શકતો હતો.

### ૪ : શિલ્પ અને વ્યવસાય

આમ તો, ખેતીને માટે પણ વધુ હાથોની જરૂર હતી, છતાં કારીગરીને વધારીને ધન મેળવવાનું ખાસ ધ્યેય હતું. એટલે દાસ–પ્રથાનો પ્રચાર સૌથી વધારે થયો.

## ( ક ) હાથ કારીગરી

દાસતા–યુગમાં ખેતી અને કારીગરી, શહેર અને ગામડાં એવા વિભાગ થયા એ આપણે આગળ જાણી ગયા છીએ. હજુ કેટલીય પછાત જાતિઓમાં થાય છે તે રીતે બધી જ જૂની કારીગરીનાં કામો એક જ ઘરનાં લોકો કરી લેતાં. છતાં પણ સારી જાતની ચીજોની માંગ વધુ હતી, એટલે અંગુરમાંથી શરાબ બનાવવાનું કામ જે દરેક ઘરમાં થતું તેને બદલે હવે એને માટે ખાસ વધુ જાણનારા માણસોની જરૂર પડી. આવા વિશેષ જાણનારાઓની પૂર્તિ આ યુગમાં કેટલાક હરાવેલા, અથવા તો વેચાતા લીધેલા દાસો મારફત યા તો એમના સૌના મેળાપમાંથી ઉપજેલ વર્ણસંકર સંતાનો મારફત કરાવા લાગી. માલિક વર્ગના કેટલાક લોકો પોતે પણ એ વસ્તુ શીખી લઈને કરવા લાગ્યા. ખાસ કરીને ભારતમાં આ વસ્તુ વધારે જોવા મળે છે, કારણ કે અહીંયાં સામન્તવાદી યુગમાં કારીગરોની જાતીઓ ખાસ કરીને પરાજય પામેલા દાસોમાંથી વધુ બની હતી. આર્યો શરૂઆતમાં કપડાં સીવતા, વણતા તથા બીજી જૂની કારીગરીનાં કામો કરતા, પરંતુ પાછળથી તેમણે એ છોડી દીધેલું.

પિતૃસત્તા યુગના અંતમાં જ્યારે પહેલવહેલી દાસ પ્રથાની શરૂઆત થઈ, ત્યારે માલિક અને દાસના બે જુદા વર્ગો બન્યા, એની જ સાથે પહેલે શ્રમવિભાગ પડયો. દાસ લોકો કામ કરવાને માટે અને ચૂસાવાને માટે હત અને માલિકો શાસન કરવા તથા ચૂસવાને માટે હતા. સમાજમાં વળી વધુ આર્થિક પ્રગતિ થઈ, અને ધંધા વધ્યા. હવે દાસતા યુગમાં બીજો શ્રમવિભાગ થયો. એમાં ખેતીને બીજા ધંધા કારીગરીથી અલગ પાડવામાં આવી. કેટલાક લોકોને ફક્ત કારીગરીને જ પોતાના ધંધા તરીકે સ્વીકારવાની ફરજ પડી. જો કે ગામડાંમાં રહેવાને લીધે કયારેક કયારેક તેઓ થોડી ખેતી પણ કરી લેતા. ભારતમાં સુતાર, લુહાર, કુંભાર, ધોબી, હજામ વગેરે જાતિઓ આશ્રમ વિભાગને લીધે જૂદી પડી. પાછળથી એમણે લગ્ન વગેરે વ્યવહારોને પણ એક ધંધાવાળાઓમાં સીમિત કરી નાખીને, પોતાને એક જુદી જાતિમાં ફેરવી

નાખ્યા. મોટો શ્રમ વિભાગ, વસ્તુઓ પેદા કરનાર અને ભોગવનારની વચ્ચેનાં વેપારી વર્ગનો–આ જ સમયથી શરૂ થયો હતો. છતાં એ જુદો પડીને એક ખાસ ધંધાવાળા વર્ગ રૂપે તો સામન્તશાહી યુગમાં બહાર આવ્યો; જો કે દાસતા યુગમાં ચીજો ખરીદવાની અને વેચવાની બધી જ જવાબદારી લઇને બેઠેલો વેપારી હજુ મોજુદ ન હતો, છતાં લેવડ દેવડ જેટલી હદ સુધી વધી હતી, તેટલા પ્રમાણમાં ધંધાઓને ખૂબ જ વેગ મળી રહ્યો હતો.

## (ખ) વેપાર

આપણે જણાવ્યું તે પ્રમાણે વેપાર એ એક જુદાજ વર્ગનો ધંધો હજુ બન્યો ન હતો. દરેક કારીગર પોતાના માલની ફેરી કરીને અથવા તો હાટ-મેળાન, સ્થળોએ જઇને, બીજી જરૂરી વસ્તુઓના કાચા માલના બદલામાં અથવા તો સિક્કા તરીકે ચાલે એવી ધાતુઓના બદલામાં પોતાનો માલ આપી આવતો. આ વેપારમાં નિર્જીવ વસ્તુઓ તથા વેચવાનાં જનાવરોનો જ સમાવેશ ન થતો, પરંતુ તેમાં દાસ-દાસીઓ પણ સામેલ થઇ જતાં. સિક્કા ન હોય. તો પણ વસ્તુઓ વ્યાજે આપવામાં આવતી. વ્યાજ, સિક્કાને બદલે વસ્તુના દર પર નક્કી થતું. સવાયા દોઢા દરથી છ માસ માટે અનાજ આપવાનું હજુય ભારતના ઘણા ભાગોમાં પ્રચલિત છે.

## ૫: વર્ગ અને વર્ગોની અથડામણ

દાસતા અને શોષણ નક્કી બની જવાની સાથે સાથે શોષક તથા શોષિત એવા બે વર્ગ સ્થપાઇ ગયા એ આપણે જોઇ ગયા છીએ. ઉપરાંત આપણે એ પણ જોયું છે કે પિતૃસત્તા સ્થપાયા પછી જૂનો, વર્ગ વગરનો સમાજ ખતમ થઇ ગયો અને એની જગ્યાએ વર્ગવાળો સમાજ સ્થાપિત થયો.

ત્યારે હવે આપણે જોઇએ કે, સામાજીક વર્ગ એ શું છે? વર્ગ એટલે એવી વ્યકિતઓનો એક સમૂહ કે જે ઉત્પાદનમાં એક જ જાતનું કામ કરે તથા ઉત્પાદનની ક્રિયામાં બીજી વ્યક્તિઓ સાથે એક જ જાતનો સંબંધ રાખે તો આ સંબંધોને વસ્તુ (મહેનતનાં સાધનો)ના રૂપમાં પણ વ્યક્ત કરી શકાય છે.

ધનવાન–ગરીબ, દાસ–માલિક, શાસક–શાસિત એ બધા વર્ગો જુદા જુદા હતા. એમના સ્વાર્થો જુદા જુદા હતા, એટલે એમનામાં અથડામણો થાય એ ચોક્કસ હતું. જો કે એ અથડામણો હમેશાં ઉગ્ર રૂપ ધારણ કરતી ન હતી. એનું કારણ એ હતું કે, વ્યક્તિગત સંપત્તિએ ગરીબો, શાસિતો અને શોષિતોમાં

પણ અસમાનતા પેદા કરી દઇ, એમને પોતાના સામાન્ય શત્રુનો મુકાબલો કરવાને યોગ્ય રહેવા દીધા ન હતા. ઉપરાંત દાસો તરફ તો કોઇને સહાનુભૂતિ જ ન હતી, કારણ કે તેઓ મોટે ભાગે બીજી શત્રુજાતિનાં માણસો હતાં. જો કે બધા જ શોષિત, શાસિત અને ગરીબ લોકો એકમત થઇને વિરોધી વર્ગ સામે મુકાબલો કરતાં નહિ; છતાં તેમના પરની જુલમની સીમા વટી જતાં ગુલામો કદિક યુધ્ધો છેડતા; અને રાજ્યસત્તા તરફથી એમને આ અપરાધને માટે મોટા દંડ પણ કરવામાં આવતા.

વર્ગોની રચના પણ એ વખતે સીધી સાદી ન હતી પણ ગુંચવાડા ભરેલી હતી. એટલે બધી જનતા ફક્ત શોષક અને શોષિત એ બે જ વર્ગોમાં વહેંચાઇને લડી શકતી નહિ. આ કારણે શોષિત વર્ગ પોતાના શ્રમથી સમાજને સમૃધ્ધ બનાવ્યે જતો હતો, છતાં એની પોતાની દશા તો વધુ ને વધુ બગડતી જતી હતી અને એની સંખ્યા પણ વધ્યે જતી હતી.

દાસતા–યુગ અને સામન્તશાહી યુગના દાસો અને માલિકો વચ્ચે વર્ગની અથડામણ એજ પ્રકારની હતી, એ બાબતમાં આપણે બીજા પ્રકરણમાં વધુ જોઇશું.

### ૬ : રાજ્ય—શાસન

આ યુગના રાજ્યશાસનનાં કાર્યોમાં દાસોને કાબૂમાં રાખવા એ એક મુખ્ય કાર્ય હતું; કારણ કે એ વખતે રાજસત્તા દાસોના માલિકોના હાથમાં હતી. દાસો તથા માલિકો સિવાયની ' સ્વતંત્ર ' વ્યક્તિઓની સંખ્યા પણ એ વખતે ઘણી હતી. એમનો પ્રભાવ પણ કાંઇ ઓછો ન હતો. પરંતુ વ્યક્તિગત સંપત્તિને કારણે આ સ્વતંત્ર વર્ગમાંના ધનિકોની શક્તિ એટલી બધી વધી ગઇ હતી કે, તેમને સામાન્ય ' સ્વતંત્ર ' લોકો પણ પોતાથી ઉંચા માનવા લાગ્યા હતા—જેમ સમાજમાં તેઓ પોતે (સ્વતંત્ર વર્ગ) દાસો કરતાં ઉંચા ગણાતા હતા.

જે રીતે દાસતા–યુગ એ પિતૃસત્તાકયુગનું વિકસિત સ્વરૂપ હતું. એ જ રીતે દાસતાયુગની સરકાર પણ પિતૃસત્તાકયુગની સરકારના બીબામાં જ ઢળાઇને આગળ વધતી હતી. હજુ સુધી વ્યક્તિની સંપૂર્ણ સરમુખત્યારી સ્થાપિત થઇ ન હતી, અને શાસન ઉચ્ચ વર્ગનાં હિતને માટે ચલાવવા છતાં પણ ' સ્વતંત્ર ' લોકોની તેઓ સાવ અપેક્ષા કરતા નહિ. એથી ઉલટું ધાર્મિક તથા સામાજીક સંમેલનોમાં એમને માન આપીને, એમનુ અભિમાન વધારતા અને દાસોથી એમને જુદા રાખવાનો પ્રયત્ન કરતા હતા.

## ૭: ધર્મ

દાસતા યુગના ધર્મમાં સામન્ત યુગ કરતાં કોઇ ખાસ પ્રકારનો ફેર પડયો નહોતો, એટલે એ બાબત આપણે હવે પછી જોશું. અહીંયાં એટલું જ સમજી લેવું જોઈએ કે, "धारणाद् धर्ममित्याहुः" (ધારણ કરવાથી એને ધર્મ કહ્યો!) એ બિલકુલ સાચું છે. ધર્મ ચલાયમાન, ગતિશીલ સમાજને પકડી રાખવા ઇચ્છે છે. દાસતા યુગમાં પણ એનો પ્રયાસ એજ રહ્યો કે, કયાંક સત્તાશાળી વર્ગના સ્વાર્થને ગતિશીલ સમાજ ડાંભી ન દે; દાસ લોકો માલિકોના 'અધિકાર' પર કયાંક લાલચ ભરી નજર ન દોડાવે.

# પાંચમો અધ્યાય

## સંસ્કૃત માનવ સમાજ (૨)

### ખ. સામંતવાદી યુગ

જ્યારે સમાજ પરસ્પર વિરોધી સ્વાર્થવાળા વર્ગોમાં વહેંચાઇ ગયો અને સમાજના શાસનની વ્યવસ્થા (અથવા રાજ્ય) ધનિક વર્ગના હાથમાં ચાલી ગઇ, ત્યારે દીન, હીન દાસો અને નિર્ધનોને કાબૂમાં રાખવાનો પ્રબંધ તો થઇ ગયો. પરંતુ બધી જ ધનવાન જમાતોના સ્વાર્થો પણ એકજ સરખા રહ્યા ન હતા. તેઓ જુદા જુદા ભૌગોલિક પ્રદેશોમાં વહેંચાયલા હતા. એમનામાં વિજય માટે અને પારકાનું ધન હરી જવા માટે એકધારી લડાઇઓ ચાલ્યાજ કરતી. લડનારી ટોળીઓ હવે જન–યુગની નાની નાની ટુકડીઓ ન હતી, પરંતુ પાડોશી શત્રુના લશ્કર પ્રમાણે દરેક રાજ્યે પોતાની લડવાની શક્તિ વધારવી પડતી હતી. પહેલાં દરેક સિપાઇ પોતાનો સેનાનાયક હતો અને સામાન્ય હથિયારોથી પોતે પોતાના દાવપેચ ખેલી શકતો. પરંતુ હવે જ્યારે સેનાની સંખ્યા સેંકડો નહિ, પણ હજારો પર પહોંચી ગઇ, હથિયારો પણ વધુ મારક અને મોંઘાં વપરાવા લાગ્યાં, એવી હાલતમાં સૈનિકોમાં વધુ સંગઠન, હથિયારો વાપરવામાં વધુ કુશળતા અને સામૂહિક હિંમતની આવશ્યકતા ઉભી થઇ હતી. વધુ સમજુ, વધુ બહાદુર, વધુ યુક્તિબાજ માણસો જ આ કામ કરી શકે તેવું બન્યું હતું. પિતૃસત્તાએ આવા નેતાઓના શિક્ષણની પાઠશાળાનું કામ કર્યું. પિતરોમાંથી જેઓ આ ગુણો ધરાવતા એમને માટે આગળ વધવાનો પૂરો મોકો હતો. નવા લાભોના લોભે નવા નવા યુધ્ધોને અવસર આપતા. એ વખતની આ મનોવૃત્તિનો ખ્યાલ બુધ્ધના એક સમકાલીન રાજાની વાર્તા ઉપરથી આવશે. બુદ્ધના શિષ્ય રાષ્ટ્રપાલે કુરૂ (મેરઠ કમિશ્નરી) ના રાજા કૌરવને પૂછ્યું—

"......તમે જેના પર શ્રધ્ધા અને વિશ્વાસ રાખી શકો એવો તમારો એક માણસ પૂર્વ દિશામાંથી આવીને કહે—' મહારાજ, હું પૂર્વ દિશામાંથી આવ્યો છું. ત્યાં મેં ખૂબ જ સમૃધ્ધ, ઘણા જનવાળો તથા માણસોથી ભરેલો દેશ જોયો. ત્યાં ઢગલાબંધ હાથી, ઘોડા, રથ તથા પાયદળ સૈનિકો છે. ત્યાં મોટા પ્રમાણમાં ( હાથીના ) દાંત અને મૃગના ( કિંમતી ) ચામડાં છે. ત્યાં ઘણા

પ્રમાણમાં કુદરતી તથા બનાવટી સોનું છે. ત્યાં સ્ત્રીઓ ખૂબ જ સરળતાથી મળી શકે છે. એ (દેશ આપની) આટલી સેનાથી જીતી શકાશે. મહારાજ, એને જીતી લ્યો. તો પછી એનું શું કરશો ?"

"......,એને ય જીતીને હું (એના પર) રાજ્ય કરીશ."

રાજા કૌરવના આ શબ્દો સામન્તવાદી યુગના થોભ વિનાના લોભનું એક સારું ઉદાહરણ છે. કોઈ દેશની સાથે દુશ્મનાવટ ન હોય, ચાહે ત્યાંના લોકોએ એનું કાંઇ બગાડયું પણ ન હોય, છતાં એમની પાસે જો ધન હોય, સોનું હોય અને સ્ત્રીઓ હોય, તો પછી એ દેશમાં દુશ્મનને આમંત્રવા માટેની વસ્તુઓ પૂરતી હતી.

જન–યુગમાં પણ લડાઇઓ થતી, પરંતુ એ બનતાં સુધી આખા જ સમાજના લાભને માટે, સ્વરક્ષણ માટે અથવા તો બદલો લેવાને માટે થતી. એમાં વ્યકિતગત લોભની ગંધ ન રહેતી. રાજા કૌરવની જેમ ફકત પરાયા ધન અને સ્ત્રીની લાલચથી ન થતી. વૈયક્તિક સંપત્તિએ પેઢીઓ સુધી જે સ્વાર્થને પાઠ પઢાવ્યો, એને લીધે લોકનાયકો લોભથી આંધળા બની ગયા હતા. જેનાથી લોભ પૂરો પડે, એ જ એમને માટે ન્યાયી હતું. એ યુદ્ધોમાં વિજય મેળવનારા સેનાનાયકોને ખ્યાતિ જ નહિ, પરંતુ પોતાની અંગત સંપત્તિ તથા હોદાઓ વધારવાનો પણ જબરો મોકો મળતો. એ જ સેનાનાયક અને સામંતો હવે શાસન સૂત્રના કર્ણધાર બનતા. તેઓ જ આગળ વધીને જીવનભરને માટે પોતે તથા પોતાના સન્તાનોને માટે રાજદંડ હાથમાં લઇને રાજતંત્રને કાયમ કરવાના કામમાં સફળ થતા. જૂના મિસર, મેસોપોટેમીઆ તથા સિન્ધુની સભ્યતાઓમાં, પિતૃસત્તા અને દાસતાના વખતના નાયકોને આપણે રાજતંત્ર સ્થાપતા જોઇએ છીએ. પરંતુ પાછળથી ભારતની તથા યૂનાની [અને કદાચ ઇરાની] સંસ્કૃતિઓને કયારેક રાજતંત્ર કયારેક પ્રજાતંત્રમાં વિકાસ પામતી જોઇએ છીએ. ભારતમાં પંજાબ અને યુકત પ્રાંતનાં તથા બિહારની સીમાને કાંઠે આવેલાં પ્રજાતંત્રો (ગણો)નો આપણે ઉલ્લેખ કરી ચૂકયા છીએ. કદાચ ભારતમાં જૂની અને લગાતાર આવતી રહેતી નવી જાતિઓના મિશ્રણથી, વર્ગભેદની ગાંઠ આટલા ગુંચવાડા ભરી ન બની ગઇ હોત તો, ગણોની પરંપરા જેટલી આજે ભુલાયેલી જોઇએ છીએ એટલી ભુલાઇ ન ગઇ હોત.

આ જગ્યાએ સામન્તવાદ આપણે વિશાળ અર્થમાં લઇએ છીએ.

તેમાં મૂડીવાદી યુગ પહેલાંનાં પ્રજાતંત્ર અને રાજતંત્ર બન્ને શામેલ છે. એમણે ધનવાન શોષક વર્ગના લાભમાં દેશની રાજકીય અને લશ્કરી શક્તિને રાજ્યને નામે વાપરી હતી.

પ્રગતિ-વિરોધી વર્ગના લોકો, ખાસ કરી ધર્મને અનુસરનારા લોકો સામન્તશાહી યુગની પ્રશંસા કરતાં થાકતા નથી. એજ એમને માટે સત યુગ અને સુવર્ણ--યુગ હતો. આજે પણ એને યાદ કરીને તેઓ નિસાસો નાખી કહે છે–'હાય એ અમારો સતયુગ ! હાય એ અમારો સુવર્ણ યુગ ! !'

આ યુગમાં સંસ્કૃતિનો વિકાસ થયો અને પાછલા યુગોની સરખામણીમાં વિકાસની ગતિ ખૂબ જ વેગવાળી રહી. અને એમ શા માટે ન બને ? તેમને હવે ફક્ત પોતાની જરૂરિયાતો મેળવવા જ જીવન વાપરવું પડતું નહિ. હવે એ કામો કરવા માટે દાસો અને નોકરોની ફોજ હાજર હતી. સામન્તયુગે જ એ પ્રથા પાડી કે, ભદ્ર લોકોએ હાથે કામ કરવું સારૂં નથી. જીવનની જરૂરીયાતોની ચિન્તા દૂર થતાં, કેટલાય લોકો સાહિત્ય, કળા અને દર્શન ( તત્વજ્ઞાન ) ના વિકાસમાં પોતાનો સમય અને શક્તિ આપી શકતા. જનતાનો મોટો ભાગ કે જે પોતે ભૂખે મરતો હતો અને નરક જેવી યાતનાઓ સહેતો હતો, એવા લાખો દાસો અને નોકરોના વર્ગ મારફત ઉપજાવેલા ધનનો ઉપભોગ કરતી, શ્રમ-માંથી મુક્ત બનેલી વ્યક્તિઓએ સાહિત્ય, કળા અને દર્શનો રચ્યાં. એમની એ કૃતિઓમાં એમણે મોટે ભાગે ગરીબોને ભૂલાવી નાખ્યાં અને સામન્તો તથા મોટાઓને પ્રસન્ન તથા અમર કરવા તરફ જ વધુ ધ્યાન આપ્યું. મિસરની કળાની શરૂઆત ત્યાંના રાજ્ય ચલાવનારાઓનાં શરીર તથા આત્માઓને અમર કરવા માટે થઈ. એ જ સામન્તો કાળે કરીને જ્યારે દેવતાઓ લેખાવા લાગ્યા, ત્યારે ધાર્મિક કળાનું વિસ્તૃત ક્ષેત્ર નિર્માણ થયું. સામન્તવાદી કાળની ઉંચામાં ઉંચી કળાના નમૂના વાસ્તવિકતા દેખાડવા માટે તથા સમાજને પ્રગતિશીલ બનાવવા માટે ન હતા. પરંતુ એ હતા સમાજના પ્રશ્નો ભૂલાવવા માટે, સમા-જમાં વર્ગ–સ્વાર્થને માટે થતા સામાજીક અન્યાયો તથા અત્યાચારો તરફ આંખમીંચામણાં કરાવવા માટે તથા વાસ્તવિકતામાંથી ધ્યાન હટાવી કાલ્પનિક સૃષ્ટિમાં વિહાર કરાવવા માટે. કોઇ પણ કલાકાર, કોઇ સાહિત્યકાર કે કોઇ દાર્શનિક એથી ઉલટો રસ્તો જ લે તો તો એ માત્ર અપવાદરૂપ જ હતો. એવાઓની કૃતિઓ મોટે ભાગે લુપ્ત કરી દેવામાં આવી છે કે ભૂલાઈ ગઇ છે. સાચી વાત તો એ છે કે, સામન્ત–યુગની કળાનો નાયક સામન્ત

અને એનો વર્ગ હતો, અને એની પાછળ સામન્તશાહી સ્વાર્થના રક્ષણનો ખ્યાલ જ કામ કરતો હતો.

### ૧ : જુદા જુદા દેશોના સામન્તવાદ

(૧) **મિસર** : મિસરનો ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે શરૂઆતમાં કબીલાના પિતર પોતાના અધિકારો વધારી દઈને શક્તિશાળી સામન્તો બની બેઠા હતા. ત્યારબાદ ધર્મ મારફત લોકોનું ધ્યાન માલિકો અને સામન્તોના શોષણ અને અન્યાય તરફથી હટાવીને, આ લોકને બદલે પરલોક તરફ વાળવામાં આવ્યું અને દેવતાઓના ન્યાય અને વરદાનો તરફ લગાવવામાં આવ્યું. આ સમયે (ઈ. સ. પૂ. ૪૦૦૦) થેવાના પુરોહિત–રાજાઓનો પ્રભાવ ખૂબ વધ્યો. ત્યાર બાદ દેશની અંદર અને બહારની પરિસ્થિતિને લીધે વધતી જતી માણસોની સંખ્યાને લીધે તથા લોભને લીધે યુદ્ધ તથા વિજય મેળવવા તરફ એમનું ધ્યાન ખેંચાયું. થેવાના પુરોહિતો સેનાનું સંચાલન કરી શકતા નહિ એટલે એમની સત્તાને હટાવી દઈને, સેનાનું સંચાલન કરનારાઓ પ્રધાન અને રાજા બની બેઠા.

શરૂઆતના મિસરી સમાજમાં દેવમનુષ્ય તથા બુદ્ધિના ચમત્કારનું મિશ્રણ જોવા મળે છે. સમાજ પર રાજાનું પ્રાધાન્ય હતું, એને દેવતાઈ અંશ માનવામાં આવતો તથા એ દેવનો દીકરો મનાતો. રાજા અને થોડા સરદારો બધી જ જમીનના માલિક ગણાતા. મોટા ભાગની જનતા દાસ અને ખેત ગુલામોની હતી. બન્ને વચ્ચેનો મધ્યમ વર્ગ શક્તિ અને સંખ્યામાં સાવ જૂજ હતો. એટલે શરૂઆતમાં પુરોહિતોના રાજ્યમાં, પુરોહિતો અને એમના મદદગાર શસ્ત્રધારી યોદ્ધાઓની બોલબાલા હતી, સામાન્ય જનતા–ખેડૂતો, ખારવા, લુહાર, સુનાર, વાણિયા અને દાસની સ્થિતિ સારી ન હતી. પીડાએલી જનતા અત્યાચાર સહન કરતી કરતી તંગ આવી જતી ત્યારે બળવો કરી બેસતી. કયારેક કયારેક કોઈ ધાર્મિક નેતા અથવા તો ભવિષ્યવેત્તા પીડિતોનો પક્ષ હલકે અવાજે ઉઠાવતો. કયારેક કોઈ ધર્માત્મા કહેવડાવનારો રાજા પણ મળી આવતો, જે પ્રજા સાથે પિતા–પુત્રનો સંબંધ પ્રગટ કરતો. હેન્કૂ મિસરનો એક એવો જ રાજા હતો જે ઇ. સ. પૂ. ૨૮૫૦ માં થઇ ગયો. એ ભૂખ્યાઓને ભોજન તથા નાગાઓને કપડાં વહેંચતો. ખેત–ગુલામોને એણે રાજ્યના અધિકારીઓ બનાવેલા. પુરાણા લેખો કહે છે કે, એણે નિર્બળને સતાવ્યા ન હતાં; અનાથોને પોતા તરફથી ભયનું કારણ આપ્યું ન હતું, ગામડાંની જનતાનો એ હિતસ્વી હતો.

આટલું હોવા છતાં ય, વ્યકિતગત–સંપત્તિને ગમે તે રીતે વધારવાનો લોભ કેટલો વધ્યો હતો તે એના આ શબ્દોથી જાણવા મળે છે— "(એમનાં) હૃદય નિર્લજ્જ છે, દરેક પોતાના પાડોશીની ચીજને લૂંટી લેવા ઇચ્છે છે..... સત્ય આચરણ કરનારા માણસો બચતા નથી......સંસારમાં એમનાં જ દાખલા મળે છે કે જેઓ બુરાઇ કરે છે."

આ યુગમાં મિસરની લગભગ બધી જ પ્રજા ગામડાંઓમાં વસતી હતી. વેપાર ઘણો થોડો હતો. નાઇલની ભરતી અને ખેતરોના કર તથા વહેંચણીને કારણે મિસરવાસીઓને અંકગણિત અને રેખાગણિત (ભૂમિતિ) ની જરૂર પડી. અને જરૂરીઆતમાંથી જ તો નવી નવી શોધો થાય છે. જે રીતે દુનિયાની બીજી સુધરેલી જાતિઓ બીજી કેટલીય બાબતોમાં મિસરની સંસ્કૃતિની આભારી છે, તે જ રીતે અંકગણિતને માટે પણ તે તેને જ આભારી છે. મિસરે જ સૌથી પહેલાં અક્ષરો–જે ચિત્ર લિપિમાં હતા—ની શોધ કરી. દેવતાઓ અને ધર્મના નિર્માણમાં પણ તેઓ પહેલા હતા. પહેલી અવસ્થામાં માણસને માબાપ પાસેથી, સમાજની સોબતથી અને એમની વાતો સાંભળીને તથા તેમની ક્રિયાઓ જોઇને શિક્ષણ મેળવવાનું હતું.

પરંતુ જ્ઞાનભંડાર ખૂબ જ વધી ગયો અને જ્યારે એ બધું એક વ્યકિતની શકિતની બહારની વસ્તુ બની ગઈ, ત્યારે સાંભળીને મળતું શિક્ષણ વિકસતા જતા સમાજની જરૂરિયાતો પૂરી પાડી શકે તેમ ન હતું. એટલે શિક્ષણની કાયદાથી વ્યવસ્થા કરવી પડી. ચાલવા, ખાવા, પકડવાને માટે જે સંકેતો તે તે અંગોને હલાવીને થઈ શકાતા, તેમને ચિત્ર કળાના વિકાસનો ફાયદો ઉઠાવીને, પોતાના ભાવો પ્રગટ કરવાને માટે ચિત્ર-લિપિની શોધ કરવામાં આવી. ચીની લિપિ પણ ચિત્ર-લિપિથી જ શરૂ થએલી, પરંતુ આગળ જતાં એના રૂપમાં એટલું બધું પરિવર્તન થતું ગયું કે, (ચીનની હાલની લિપિ હજુ ય સંકેત લિપિ જ હોવા છતાં) એ ચિત્રો પારખવા પણ મુશ્કેલ બની ગયાં છે. મિસરમાં જે શિક્ષણની વ્યવસ્થા થએલી, તેનો ફાયદો રાજ્ય કરનાર અને પુરોહિત વર્ગ જ ઉઠાવી શકતો. સંભવ છે કે ચિત્ર-લિપિ હોવાને લીધે શરૂઆતમાં ઠીક સંખ્યાના લોકો એને સમજી લેતા હોય. પરંતુ સમય જતાં પ્રગટ કરવામાં આવતા ભાવોની સંખ્યા વધી, અને એને લીધે લિપિ વધુ જટિલ થતી ગઈ. એ જ કારણે સૌને માટે એનું સમજવું સરળ ન રહ્યું. મિસરના પુરોહિતો પણ આજકાલના એમના વર્ગના લોકોની માફક પોતાનું

શિક્ષણ અથવા તો જ્ઞાન લોકોમાં પ્રકાશ ફેલાવવા માટે નહિ, પરંતુ ખાસ કરીને અંધકાર, અજ્ઞાન અને અંધવિશ્વાસ ફેલાવવાને માટે વાપરતા હતા. એમાં એમનો હેતુ એ હતો કે, એથી સમાજ પર એમનો પૂરો કાબૂ રહે, એમનાં શીરા પૂરીમાં કોઇ પ્રકારની તાણ ન પડે.

પ્રાચીન મિસરી સામન્તવાદી સમાજ ભૌતિક સુખને જ સંપૂર્ણ અને ખરૂં સુખ માનતો, એટલે પુરોહિત વર્ગ પોતાના મગજના તરંગથી લોકોને હેરાન કરીને, સંસારના બીજા અન્યાયોને તેમની નજર બહાર રાખવા માટે ભાવિ જીવનના બાગ બગીચા દેખાડતા હતા. છતાં ય હજુ તેનો એકતરફી નિકાલ થઇ શકયો ન હતો. કદાચ એકતરફી નિકાલ—ફક્ત પરલોકને માટે જીવવું, પરલોકને માટે જ મરવું—એવી વાતો સાંભળવાને માટે હજુ સમાજ તૈયાર ન હતો. મિસરી ધર્મમાં મોજ—મજાને માટે બંધી હતી: છતાં નશા અને શરાબનો ખૂબ છૂટથી ઉપયોગ થતો, સંગીત તથા નૃત્ય તરફ ઘણો જ શોખ જોવામાં આવતો, સમય પસાર કરવા માટે ગોટી કે પેદાથી રમાતી કેટલીક રમતો પણ લોકો ખૂબ જ રમતા. નાઇલની તળેટીમાં અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિનો ઘણો જ ઓછો ડર હતો. લોકોના ભરણપોષણને માટે ખેતી તથા પશુપાલન પૂરતાં હતાં. દબાયેલા અને ચૂસાતા લોકોને દાબી રાખવા માટે સિપાઇઓની વધુ ને વધુ જરૂર હતી, છતાં ય ઉપલો વર્ગ ધીરે ધીરે સુખચેનથી એટલો ટેવાઇ ગયો હતો કે તે મારવા કાપવાના સૈનિકોના જીવનને પસંદ કરતો નહિ. એ માટે રાજ્ય ચલાવનારાઓએ પગારદાર સૈનિક નોકરો ભાડે રાખ્યા હતા. પણ પાછળથી એ જ લોકો એટલા બળવાન બની ગયા કે થેવાવાળા પુરોહિતોના શાસનનો એમણે અન્ત લાવી દીધો.

મિસરી સમાજમાં વર્ગ--સંસ્થાની અંદર અંદર જે અથડામણો થતી, એનો કોઇક વખતે ભડાકો થાય એ સ્વાભાવિક હતું. ડેલબ્રુઇકે એક જૂના મિસરી લેખને ટાંકયો છે તેના ઉપરથી જાણવા મળે છે કે, એકવાર દાસોએ તંગ આવી જઇને બળવો કર્યો અને રાજસત્તા પર પોતાનો અધિકાર જમાવી દીધો. ત્યાર બાદ ત્રણ સદીઓ સુધી શાસક-વર્ગ પોતાના 'દૈવી- અધિકાર'થી વંચિત રહ્યો. જનતા તરફથી આ જાતના પ્રયત્નો જ્યારે જ્યારે થયા ત્યારે ત્યારે એ પ્રયત્નોને સત્તાવાળાઓએ અને પુરોહિત વર્ગે ધર્મ--વિરોધી, ઇશ્વરની આજ્ઞાના--વિરોધી તથા નીચ કર્મો તરીકે બદનામ કર્યા છે, અને તલવારના જોરે એને દબાવી દીધા છે. નવાઇની વાત તો એ છે કે સમાજમાં

ફેરફારો ઇચ્છનારા પણ ધર્મ તથા ઇશ્વરને નામે જ એમ કરવા ઇચ્છતા હતા.

લોદી અને સૂરના શાસન કાળ (પંદરમી–સોળમી સદી)માં જૌનપુરના મેંહદીએ એ વખતની શહેનશાહત અને સામન્તશાહીની વિરૂદ્ધ એક જાતના સામ્યવાદનો પ્રચાર કરવો શરૂ કર્યો. દબાયલા અને કચડાયલા વર્ગમાં એની અસર વધવા લાગી. શાહી ફોજના હજારો સિપાઇઓ પણ મેંહદીની આ અસરમાં આવી ગયા, ત્યારે બાદશાહને ગભરામણ થઇ. જેને એ એક નાનો એવો ધર્મ પંથ સમજતો હતો એમાં એને ભયની ગંધ આવી. એણે મેંહદીને બોલાવ્યો. ચાલીશ ડગલાં દૂરથી જ, જમીન પર બે વખત ઝુકીને સલામ યાતો કુરનીસ બજાવવાને બદલે મેંહદી સીધો બાદશાહની પાસે પહોંચી ગયો અને હાથ મિલાવવા ( મુઆફા ) માટે એણે શાહના હાથમાં પોતાનો હાથ ધરી દીધો. મેંહદી બધા માણસોને સરખા સમજતો અને એમને આર્થિક રીતે સરખા બનાવવા ઇચ્છતો હતો. મજહબવાળાઓ ( ધર્મ પંથવાળાઓ ) નાં જ હથિયાર વાપરીને એણે ઘોષણા કરેલી કે, 'હું જ આખરી પયગમ્બર મેહંદી છું. જૂઠને હટાવીને દુનિયામાં સત્ય ને સમાનતાની સ્થાપના કરવા માટે ખુદાએ મને મોકલ્યો છે.' બાદશાહે મહેંદીને કાફર ઠરાવવાની ઘણી કોશિષ કરી. પરંતુ મેંહદીની ધાર્મિક મોરચાબંધી તથા શાહી દરબારમાં મુલ્લાંઓની સાથે જે હડધૂત વર્તન ચાલતું હતું, તેને લીધે મેંહદીને કાફરનું બિરૂદ ન જ મળ્યું. શોષક અને શાસક વર્ગ અમુક હદ સુધી ઉપરછલ્લા દેખાવોનો જ પ્રયાસ કરે છે. પરંતુ જ્યારે એટલાથી ઢોંગ ઢાંકી શકાતો નથી ત્યારે એમને નાગાં થતાં વાર નથી લાગતી. મેંહદી અને એના અનુયાયીઓની જે નિર્દયતાથી કતલ કરવામાં આવી એનું વર્ણન કરવાની જરૂર નથી. મેંહદીના કેટલાય અનુયાયીઓ ( મેંહદીઆઇ ) હજુ પણ ભારતમાં છે. પરંતુ આ જાતના પ્રયત્નો તથા કુરબાનીઓને જેમ બીજી જગ્યાએ વટાવવામાં આવે છે, એ જ રીતે તેઓ પણ મેંહદીના ચમત્કારો દેખાડીને પોતાનો ફિરકો (પંથ) ચલાવવામાં એના નામનો ઉપયોગ કરે છે.

મિસરી સમાજમાં એ વખતે જે આંતરિક વિરોધો હતા એને પાંચ પ્રકારમાં વહેંચી દઇ શકાય–(૧) ઉચ્ચ વર્ગનાં કર્તવ્ય શાં છે અને એ કઇ રીતે પૂરાં કરવાં જોઇએ (૨) સમાજની અંદરના અસંતોષો અને વિરોધોનો ધુંધવાટ જે મિસરી લેખોમાં સ્પષ્ટ રીતે જોવા મળે છે. (૩) શાસકો તથા અધિકારીઓ માટેના નિયમોનું લાચારીપૂર્વકનું પાલન (એમના આર્થિક શોષ-

ણની જાહેરાત કરે છે.) (૪) આદર્શ રાજા અને શાસકને માટે કરવામાં આવેલી ભવિષ્યવાણીઓ. તે વખતના શાસકોની નિન્દા કરવા અને તેમને વિચારતા કરવાને માટે કરવામાં આવતી. (૫) સમાજને પરિવર્તનમાંથી બચાવી લેવાને માટે બનાવવામાં આવતા ધર્મના આચારો. એનો અર્થ હતો વર્ગ-સ્વાર્થને સલામત રાખવાનો તથા વધતા જતા વર્ગ દ્વેષને અટકાવવાનો.

[૨] **ભારત**-હિન્દુ ભારતના સામન્ત કાળ ઉપર નજર દોડાવીશું, તો ત્યાં પણ આજ વાતો આપણને મળી આવે છે. અહીંયાં પણ મનુ તથા બીજા ધર્મ-શાસ્ત્રકારોએ રાજા-પ્રજાનાં કર્તવ્યો પર ખૂબ જ કલમ ચલાવી છે. વધુ ધ્યાનપૂર્વક જોતાં એમાં રાજા અને શાસકવર્ગના અધિકારોને પૂરા કરવા માટે પોતાની મહેનત અને જીવનનો સૌથી મોટો ભાગ આપી દેવાનું સામાન્ય જનતાનું કર્તવ્ય ગણાતું. જ્યારે એ સામાન્ય જનતાના ભાગમાં તો બીજા જન્મમાં અને પરલોકમાં મળનારી ચીજો જ વધુ આવતી. એ રીતે સમાજની અસમાનતા પર લીંપણ કરવાના તથા તેને આકર્ષક નામ હેઠળ ઢાંકવાના પ્રયાસો થયા છે. સમાજને શરીરરૂપે તથા જુદા જુદા વર્ણોને એનાં અવયવોરૂપે ગણાવીને વર્ગ-વિદ્વેષને નરમ કરવાના પ્રયાસમાં જ વેદોનું પુરૂપસૂકત લખાયું. —" બ્રાહ્મણ (પુરોહિત) આ (સમાજ-શરીર) નું મુખ છે, રાજન્ય (શાસક અથવા તો સામન્તવર્ગ) હાથ છે, વેપારી એની જાંઘો છે અને શૂદ્ર એમના પગ છે." ગીતા જેવા પાછળના ગ્રંથોએ પણ 'સ્વધર્મમાં જ મૃત્યુ ઠીક છે' એમ કહી આ જ ચોકઠાને મજબુત કરવા ઇચ્છ્યું.

આર્યો તથા અનાર્યોએ, શાસક કોણ થાય એનો ફેંસલો પંજાબમાં જ કરી નાખ્યો હતો. ગંગા કાંઠા સુધી પહોંચતાં પહોંચતાં આર્યોથી જુદી જાતિઓ લડાઇને વ્યર્થ સમજીને હથિયારો તજી ચૂકી હતી, અને વિજેતાઓના સ્વાર્થ તથા આદેશને વશ વર્તીને જીવન વીતાવવા લાચાર બની હતી. ગંગાકાંઠાના સમૃદ્ધ જીવનથી સામાન્ય જનતાને એટલો લાભ નહોતો થતો-કે જેટલો સંસારના શાસકો (ક્ષત્રિયો) તથા દેવતા શાસકો (બ્રાહ્મણો) ને થતો હતો. એમાંય તે આ પુરોહિતો (બ્રાહ્મણો) તો ગંગાની ઉત્તમ ભૂમિની પેદાશ હતી. અહીંયાં આર્યોના બ્રાહ્મણ-ક્ષત્રિય એમ બે ભાગ થયા. અહીં જ બ્રહ્મ તથા ક્ષાત્ર શકિતઓના સ્વાર્થોમાં કાયમી સુલેહ કરાવવાના પ્રયાસો (અને એય સાડા ત્રણ હજાર વરસ સુધી) સફળ થયા. ભારતનો પુરોહિત વર્ગ ભોગ શૂન્ય જીવન વિતાવતો એ બિલકુલ જૂઠી વાત છે. વેદ, ઉપનિષદ અને બુદ્ધના કાળમાંનું કોઈ પણ

સાહિત્ય લઈને જુઓ, તો તેમાં વશિષ્ટ અને વિશ્વામિત્રને રાજાઓની સેવાના બદલામાં ભારે ભારે દક્ષિણાઓ મેળવી સુખમય જીવન પસાર કરતા જોશો, તો ક્યાંક યાજ્ઞવલ્કયને જનકની હજાર-હજાર સોનેરી રૂપેરી ખરીઓવાળી ગાયો દક્ષિણામાં મેળવી હંકારી જતા જોશો અને પોતાની સંપત્તિને પોતાની બે સ્ત્રીઓ વચ્ચે વહેંચી આપવાના વિચારો જાહેર કરતા જોશો. બુદ્ધના વખતના બ્રાહ્મણો કેટલું 'ભોગ-શૂન્ય' જીવન વીતાવતા એ તો આપણે ત્રિપિટિકમાં આવતા ચંકિ, સોણદંડ તથા કુટદંતની ધન સંપત્તિનાં વર્ણન વાંચી જાણી શકીએ છીએ. બ્રાહ્મણોના એ વખતના તથા પહેલાના સ્વાર્થો વિષે બુધ્ધે એક જગ્યાએ કહ્યું છે—

'રાજાની સંપત્તિ--અલંકાર ધારી સ્ત્રીઓ, ઉત્તમ ઘોડા જોડેલા સુંદર ચિત્ર વિચિત્ર કારીગરીવાળા રથો તથા અનેક ખંડોવાળાં મકાનોને જોઈ ને એમનાં (બ્રાહ્મણોનાં) મોઢામાં પાણી છૂટયું. બ્રાહ્મણોને લોભ થયો કે, પોતાની પાસે ય ગાયોનાં ટોળાં હોય, સુંદર સ્ત્રીઓનો સમૂહ તથા મનુષ્ય ભોગ હોય તો કેવું સારૂં ? તેઓ વેદમંત્રો રચીને ઇક્ષ્વાકુ રાજાની પાસે ગયા--'તું ખૂબજ ધન ધાન્યવાળો છે, તારી પાસે ખૂબજ પૈસો છે, યજ્ઞ કર !'... રાજાએ...અશ્વમેધ, પુરૂષમેધ, વાજપેય, નિરર્ગલ [સર્વ મેધ]માંથી એક એક યજ્ઞ કરીને બ્રાહ્મણોને ખૂબ ધન આપ્યું; ઉત્તમ ઘોડા જોડેલા સુંદર રથો, તથા જાત જાતનાં ધન ધાન્ય ભરીને અનેક ખંડો અને મકાનો દાનમાં આપ્યાં...બ્રાહ્મણોની તૃષ્ણા વળી વધી. તેઓ મંત્રો રચી ફરીને ઇક્ષ્વાકુની પાસે ગયા--'જેમ પાણી, પૃથ્વી, સોનું, ધન ધાન્ય છે, એવી જ રીતે ગાયો પણ મનુષ્યોને માટે ઉપભોગની વસ્તુ છે...યજ્ઞ કર.' એ વખતે બ્રાહ્મણોથી પ્રેરાઈને રાજાએ અનેક સો હજાર ગાયો યજ્ઞમાં મારી."

બીજા દેશોમાં પણ શાસકવર્ગે પુરોહિત વર્ગની સાથે સમજુતી કરીને, પોતાના ભોગવિલાસનો કેટલોક ભાગ એમને દાન-દક્ષિણામાં આપ્યો. આમાં શોષણને અવરોધ વગર તથા ધર્મના ટેકા વડે ચાલુ રાખવાને માટેની લાંચથી ઓછું કશું જ ન હતું. આમ છતાં ભારતમાં આ સમજુતી ઘણી ઊંડી હતી. અહીંયાં પુરોહિતોને ભોગ-સંપત્તિ જ ઉદારતાપૂર્વક આપવામાં આવી ન હતી, પરંતુ સમાજમાં રાજા તથા શાસન ચલાવનારા સૈનિક (ક્ષત્રિય) વર્ગે પોતાની જાતને બ્રાહ્મણોથી નીચા ગણી એમને ખૂબ જ માન આપ્યું.

(૩) બાબુલ—બાબુલ (બાબિલોન)ના સૌથી પ્રાચીન શાસકોમાં જેનું નામ મળી શકે છે તે હમ્મૂ રબી (ઈ. સ. પૂ. ૨૧૨૪–૨૦૮૨) અથવા તો મોટો કાકો છે. હમ્મૂ રબીનું ધર્મશાસ્ત્ર કદાચ દુનિયામાં જૂનામાં જૂનું ધર્મશાસ્ત્ર છે. એની એક પ્રત ઇ. સ. ૧૯૦૨ માં સૂસા (ઇરાન)ના ખોદકામમાંથી મળી છે. જે પથ્થરની ચારે બાજૂએ એ લેખ કોતરેલો છે તે આઠ ફીટ ઉંચો અને ૩૦૦૦ લીટીઓમાં લખાયેલો છે. પથ્થરનો નીચેથી ઘેરાવો સાત ફીટ છે. મથાળે થોડો ઓછો છે. આ શિલાલેખ આજ કાલ લૂવ્રે (પેરીસ) ના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવેલો છે. લેખનો કેટલોક ભાગ ઘસાઇ ગયો છે પરંતુ એનો કેટલોક ભાગ નિનેવોની નકલમાં મળે છે.

હમ્મૂ રબી જાણતો હતો કે દબાયેલા અને શોષાતા વર્ગની સહનશીલતાને પણ હદ હોય છે. એટલે શોષક વર્ગનું હિત એમાં જ રહેલું છે કે તે એ હદનું ઉલ્લંઘન ન કરે. બાબુલના શોષક અને શોષિત બન્ને મોટે ભાગે એક જ જાતિના, ધર્મના અને રંગના હતા, એટલે એ પ્રશ્ન પર વર્ગ વિદ્વેષના મૂળ કારણને છુપાવવું સહેલું ન હતું. પરિણામે હમ્મૂ રબીએ વ્યવસ્થા જાહેર કરી--"જો કોઇ આદમી એક ઉંચા વર્ગની વ્યકિતની આંખ ફોડશે, તો એની પણ આંખ કાઢી લેવામાં આવશે."

પરંતુ ન્યાય સૌને માટે એક સરખો ન હતો. "જો કોઇ આદમીએ એક ગરીબ આદમીની આંખ ફોડી હશે તો એણે ચાંદીનો એક દંડ દેવો પડશે. જો કોઇ મકાન બાંધનારો, કોઇને માટે મકાન બાંધશે અને એ મજબૂત નહિ બનાવે, અને એથી એ પડી જતાં ઘરના માલિકનું મૃત્યુ થશે તો એ મકાન બનાવનારને મૃત્યુ--દંડ થશે. પરંતુ જો એ મકાન પડતાં કોઇ દાસનું મૃત્યુ થશે તો મકાન બનાવનારે માલિકને એક દાસ લાવી આપવો પડશે. જો ઘર પડતાં મકાનમાલિકનો દીકરો મર્યો હશે તો મકાન બનાવનારના એક દીકરાને પ્રાણ–દંડ દેવામાં આવશે."

હમ્મૂ રબીના આ બધા નિયમોમાં વર્ગહિતનું ખૂબ જ ધ્યાન રાખવામાં આવ્યું છે. દાસ–દાસીઓ એ વખતે જંગમ સંપત્તિ ગણાતાં એટલે આ વ્યવસ્થિત નિયમોમાં ભાગી જનાર દાસને આશરો આપનાર માટે પણ ભારે દંડની જોગવાઇ હતી. હમ્મૂ રબીની નજરે સંપત્તિ પહેલી અને માનવતાનું સ્થાન તેની પછી હતું.

(૪) ચીન—[ક] કન્ફ્યૂશસ [ઇ. સ. પૂ. ૫૫૧–૪૭૮] ચીની

સામન્તવાદનો જબરો પોષક હતો એટલે ચીન, કોરીઆ તથા જાપાન એ ત્રણે મુલકોના શાસક વર્ગે એમના શિક્ષણમાં આજ સુધી એને ખૂબ જ ઉંચું સ્થાન આપ્યું છે. કન્ફ્યૂશસ સમાજ વ્યવસ્થાનો જબરો હિમાયતી હતો; અને એની વ્યવસ્થા એવી હતી કે જેમાં પ્રગતિને અવકાશ ન હતો. કન્ફ્યૂશસના જમાનામાં ચીનમાં શાસક [અમીર], શિક્ષિત અને કિસાન એવા ત્રણ વર્ગ હતા. તેમાં પણ આજના કરતાં એ વખતે કિસાનોની સંખ્યા વધુ હતી. કન્ફ્યૂશસે કિસાનોને અજ્ઞાનમાં રાખી, અને એમના સ્વાર્થી અને લોભી માલિકોને આંધળી રીતે અનુસરવાને માટે પ્રોત્સાહન આપ્યું. પૂર્વજોની પૂજા પર કન્ફ્યૂશસના શિક્ષણમાં ખૂબ ભાર મૂકવામાં આવે છે. એનો અર્થ એ છે કે આદમી ભાવિ તરફથી આંખો મીંચી ભૂત તરફ નજર ખોડી રાખે.

**[ખ] મો–તી**–(ઇ. સ. પૂ. ૫૭૫–૫૨૫) મો–તી એ કન્ફ્યૂશસને સમકાલીન વિચારક હતો. એણે સમાજના આંતરિક વિરોધોને સ્પષ્ટ રીતે જોયા અને એને માટેનો ઉપાય પણ સૂચવ્યો. પરંતુ એ ઇલાજ સામન્તવાદીઓના વર્ગ સ્વાર્થની વિરુદ્ધ હતો એટલે મો–તીના શિક્ષણને દેશમાંથી ભૂંસી નાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો. પરિણામે બહારની દુનિયામાં એનો પ્રચાર થવાની વાત દૂર જ રહી ગઇ. મો–તી સમાજના અંદર અંદરના વિરોધને કન્ફ્યૂશસની જેમ સ્વાભાવિક માની લઇને એના પર લીંપણ કરવા ઇચ્છતો ન હતો. તેમ જ લાઓ–તજુ (ઇ. સ. પૂ. ૬૦૦)ની માફક સામન્તવાદથી પાછા વળીને પાછા કુદરતના જીવન તરફ વળવાનો પણ તે ઉપદેશ કરતો ન હતો. એણે માનવ–સમાજનાં દુઃખો અને એના આંતરિક વિરોધોનાં કારણો શોધવા યત્ન કર્યો. એ યુદ્ધ, લોભ તથા દુરાચારનો વિરોધી હતો. એ વખતના સામન્તવાદી સમાજમાં એ બધું, આજના સામન્તવાદી ચીનમાં છે એ કરતાં કોઇ રીતે કમ ન હતું. મો–તીનું કહેવું હતું કે સામાજીક વ્યવસ્થા એ માણસોની જરૂરીઆતોને માટે છે. કન્ફ્યૂશસની માફક એ દરેક વ્યવસ્થાને પૂજાની વસ્તુ માનતો નહિ.

**(૫) યૂનાન**—યૂનાનમાં સામન્તવાદી યુગમાં લિપિ, ભાષા, સાહિત્ય, કળા એ બધાનો વિકાસ થયો, પરંતુ એથી એ વખતના સમાજની મોટા ભાગની વસ્તીની ખરી સ્થિતિ પર સીધી રીતે ઘણો જ થોડો પ્રકાશ પડે છે. શાસકવર્ગ સર્વશકિતમાન હતો. તે પોતાના અન્યાયોનું નગ્નચિત્ર દોરાય એવું ઇચ્છતો પણ

ન હતો. આમ છતાં આડકતરી રીતે આપણે એ વખતની સ્થિતિની બાબતમાં ઠીક ઠીક જાણી શકીએ છીએ. આ માટે ખાસ કરીને એમની કૃતિઓ આપણને વધુ મદદગાર નીવડે છે. દેશ-કાળ બંનેનો લાંબે સુધી વિચાર કરીને એમણે શાસક સમાજના સ્વાર્થોને ક્રાંતિ અને વિદ્રોહથી બચાવી લેવા માટે તેને સુધારવાના પ્રયાસો કર્યા.

બધી હિન્દી-યુરોપીય જાતિઓની માફક યૂનાનીઓ કબીલા અને જનોની સ્વતંત્રતાના ખાસ પક્ષપાતી હતા. એટલે પિતૃસત્તાની અવસ્થાથી આગળ વધતાં એમણે પંજાબ અને બિહારનાં ગણતંત્રોની માફક પોતાના પ્રદેશમાં, એક એક કબીલાનાં પ્રજાતંત્રો કાયમ કર્યાં. **હેલ્લા** ( યૂનાની જાતિ ) ને માટે એમનામાં કેટલીક જનતંત્રતા જરૂરી હતી. ખેતી અને વેપારને લીધે યૂનાની પ્રજાતંત્રી શહેરો ખૂબ જ સમૃધ્ધ હતાં. પરંતુ સમૃધ્ધિનો અર્થ આખા સમાજની સમૃધ્ધિ ન હતો. ધનવાન-ગરીબ, દાસ-સ્વામીનો ભેદ ત્યાં જબરો હતો, અને ખરી રીતે વ્યકિતઓની સમૃધ્ધિ એ દાસો અને દરિદ્રોની મહેનતનું પરિણામ હતું. આ દરિદ્રતા તથા અસમાનતાથી યૂનાનીઓમાં જે અસંતોષ વધી રહ્યો હતો, એને દૂર કરવાને માટે લાઇકિર્ગસે ( ઈ. સ. પૂ. ૯૦૦ ) સલાહ આપી, કે બધાં બાળકો સમાન રીતે રાજ્યના તાબામાં હોવાં જોઇએ. એમના શિક્ષણ વગેરેનો ભાર વ્યકિત પર નહિ પણ રાજ્ય પર હોવો જોઇએ. દાર્શનિક અનાખામીન્દ્રમ તથા કવિ થીઓજીનીસે પણ લાઇકર્ગસના આ વિચારોને પાછલી સદીઓમાં સમર્થન આપ્યું. પરંતુ જ્યાં વૈયકિતક સંપત્તિએ સમાજના ચોકઠાને પોતાને અનુકૂળ બનાવી લીધું હોય, ત્યાં બાળકોના શિક્ષણ વગેરેમાં તથા તેમની સાર-સંભાળમાં સામ્યવાદ કઇ રીતે ચાલી શકે ?

(ક) **સોલોન**—સોલોનના સમય ( ઇ. સ. પૂ. ૫૯૦ ) સુધીમાં સમાજની અંદરના વિરોધો એટલા બધા વધી ગયા હતા કે એને સ્વતંત્ર માનસના હલ્લાઓ તથા સામાજીક વિદ્રોહનો ભય લાગતો હતો. હરિશ્ચંદ્રની કથામાં આપણે સાંભળીએ છીએ કે, કરજ આપનારાઓના હાથમાં તેઓ પોતે વેચાઇ ગયા હતા. સોલોમનના સમયમાં પણ જે પોતાનું દેવું આપી ન શકે તેને મહાજન દેવાના બદલામાં પોતાનો દાસ બનાવી શકતા. સોલોને આ પ્રથાનો અંત આણ્યો. વ્યકિતગત સંપત્તિના વધવાની સાથે ગરીબોની સંખ્યા વધતી જતી હતી; અને લોકોનાં ખેતરો મહાજનના હાથમાં વેચાતાં જતાં હતાં

સોલોને જોયું કે જો આ સ્થિતિ ચાલુ રહેશે અને ગરીબ નિરાધારોની સંખ્યા આટલી તેજીથી વધતી રહેશે તો 'મરતો શું ન કરે?' એ ન્યાયે કંઈ પણ બનવાનો સંભવ છે. સોલોને કાયદો કર્યો કે દરેક વ્યક્તિની પાસે અમુક ચોક્કસ માપથી વધુ જમીન નહિ રહે. અઢી હજાર વરસ પહેલાં સોલોને જે જાહેરાત કરી હતી તે જો કે સુધારો કરવાને માટે ને ક્રાંતિને રોકવા માટે કરી હતી, છતાં આજના કેટલાય જનતંત્ર-વાદી દેશોના શાસકો માટે એ કાનૂન ખાસો ક્રાંતિકારી માલુમ પડશે. એથી એ પણ સિધ્ધ થાય છે કે, અઢી હજાર વર્ષ પહેલાંના એથેન્સમાં રાજ્યસત્તાએ જનતા પર એટલો કાબુ નહોતો મેળવ્યો જેટલો આજની ઈંગ્લાંડ તથા અમેરીકા જેવી મૂડીવાદી સરકારોએ મેળવ્યો છે.

(ખ) **સોક્રેટીસ**—(ઈ. સ. પૂ. ૪૬૯–૩૯૯). સોલોનના સુધારાની થોડી અસર જનતા પર જરૂર થઈ હશે, પરંતુ તે કાયમની ન રહી, કારણ કે ખાનગી-અંગત સંપત્તિ બધી મુશ્કેલીઓનું મૂળ હતું. છતાં તે (ખાનગી સંપત્તિ) એ વખતના સામાજીક ઉત્પાદનને વધારવાને માટે ને સમાજને ત્યાર પછીની બીજી અવસ્થામાં લઈ જવા માટે જરૂરી હતી. સોલોનના સુધારા, સામાજીક દરદને જડમૂળથી ઉખેડી નાખવા માટે તો હતા જ નહિ, એટલે એ રોગ ફરી પાછો જોર પકડતો હતો. સોક્રેટીસના વિચારો તત્ત્વજ્ઞાનમાં જ નહિ પરંતુ સામાજીક વ્યવસ્થાના સંબંધમાં એટલા આગળ વધેલા હતા કે, શાસકવર્ગ એને સહી શકતો ન હતો. એને સોક્રેટીસના વિચારોમાં સામાજીક ક્રાંતિની ગંધ આવતી હતી. હકીકતે એના વિચારો એના શિષ્ય પ્લેટોના લખાણો જેટલા ઉગ્ર ન હતા; છતાંય શાસક–વર્ગ કેટલો ભયભીત બન્યો હતો તે તો ઝેર આપીને સોક્રેટીસને મારી નાખવામાં આવ્યો એના પરથી સમજાય છે. સોક્રેટીસ પર એવો આરોપ મૂકવામાં આવ્યો હતો કે, તે જુવાનોને બગાડતો અને દેવતાઓ (ધર્મ) ની વિરૂદ્ધ પ્રચાર કરતો. આજે પણ સામાજીક અસમાનતાઓને હટાવીને, સુખી અને સમૃદ્ધ સમાજ બનાવવાને માટે જે લોકો કંઈ કહે છે કે લખે છે, તેમની સાથેનો શાસક–વર્ગનો વર્તાવ એથેન્સના શાસકો કરતાં જરાય સારો નથી હોતો. ખાસ કરીને ફેસીસ્ટ શાસકોએ તો આ બાબતમાં નરભક્ષક સમાજની ક્રૂરતાને પણ ભૂલાવી દીધી છે.

(ગ) **પ્લેટો**—(ઈ. સ. પૂ. ૪૨૭–૩૪૭)નું યુટોપિયા—(આદર્શ

સમાજની કલ્પના ) પ્લેટો પર પોતાના ગુરૂ સોક્રેટીસના તાત્ત્વિક વિચારોની જ નહિ પણ એના સામાજીક વિચારો તથા શાસકવર્ગે સોક્રેટીસ સાથે કરેલ વ્યવહારની પણ એના પર અસર થઈ હતી. સોક્રેટીસે પોતે કોઇ પુસ્તકો નથી લખ્યાં. એના વિચારો બીજાનાં પુસ્તકોમાં—ખાસ કરીને પ્લેટોના પુસ્તકોમાંથી માલુમ પડે છે. પ્લેટોએ જોયું કે એથેન્સનો રાજકારભાર અંદરથી સડેલો અને અન્યાયપૂર્ણ હતો, સાથે સાથે એણે એ પણ જોયું કે એથેન્સના એ રાજકારભાર ચલાવનારાઓ જનતાના મતથી ચૂંટાયેલા હતા. એટલે એણે શાસક વર્ગની સાથે જનસત્તાક પ્રણાલિની પણ નિન્દા કરી. પ્લેટોને આ પૃથ્વીના પ્રજાતંત્ર અને એના શાસનમાં કોઇ આશા ન હતી. એ માટે ધરતી પર પગ ખોડેલા એવા કોઇ ન્યાયી શાસનની યોજના બનાવવાને બદલે એણે પોતાના દર્શનની જેમ આકાશમાં જ ઉડવાનું પસંદ કર્યું. પ્લેટોના દર્શનમાં બે દુનિયાઓ હતી. એક ક્ષણે ક્ષણે બદલાતી ભૌતિક દુનિયા, અને બીજી હમેશ નિશ્ચિત (કાયમ રહેતી) દુનિયા. પ્લેટોએ એને વિજ્ઞાનમય દુનિયા કહી.

પ્લેટોએ સામાજીક આદર્શો રજુ કરતી વખતે પણ પોતાની એ કાલ્પનિક શાશ્વત દુનિયા તરફ ધ્યાન વધુ રાખ્યું. એટલે સમાજની બુરાઇઓનાં કારણો, અને સમાજની અંદરથી જ એની દવા શોધી કાઢવાને બદલે એણે એમને પોતાની કલ્પનામાંથી શોધવાની શરૂઆત કરી. એણે ચાલુ સમાજની જગાએ એક આદર્શ સમાજ સ્થાપવાની યોજના રજુ કરી.

એના એ આદર્શ સમાજમાં ત્રણ વર્ગો હતા--શાસક અથવા તો સાચા સંરક્ષકો, યોદ્ધાઓ અર્થાત તો શાસનને મદદ કરનારાઓ, અને શિલ્પી. શિલ્પીમાં ખેતી અને હાથ કારીગરીનાં કામો કરનારાઓનો સમાવેશ થતો. પ્લેટોએ એ ત્રણે વર્ગોને બ્રાહ્મણોના પુરૂષસૂક્તની જેમ, શરીરના અંગો તરીકે ઓળખાવ્યા; અને કહ્યું કે, દરેક વર્ગે પોતપોતાનાં કર્તવ્યોમાં ચોક્કસ રહેવું જોઇએ. (૧) સાધારણ જનતા યાને કારીગર વર્ગે પોતાની ખેતી અને ધંધાના કામોમાં જ ધ્યાન આપવું જોઇએ. એણે વધુ વાંચતાં–લખતાં શીખવાની જરૂર નથી, તથા મત આપવા કે શાસન–તંત્ર ચલાવવા સાથે એમને કાંઈ સંબંધ નથી (૨) યોદ્ધાઓનું કામ છે દેશમાં શાંતિ અને વ્યવસ્થા રાખવાનું, તથા વિદેશી હુમલાખોરો સામે મુકાબલો કરવાનું. જનસંખ્યા વધતાં, વધુ જમીનની જરૂર રહેશે એટલે આક્રમણાત્મક અને સંરક્ષણાત્મક એમ બન્ને પ્રકારનાં

યુધ્ધોની જરૂર છે એમ એનું કહેવું હતું. લડવૈયા પોતાનાં કર્તવ્યો સુંદર રીતે પૂરાં કરી શકે એ માટે તેમને સરસ પ્રકારનું શિક્ષણ મળવું જોઇએ. છતાં એ શિક્ષણ મુખ્યત્વે એવું હોવું જોઇએ કે જેને પરિણામે એમના હાથ હથિયાર ઉપાડવામાં ચતુર અને મજબુત બને. એમનાં હૃદય નિર્ભય અને અમુક હદ સુધી નિર્દય પણ બનવાં જોઇએ. યોધ્ધાને કારીગરી સાથે કંઇ સંબંધ ન હોવો જોઇએ કે ન રાજ્યકારભાર સાથે. પ્લેટોની વ્યવસ્થા પ્રમાણે આ વર્ગો વારંવાર બદલાવા ન જોઇએ પણ સ્થિર હોવા જોઇએ. ત્રીજા વર્ગમાં એવા ખાસ ખાસ લોકો હશે કે, જેઓ પોતાના જન્મ અને શિક્ષણને લીધે એ યોગ્યતા ધરાવતા હશે. તેઓ સૌના સાચા સંરક્ષક ને શાસક બની શકશે. તેઓ કળા અને દર્શન તરફ પ્રેમ ધરાવતા હશે. સ્વાર્થી, શરાબી કે વિલાસી બનવું તેમને માટે અયોગ્ય ગણાશે. અભિમાની જીવન એમને માટે નિષિધ્ધ ગણાશે, અને આ સંરક્ષક વર્ગ એવો હોવો જોઇએ કે જે પોતાના દેશની ભલાઇને માટે સદા તત્પર હોય, રાજ્યના હિતની વિરૂધ્ધ જે કંઇ હોય તે તેને માટે ઘૃણાની વસ્તુ બનવી જોઇએ

જેમણે સંરક્ષક બનવાનું છે, એમના શિક્ષણને માટે પ્લેટોએ ખાસ યોજના ઘડી છે. શરૂઆતમાં એમને સાધારણ શિક્ષણ મળવું જોઇએ. વીસ વરસની ઉંમરે એમણે એક સાધારણ શિક્ષણની પરીક્ષા પાસ કરવાની રહેશે. ત્યાર બાદ તેમણે વિશેષ પ્રકારના શિક્ષણમાં લાગવું પડશે. વિશેષ શિક્ષણમાં એમને બીજા વિષયોની સાથે અંકગણિત, ભૂમિતિ અને જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કરવાનો રહેશે. દસ વરસ પછી ત્રીશ વર્ષની ઉંમરે ફરી એક પરીક્ષા આપવી પડશે. એમાં પસાર થતાં એને પાંચ વરસ સુધી દર્શનનો અભ્યાસ કરવાનો રહેશે. પ્લેટો એ દર્શનમાં પોતાના દર્શનનો ખાસ ઉલ્લેખ કરે છે. એમાં એણે ભૌતિક જગતના અભ્યાસને ત્યાજ્ય ગણ્યું છે અને એના પરના કાલ્પનિક જગતને જ સૌથી વધુ અગત્ય આપી છે.

પાંત્રીશ વર્ષની ઉંમરે સાર્વજનિક જીવનમાં દાખલ થઈ એને સાધારણ અધિકારીનો દરજ્જો મળી શકે. ત્યાં એ પોતાના સૈધ્ધાન્તિક શિક્ષણનો અનુભવ લેશે અને જાતજાતનાં પ્રલોભનોની કસોટીએથી પાર ઉતરવાનો અભ્યાસ કરશે.

ત્યારબાદ નાગરિક અધિકારી બનવાની કેટલીય પરીક્ષાઓ એણે એકધારી રીતે પસાર કરવાની રહેશે. છેવટમાં ત્રણ પ્રકારની આખરી પરી-

ક્ષાઓ રહેશે. પહેલી પરીક્ષા તર્ક સંબંધેની હશે. એમાં એણે દલીલોથી સિદ્ધ કરવું પડશે કે, સમાજની સેવા વ્યકિતને માટે—ખાસ કરીને સંરક્ષકને માટે સર્વશ્રેષ્ઠ કર્તવ્ય છે. બીજી પરીક્ષા નિર્ભયતાની બાબતમાં આપવી પડશે. આ એટલા માટે જરૂરી છે કે, બિલકુલ પક્ષપાત વગર, પોતાના સિધ્ધાંતોને મજબૂત રીતે વળગી રહીને, જેઓ પોતાના કર્તવ્યોનું પાલન કરે છે, તેમને શકિતશાળી ધનવાન ઉચ્ચ વર્ગનાં હિતો અને ઇચ્છાઓની સામે સખત મુકાબલો કરવો પડે છે. ત્રીજી પરીક્ષા શરીરનાં સુખો પરત્વેની હશે. શરીરનાં સુખોની પરવા કર્યા સિવાય કેટલી હદ સુધી તેઓ પોતાના કર્તવ્યને દ્રઢતાપૂર્વક વળગી રહી શકે છે તે જોવા માટે.

સંરક્ષકની પદવીએ પહોંચી ગયા પછી પણ માણસ પ્રલોભનનો શિકાર બની જાય છે; એટલે પ્લેટોએ નિયમ કર્યો કે કેટલીક સામાન્ય વસ્તુઓ સિવાય સંરક્ષકોની પાસે કાંઈ પણ અંગત-ખાનગી સંપત્તિ ન હોવી જોઈએ. તેમની પાસે વ્યકિતગત ઘરો ન હોવાં જોઇએ. બધા જ સંરક્ષકોએ એક જગ્યાએ રહેવું તથા ખાવું જોઇએ. એમને પોતાને જરૂરી ખર્ચ જેટલી જ એક ચોક્કસ રકમ વેતન તરીકે મળવી જોઇએ. તેમણે સોના ચાંદીને અડવું નહિ જોઇએ કે સોના ચાંદીનાં ઘરેણાં પહેરવાં નહિ જોઇએ. * તેમને શિક્ષણ આપવું કે તેઓ પોતે જ દિવ્ય સોના ચાંદીથી બનેલા છે, એટલે એમને આ તુચ્છ સંસારી સોના ચાંદીનાં ઠીકરાંની જરૂર નથી. સરંક્ષકોને પોતાનાં બાળકો અને સ્ત્રીઓ પણ નહિ હોય. એટલે કે એને માટે એ સમૂહ-લગ્ન ચલાવવા ઇચ્છિતો હતો. પ્લેટોના સમયમાં, પોતાના શારીરિક સુખ અને ભોગને માટે પોતાનાં બાળકો, સ્ત્રીઓ તથા સંબંધીઓનો માટે, ધન મેળવતા પ્રજાતંત્રના શાસકો જે રીતે લાંચ, અન્યાય અને બેઇમાની કરતા, એ બધાથી બચાવવાને માટે પ્લેટોએ આ નિયમો બનાવ્યા હતા.

પ્લેટોની સામે સૌથી મોટો સવાલ એ હતો કે, રાજતંત્ર ચલાવનારાઓને ચૂંટવાનો અને અમુક હદ સુધી એમને દૂર કરવાનો અધિકાર ધરાવનાર એથેન્સ જેવા પ્રજાતંત્રના નાગરિકો, પોતાના એ અધિકાર છોડીઈ દ નીચલા વર્ગોમાં જવાને માટે તૈયાર કઇ રીતે થશે? આનો પ્લેટો

* સંરક્ષકોના આર્થિક સામ્યવાદની ઘણી ચ વાતો બુદ્ધના ભિક્ષુ નિયમોમાંથી મળે છે. બુદ્ધે ભિક્ષુઓને 'સોના ચાંદીને અડવાનો નિષેધ' કર્યો હતો અને દરેક જાતના વેપાર અને પૈસાના વહેવારોને વર્જિત ઠરાવ્યા હતા.

પાસે જવાબ એ હતો કે, એ માટે એમને શિક્ષણ આપવું જોઈશે અને જનમતને પોતાના પક્ષમાં લેવો પડશે. એમને એ બતાવવું જોઈશે કે બધા જ નાગરિકો એક જ ધરતીનાં સંતાનો છે. આથી તેઓ સમજશે કે, જન્મથી બધા જ લોકો સાધારણ પ્રાણીઓ છે. પછી એમને બતાવવું પડશે કે, ધરતી માતાએ જુદા વર્ગની વ્યક્તિઓ બનાવવામાં જુદી જુદી ધાતુઓ ને દ્રવ્યો વાપર્યાં છે. જે બનાવવામાં ધરતી-માતાએ સોનું મેળવેલી માટી વાપરી છે, એમનામાં વ્યક્તિઓ પર શાસન કરવાની શક્તિ હોય છે, અને એટલે તેઓ શાસક બને છે. જેમની બનાવટમાં ચાંદી મેળવવામાં આવી છે, તેઓ સહાયક અથવા તો યોધ્ધા બને છે; પરંતુ સામાન્ય જનતાને બનાવવામાં ધરતી માતાએ ફક્ત લોઢું અને પિત્તળ મેળવ્યું છે, માટે તેઓ કારીગરો કે શિલ્પીઓજ બની શકે છે. સામાન્ય જનતા શું આ વાત પર ભરોસો મૂકીને સાવ નીચલા વર્ગોમાં મૂકાવા તૈયાર બનશે ? એ સવાલના જવાબમાં પ્લેટોનું કહેવું હતું--'નાનપણમાં જ સોના, ચાંદી, પિત્તળ–લોઢાની વાતો સંભળાવો એટલે તેઓ એ વાત પર વિશ્વાસ કરવા માંડશે.'

પ્લેટોએ પોતાના સમયના લોકોને, ધર્મ અને દેવતાઓ સંબધી ઘણી ય વાતો પર વિશ્વાસ કરતા જોયા હતા. એ જાણતો હતો કે, આ વિશ્વાસ નાનપણથી આ જ જાતની વાતો સાંભળતા રહેવાનું પરિણામ હતું. (ભારતમાં આજે પણ આપણે પંડિતો અને આધુનિક વિજ્ઞાનથી પરિચિત એવા લોકોને ધર્મને નામે રચાયેલી વાતો પર વિશ્વાસ કરતા અને એની દાર્શનિકતાને સાબીત કરતા જોઈએ છીએ.) પ્રચાર એ આજના જ યુગની વિશેષતા નથી પણ દાર્શનિક પ્લેટો પણ જૂઠાને સાચું કરી બતાવવાની શક્તિને જાણતો હતો; અને આ સમજણ એને પોતાના સમયના એથેન્સના ચાલુ વલણને જોઈને આવી હતી.

બીજાં કાર્યોની સાથે સંરક્ષકોનું એ પણ કાર્ય હતું કે, બાળકોનું એમની ધાતુઓ પ્રમાણે વર્ગીકરણ કરવું. પ્લેટોનો અભિપ્રાય એવો હતો કે પિત્તળ લોઢાવાળા માબાપોનાં બાળકોમાં પણ પ્રભાવશાળી બાળકો પેદા થવાની શકયતા છે, જ્યારે સોનાવાળા માબાપોનાં બાળકો મોટેભાગે પિત્તળ—લોઢાવાળાં બનશે. હિન્દુઓના ચાર વર્ણો—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની વર્ણવ્યવસ્થા અને પ્લેટોની આ વર્ણવ્યવસ્થામાં કંઈક અંશે સમાનતા હતી. એ બેની સરખામણીમાં પ્લેટોની વ્યવસ્થા વધુ ઉદાર હતી, કારણ કે પ્લેટોની વ્યવસ્થા જન્મથી જ લાગુ પડતી ન હતી. બાળકોનો ઉપલા કે નીચલા વર્ગમાં

જવાનો ખુલ્લો રસ્તો હતો. પ્લેટોના સંરક્ષકો બ્રાહ્મણોની જગ્યાએ હતા, યોદ્ધાઓ ક્ષત્રિય, તથા શિલ્પી કારીગરો વૈશ્યની જગ્યાએ હતા. પ્લેટોના વખતમાં દાસોની જે હાલત હતી તેમાં ફેરફાર કરવાની તેણે કશી જ જરૂર ન માની. એટલે કે તેઓ એની વર્ગવ્યવસ્થાની બહારના સૌથી નીચલી કક્ષાના માનવીઓ ગણાતા. બુદ્ધિબળ વગરનાં બાળકોને પ્લેટો ફોગટના ભાર રૂપ સમજતો હતો અને માનતો હતો કે, યોગ્ય વ્યકિતઓની શકિત અને સમયને આ ભારરૂપ વ્યકિતઓનાં ભરણ–પોષણ માટે વાપરવી એ રાષ્ટ્રને મોટામાં મોટું નુકશાન છે. એ એમ ઇચ્છતો હતો કે લોકોનું ધ્યાન ન ખેંચાય એ રીતે આ બાળકોનાં શરીરો છૂટી જાય તેવું કરવું જોઇએ.

પ્લેટોએ અતિશય ગરીબાઇ અને અતિશય ધનાઢયપણું એ બન્નેમાં બુરાઇ જોઇ. એનું કહેવું હતું કે, ગરીબાઇ માણસને નીચતા અને બુરાઇ શીખવે છે તથા ધનાઢયપણું એને વિલાસ અને વ્યસનમાં પાડી દે છે. એણે પોતાના સમયના ધનિકવર્ગ વિષે લખ્યું છે કે, " જયારે રાજ્યને સંપત્તિના આધાર પર સ્થાપિત કરવામાં આવે છે, ત્યારે સત્તા ધનવાનોના હાથમાં ચાલી જાય છે, અને ગરીબો એનાથી વંચિત રહે છે. ધનવાનો સારાં કામો કરવાની પરવા કરતા નથી તે જ રીતે રોજના જીવનમાં ગરીબોની પરવા કરતા નથી. છતાં સંકટનો સમય આવી પહોંચે છે, ત્યારે તેઓ ગરીબો પ્રત્યે નફરત રાખતા નથી. જયારે યુદ્ધનો વખત આવે છે ત્યારે સાવ ગમાર અને ધખધખતા તાપમાં તપેલા ગરીબોને ધનવાનોની હારમાં ઉભા રહેવા દેવામાં આવે છે, અને આ રીતે એ વખતે જનસત્તાનું લક્ષણ દેખાડવામાં આવે છે. યુદ્ધમાં તો ગરીબ આદમીઓ જ ધનવાનો કરતાં વધુ સારી રીતે અને લાંબા સમય સુધી લડી શકે છે. કારણ કે ધનવાને કદી પોતાની ચામડીને તાપમાં શેકાવા દીધી નથી હોતી અને ચરબીના થરના થર શરીર પર જમાવ્યા હોય છે. " પ્લેટોએ એ પણ કહ્યું છે કે–" કેટલાકો તો ધનવાન એટલા માટે જ બની ગયા છે કે કોઇ એમનું ધન એમની પાસેથી છીનવી લેવાની હિંમત કરતું નથી." ગરીબાઇનાં કારણો આટલાં છે—( ૧ ) યોગ્ય શિક્ષણનો અભાવ ( ૨ ) ખરાબ શિક્ષણ અથવા સંગત અને (૩) અન્યાયથી ભરેલા સામાજીક નિયમો અને અન્યાયી રાજ્યબંધારણ. એણે પોતાના આદર્શ રાજ્યમાં દરેક વ્યકિતને માટે સંપત્તિનું એક ઓછામાં ઓછું માપ નક્કી કર્યું. પરંતુ ત્યાર પછીની સંપત્તિ પર સો ટકા કર નાંખીને તે લઈ લેવી જોઇએ. વારસાની બાબતમાં

એનો એવો અભિપ્રાય હતો કે, માબાપોએ પોતાનાં બાળકો માટે સંપત્તિ નહિ પરંતુ સન્માન મૂકતાં જવું જોઇએ.

પ્લેટો પ્રજાસત્તાક શાસનની વિરૂધ્ધ હતો. કારણ કે એથેન્સ પ્રજાસત્તાક રાજ્યમાં જ એણે પોતાના ગુરૂ (સોક્રેટીસ)ને મારી નંખાતો જોયો હતો. એ સમજતો હતો કે, વ્યકિતગત સંપત્તિ શાસકોને લોભી અને ન્યાયભ્રષ્ટ કરવામાં મોટા કારણરૂપ છે, છતાં એને સામાન્ય જનતાની શાસન કરવાની યોગ્યતા પર વિશ્વાસ ન હતો. એ સમાજને વ્યકિતઓના મેળા જેવો માનતો. એકલી વ્યકિતનો અંગત વ્યવહાર અને સમાજના એક અંગ રૂપે થતો એનો વ્યહવાર બંને એક સરખી જ રીતે થાય છે એવું તે માનતો. એટલે કે વ્યકિતઓના જુદા જુદા નિર્ણયોમાં ને એમના સામાજીક નિર્ણયોમાં કાંઇ ફેર હોય છે એવું તે માનતો નહિ. એટલે પ્રજાસત્તાક શાસનની જગ્યાએ એ પિતૃસત્તાક શાસન સ્થાપિત કરવા ઇચ્છતો હતો. પિતૃસત્તાક કાળમાંથી પસાર થઈ ગયાંને યુનાનીઓને એ વખતે હજારો વર્ષ વીતી ગયાં હતાં; છતાં જણાય છે કે એની કેટલીક સ્મૃતિઓ એ કાળમાં મોજૂદ હતી.

**(૬) મધ્યકાળનું યુરોપ**—મધ્યકાળના યુરોપમાં ખ્રિસ્તી પુરોહિતોનું પ્રભુત્વ હતું. ઇસુ ખ્રિસ્તના મરણ પછી તરત રોમમાં પહોંચીને ગરીબો તથા સંકટગ્રસ્તો તરફ સહાનુભૂતિ દેખાડવાની શરૂ શરૂમાં તેમની જે મનોવૃત્તિ હતી, તેવી હવે રહી ન હતી. તેરમી સદી સુધીમાં આખા યુરોપમાં, સામન્તવાદના સહાયક બનીને ખ્રિસ્તી ધર્મ સમાજ એક ખૂબ જ મોટી શકિત બની ચૂકયો હતો. ધાર્મિક ક્ષેત્રોમાં ગરીબોનો કોઇ ભાવ ન પૂછતું. ચારે તરફ તવંગરોનો પ્રભાવ જણાતો હતો. રોમના પતન વખતે ખ્રિસ્તી ધર્મ ધનને ધિક્કારતો હતો અને ગરીબીને દૂર કરવી જોઇએ એવો ઉપદેશ આપતો હતો. છતાં આખરે તો એને મન ગરીબાઈ એ 'ભગવાને આપેલ વસ્તુ હતી.' 'કદાચ એમાં પણ ભગવાનનો કંઇક છૂપો આશય હોય. એટલે ગરીબોને ભીખ આપવી તે પણ પુણ્યને માટે'—એટલો જ ઉપદેશ હવે તેણે કરવાનો રહ્યો હતો.

આ વખતની સામન્તવાદી વ્યવસ્થામાં સમાજનું બંધારણ મુખ્યત્વે ખેતી પર રચાયેલું હતું. સમાજના ત્રણ ભાગ હતા—સામન્ત અથવા તો અમીર, પાદરી અને કિસાન. સામન્તો શાસક અને સેનાનાયકો હતા. ઉપરાંત જમીનના માલિક તરીકે તો મહંતો પોતે પણ સામન્તો જ હતા. કિસાનોનો વર્ગ

સૌથી નીચલો હતો. એમનું કામ હતું પોતાનાં હાડકાં ચામડાંને કોઈ પણ રીતે એકઠાં રાખીને, મરી મરીને મહેનત કરી સામન્તો તથા પાદરીઓને પોષવાનું અને એમની સેવા કરવાનું. કિસાનો અમીરોને તિરસ્કારની નજરે જોતા. પરંતુ એય માત્ર હૈયા બળતરા હળવી કરવા પૂરતું જ. શકિતશાળી માણસો અને દેવતા એ બન્નેના એકત્રિત બળની વિરુદ્ધ પોતાનો અવાજ ઉઠાવવાની એમનામાં હિંમત ન હતી. કિસાનો સામન્તોના અર્ધ--દાસ હતા. એમની લાજ, જાન, માલ બધુંજ સામન્તોની ખુશી કે મરજી ઉપર નિર્ભર રહેતાં. કિસાનો સિવાયની એક નાની એવી સંખ્યા વેપારી અને કારીગરોની હતી. એમણે પોતાના ધંધા પૂરતી, અને અંદર બહારના કજીયા પતાવવા માટે પંચાયતો બનાવી હતી. સામન્તોના અત્યાચારોથી બચવા માટે અર્ધદાસ કિસાનોનો આ વર્ગ એક જગ્યા છોડી બીજી જગ્યાએ જઇ શકતો ન હતો. કારણ કે એમની મહેનતની બધી જ જગ્યાએ માગણી રહેતી નહિ, અને તેઓ ખેતરોની સાથે બંધાયેલા હતા.

એક બાજુ ભવ્ય ઇમારતો, ઊંચાં દેવળો અને મઠોમાં રહેનારા ધનવાન સામન્તો અને સમૃદ્ધ મહન્તો હતા. બીજી બાજુ કામના બોજાથી પીલાતા ગરીબો હતા. એ અસમાનતાઓ અને તકલીફો એવી હતી કે, જે લોકનું ધ્યાન અચૂક ખેંચતી જ. ખાસ કરીને હમેશાં પરોપકાર અને દયાની વાતો કરનાર ખ્રિસ્તી સાધુઓ આ ગરીબી તરફ આંખ મીંચીને નીકળી જઇ શકતા નહિ. સન્ત ફ્રાન્સિસ અસીસી (ઇ. સ. ૧૧૮૨--૧૨૨૬) જેવા કેટલાક સાધુઓએ મઠના વધુ પડતાં નિશ્ચિત અને સુખી જીવનને છોડીને, ગરીબો જેવું જીવન જીવવાનું વ્રત લીધું. જો કે તેવાઓની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી હતી, છતાં એથી ખ્રિસ્તી ધર્મને એક ફાયદો થયો. સામાન્ય લોકો વિલાસી મહન્તોને જોઇને, ધર્મ તરફ ઉદાસીન બનવા લાગ્યા હતા. પણ હવે આ નવા ત્યાગી મહન્તોને જોઇ એના પર તેમની શ્રદ્ધા ફરી જામવા લાગી.

અગીઆરમી સદી પછીની કેટલીય સદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો વચ્ચેનાં ધાર્મિક યુદ્ધોનો સમય હતો. એ દરમ્યાન ખ્રિસ્તીઓએ પોતાનાં પવિત્ર તીર્થો મુસલમાનો પાસેથી છીનવી લેવા માટે યુરોપથી જેરૂસેલમ પર કેટલીય ચઢાઇઓ કરી હતી. આ યુધ્ધોને લીધે ખ્રિસ્તીઓનો બીજા દેશો સાથે સંબંધ બંધાયો. પેલી બાજુ મુસલમાનોએ પણ બગદાદના ખલીફા તથા સ્પેન પરના વિજય પછી ત્યાંના વિશ્વ વિદ્યાલયોમાં

પ્રાચીન યુનાની દર્શનોના અનુવાદ તથા અધ્યયન શરૂ કર્યાં, જેથી સ્વતંત્ર વિચારણાની પ્રવૃત્તિ વધી. ખ્રિસ્તી દાર્શનિક થોમસ એકિવના (ઈ.સ.૧૨૨૫–૧૨૭૪) આ જ સમયે થયો હતો. એણે યુનાની દાર્શનિકો–ખાસ કરીને એરીસ્ટોટલનાં દર્શનોને અપનાવીને ખ્રિસ્તીઓમાં એક નવી વિચારધારા શરૂ કરી.

છતાં આનો મુખ્ય હેતુ યુનાનીઓની સ્વતંત્ર પ્રતિભાનો પ્રચાર કરવાનો ન હતો, પરંતુ યુનાની દર્શનની બારીકાઈઓને ખ્રિસ્તી ધર્મની સેવામાં લગાવીને લોકોની શ્રદ્ધા વધારવાનો હતો. શાસકો અને શાસિતોની પરસ્પરની શત્રુતા તરફ તે આંખમિંચામણાં કરી શકતો નહિ, એટલે એકવીનાને આ સંબંધે કંઇક કહેવું પડેલું. એરીસ્ટોટલની માફક એકવીનાનું પણ કહેવું હતું કે, “માણસ સ્વભાવથી જ એક સામાજીક પ્રાણી છે; અને ભગવાને એને સમાજમાં જ રહેવાને માટે બનાવ્યો છે. અથવા કંઈ નહિ તો માણસ સમાજ સિવાય સુખી જીવન વીતાવી નથી શકતો. સમાજ શાસન તંત્ર વગર સંભવિત નથી, એટલે શાસન–તંત્ર હોવું જરૂરી છે. ફક્ત આરામની જીંદગી વીતાવવી અને ધનને વધારવાની જ ચિન્તામાં રહેવું, લોભી અને ઇન્દ્રિય–પરાયણ માણસને જ સારૂં લાગે છે.”

પંદરમી અને સોળમી સદીમાં ઇંગ્લાંડની ગરીબીનું જે ચિત્ર થોમસ મોરે પોતાના ‘યુટોપિયા’ અર્થાત્ આદર્શવાદી સ્વપ્નમાં આપ્યું છે, એ ખૂબ જ હૃદયદ્રાવક છે. પરંતુ એ વખતના ભારત સાથે એની સરખામણી કરવામાં આવે તો ભારત એના કરતાં કેટલીય વાતોમાં આગળ વધેલું જણાશે. એ વખતે ઈંગ્લાંડની મોટા ભાગની જનતા કિસાન હતી. એમાં બેકારી ઘણી હતી. સજાઓ સખત અને ભયંકર હતી. ચોરીને માટે પણ મોતની સજા આપવામાં આવતી હતી. આ વસ્તુ બુદ્ધકાળના ભારતમાં પણ જોવામાં આવતી હતી. જો કે મુસલમાની શાસનકાળમાં એ સજા હાથ કાપવાના રૂપમાં બદલાઈ ચૂકી હતી. એ વખતના ઈંગ્લાંડમાં જો કોઇ એક રોટલી ચોરતાં પકડાતો તો એને મોતની સજા મળતી. રોટલી ચોરતી વખતે એનો માલિક સામે આવી ચડે તો તેને મારી નાખવો એ જ ચોરને માટે વધુ ફાયદાકારક હતું. કારણ કે એમ થતાં ચોરીનો એક જોખમકારક સાક્ષી ખલાસ થઇ જતો.

## ૨: વિકાસક્રમ

જુદા જુદા યુગોમાં, સામન્તવાદી સમાજનાં સ્વરૂપો પર આપણે કેટલોક પ્રકાશ પાડયો છે. એ ઉપરથી જણાશે કે સામન્તવાદી સમાજમાં ગરીબો અને

અમીરો, શોષિત અને શોષક એ વર્ગોની સ્થિતિમાં મોટું અંતર પડી ગયું હતું. આ તબક્કે શ્રમ કરતી ગરીબ જનતાના શ્રમથી પહેલાં કદી પેદા ન થતું એટલું ધન પેદા થતુ હતું, છતાં એમની હાલત તો વધુ બુરી બનતી જતી હતી. આ વસ્તુ કદાચ સહી ન શકાય એવી સ્થિતિ ધારણ કરી લેત. પરંતુ દરમ્યાનમાં શોષકવર્ગે પોતાના શાસનતંત્રને વધુ મજબુત બનાવી લીધું. ધર્મ, ઈશ્વર અને પરલોકનો ભય દેખાડીને ગરીબોની હિંમત કમજોર કરી નાખી; સાથે સાથે શ્રમ કરનાર વર્ગને અનેક વિભાગોમાં વહેંચી નાંખ્યો.

સામન્તો એ પિતૃસત્તાક સમાજનાં શાસક પિતરોનું વિકસિત રૂપ હતુ અને પિતૃસત્તામાંથી જ રાજાતંત્ર ને પ્રજાતંત્ર બન્ને પ્રકારનાં શાસનોનો વિકાસ થયો એમ આપણે આગળ જોઈ ગયા છીએ. વ્યક્તિગત સંપત્તિ ધરાવનારા પ્રજાતંત્રોના નેતાઓ ધનવાન કબીલાના હતા. એનું બીજારોપણ જન-કાળમાં થઈ ચૂકયું હતું અને દાસતા કાળમાં એમને વધુ બળવાન બનવાનો મોકો મળ્યો. આ જ સામંતો પછીના યુગમાં કરતા કારવતા બની ગયા. પ્રજાતંત્રોમાં આવાં કૂળો એથેન્સ, વૈશાલી, કપિલવસ્તુ એમ બધી જગ્યાએ મળી આવે છે.

રાજાતંત્રનો રાજા બધાજ સામન્તો કરતાં ઉંચો છે, છતાં તે પોતે એક સૌથી મોટો સામન્ત જ છે. જાપાનનો રાજા મિકાડો પોતાના મુલકનો સૌથી મોટો જમીનદાર છે. ઈંગ્લાંડના રાજાની જમીનદારીમાં ઇલાકાના ઇલાકા એની પાસે છે. મૂડીવાદના વિકાસથી ફાયદા ઉઠાવનાર બાદશાહોએ મોટી મોટી કંપનીઓ અને કારખાનાંઓના શેરો પણ ખરીદેલા છે. આજના એ સામન્તોનાં અવશેષોને જોતાં આપણને માલુમ પડે છે કે, તેઓ આપણા દેશના સામન્ત કે જમીનદારો કરતાં વ્યકિતગત સંપત્તિની બાબતમાં કોઈ રીતે જુદા પડતા નથી. જાપાન અને ઈંગ્લાંડમાં પાર્લામેન્ટ છે, અને ત્યાંની આમ સભામાંના સભ્યો ચૂંટાઈને આવે છે. છતાં પણ ઉપરની ખાસ સભા ( હાઉસ ઓફ લોર્ડ્ઝ ) ના સભ્યો જન્મથી જ બને છે. પોતાના કૂળની રૂએ તેઓ રાજ ચલાવવામાં ભાગ લે છે. જે મુલકોમાં આજે મૂડીવાદનો મધ્યાહ્ન તપે છે ત્યાં આવી સ્થિતિ છે!

સામન્તવાદી પ્રજાતંત્ર અને રાજાતંત્રમાં ફરક એટલો જ હતો કે પ્રજાતંત્રના સામન્તોને શાસક બનવા માટે ધન અને કૂળ ઉપરાંત જનતાની સંમતિની જરૂર પડતી. અને પોતાના સામન્ત વર્ગ સાથે એણે સમાનતાનો વર્તાવ

રાખવો પડતો. ત્યારે રાજાતંત્રમાં કોઇ એક સામન્ત કૂળને સર્વોપરી માની લેવામાં આવતું અને એને માટે મત–ચૂંટણી વગેરેની પંચાત ન હતી. રાજા પોતે સામન્ત હતો એટલે સામન્ત–વર્ગના અધિકારોને કોઈ જાતનો ભય ન હતો. જરૂર પડતાં બધા જ સામન્તોની એકત્રિત શકિતનું એને પીઠબળ રહેતું.

### ૩ : સંપત્તિ

વ્યકિતગત યાને ખાનગી સંપત્તિની પવિત્રતાનો ખ્યાલ આ યુગમાં સૌથી ઉંચા શિખરે પહોંચી ગયો હતો. એની શરૂઆત તો પિતૃસત્તા અને દાસતા યુગમાં થઈ હતી, છતાં એ વખતે એ એટલી જૂની બની ન હતી. ઉપરાંત એને ધર્મના અને ઇશ્વરના આશીર્વાદ મળ્યા ન હતા. ખાનગી સંપત્તિને એક પવિત્ર અધિકાર તરીકે માની લેવામાં આવી હતી. એને લીધે ચોરીને સૌથી મોટો (મોતની સજાને લાયક) અપરાધ માનવામાં આવ્યો હતો. છતાં જ્યાં સુધી ચોરીની જનેતા અર્થાત્ ગરીબી મોજૂદ હોય ત્યાં સુધી એ કેવી રીતે બંધ થાય? આ વસ્તુ સામન્તવાદી જમાનાના વિચારકો પણ સારી રીતે સમજતા હતા. બુધ્ધે આ બાબતમાં પોતાના શા વિચારો હતા તે એક ધર્માત્મા રાજાની વાર્તામાં આ રીતે જણાવ્યા છે (दीर्घनिकाय ૩–૩ પાનું ૨૩૫):

"...રાજાએ...ધાર્મિક વાતોના રથીણ (ધર્મ પ્રમાણે ચાલવાની)ની વ્યવસ્થા તો કરી દીધી, પરંતુ નિર્ધનોને ધન ન આપ્યું. એટલે ગરીબાઈ વધી ગઈ...પરિણામે એક માણસ બીજાની વસ્તુ ચોરવા લાગ્યો. ચોરને પકડીને લોકો રાજા પાસે લઈ ગયા. રાજાએ પેલા માણસને પૂછ્યું—'શું ખરેખર તેં બીજાઓની વસ્તુ ચોરી છે?'

"હા, દેવ!"

"શા કારણથી?"

"દેવ, રોજી ચાલતી ન હતી."

"...રાજાએ એ માણસને ધન અપાવ્યું. 'હે પુરૂષ! આ ધનથી તું તારી રોજી ચલાવ, માતાપિતાને પાળ, સ્ત્રી–પુત્રને પોષ, પોતાના કારભારને ચલાવ..."

"માણસોએ સાંભળ્યું—'જે બીજાની વસ્તુ ચોરે છે, એને રાજા ધન આપે છે.' (આ) સાંભળીને મનમાં થયું—'ચાલો, આપણે પણ બીજાની ચીજો ચોરીએ...'

"રાજા તે કયાં સુધી ધન આપે? એણે વિચાર્યું—'જો, જે ચોરી

કરતું જાય, એને હું ધન અપાવતો રહું, તો ચોરી ખૂબ વધી જશે. એટલે હું કડક ચેતવણી આપું અને એનું મૂળ કાપવાને માટે ચોરી કરનારનું માથું કાપી નંખાવું.'

"રાજાની આજ્ઞા પ્રમાણે ચોરનારનું માથું કપાવી નખાય છે...(એટલે આવો) આપણે પણ ધારદાર હથિયારો બનાવીએ, (અને) જેની ચોરી કરીએ, એમનાં માથાં કાપી લઈએ.' એ લોકોએ (આ રીતે) પાણીદાર હથિયારો બનાવ્યાં અને તેઓ ગ્રામ–ઘાત નગર–ઘાત કરવા લાગ્યા. રસ્તામાં યાત્રાળુઓને લૂંટવા લાગ્યા. તેઓ જેની ચોરી કરતા, એનું માથું કાપી લેતા..."

અહીંયાં બુદ્ધે નિર્ધનતા ટાળવાનો રસ્તો તો ન બતાવ્યો, પરંતુ એમણે એ તો સ્પષ્ટ કહ્યું કે, કડકમાં કડક સજા પણ નિર્ધનતાને લીધે કરવામાં આવતી ચોરીને અટકાવી શકતી નથી. એથી તો એ ચોરીની સાથે ખૂનને પણ જોડી દે છે.

ઈ. સ. પૂ. પાંચમી છઠ્ઠી સદીમાં આ ખાનગી સંપત્તિને લીધે જે બુરાઈઓ આવી તેમાંની થોડીને બુદ્ધે આ પ્રમાણે ગણાવી છે—"ત્રાજવાની ઠગાઈ, તોલાની ઠગાઈ, માવાની ઠગાઈ, લાંચ, છેતરપીંડી, કૃતઘ્નતા, કુટિલતા, કોઈને વીંધી નાંખવું, વધ કરવો, બાંધવું, ચોરવું, લૂંટવું, ખૂન કરવું."

## ૪ : વાણિજ્ય વેપાર

દાસતા–યુગમાં જ શ્રમ અને ઓજારોમાં જે વિકાસ થયો હતો એને લીધે વેચવાની ચીજોનું ઉત્પાદન અને લેવડદેવડ વધવા લાગ્યાં હતાં. સામન્ત યુગમાં જેમ શાસક તથા સૈનિક અધિકારી આવ્યા, તેમ ઉત્પાદન કરનારાઓ અને ખરીદનારાઓની વચ્ચે એક નવો વર્ગ–વાણિયા કે વેપારીઓનો વર્ગ પેદા થયો. બે ઉત્પાદન કરનારાઓને પોતાના માલની લેવડ દેવડ કરવામાં કેટલીય મુશ્કેલીઓ હતી. દરેક ઉત્પાદન કરનાર, પોતાનો માલ લઈને હાટમાં થોડો જ સમય બેસી શકતો. એને પોતાના ઘરનાં બીજાં કામો પણ સંભાળવાનાં હતાં. હાટમાં બેસીને તે બીજું કોઈ ઉત્પાદનનું કામ કરી શકતો નહિ. એમ બેસીને તો ઉલટું ખાધા ખર્ચ જેમ તેમ કરીને કાઢવું પડતું. ઉત્પાદક હાટમાં જે ચીજ લઈને વેચવા આવે, તેનો તે જ દિવસે કોઈ ગ્રાહક મળી જ આવે એવો કોઈ નિયમ ન હતો. એ જ રીતે જે ચીજ લેવાને માટે ગ્રાહક આવ્યો હોય, તે જ દિવસે તે ચીજ લઈ ને ઉત્પાદક આવ્યો હોય, તેવું પણ કાંઇ ચોક્કસ ન રહેતું. કદાચ એટલા જ માટે લેવડદેવડને માટે માણસે

પહેલવહેલા હાટ અને મેળાનો રિવાજ શરૂ કર્યો હશે. ઘરાકો અને ઉત્પાદન કરનારાઓ બન્ને મોટી સંખ્યામાં અનેક પ્રકારનો માલ લઈને મેળામાં આવતા. એમ થતાં માણસોને પોતાને જોઈતી ચીજો ત્યાંથી મળી રહેવાનો વધારે સંભવ રહેતો. આ હાટોમાં કોઇ ચીજ સસ્તી અને કોઈ ચીજ મોંઘી મળતી. બે હાથ કપડું (ઉનનું) આપતાં આઠ શેર માંસ મળતું કે, જરાક જેટલા તાંબાનો ટુકડો આપતાં, બદલામાં વીશ હાથ કપડું કે બે મણ માંસ મળતું. આ રીતે માણસોને તાંબુ વગેરે મોંઘી ધાતુઓનો હથિયાર બનાવવા ઉપરાંત એક બીજો ઉપયોગ પણ જણાયો. હવે તેઓ માલ ખરીદતી વખતે એને સિક્કા તરીકે પણ વાપરી શકતા. શરૂઆતમાં ધાતુઓના સિક્કાઓ રાજમુદ્રાની છાપવાળા બનતા નહિ. માત્ર ધાતુઓના ટુકડાઓ, એમના વજનથી કામ આપતા. પાછળથી વેપારીઓએ અને રાજ્યે જનતાને છેતરામણીમાંથી બચાવવા માટે, ને પોતે પણ તેમાંથી કંઇક લાભ ઉઠાવી શકે તે માટે, ને વેપાર તથા લોકોના આર્થિક જીવન પર કાબૂ રાખવા માટે જુદા જુદા વજન ને આકારના ધાતુના ટુકડાઓ પર પોતાની મહોર છાપી, નાણાં રૂપે ચલાવ્યા.

એટલે, જે યુગમાં વેચનાર અને ખરીદનાર બન્ને ઉત્પાદક હતા, એ વખતે પોતપોતાની ચીજો બજારમાં લાવતાં, એમને ખૂબજ વાર લાગતી અને મુશ્કેલીઓ પડતી. ધારો કે એક ગામના કેટલાય વેચવાવાળાઓ હાટમાં આવ્યા છે. ઘરાક કે વેચાતું લેનારા કોઈ નથી મળતા. એવે પ્રસંગે આખા ગામવાળાઓ ત્યાં કેટલાય દિવસ રોકાઇને રાહ જુએ તેને બદલે, એક કે બે માણસો એ માલનો નિકાલ કરવાને માટે ત્યાં રોકાઇ જાય તે તેઓ વધુ પસંદ કરશે. એવા માણસોને ઘણા દિવસો સુધી માલ લઈને ત્યાં રોકાવામાં મુશ્કેલી તો નજ આવે, કે જો એમને એ દિવસોની કમાણીનું નુકસાન વેઠવું ન પડે. એ રીતે વાણિયા–વેપારીની ઉત્પત્તિ થઇ. એણે બધાજ ઉત્પાદકોને હાટમાં બેસીને રાહ જોવામાંથી મુક્તિ અપાવી, અને લોકોના માલને એ શરતે બદલી દેવાની જવાબદારી માથે લીધી કે, તેમને આજીવિકાની ફિકરમાંથી મુક્ત કરવામાં આવે.

વેપારી ન હોય તો તકલીફ પડે છે, એનું એક બીજું ઉદાહરણ જુઓ. કાઠમંડી (નેપાળ) થી લ્હાસા (તિબેટ) જવાના રસ્તા પર તિબેટના મેજીસ્ટ્રેટના રહેવાના સ્થળથી પહેલું સ્થળ ઞેનમ (કુત્તી) છે. વરસાદ શરૂ થાય તે પહે-

લાંના દોઢ બે માસ કુત્તીની વસ્તી ખૂબ વધી જાય છે. અહીંથી નેપાળી કિસાનો પીઠ ઉપર પોતાના પાકની ઉપજ—ચોખા, મકાઇ વગેરેની ટોપલીઓ ઉપાડી, પાંચ સાત દિવસોની સફર કરી કુત્તી પહોંચે છે. સામી બાજુએથી તિબેટના લોકો ચમરી ગાયો (યાક) અને હજારો ઘેટાંઓ પર મધ્ય તિબેટની ખારી ઝીલો, મીઠું, સોડા તથા ઉન વગેરે લઇ, બબ્બે ત્રણ ત્રણ અઠવાડિયાંની સફર કરી કુત્તી આવી પહોંચે છે. તિબેટીઓ અને નેપાળીઓ બન્ને પોતે ઉત્પન્ન કરેલી ચીજોની અહીંયાં અદલાબદલી કરે છે. નેપાળીઓને મીઠું ઊન ને સોડાની જરૂર હોય, અને તિબેટવાળાઓને ચોખા, મકાઇ અને બીજી કેટલીક ચીજોની જરૂરીઆત હોય, તો એ લોકોને પોતપોતાનો માલ લઇને કેટલાયે દિવસો કે પખવાડીઆં સુધી ત્યાં રાહ જોતાં બેસી રહેવું પડે. પરંતુ એમની આ મુશ્કેલીનો તોડ નેવાર સોદાગરોએ આણ્યો.

નેવાર તિબેટી નથી પણ નેપાળી છે, અને હજાર વરસ થયાં તેઓ આ કામ કરે છે. તિબેટવાળાઓએ આ કામ હાથમાં ન લીધું, એનું કારણ એ કે આ યોજનાનો સૌથી પહેલો ફાયદો નેવારોએ ઉઠાવ્યો. નેવાર નેપાળીઓનું અનાજ અને તિબેટીઓનો લઇ લે છે, અને દરેકને જેની જરૂર હોય તેને તે આપે છે. દરેક ચીજ તેઓ ખરીદી હોય તેના કરતાં વધારે દરથી વેચે છે, અને એ રીતે બન્ને તરફની ચીજોમાંથી નફો મેળવે છે. જે ભાવે તેઓ વેપારીઓને ચીજો વેચે છે તેજ ભાવે તેઓ અંદર અંદર મળીનેજ પોતપોતાની ચીજો બદલે તો એમને ચીજો સસ્તામાં મળે. પરંતુ આ રીતે ભાવો ચોકકસ નથી થઇ શકતા. વેપારીઓ આવતાં ત્યાંની બજારનો દર—ઓછામાં ઓછો અને વધુમાં વધુ—નકકી બને છે. ઉપરાંત વેપારીઓ ખરીદતી વખતે ઓછામાં ઓછી કિંમત ઠરાવી શકે છે. કિસાનો કે મીઠું લાવવાવાળાઓ માટે એ શકય નથી. કુત્તીના વેપારીઓ કદાચ કોઇ કારણે ત્યાંથી ખસી જાય તો લોકોને પોતાના માલની અદલાબદલી કરવામાં ભારે તકલીફ પડે, ખૂબ જ ખર્ચ કરવો પડે અને પોતાના કામના દિવસોનું મોટું નુકશાન સહેવું પડે.

ઉપરના દાખલાથી સમજાઇ ગયું હશે કે, સામન્તયુગે આ વચલો વર્ગ—વેપારીને પેદા કરીને ઉત્પાદક વર્ગનો સમય અને મહેનત બચાવી લીધાં છે. શરૂમાં વેપારીઓએ કુત્તીની જેમ એક સ્થળે બેસીને, બન્ને બાજૂથી માલ ખરીદવાની અને બંને બાજૂથી માલ વેચવાની શરૂઆત કરી. પાછળથી એમણે

ઉત્પાદકોને ઘેર પહોંચીને, ઘરથી દૂર જવાની એમની તકલીફ ટાળી, એમનો માલ ખરીદી લીધો અને એમના માટે જરૂરી માલ એમને સહેલાઇથી મળે તે માટે એમની નજીકમાં નજીકની જગ્યાએ દુકાન ખોલી. એ પછી કારીગરોને ઉત્સાહિત કરવા માટે આગળથી રૂપિયા આપવા પણ શરૂ કર્યાં અને એના પોતાના તરફથી નાનાં નાનાં કારખાનાંઓ કાયમ કરી, કારીગરોને ત્યાં એકઠા કરી, વેચવાની વસ્તુઓ પણ તૈયાર કરાવવાની શરૂઆત કરી.

વેપારીઓએ જેમ એક બાજુથી ઉત્પાદન કરનારાઓને વેચાણની ચિંતામાંથી મુક્ત કર્યા, તેમ બીજી બાજૂથી એમને પોતાને આધીન પણ કરી દીધા. વેપારીઓ ઉત્પાદન કરનારાઓ કરતાં વધારે હોંશિયાર હતા. સ્થાન અને સ્વાર્થમાં એક હોવાને લીધે સંગઠિત રૂપે તેઓ બજાર ભાવ તથા માપતોલમાં પોતાની ઇચ્છા પ્રમાણે વધઘટ કરાવી શકતા. આ વસ્તુઓ જ્યારે આખી બજાર કરે છે, ત્યારે એને બજાર ભાવ કહીને યોગ્ય ઠરાવવામાં આવે છે. પરંતુ જો એક વ્યક્તિ એ પ્રમાણે કરે તો એની ઉપર ઠગાઇનો આરોપ આવે ને ઝગડો થાય. આ કારણે રાજ્યે માપતોલ અને સિક્કાઓનું નિયંત્રણ પોતાના હાથમાં લીધું.

વેપારી વર્ગે એક બાજુથી ઉત્પન્ન થએલ વસ્તુઓને ઝપાટાબંધ વેચી નાખવાની જવાબદારી લઇને એની ઉપજની ગતિ ઘણી વધારી દીધી અને બીજી બાજુથી સારી ચીજોની માંગ વધારીને કળા–કારીગરીની કિંમત વધારી. સાથે સાથે માણસોને મોટી સંખ્યામાં ઉત્પાદનનાં કામોમાં જોડી દીધા. આ કામો એવાં હતાં કે જેને લઇને વેપારીઓએ પોતાના વર્ગનું અસ્તિત્વ સમાજને માટે અનિવાર્ય બનાવી દીધું. વેપારીઓ બંને બાજુની મહેનત ચોરે છે. માલના ઉત્પાદનમાં–કાચી વસ્તુને પાકે સ્વરૂપે સ્વીકાર કરવામાં–એને કોઇ જાતનો શ્રમ પડતો નથી. આ રીતે એનો ધંધો જુગાર ચોરી જેવો છે. આ વસ્તુની લોકોને ખબર હતી. એટલેજ તો આપણે કોઈ કોઈ લોકોક્તિઓ સાંભળીએ છીએ—

"જાણનહારા જાણીઆ બણિયા તેરી બાણ
બિન છાણે લોઇ પીવે પાણી પીવે છાણ"

અથવા

"ઉત્તમ ખેતી મધ્યમ વેપાર
અધમ નોકરી ભીખ નિધન"

ઉત્પાદક વર્ગ આ રીતે વેપારીને એક બાજુથી જરૂરી મદદગાર સમજતો હતો. ત્યારે બીજી બાજુથી એને એ લોહી ચૂસનાર તરીકે પણ ઓળખતો હતો. ખાસ કરીને મોટા મોટા શેઠ શાહુકારોના રાજભુવનો જેવા મહેલો તથા રાજાના ભોગ ઐશ્વર્યને જોઇને, તેઓ સારી રીતે સમજતા કે આ બધું ક્યાંથી આવ્યું છે. આ રીતે ઉત્પાદક વર્ગના દિલમાં, એમના તરફ મદદને માટે કૃતજ્ઞતા કરતાં તિરસ્કારની માત્રા વધુ હતી. છતાં બીજી બાજુ શાસન કરનાર સામન્ત–વર્ગ વેપારીઓનો સૌથી મોટો મિત્ર હતો. કારણ કે એ જાણતો હતો કે, વેપારી વર્ગ પણ પોતાની જેમ રાજ્યની ઉથલપાથલ, ક્રાંતિ તથા શોષિત વર્ગની શક્તિનો વિરોધી છે. વેપારી ખુદ લડાઇ ઝગડાઓથી ખૂબ જ દૂર રહે છે. એટલું જ નહિ પણ એ સમજે છે કે, રાજ્યની લગામ જો એ પોતાના હાથમાં લે તો એમના વેપારને જબરો ધક્કો લાગે એવું છે. વેપારીને માટે સામંતનું રાજ્ય જ સારૂં છે, કારણ કે એ પણ પોતાની જ માફક ઉત્પાદન માટે શ્રમમાં હાથ લગાડ્યા વગર જ હરામની કમાણી પર મોજ ઉડાવે છે.

નાના નાના સામન્ત રાજ્યોને મહારાજ્યોમાં ફેરવી નાખવામાં વેપારીઓનો પણ હાથ રહ્યો છે. ઈ. સ. પૂ. છઠ્ઠી સાતમી સદીમાં આપણે મગધ (દક્ષિણ બિહાર) ના સોદાગરોને ભરૂચ, તક્ષશિલા ( રાવલપિંડી ) તમ્રાલિપ્ત (તમલુક, મેદિનીપુર) સુધી પોતાના કાફલા લઇને લેવડદેવડ કરતા જોઈએ છીએ. બુદ્ધના સમકાલીન મગધના રાજા બિંબિસાર (મૃત્યુ ઈ. સ. પૂ. ૪૯૧]ના સમયમાં રાજગ્રહથી તક્ષશિલા જનાર કાફલાને સાકેત [અયોધ્યા], અહિચ્છત્ર રામનગર, બરેલી, સાગલ [ સિયાલકોટ]ને રસ્તે થઇ જવું પડતું. મગધ રાજ્યની ચોકીઓ પાર કરતાં જ એમને મલ્લોનાં કેટલાંય નાનાં નાનાં ગણતંત્રોના સીમાડા અને ચોકીઓમાંથી પસાર થવું પડતું. ત્યારપછી કોશલનું મોટું રાજ્ય આવતું. એ બનતાં સુધી રામગંગાથી આગળ સુધી પથરાયેલું હતું. પંચાલ અને કુરૂનાં રાજ્યોને પાર કરીને પાછું પંજાબના મલ્લ (સતલજ અને ઘગ્ઘરની વચ્ચેનો પ્રદેશ), મદ્ર (રાવી અને ચિનાબની વચ્ચેનો પ્રદેશ) તથા બીજા પ્રજાતંત્રોને પાર કર્યા બાદ કાફલાઓ ગાંધારોના રાજ્યમાં પહોંચતા હતા.

વેપારીઓ પોતાના અનુભવથી જોતા હતા કે, કોશલના વિશાળ રાજ્યમાં પ્રવેશ કરતાં અને બહાર નીકળતાં, એમને જકાત અને રાજ્ય પ્રક-

રણી વિભાગ તરફથી ભારે લાચારી ભોગવવી પડતી હતી. આ ઉપરાંત નાનાં નાનાં પ્રજાતંત્રો અને રાજ્યોમાં દર વીસ પચ્ચીસ માઇલે એમને મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હતો. દરેક સરદાર અને એના અધિકારીઓને ભેટ સોગાદ આપવી પડતી. આ તકલીફોમાંથી બચી જવા માટે વેપારીઓ ઇચ્છતા હતા કે, રાજગૃહથી તક્ષશિલા, ભરૂચ અને તામલુક સુધી એકજ રાજ્ય હોય. તો જ જકાતનો ઝગડો ન રહે, અને સિક્કાઓના હિસાબની પણ ભાંજગડ ન રહે.

કદાચ એક લોહી પર ટકેલ રહ્યાસહ્યા જન સંગઠનની જગ્યાએ અનેક જનો અને કબીલાઓને મેળવી દઇને સામન્તવાદ જો એકજ રાજ્ય સ્થાપિત કરે, તો પણ સામન્તો પોતે કોઇ ને કોઈ જનના પ્રતિનિધિ હોવાને કારણે તેઓ પોતાની જાતને પક્ષપાતથી દૂર રાખી શકતા નહિ. પરંતુ વેપારીઓ આ બધા પક્ષપાતોથી પર હતા. વેપાર બધાં રાજ્યોમાં એક સરખા ચાલતો એટલે વેપારીઓની દ્રષ્ટિ પણ બધાં રાજ્યોને અનુલક્ષીને હોવી જોઇએ. વેપારે માત્ર જમીનની સીમાઓજ ભૂંસી નાખી, એટલું જ નહિ પરંતુ સમુદ્રની સીમાઓને પણ મીટાવી દીધી. સમુદ્રનાં પાણી પહેલાં અવરજવરમાં બાધા રૂપ હતાં. પણ હવે તમણે તેને પોતાના ઉપયોગમાં લીધાં અને મોટાં મોટાં જહાજો મારફત વસ્તુઓ જલદી ને સસ્તા ભાવમાં દૂર દૂર ( સુમાત્રા, જાવા, મેસોપોટેમીઆ વગેરે ) સુધી પહોંચાડવી શરૂ કરી. બૌદ્ધોની જાતક કથાઓ ઈ. સ. પૂ. છઠ્ઠી સાતમી સદીના ભારતના સમુદ્રના વેપાર પર સારો પ્રકાશ ફેંકે છે.

શાસકો વેપારીઓને પોતાનો હિતસ્વી માનતા. કારણ કે, આ વેપારીઓ એમની આવકનું સાધન બનતા. એ વખતના દરેક શાસકનો એ પ્રયાસ રહેતો કે, એના રાજ્ય અને રાજધાનીમાં મોટા મોટા વેપારીઓ વસે, અને બજાર તથા વેપાર રોજગાર ખૂબ વધે. બુદ્ધનો સમકાલીન કોશલ-રાજા પ્રસેનજીત, પોતાના બનેવી મગધના રાજા બિંબિસાર પાસે, ત્યાંથી એક મોટા વેપારીને લાવવા માટે જ એકવાર ખાસ ગયો હતો. બિંબિસારના રાજ્યનું ( મગધ ) આગળ જતાં નન્દ અને મૌર્યના સામ્રાજ્યમાં પરિવર્તન થવાનું હતું. એનાં પૂર્વ લક્ષણો તરીકે ત્યાં જોતિય, જટિલ, મેંડક, પૂણ્ણક અને કાકબલિય જેવા મોટ મોટા વેપારીઓ રહેતા હતા. પ્રસેનજીતે વિનંતી કરી એટલે રાજાએ પોતાના વેપારીઓને પૂછયું હશે અને અંતે આપણે ઘણી જ ખુશીથી

પ્રસેનજીતને મેંડક શેઠના પુત્ર ધનંજય શેઠને લઇને પાછો ફરતો જોઇએ છીએ. સાકેત ( અયોધ્યા ) પહોંચીને થોડો સમય વિચાર કરીને ધનંજયે રાજાને પૂછ્યું—

"આ કોનું રાજ્ય છે?"

"મારું, શેઠજી!"

"અહીંથી શ્રાવસ્તી કેટલું દૂર છે?"

"અહીંથી સાત જોજન પર."

"શ્રાવસ્તી નગરીમાં ખૂબજ ભીડ થાય છે. અમારો પરિજન (નોકર, ચાકર) ખૂબ છે. દેવ, જો આજ્ઞા હોય તો તે બધા અહીં જ રહે."

ધનંજય વેપારી હતો. એ સમજતો હતો કે ઘાઘરા (સરયુ) જેવી મોટી નદીને કિનારે તક્ષશિલાના રાજમાર્ગ પર વસવું એને માટે વધુ લાભદાયક હતું. શ્રાવસ્તી રાજધાની પણ રાપતી નદીને કાંઠે હતી. પરંતુ રાપતી એટલી મોટી અને એટલા આબાદ ઇલાકાઓમાંથી પસાર થતી ન હતી. ઉપરાંત એ પોતે બધો જ સમય રાજાની સમક્ષ રહેવા ઇચ્છતો ન હતો. વેપાર—ઉત્પાદકોએ બનાવેલી વસ્તુઓની અદલાબદલીમાં એ વખતે કેટલો ફાયદો થતો એ ધનંજયની કન્યા વિશાખાના લગ્નના નીચે મુજબના વર્ણન ઉપરથી જાણવા મળે છે.

શ્રાવસ્તીમાં મૃગાર શેઠનો પુત્ર પૂર્ણવર્ધન કુમાર જુવાન હતો. એના પિતાએ ... સમાન જાતિની કન્યા શોધવા માટે માણસો મોકલ્યા. શ્રાવસ્તીમાં એવી જાતની કન્યા ન મળતાં તેઓ સાકેત ગયા. તે દિવસે (ધનંજય શેઠની દીકરી) વિશાખા પોતાના જેવડી પાંચસો સખીઓની સાથે ઉત્સવ ઉજવવા મોટી વાવે ગઈ હતી. પેલા લોકો પણ શહેરમાં પોતાને યોગ્ય કન્યા ન જોઇને, બહાર નગરને દરવાજે ઉભા હતા. એજ વખતે વરસાદ વરસવો શરૂ થયો. આથી વિશાખાની સાથેની સખીઓ ભીંજાઈ જવાની બીકે દોડીને એક મકાનમાં ઘુસી ગઈ...વિશાખા વરસાદની પરવા કર્યા સિવાય, ધીરે ધીરે ભીંજાતી ભીંજાતી એ મકાનમાં દાખલ થઈ...એનાં રૂપ અને ઉંમરથી સંતોષ પામી, વધુ જાણવાની ઇચ્છાથી પેલા લોકોએ વિશાખાને પૂછ્યું—

"અરે! તું તો ઘરડી સ્ત્રીના જેવી જણાય છે!"

"ભાઇઓ! શું જોઇને (એવું) કહો છો?"

"તારી સાથે રમતી બીજી કુમારિકાઓ ભીંજાવાની બીકે જલદી દોડીને મકાનમાં ઘુસી ગઇ, અને તું ડોશીની જેમ હળવે ચાલવું છોડતી નથી, કે નથી સાડી ભીંજાવાની પરવા કરતી...!"

"ભાઇઓ! સાડીઓ (મારે માટે) દુર્લભ નથી. મારે ઘેર સાડીઓ ઘણી ય છે. જુવાન સ્ત્રી વેચવાના વાસણ જેવી છે. હાથ કે પગ તૂટે તો ખોડ-વાળી સ્ત્રીને લોકો તિરસ્કારે છે...એટલે ધીરે ધીરે ચાલું છું."

...(પછી) દાસીઓના ટોળા સહિત એ ઘેર ગઇ.

ધનંજયની સમક્ષ લગ્નની વાત રજુ કરતાં તેણે કહ્યું–

'ઠીક ભાઇઓ! તમારો શેઠ ધનમાં અમારાથી થોડો અસમાન છે, છતાં જાતિમાં બરાબર છે...જાઓ, શેઠને અમારી સંમતિની વાત જણાવો.'

મૃગાર શેઠે રાજા પ્રસેનજીતને વિનંતિ કરી—

'દેવ! મારે ત્યાં એક મંગળ પ્રસંગ છે. આપના દાસ પૂર્ણવર્ધનને માટે ધનંજય શેઠની કન્યા વિશાખા લાવવી છે. મને સાકેતનગર જવાની રજા આપો.'

'ઠીક, મહાશેઠ! શું અમારે ય આવવાનું છે?'

'દેવ! આપના જેવાઓને (લઇ) જવાનું ક્યાંથી બની શકે?'

રાજા પ્રસેનજીત પોતે શેઠને ખુશ કરવા માટે જાનમાં જવા તૈયાર થયો. આ આખી જાનનું ધનંજયે સ્વાગત કર્યું. થોડા દિવસો પછી રાજાએ સંદેશો મોકલ્યો—

'લાંબા સમય સુધી અમારો શેઠ ખર્ચ ચલાવી નહિ શકે, માટે હવે કન્યાને વળાવવાનો સમય નક્કી કરો.'

ધનંજયે જવાબ વાળ્યો–'હવે ચોમાસું આવી ગયું છે. ચાર મહિના નહિ જઇ શકાય. આપના માણસો વગેરેની જે જે જરૂરીઆતો છે, એ બધાની જવાબદારી મારા ઉપર છે. દેવ! હું કહું ત્યારે જ આપ જશો.'

ધનંજયને આ મોટી 'ફોજ'નો ખર્ચ ઉપાડવામાં કશી તકલીફ ન પડી. ફક્ત બળતણની તાણ પડી. એ માટે તેણે પોતાનું હાથીખાનું ઘોડાગાર અને ગૌશાળાને તોડી પડાવ્યાં. વિશાખાને પોતાના પિતા તરફથી જે ચાજે મળી તેમાં એક 'મહા લતા' હાર પણ હતો. એની કિંમતની બાબતમાં "નવ કરોડ કિંમત અને સો હજાર ઘડામણ લખ્યું છે. નવ કરોડ તાંબાના પૈસા (કાર્ષાપણો) લઇએ તોય તે ઘણું થાય છે. પરંતુ સાથે સાથે જ એની કિંમતમાંથી વિશા-ખાની મૃગાર માતાએ જે પૂર્વારામ મૃગારમાતા–પ્રાસાદ બનાવ્યો હતો, એના

બે માળમાં દરેકમાં પાંચ પાંચસો તો ઓરડીઓ હતી એ યાદ રાખવા જેવું છે.

આ કથા પરથી સામન્તયુગના વણિક સમાજની સમૃદ્ધિનો ખ્યાલ આવે છે. ઉપરાંત સામન્તો અને વેપારીઓ વચ્ચે કેટલી નિકટતા હતી તેનો પણ ખ્યાલ આવે છે. આ નિકટતા આગળ ઉપર પણ રહે છે, અને મધ્યકાળના હિંદુ ભારતમાં શેઠીઆઓ અને તેમનાં કુમાર–કુમારીઓની રાજકુમાર તથા રાજકુમારીઓ સાથેની ઘનિષ્ઠ મિત્રતા તથા તેમની સાથે રમતો વગેરે રમવાનાં વર્ણનો વાંચવા મળે છે.

વણિક સમાજ એ ઇચ્છતો હતો કે, રાજ્યો નાનાં નાનાં રહેવાને બદલે મોટાં બને, જેમાં કોઇ પણ જાતની હરકત વગર વેપાર થઇ શકે. બીજું તેઓ લડાઇ અને ક્રાંતિને પસંદ કરતા નહિ. અંદરની અને બહારની શાંતિ એમને વહાલી હતી. ઉત્પાદન સાથે એમને સીધો સંબંધ ન હતો એટલે પ્રાકૃતિક બળો સાથે મથામણ કરવાની એને જરૂર ન હતી. એને સૌની જોડે સંબંધ રાખવાનો હતો એટલે ઝગડો નહિ પણ મીઠાં વચનોથી અને નમ્રતાથી કામ કાઢી લેવાનું તેઓ શીખી ગયા હતા. ભારતના વૈશ્યો વૈષ્ણવ અને જૈન જેવાં ધર્મોમાં શા માટે આટલી બધી આસ્થા રાખે છે? કારણ કે તે ધર્મો પોતાની અહિંસા અને શાંતિથી વેપારીઓના મનની વાત કરતા. બૌદ્ધ ધર્મની એ શાંતિએ જ પ્રાચીનકાળમાં ભારતના મોટા મોટા વેપારીઓને પોતાની તરફ ખેંચ્યા. અને એમનો વેપાર સંબંધ ભારતની બહાર પણ હતો એટલે બૌદ્ધ ધર્મ પ્રચારકોને ભારતની બહાર પણ કામ કરવાની તેમણે સગવડ આપી. બૌદ્ધ ધર્મના આ આંતરરાષ્ટ્રીય પ્રચારનું ફક્ત આ જ કારણ ન હતું, પરંતુ આ મુખ્ય કારણોમાંનું એક જરૂર હતું. ઇ. સ. પૂ. પાંચમી સદીથી લઇને પહેલી સદી સુધીના બૌદ્ધ ધર્મના દાતાઓની સૂચી આપણે ત્રિપિટક, સાંચી, ભરહુત, કાર્લા, નાશિક વગેરે સ્થાનોના શિલાલેખો જોઇએ છીએ, એમાં મોટી સંખ્યા વેપારીઓની છે.

બુદ્ધકાળના સમયના ભારતમાં આપણે વેપારીઓને રાજ્ય ચલાવવામાં સીધો ભાગ લેતા પણ જોઇએ છીએ. જોકે તેમાં તેઓ મુખ્ય ન હતા. દરેક શહેરમાં શેઠ (નગરશેઠ) નું સ્થાન હતું. અને તે રાજ્ય ચલાવવામાં મદદ આપવા માટે જ નક્કી કરવામાં આવ્યું હતું.

## ૫ઃ ધાતુ અને હથિયાર

તાંબાની શોધની સાથે, લાખો વરસોથી ચાલ્યાં આવતાં પથ્થરનાં હથિ-

યારોનો પ્રચાર ઓછો થવા લાગ્યો. ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ પહેલાં પિત્તળ અને ૧૨૦૦ વર્ષ પહેલાં લોઢાની શોધ થઇ તે આપણે જોઇ ગયા છીએ. તાંબાથી પિત્તળ વધુ સખત અને મજબુત હોય છે અને લોઢું તો એનાથી પણ વધારે. આજે લોઢું તાંબાથી વધુ સસ્તું છે. છતાં એક સમય એવો હતો કે, જ્યારે લોઢું તાંબા અને ચાંદી કરતાં મોંઘું હતું. એનું કારણ એ હતું કે એને પેદા કરવામાં ખૂબ મહેનત પડતી. પથ્થરના કોયલા કે કોલસાનો ઉપયોગ કરવાનું હજૂ માણસના ધ્યાનમાં આવ્યું ન હતું, એટલે લોઢાને પિગાળીને માટી તથા ધાતુને જુદા કરી નાખવાનું એ વખતે એટલું સહેલું ન હતું.

આ નવી નવી ધાતુઓએ હથિયારોની શકિત અને સંખ્યામાં ખૂબ જ વધારો કર્યો તથા પથ્થર અને લાકડાની કારીગરીને વધારી. એ યુગમાં પોતાની શોષિત અને શાસિત પ્રજા પર આણ જમાવવામાં સામન્તોને લોઢા જેવી ધાતુ ખૂબ મદદગાર થઇ પડી. સામાન્ય લોકો સામન્તોની જેમ હથિયારસજ્જ બની શકતા નહિ. કારણ કે હથિયારો એ ખર્ચાળ વસ્તુ હતી. આ યુગના સામન્તને, ચૂસાતી જનતા અને શત્રુ સામન્તોનો ડર રહેતો. એથી પોતાની શકિતને વધારવાને માટે એણે નવાં નવાં સાધનો વાપર્યા સિવાય છૂટકો ન હતો. યુદ્ધ સંબંધેના નવા જ્ઞાન અને દરેક નવી શોધોનું ચતુર શાસક પહેલાં સ્વાગત કરતો. એનું કારણ એ હતું કે મોટી સંખ્યાની જનતા પર થોડી સંખ્યાવાળા વર્ગનું રાજ્ય કાયમ રાખવા માટેનો રસ્તો બળ જ છે, એનું એને બરાબર ભાન હતું.

જ્યાં સુધી પથ્થર કે લાકડાનાં હથિયારો હતાં, ત્યાં સુધી એની સંખ્યા કામ કરતી. એ વખતે સાધારણ માટીની દિવાલ પણ કામ આપી શકતી. પછી ધનુષ્યબાણ અને તાંબાનાં હથિયારો આવ્યાં. એ વખતે થોડાંક તાંબાના હથિયારોવાળા માણસો પણ પથ્થરનાં હથિયારોવાળા મોટી સંખ્યાના માણસોને દબાવી શકતા. હવે કિલ્લેબંદીઓને વધુ મજબૂત કરવાની જરૂર ઉભી થઈ. કારણ કે શત્રુ સામન્તો પાસે પણ એવાં હથિયારો આવી ગયાં હતાં.

આ આરમ્ભના ધાતુ (તામ્ર) યુગના અવશેષોમાં આપણને મિસરનો ચેયોફ્ (ઇ. સ.પૂ. ૨૮૦૦) પિરામિડ મળી આવે છે. હેરોડોટ્સના કહેવા મુજબ, એની વિશાળ શિલાઓને લઇ જવા માટે લાખ માણસો ત્રણ માસ સુધી કામે લાગ્યા રહ્યા હતાં.

ભારતમાં પણ આ યુગના અવશેષો મળે છે. એને મોટે ભાગે 'અસુરો'

નાં કામ તરીકે વર્ણવામાં આવે છે. રાજગૃહના પહાડો પર એક એવોજ કિલ્લો છે. જેની મોટી મોટી શિલાઓ જોઇનેજ, લોકો એને માનવીની નહિ પણ અસુરોની કૃતિ સમજતા. ભારતમાં આ પથ્થરના કિલ્લાઓ પછી, એક વખતે હલકાં સાધનોના કિલ્લાઓ પણ બનવા લાગ્યા હતા. બુદ્ધ (ઇ. સ. પૂ. પાંચમી સદી) અને મૌર્યકાળ (ઇ. સ. પૂ. ચોથી-ત્રીજી સદી)ના કિલ્લાઓ મોટે ભાગે લાકડાના બનેલા હતા. એવા કિલ્લાઓની એ વખતે કમી ન હતી. પાટલીપુત્ર (પટણા)ના કોટનું જે વર્ણન યુનાની રાજદૂત મેગસ્થનીસે કર્યું છે, તેમાં આની ચર્ચા કરેલી છે. પટણામાં જે ખોદકામ થયાં છે, તેમાં પણ આ કોટનો કેટલોક ભાગ મળી આવ્યો છે. જે જગ્યાએ પહાડ નજીક હતો ત્યાં પત્થરની ચાર દિવાલો મળી આવે છે. જંગલ ઓછાં હોય અને પત્થર ન મળે, તો એવી જગ્યાએ ઇંટોનો પણ ઉપયોગ થવા લાગ્યો. ચાર દિવાલની બહાર પાણીથી ભરેલી ખાઇઓ રહેતી. આ જાતની કિલ્લેબંદી તેરમી અને ચૌદમી સદી સુધી દેખા દે છે. પરંતુ જ્યારે મોંગોલોએ દુનિયાભરમાં અને (બાબરે) ભારતમાં દારૂવાળાં હથિયારોનો પ્રયોગ કર્યો, ત્યારે એમના તોપ કે ગોળાની સામે આ દિવાલોને ટકવું મુશ્કેલ જણાવા લાગ્યું. અને પરિણામે કેટલાય કિલ્લાઓ જમીનદોસ્ત થયા. આ નવાં હથિયારોની શોધની સાથે જ જૂની કિલ્લેબંદીઓ નકામી થવા લાગી. એના દાખલાઓ તો આજે પણ મળી રહે છે. જ્યાંસુધી વર્ગ-શાસન છે, જ્યાંસુધી થોડી સંખ્યાવાળો વર્ગ, બધીજ આર્થિક અને રાજકીય સત્તાને પોતાના હાથમાં લઇ બેઠો છે, ત્યાંસુધી પોતાની જાતને સશસ્ત્ર કરવા સિવાય અને જનતાને નિઃશસ્ત્ર કરવા સિવાય એને માટે બીજો કોઇ આરો નથી. જ્યાંસુધી શોષણ ચાલુ છે, ત્યાંસુધી બીજા દેશની સમૃધ્ધિને લૂંટનારાઓની કમી નથી રહેવાની અને એ રીતે યુદ્ધનો રસ્તો બંધ થવાનો નથી. આજ કારણે વર્ગ-રાજ્ય એ હંમેશા તલવારનું રાજ્ય રહ્યું છે.

## ૬ : વર્ગ અને વર્ગ-સંઘર્ષ

સામન્તવાદી યુગમાં વર્ગભેદ, આર્થિક અને સામાજીક અસમાનતા ખૂબજ વધી એ ઉપરના વર્ણનથી આપણે જાણી શકયા છીએ. શારીરિક મહેનતનાં કામો તરફ હલકી નજરે જોવું એ સામન્તવાદી યુગનો એક સૌથી મોટો વારસો છે. બીજાની મહેનતની કમાણી પર જીવવાનું આ પરિણામ આવે જ. સ્ત્રીઓને માટે તો કવિ તુલસીએ સીતાનો આદર્શ રજૂ કર્યો છે--

"પલંગ પીઠ તજી ગોદ હિંડોરા,
સિય ન દીન્હ પગ અવનિ કઠોરા"

આમાં એક અપવાદ હતો, ને એ અસ્ત્ર--શસ્ત્ર ચલાવવાના શિક્ષણોમાં. યુદ્ધમાં વીરતા દેખાડવી એ વખતે એક ખૂબ જ વખાણવા યોગ્ય વસ્તુ હતી. દરેક રાજા કે સામન્ત સમજતો હતો કે એના બધા જ ભોગો અને માન ત્યાં સુધીજ સુરક્ષિત છે કે, જ્યાં સુધી એની તલવારમાં તાકાત છે. એટલે જ રાજ્ય ચલાવનારો વર્ગ યુદ્ધ સંબંધેની શારીરિક મહેનત કરવી જરૂરી સમજતો હતો. ઇસવીસનની બારમી અને તેરમી સદીમાં, ઉત્તર ફ્રાંસના સાહસવીરોનો સમય, સુંદરીઓના પ્રેમનાં ગીતો ગાવામાં તથા એમને માટે અસ્ત્રશસ્ત્રોની હરીફાઇમાં ભાગ લેવામાં વીતતો હતો. એમનો આદર્શ હતો "વીરતા અને પ્રેમ." સામંતોના આ ભાયાતોનું સામાજિક કાર્ય હતું યુદ્ધ અને અસ્ત્રશસ્ત્રોમાં નિપુણતા મેળવવાનું. ભારતના રજપૂત યુગ (ઇસ્વીસનની આઠમીથી બારમી સદી) ના સામન્તોને અને સરદારોને પણ આપણે આજ રસ્તે ચાલતા જોઇએ છીએ. અલાઉદ્દીનની લડાઇઓમાં મોટા ભાગની લડાઇઓ, કોઇ રાજકુમારીને છીનવીને, પોતાની રાણીઓની સંખ્યામાં વધારો કરવાને માટેજ લડાઇ હતી; અને આવે વખતે રજપૂતોને માટે મૃત્યુથી ડરવું એ શરમની વાત ગણાતી હતી.

દંડીના 'દશકુમાર ચરિત'માં આપણને પાંચમી--છઠ્ઠી સદીના સામન્ત-યુગની ઘણીય વાતો જાણવા મળે છે. તેમાં પણ વિરોધીની સામે વીરતા અને સુંદરીની સાથે પ્રેમ--એજ બે વાતો રાજ ચલાવનારાના જીવનના લક્ષ્ય તરીકે દેખાય છે. મુખ્ય નાયક રાજવાહન અને એનો સાથી કુમાર, ઉજ્જયનીમાં જઇને પોતાના વર્ગની બે કુમારીઓ ઉપર આસકત થાય છે. કવિ એમના પ્રેમને કવિત્વમય બનાવે છે. બાલચંદ્રિકાનો પ્રેમી પોતાની પ્રેયસીને માટે બીજા વિરોધીની હત્યા કરે છે. મધ્યયુગના યુરોપીય વીરોનાં 'વીરતા અને પ્રેમ'ના એ આદર્શોને જ 'દશકુમાર ચરિતે' ભારતીય રૂપમાં ચિતર્યાં છે.

પાંડવો, રામ અને સિદ્ધાર્થ ગૌતમનાં લગ્નોમાં આપણે વીરતાની હરીફાઈ થતી જોઈએ છીએ, સ્વયંવરના આ જલસાઓ મારફત, સુંદર રાજકુમારીને ઇનામ તરીકે રાખીને શસ્ત્રોની કુશળતામાં હરીફાઈ કરાવવામાં આવતી. રાજ્ય કરતી જાતિની લડાયકતાને સતેજ રાખવાને માટે આથી ઉત્તમ ઇલાજ બીજો કયો હોઈ શકે?

શાસકવર્ગ પછી પુરોહિતોનો નંબર આવે છે. એની બાબતમાં આપણે થોડું કહ્યું છે અને થોડું ધર્મના પ્રકરણમાં કહીશું.

ત્યારબાદ આવે છે વેપારી વર્ગ. એનું વર્ણન આપણે હમણાંજ કર્યું છે.

ચોથો વર્ગ કારીગરો અને કિસાનોનો હતો. એના સંબંધમાં પણ આપણે કહી ચૂક્યા છીએ. દાસતા યુગમાં કિસાન પોતે ખેડતો તે જમીનનો માલિક હતો. પરંતુ સામન્તયુગમાં સૈધ્ધાન્તિક રીતે સામન્ત કે રાજાને જમીનનો માલિક બનાવવાનો પ્રયાસ થયો. રાજ્ય કરનારને, એની સેવાઓના બદલામાં વેતન તરીકે પ્રજા ઉઘરાણા કે કરના રૂપમાં પોતાની આવકનો થોડો ભાગ આપે એ જૂની માન્યતા હતી, એને ટાળી દઈને રાજા જ જમીનનો માલિક છે, એ ખ્યાલ ફેલાવવામાં આવ્યો. યુરોપમાં આ ખ્યાલને ખૂબજ સફળતા મળી. અને ઇસાઈ ધર્મ એ જનતાનો ધર્મ બન્યો, એની સાથે સાથે સામન્તો, કિસાનોને કમીન અથવા તો અર્ધા દાસ બનાવવામાં સફળ બન્યા. નવા ધર્મની સાથે જૂની વ્યવસ્થા તોડવાનો સરસ મોકો મળે છે, કારણ કે, તે જૂની પરંપરાઓને કાફરો અને અવિશ્વાસુઓની ખોટી શ્રદ્ધા તરીકે ગણાવીને સરળતાથી છોડાવી શકાય છે.

ભારતમાં બધાજ યુગોની વાતો, હિન્દુઓમાં મળી આવે છે એનું મુખ્ય કારણ એ જ છે કે, અહીંયાં આ જાતના ધર્મો બધીજ અથવા તો મોટા ભાગની જનતાને પોતાના ઝંડા હેઠળ લાવવામાં સફળ ન થયા. અને જૂની પરંપરાઓનો તદ્દન લોપ પણ ન થયો. પંજાબમાં પાછલી સદીમાં શીખોના રાજ્ય અમલ સુધી, ગામની બધી જમીન પર આખા ગામનો સહિયારો અધિકાર જોવામાં આવે છે, એ (જન યુગની પ્રથાનો અવશેષ હતો) આજ કારણોને લીધે બચાં રહ્યો હતો. બાકી, ભારતમાં પણ અઢારમી સદીના અંત સુધી, જમીન પર કિસાનોનો અધિકાર અબાધિત રહ્યો હતો, ને ખેતી કરનાર તથા સરકારની વચ્ચે ત્રીજો વર્ગ--જમીનદાર--આવી શક્યો નહતો. અંગ્રેજોનો અમલ શરૂ થયા પછી જ હિંદમાં જમીનદારી પ્રથા શરૂ થઇ.

કંપનીનું રાજ્ય સ્થાપિત થયું ત્યાં સુધી ભારતનાં ગામડાંમાં પંચાયતોનું જોર હતું. ગામની અંદરની વ્યવસ્થા સાથે સંબંધ હતો ત્યાં સુધી, રાજ્ય વ્યકિત કરતાં આ પંચાયતો પર વધારે જવાબદારી નાખતું. ગામોની આ સ્થિતિ કહી આપે છે કે, આ વખત સુધી તેઓ જન-યુગમાંજ વિચરી રહ્યાં હતાં. આ વસ્તુ આપણા અભિમાનની વસ્તુ છે કે આપણા પછાતપણાની

નિશાની છે, આ રીતે એનું મુલ્યાંકન કરવા જઇએ તો એ એક ચર્ચાનો વિષય બની જાય; પરંતુ એમ શાથી થયું એના પર જ્યારે આપણે વિચાર કરીએ છીએ. ત્યારે તેનાં કારણો આપણને જડી આવે છે.

થીગડાં લગાવીને જીર્ણ થઇ ગએલા સામાજીક ઝભ્ભાનેજ પહેરી રાખવાની પ્રવૃત્તિમાં આપણે સફળ થયા છીએ; અને એમાં સફળતા શા માટે મળી? (૧) આર્થિક વર્ગ--સંઘર્ષ ઉપરાંત ભારતમાં રંગભેદની અથડામણોએ પણ જોર પકડયું. પરિણામે આર્થિક ક્રાન્તિને માટે ઉપયોગી બળો એકઠાં થઇ શકયાં નહિ. (૨) હવા પાણી ગરમ હોવાને લીધે અહીંયાં જીવન ધોરણનું પ્રમાણ ઘણું નીચું ગયું હતું, યુરોપની જેમ અહીંયાં શિયાળાનાં કપડાં તથા ખોરાક વગેરેનું ઓછામાં ઓછું ધોરણ પણ અમુક ચોકકસ ઉંચાઇ સુધી નકકી કરી શકાતું નહિ. યુરોપની ઠંડીજ એને માટે પૂરતી છે કે જેની પાસે એમાંથી બચવા માટે પૂરાં કપડાં કે મકાન ગરમ રાખવાનો સામાન ન હોય તેઓ ફેબ્રુઆરીની પહેલાંજ ઠરી જાય. જ્યારે ભારતમાં લોકો ફાટેલી લંગોટી પહેરીને પણ જીવી શકે છે. (૩) જમીન ખૂબ ઉપજાઉ હતી; વરસમાં ત્રણ પાક આપે એવી હતી અને વસ્તી ગીચ ન હતી. (૪) વિજેતા અથવા તો બીજી રીતે નવી નવી જાતિઓ એકધારી રીતે આવ્યા કરવાને લીધે જનતંત્રની ભાવના ઇસવીસનની ત્રીજી સદી પહેલાંજ નાશ પામી, અને એનું સ્થાન એક હથ્થુ તંત્રવાળા સામન્તવાદે લીધું હતું. (૫) સંસ્કૃતિ અને વિચારધારાઓને બદલાવવામાં ધર્મોને એ કાર્યમાં પૂરી સફળતા ન મળી, કે જેથી નવા ધર્મોના ઉપર કે નીચેના દબાણથી સામાજીક સ્વરૂપમાં પરિવર્તન થાય.

રાજાતંત્રનો સામન્તવાદમાં સમાવેશ થાય છે એ આપણે આગળ જણાવી ગયા છીએ. પરંતુ કયારેક એવી ભ્રમણા થઇ આવે છે કે સામન્તો અને સામાન્ય પ્રજા એ બંને પરસ્પર વિરોધી સ્વાર્થો ધરાવતા વર્ગો છે, જ્યારે રાજા એ બન્ને વર્ગોથી પર છે. આ વર્ગ એ બન્નેથી ઉપર છે. પણ સામન્તપણું છોડે તો રાજા નથી બની શકતો. પોતાની જાગીરમાં એ બીજા સામન્તોના જેવોજ સામન્ત છે. અર્ધ–દાસ અર્થાત ખેત ગુલામો પાસે ભૂખ્યે પેટે કામ લેવું, સામન્તશાહીની જેમ નજરાણાં લેવાં, સામન્ત પરિવારો સાથે રોટી-બેટીનો ગાઢો સંબંધ રાખવો; એ બધુંજ એમને માટે સહજ છે.

ફકત ફરક એટલો કે, રાજ્યની જનતાનો એક નાનો એવો ભાગજ એના આ રૂપને જોઇ શકે છે, જ્યારે બાકીની જનતા તો એને ન્યાયનાં ત્રાજવાં લઇને બેઠેલોજ જુએ છે.

બીજું, સામાન્ય જનતા અને સામન્ત વર્ગની વચ્ચે વેપારી વર્ગ પણ આવે છે, આ વર્ગની પાસેથી રાજાને ભેટ નજરાણાં અને પોતાની જાગીર ઉપરાંત પણ આવકનો એક સરસ રસ્તો હાથ લાગી જાય છે. એટલેજ વેપારી અને સામાન્ય પ્રજાના ઝગડાઓમાં એ મોટે ભાગે વેપારીઓના લાભનીજ વ્યવસ્થા કરી આપે છે. અને જ્યાં વેપારીઓ અને સામન્તોના સ્વાર્થનો ઝગડો હોય છે, ત્યાં કયારેક, એ પોતાના પેટભરુપણાથી ઉંચે જઇ તટસ્થ ભાવે ન્યાય આપવાનો દેખાવ કરતો જોવામાં આવે છે. આ બધાં કારણોને લીધે વેપારી વર્ગ રાજાની નિષ્પક્ષતાનો ઢંઢેરો પીટતો ફરે છે અને એમ કહેતો ફરે છે કે, આદર્શ રાજાએ આવા થવું જોઇએ.

ત્રીજી વાત એ હતી કે, પ્રચારનું જબરૂં યંત્ર રાજાને માટે કામ કરી રહ્યું હતું. સમાજના સ્વરૂપને અનુકૂળ દેવદેવીઓની કલ્પના કરવામાં આવી હતી. એને બદલે હવે એ દેવતાઓજ માણસના સામાજીક બંધારણનું નિયંત્રણ કરી રહ્યા હતા. પ્રાચીન કાળમાં રાજાને 'દેવ' કહીને સંબોધવામાં આવતા હતા એ અર્થ વગરનું ન હતું. એ એટલા માટે હતું કે, લોકો એમ સમજે કે એ વિરોધી વર્ગથી ઊંચા છે. આ પ્રચાર કાર્યમાં સમાજના સૌથી વધુ વાચાળ એવા પુરોહિતવર્ગે મોટો ભાગ લીધો છે. પ્લેટો યે પ્રચારની મદદથીજ એક એવી રાજ્ય વ્યવસ્થા શરૂ કરવા અને રાજ્ય ચલાવનારાઓનો એક જુદોજ વર્ગ ઉભો કરવા ધારતો હતો. જો કે એમાં એ ફાવ્યો નહિ, તો પણ પ્રચારના મહત્ત્વને એ સમજતો હતો એમાં તો શંકાજ નથી. રાજા એ બધા વર્ગોથી પર છે એ જાતનો પ્રચાર બ્રાહ્મણો, બીજા સામન્તો તથા વેપારીઓ તરફથી ખુદ પોતાના સ્વાર્થના રક્ષણને માટે, થતો અને સામાન્ય જનતા જે રીતે ધર્મના પ્રચારની બાબતમાં એના ફંદામાં ફસાઇ ગઇ હતી, એજ રીતે આમાં પણ એ ફસાઇ ગઇ.

### ૭ : રાજ્ય અને શાસન

શાસનનું બળ હંમેશાં આર્થિક અને સામાજીક જરૂરિયાતનાં કામોને પૂરાં કરવાને માટે વપરાયું છે, અને એના માટેજ એનો પ્રયોગ કરવામાં આવ્યો છે. જ્યાં સુધી વ્યકિતગત ખાનગી સંપત્તિ ઉત્પન્ન થઇ ન હતી, ત્યાં સુધી આર્થિક સમાનતાને શાસનતંત્રમાં સ્થાન હતું. પરંતુ જ્યારથી ખાનગી સંપત્તિ આવી ગઇ, ત્યારથી તો તેનું રક્ષણ કરવું તેજ શાસનનું મુખ્ય કામ બની ગયું. પછી ત્યાં જન-સત્તા ચાલી શકતી નહિ. એટલેજ પછી

રાજ્ય અથવા તો વર્ગ સ્વાર્થના રક્ષણમાટે નભતી સત્તાની શરુઆત થઇ, એટલેજ એન્ગલ્સે લખ્યું છે-"જનનું સંગઠન પૂરૂ થયું અને એ વહેંચાઇ જઇને સમાજના વિભાગો વર્ગોના રૂપમાં બદલાઇ ગયા. આ રીતે જન વ્યવસ્થાની જગ્યાએ રાજ્ય સ્થપાયું."

વર્ગોવાળા સમાજમાં જન-વ્યવસ્થા ચાલી ન શકે. ઇસવીસનની ચોથી સદીમાં જર્મનોએ જ્યારે રોમન-સામ્રાજ્યનો નાશ કરીને પૃથ્વીના એક મોટા ભાગ પર અધિકાર જમાવ્યો ત્યારે ત્યાં જનવ્યવસ્થા હતી, પરંતુ એનું ફળ તો એ મળ્યું કે, જર્મનોને પોતાની જન-વ્યવસ્થા છોડવી પડી. આર્યો જ્યારે ભારતમાં પહોંચ્યા, ત્યારે તેઓ પિતૃસત્તા યુગમાં હતા અને જન-વ્યવસ્થાને તેઓ પૂરેપૂરી છોડી ચૂકયા ન હતા; પરંતુ જ્યારે સિંધુની તળેટીમાં વસતી સમૃદ્ધ જાતિને હરાવીને, એમના વિશાળ સામન્તવાદી રાજ્ય પર અને ત્યાંની પ્રજા ઉપર તેમણે અધિકાર જમાવ્યો, ત્યારે પિતૃ સત્તાક સમાજને ટકાવી રાખવું એમને માટે મુશ્કેલ બન્યું. અને એની જગ્યાએ એમણે વર્ગ-શાસનવાળું સામન્તવાદી રાજ્ય કાયમ કરવું પડયું.

રાજ્યનો વિચાર કયાંક ઉપરથી ટપકી પડયો નથી. જન-વ્યવસ્થામાંથી આગળ વધતાં, સમાજ વર્ગોમાં વહેંચાયા પછી, એવા સમાજના બંધારણને ચાલુ રાખવાને માટે રાજ્યની સ્થાપના સિવાય બીજો કોઇ આરો ન હતો. આ રીતે સમજી શકાય છે કે, રાજ્ય પણ વિકાસની એક ચોકકસ અવસ્થાએ પહોંચેલા સમાજનું પરિણામ છે, અને એનો પુરાવો એ છે કે, સમાજ એવાં પરસ્પર વિરોધી સ્વાર્થી દળોમાં એટલો ફસાયો છે કે, એમનામાં સુમેળ લાવી શકાતો નથી. બળના ઉપયોગ મારફતજ સમાજના આ નવા બંધારણને કાયમ રાખી શકાય છે. આ રીતે રાજ્યશકિત પેદા તો થઇ સમાજમાંથીજ, પરંતુ એ પોતાની જાતને એ બધાથી પર રાખે છે અને પોતે એનાથી જુદા રહેવાનો દાવો કરે છે.

રાજ્યના આવવા પહેલાં, એકજ જગ્યાએ રહેવાવાળા, એક વંશના પરિવારોનું એક સામાજીક, આર્થિક અને રાજકીય સંગઠન હતું. એ આવી જ જનતાના એના પડોશી સંગઠનથી બિલકુલ સ્વતંત્ર હતું. પરંતુ રાજ્યે આવતાં વેંતજ પહેલું તો એ કામ કર્યું કે, એક વંશના પરિવારનો નિયમ હટાવી દઇને, એક પ્રદેશમાં રહેનારા અનેક વંશવાળા, અનેક રંગ તથા સંસ્કૃતિના જુદા જુદા ગોત્રવાળા બધાજ લોકોને એક રાજનૈતિક સંગઠનમાં

બાંધીને સૌને એક સરખો નાગરિક તરીકેનો અધિકાર આપ્યો. એન્ગલ્સે આના પર નોંધ કરતાં કહ્યું છે કે, "કેટલાય લાંબા ગાળા સુધી એવી લડાઇઓ થતી રહી હશે કે, જેને પરિણામે એથેન્સ અને રોમમાં એક લોહી પર આધાર રાખતા જૂના સંગઠનની જગાએ નવી વ્યવસ્થાને સ્થાપવામાં સફળતા મળી હશે." ભારતમાં આર્યો અને દાસ, ગોરા અને કાળાના સવાલો ઉઠાવીને લોહીના સંબંધવાળું સંગઠન ટકાવવાનો ઘણો પ્રયાસ થયો, પરંતુ એમાં કેટલી સફળતા મળી એ જાણવા માટે જન અને પિતૃસત્તાક યુગ વિષે અહીં એવી ઐતિહાસિક સામગ્રી નથી મળતી, કે જેમાં સીધી રીતે એ વખતનું વર્ણન હોય. એટલે આપણે એ સમયના જ્યાં ત્યાંથી મળી આવતા ઉલ્લેખો ઉપરથી અનુમાન કરવાં પડે છે. જે સમયની આર્યોની ઐતિહાસિક માહિતી આપણા સાહિત્યમાં મળે છે, તે સમયે ગંગાની ખીણમાં સામંતવાદી શાસન અને સામાજીક બંધારણ પૂરેપૂરું સ્થપાઇ ચૂક્યું હતું.

રાજ્ય જે વ્યક્તિઓના નીચ સ્વાર્થોની રક્ષાને માટે સ્થપાયું, તેને પશુ શક્તિના બળ પરજ ચાલુ રાખી શકાય તેવું હતું. જન-સંગઠનમાં જનતાથી જુદા એવા સૈન્યની જરૂરીઆત ન હતી; કારણ કે એનું મંડાણ જન-મતની ઉપર થયું હતું. જરૂર ઉભી થતાં દરેક ઉમર લાયક માણસ યોધ્ધો બની શકતો હતો. આથી ઉલટું જ પોતાને જનતાથી ઊંચે સમજનાર, જનતાના સર્વ સામાન્ય હિતથી પોતાને ઊંચા ગણાવનાર રાજ્યને માટે આ સંભવિત નહતું. એટલે એણે પોતાના અસ્તિત્વની સાથે સાથે અલગ સેનાના અસ્તિત્વને પણ ઉભું કરવું પડયું. અને પછી એના નિભાવ માટે જનતાની ઉપર એક ભારે કરનો બોજો નાખવાનું પણ અનિવાર્ય હતું. આ ખર્ચ હથિયારોની કિંમત, બહારના શત્રુઓની શક્તિ તથા અંદરના વિરોધોની સાથે સાથે વધતો જ ગયો અને પાછળથી આ એટલી હદ સુધી પહોંચ્યો કે હવે માત્ર કરો વધુ નાખવાથી પણ કામ પતે એમ નહોતું. એ માટે ભવિષ્યમાં વસૂલ કરવામાં આવનાર કર ઉપર પણ કરજ લેવાની દશા આવી.

સમાજમાંથી ઉત્પન્ન થવા છતાંય અધિકાર અને રૂવાબમાં રાજ્ય સમાજથી જુદું જ છે. જન-સમાજની બધીજ પંચાયતોનો વ્યક્તિ પર જેટલો રૂવાબ ન હતો, એટલો રાજ્ય સંસ્થાના મામૂલી સિપાઇ કે પોલિસનો હોય છે. એનું કારણ એજ છે કે, સિપાઈ એ રાજ્યનો સ્થંભ છે કે જે

સમાજ અને વ્યક્તિથી પર મનાય છે. જન–સંસ્થાને વિષે એવું કહી શકાતું નહિ. રાજ્યનો મોટામાં મોટો શાસક કે સેનાપતિ પોતાનો રૂવાબ ભલે બજાવે પરંતુ જનના નાયકોની જેમ અસીમ સન્માન અને પ્રેમનો એ અધિકારી નથી બની શકતો. જનના નાયકો સમાજથી પર હોવાનો દાવો ન કરતા, સમાજથી તેઓ જરાય જુદા ન હતા. એટલેજ એમને એ માન મળતું.

સામંતવાદી રાજ્યનું કામ છે કિસાનો, દેવાદારો અને ગુલામોને દબાવી રાખવા. એ સંપત્તિવાળા વર્ગનું સંગઠન છે, અને સંપત્તિ વિનાના લોકો લોભ ભરી નજરે પોતાની આસપાસ ન વીંટળાઇ વળે તે સાચવી લેવા માટે બનેલું છે.

અત્યાર સુધીના વર્ણનથી એ સમજાયું હશે કે, રાજ્ય અનાદિકાળથી ચાલી આવેલી વસ્તુ નથી. મનુષ્યસમાજ એવાં હજારો વર્ષોમાંથી પસાર થયો છે કે, જ્યારે એમાં રાજ્યનું શાસન ન હતું. રાજ્યનો આરંભ વર્ગ ભેદની સાથે થયો, અને વર્ગભેદ ટળી જતાં એનો અંત આવવો જરૂરી છે. રાજ્યનો નાશ કરવાને માટે અરાજકતાના પ્રચારની જરૂર નથી; એને માટે તો વર્ગ ભેદને ટાળી નાખવા માટેના જબરા પ્રયત્નોની જરૂર છે.

## ૮: ધર્મ, દર્શન અને સદાચાર

**૧ ધર્મ** : પિતૃસત્તાક યુગમાં પણ કુદરતની શક્તિઓ તથા મરણ પામેલા પિતરો વિષે એક જાતની બીકની લાગણી રહ્યા કરતી. બુધ્ધે આ જાતના ભયની એક વ્યાખ્યા કરી છે :

‘અમાસ, પુનેમ અને આઠમની (રાત્રે)...મારી પાસે હરણ આવતું કે મોર લાકડી પાડી દેતો કે હવા છેડા ફરફરાવતી, એટલે મારા મનમાં થતું કે જરૂર આ એજ ભય-ભૈરવ આવી રહ્યો છે.... કોઇ કોઇ એવા શ્રમણબ્રાહ્મણો છે કે જે રાત થવા છતાંય એને દિવસ અનુભવે છે, દિવસ થવા છતાંય એને રાત અનુભવે છે. એને હું શ્રમણબ્રાહ્મણોનો સંમોહ [હિપ્નોટાઇઝેશન] કહું છું.”

વસ્તુતઃ માણસોના આ પ્રકારના ભય અને ભ્રમણાઓ જ ભૂતો અને દેવતાઓની દુનિયા પેદા થવાનાં કારણ બન્યાં. પ્રારંભિક અવસ્થામાં માણસ આ ભય–ભૈરવથી બચવાને માટે પૂજા કરતો ને બલિ આપતો હતો. એ વખતના માનવીનો ધર્મ અહીં સુધીજ મર્યાદિત હતો. પરંતુ, વર્ગસમાજ કાયમ થતાંજ એ સીધાસાદા ધર્મમાં કેટલીય ગૂંચો પેદા થઇ. આ ગૂંચોનું કારણ માણસોનો માત્ર સીધોસાદો ભયજ હતો. પરંતુ હવે શાસકવર્ગે એ સરળ શ્રધ્ધાને પોતાના સ્વાર્થની રક્ષાને માટે વાપરવી શરૂ કરી હતી.

જો આપણે હિન્દી—આર્યોના ધર્મ અને દેવતાઓની હારમાળાના વિકાસ ઉપર નજર નાખીએ, તો આ વસ્તુ બહુ સારી રીતે સમજાઇ જશે. હિન્દી આર્યો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે એમનો સમાજ પિતૃસત્તાક હતો. ઉપરાંત તેમનાથી જનની પરંપરા સાવ ભુલાઈ ગઇ નહતી. એ વખતના દેવતાઓમાં પણ એમની માફક પિતૃસત્તાને બદલે જન પ્રભાવ વધારે હતો. પૃથ્વી ઉપર એ વખતે પતિપત્નીના સંબંધો સ્થિર થઈ ગયા હતા, છતાં દેવલોકમાં હજુય તે અનિશ્ચિત હતા. દેવાંગનાઓ મોટે ભાગે વાયદા પ્રમાણે થોડો સમય જ કોઇ એક દેવની પત્ની બનીને રહેતી. એટલો સમય પૂરો થતાં, એ બીજો પતિ પસંદ કરી લેવાને માટે સ્વતંત્ર હતી.

વેદોના જૂના મંત્રોમાં, ઋષિ કોઇ એક દેવતાની પ્રાર્થના કરતા, બધાજ ગુણોનું આરોપણ એનામાં કરી નાખે છે. એનું કારણ એજ છે કે, ઇન્દ્ર, વરૂણ તથા સોમની ઓછીવત્તી સત્તાની સીમા નક્કી કરી શકાઇ ન હતી. જેમ જેમ પૃથ્વી ઉપર સમૂહની જગ્યાએ વ્યક્તિનું મહત્વ વધતું ગયું, તેમ તેમ દેવતાઓમાં પણ ક્યારેક (આર્ય અનાર્યોના સમન્વય કાળમાં) ઇન્દ્ર ક્યારેક (ઉપનિષદ કાળમાં) શિવ અથવા તો વિષ્ણુને સર્વોપરી બનાવવામાં આવ્યા.

સામન્ત યુગના મધ્યાહ્ન ગુપ્તકાળમાં તો દેવલોક, એ મૃત્યુલોકનું જ એક ભવ્ય કાલ્પનિક રૂપ બની ગયો હતો. એથી એક વસ્તુ બની: માનવીને 'દેવતા' બનવામાં કોઇ હરકત રહી નહિ. કૃષ્ણ વાસુદેવ જેવા સોળ હજાર રાણીઓ-વાળા રાસલીલા પ્રેમીઓને માત્ર દેવ જ નહિ, પરમદેવ અથવા તો પરમેશ્વર બનવામાં તેને હવે કોઇ વિઘ્ન ન રહ્યું.

વૈદિક કાળના વર્ગસમાજની અંદર અંદરની અથડામણો તથા ઉચ્ચનીચના ખ્યાલોથી ખાસ કરીને નીચેના વર્ગોમાં જે શત્રુતા વધી રહી હતી તેને ઓછી કરવાનો પ્રયાસ, પાછળના વેદમંત્રોમાં, કરવામાં આવ્યો. જુદા જુદા વર્ગો કાલ્પનિક વિરાટ પુરૂષના મસ્તક, બાહુ, જાંઘ અને પાદ છે એમ ઘટાવવાનો પ્રયત્ન કરાયો. પરંતુ લોકો એટલા ભોળા ન હતા. એટલે એમ કહેવાવા લાગ્યું કે, નાના મોટા બનવું એ તો ઇશ્વરની મરજી પર છે. અને આગલા જન્મોનાં કર્મોનું એ ફળ છે.

વેદમાં પરલોક તો છે. પરંતુ પુનર્જન્મ નથી. આદમી દુનિયામાં આવે છે. સારૂં અથવા તો નરસું કામ કરે છે, મૃત્યુ આવતાં કર્મ પ્રમાણે સ્વર્ગ કે નરકમાં જાય છે. યહુદી, ઇસાઇ અને ઇસ્લામી ધર્મોમાં પણ

આજ રીતે મામલો ખતમ કરી દેવામાં આવે છે. પરંતુ એથી આ દુનિયામાં માણસ નાનો મોટો, ગરીબ તવંગર શા માટે હોય છે, એનો જવાબ એમાં ન હોતો મળતો. એથી ઇશ્વર પર મનમાન્યા પક્ષપાતનો દોષ આવતો. એને દૂર કરવાને માટે તથા સમાજની આર્થિક અસમાનતાને વાજબી ઠરાવવાને માટે ઉપનિષદના ઋષિઓએ પુનર્જન્મનો સિધ્ધાન્ત ઉપજાવ્યો.

માણસ ધનવાન શા માટે છે? કારણ કે આગલા જન્મમાં એણે દાન–પુણ્ય તથા સારાં કામ કર્યાં હતાં. કોઈ માણસ ગરીબ શા માટે છે? તો કહે કે એણે આગલા જન્મમાં બૂરાં કામ કર્યાં હતાં. માણસ રાજા શા માટે બને છે? તો કહે કે એણે આગલા જન્મમાં જબરદસ્ત તપશ્ચર્યા કરી હતી. સમાજની ચાલુ વ્યવસ્થાને કાયમી રાખવાને માટે, પુનર્જન્મવાદનું જે જબરૂં હથિયાર હિન્દુઓએ શોધ્યું છે, એવું બીજા કોઇ ધર્મોએ નથી શોધ્યું. હિંદુસ્તાનમાં સામાજીક પરિવર્તનને અટકાવવામાં આ વિચારે ખૂબજ અડચણ ઉભી કરી છે, એમાં સંશય નથી.

મિસરના એક અતિ પ્રાચીન ધર્મના, પરલોક–સંબંધના શિક્ષણ વિષે એક લેખકે લખ્યું છે—

પરલોકમાં "દરેક માણસને પોતે કરેલાં કામોને માટે જવાબદાર ઠરાવવામાં આવશે. આ શ્રધ્ધા એ સામાજીક નિયંત્રણ માટેનું ખૂબજ જબરૂં સાધન હતું...ધર્માત્મા થવા માટે એમણે સિધ્ધ કરવાનું હતું કે, સંપત્તિ અંગેના જે નક્કી નિયમો કરવામાં આવ્યા હતા, તે સામાજીક દરજ્જાઓને હમેશાં એમણે માન્ય રાખ્યા હતા."

આજે જેટલા ધર્મો હયાત છે–હિન્દુ, બૌધ્ધ, જૈન, યહૂદી, ઇસાઇ ઇસ્લામ–એ બધાજ ધર્મો સામન્તયુગની પેદાશ છે, અને સામન્તશાહી સામાજીક રચનાના તેઓ હમેશાં પોષક રહ્યા છે. એ પણ યાદ રાખવું જોઇએ કે જ્યારે ભૌતિક અને સાકાર સત્યને આ કલ્પના બાધક બનવા લાગી, અને દર્શનના વિકાસનો આરંભ થયો ત્યારે મુક્તિના નિરાકારરૂપની કલ્પના કરવામાં આવી.

બધા ધર્મોનાં સ્વર્ગ એટલે એક સમૃધ્ધિશાળી, સુખી સામન્ત પરિવાર. હિન્દુઓનું વૈકુંઠ લ્યો. રણવાસની માફક ત્યાં દેવ અને સુંદરીઓનાં ઝુંડ છે. એમનાં મેલાં ન થાય એવાં સુંદર વસ્ત્રો, બહુમૂલ્ય રત્નજડિત આભૂષણો, પુષ્પો અને સુગંધોથી મઘમઘતાં શરીરો, નાચ, ગાન તથા સુરાની મહેફિલો–એ

બધું જ કોઇ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના રણવાસનું ભવ્ય ચિત્ર છે.

રામાનુજના "વૈકુંઠ ગદ્ય"ને વાંચો. એ જરા સંયમિત ભાષામાં, એક ભયભીત દરબારી કવિ મારફત, કોઇ હર્ષવર્ધન કે કોઇ રાજેન્દ્ર ચોલના અન્તઃપુરનું વર્ણન છે. શરુમાં મોટે ભાગે દેવતા એકજ પત્નીથી સંતુષ્ટ હતા. પરંતુ દેવાંગનાઓ હમેશાં નવાં નવાં લગ્નો કરવાનો અધિકાર ધરાવતી. અહીંયાં રામાનુજે પોતાની પહેલાંના આચાર્યોના મત પ્રમાણે લક્ષ્મીને શોકય વગરની રહેવા દીધી નથી. વિષ્ણુની એક જાંઘને ખાલી જોવી એને પસંદ ન પડી, એટલે તેણે નીલાદેવીને લાવીને ત્યાં બેસાડી દીધી.

બૌધ્ધો અને જૈનો દેવલોકનો ઇન્કાર કરતા નથી, છતાંય એમનું નિર્વાણ અને સિધ્ધશિલા એનાથી કેટલુંય ઊંચું સ્થાન ધરાવે છે. એમના દેવલોકમાં ઇસ્વીસન પૂર્વે પાંચમી છઠ્ઠી સદીના સામન્તોના સુખ વિલાસનું ચિત્ર છે. પાલીમાં (શુક્ર ઇન્દ્ર) બુધ્ધની પાસે આવે એની એક કથા મળે છે. શુક્ર પોતાના દરબારમાંથી ઊઠીને, પોતાના દરબારી ઉસ્તાદ સંગીતાચાર્ય પંચશિખને સાથે લઇને બુધ્ધની પાસે ગયો. બુધ્ધ કોઇ પહાડી ગુફામાં બેઠા હતા. શુક્રે પંચશિખને પોતાના સંગીતથી બુધ્ધને પ્રસન્ન કરવાને માટે કહ્યું. પંચશિખે વીણા ઉઠાવી અને પોતાની પસંદગીનું ગીત ગાવાનું શરુ કર્યું.

"ભદ્રા સુર્યવર્ચસ ! તારા પિતા તિમ્બરૂને હું વંદન કરૂં છું, જેનાથી હે કલ્યાણી મારી આનંદદાયિની, તું પેદા થઇ છો."

"જેમ પસીનો ટપકતા આદમીને માટે હવા, તરસ્યાને માટે પાણી, તેમ જ તું મને પ્રિય છો."

"જેમ રોગીને દવા, ભૂખ્યાને ભોજન, બળતાને પાણી, તેમ જ ભદ્રે, કલ્યાણી ! મને શાંતિ આપ, આલિંગન આપ, એ જ મારી ઇચ્છા છે..."
બુધ્ધે જ્યારે પૂછયું ત્યારે પંચશિખે જણાવ્યું એક સમયે હું તિમ્બરૂ ગંધર્વ-રાજની કન્યા ભદ્રા સૂર્યવર્ચસા પર આસક્ત હતો. પરંતુ એ કોઇ બીજા તરુણ માતલી સારથીના પુત્ર શિખંડીને ચાહતી હતી. જ્યારે હું એને મેળવી શકયો નહિ ત્યારે કોઇ બહાને તિમ્બરૂને ઘેર જઇ વીણા વગાડી ગાવા લાગ્યો. પંચશિખના ગીતમાં બુધ્ધની પ્રશંસા હતી એટલે ભદ્રાએ પ્રસન્ન થઇને કહ્યું—'એ ભગવાનને મેં પ્રત્યક્ષ તો નથી જોયા, પરંતુ તેત્રિંશ ઇન્દ્રિલોકના દેવતાઓની સભામાં જ્યારે હું નાચવા ગઇ હતી, ત્યારે એ ભગવાનને વિષે મેં સાંભળ્યું હતું. મિત્ર ! તમે એ ભગવાનનું કિર્તન કરો છો, એટલે આજે (આપણા)

બન્નેનો સમાગમ થયો!' પંચશિખે વાત પૂરી કરતાં કહ્યું–"એની સાથે એજ સમાગમ થયો, એ પછીથી કદી નહિ."

આ અવતરણથી માલૂમ પડશે કે બુદ્ધના સમકાલીન અજાતશત્રુ કે ઉદયનના રાજસી જીવનનાં પ્રેમ નૃત્ય વગેરે હતાં એવાં જ દેવલોકનાં પ્રેમ, નૃત્ય વગેરે હતાં. જો એને પ્રેમ કહી શકો તો, ભદ્રાનો એ સ્વચ્છંદ પ્રેમ, તે વખતની સ્ત્રીઓમાં ગણિકાઓને જ સુલભ હતો.

ઇસ્લામના જન્નત (સ્વર્ગ)નાં અંગૂરના બગીચા, ઠંડી છાયા, વહેતી નહેરો, સિ-તેર સિ-તેર મોતી જેવી આંખોવાળી સુંદર પરીઓ, એ બધું તે વખતના ઇરાનના શાહ ખુશ્રો પર્વેજ (**૫૯૦–૬૨૮**) અથવા તો રોમના સમ્રાટ મોરિશ (મૃત્યુ ૬૦૨)ના રાજમહેલમાં જ જોવામાં આવતું. ઇસાઇઓ અને યહૂદીઓનાં સ્વર્ગો પણ આજ પ્રમાણે સામન્તોના ભોગ વિલાસથી ભરેલા જીવનનો જ ખ્યાલ આપે છે.

(૨) **દર્શન (તત્વજ્ઞાન)** : આદિ માનવ–સમાજમાં, માનવીનું જીવન તેને ચાલુ રાખવાના પ્રયાસમાં જ ખરચાઇ જતું. એ વખતે માનવશ્રમની શક્તિ એટલી વધી ન હતી કે જેથી તે એક દિવસ કમાય અને ચાર દિવસ ખાય; અથવા તો બે માણસ કમાય અને એક માણસ એમનાં બચેલા શ્રમના ફળથી ગુજારો કરી શકે. એટલે એ વખતે વિચારક વર્ગ ન હતો. જ્યારે પાછળથી ઉત્પાદનના સાધનોમાં વિકાસ થયો. શ્રમની ઉત્પાદન શકિત વધી, ત્યારે એવા વર્ગની સૃષ્ટિ થઇ કે જે હળ ચલાવનારી જનતાના વધારાના શ્રમથી પોતાની આજીવિકા ચલાવી શકતી. એ માટે એણે પોતે શારીરિક શ્રમ કરવાની જરૂર ન હતી. શારીરિક શ્રમમાંથી મુકત એવા આ વર્ગે, શ્રમની દેખરેખ, શાસન સંચાલન, ન્યાય, દર્શન, વિજ્ઞાન, કળા, ધર્મ વગેરેની જવાબદારી પોતાને માથે લીધી; અથવા તો ફુરસદના વખતમાં આ વસ્તુનું સંચાલન કે સર્જન શરૂ કર્યું. આ રીતે દર્શન, કળા, વિજ્ઞાન વગેરે વસ્તુઓ શ્રમમાંથી મુકત થયેલ વર્ગની જ બની ગઈ; એટલું જ નહિ આગળ જતાં એ એમની વારસાગત ને બાપીકી વસ્તુ બની ગઇ. પ્રાચીન યૂનાનમાં જ્યારે હેરાકિલટસ અને પ્લેટો પોતપોતાનાં દર્શન રચી રહ્યા હતા, એ વખતે આખો સમાજ દાસોના શ્રમ પર આધાર રાખતો હતો. આ દાસો મોટા મોટા દાસ–પતિઓની જંગમ સંપત્તિ હતા. દર્શનના એ ભવ્ય જમાનામાં બળદ ઘોડાની માફક એ દાસોને બજારમાં વેચી શકાતા. હેરાકિલટસ સમાજની અંદરની અથડામણોને જોતો

હતો. અને એ પણ સમજતો હતો કે નવી રચનામાં તેનો હાથ કેટલો છે. એટલેજ એણે જાહેર કર્યું કે "અથડામણો જ બધા બનાવોની મા છે."

હેરાકિલટસ ખાનદાન અમીરોના ઘરમાં (ઇ. પૂ. ૫૩૫–૪૨૫) જન્મ્યો હતો. એ વખતે એથેન્સમાં વેપારીઓનું જોર હતું. હેરાકિલટસ સમાજના પરિવર્તનોને જોઇ શકતો હતો. કદાચ એ એવું પણ ઇચ્છતો હોય કે સમાજમાં પરિવર્તન એવી રીતે થાય કે જેથી વેપારીઓની મહત્તા ઘટે.

દરાયસ (ઇ. પૂ. ૫૮૧–૪૮૫) અને ક્ષયાર્શ (ઇ. પૂ. ૪૮૫–૪૬૬)ની ચડાઇઓથી યુનાનના અપાર ધનને હાની થઇ ચૂકી હતી; એટલું જ નહિ પણ એથેન્સના પ્રજાતંત્રનું એ તરૂણ અને આશાપૂર્ણ જીવન નિરાશામાં બદલાઇ ચૂક્યું હતું. પ્લેટો આ દુનિયા સુધરવાની શ્રદ્ધા ખોઇ ચૂકયો હતો. એટલેજ પોતાના દર્શનમાં એણે એક નવીજ દુનિયાની કલ્પના કરી. વાસ્તવિક દુનિયા એને માટે અ–વાસ્તવિક, અનિત્ય અને દોષોથી ભરેલી હતી. બીજી, ઇન્દ્રિઓથી પર એવી વિચારમય, અલૌકિક દુનિયા એને મન વાસ્તવિક, નિત્ય અને પૂર્ણ હતી.

પ્લેટો પર તે વખતના સમાજના ઝઘડાઓની અસર હતી. એણે એ વિરોધી વર્ગની અથડામણોનાં મૂળમાં જઇને એના નિદાનનો એક નવો જ રસ્તો શોધ્યો. આ બખેડાઓની દુનિયા જ ખોટી છે. તો પછી એના દરદને સારવારની જરૂર જ શી છે? એણે આ અથડામણો તરફ આંખો મીંચી દઇને, પોતાની એ કાલ્પનિક 'સત્ય–શિવ–સુંદર' દુનિયા તરફ લોકોને લઈ જવા ઇચ્છયું. એના આ દર્શનથી ફાયદો કોને થયો? સંપત્તિવાળા શોષક વર્ગને જ કારણકે એમના શત્રુઓના ઉત્સાહ પર આ દર્શન પાણી રેડવાનું કામ કરતું હતું.

ચાર દિવસની ચાંદની જેવી આ જીંદગીને માટે લડાઇઓ કરવાની શી જરૂર છે? આપણે તો કાયમી જગત તરફ ધ્યાન દેવું જોઇએ. ખરી હકીકત તો એમ જ છે કે દાર્શનિકો જે વર્ગની મહેનતની કમાણી ખાઇને, આજીવિકા કમાવાની ચિંતાથી મુકત બની ચિંતન કરતા એજ વર્ગને દાર્શનિકોના વિચારોથી સૌથી વધુ નુકસાન થતું. એ વાત જાણીબુઝીને થઈ હોય કે અજાણતાં. પરંતુ પરિણામ તો એજ આવ્યું છે. વર્ગોનાં હિતની દષ્ટિથી જોતાં આપણને યુનાની દાર્શનિકોના વિચારોનું પરિણામ આજ દેખાય છે.

શોષક વર્ગે, પોતાની અનુચિત સંપત્તિ તથા ભોગોને, દેવી–દેવતાઓની કલ્પનાઓ તથા એના પર આધાર રાખતા ધર્મ મારફત ઉચિત સાબીત કર-

વાની કોશીષ કરી. કેટલોક સમય તો એ ચાલ્યું. પરંતુ પછી માણસના જ્ઞાનનો વધુ વિકાસ થયો. એજ દેવતા અને ધર્મને બધા જ દેશો અને જાતિઓ ધ્રુવ સત્ય તરીકે સ્વીકારતા નહિ. સંશય પેદા થાય એ અનિવાર્ય હતું. આ બુદ્ધિ–સ્વાતંત્ર્યને રોકવાને માટે કોઇક ઉપાયની જરૂર હતી અને એ જરૂરિયાત દર્શનથી પૂરી પડતી હતી. ધર્મ કરતાં પોતે જબરી છે, એવું અભિમાન રાખનાર બુદ્ધિની સામે દર્શનના રૂપમાં એવી ભૂલભલામણીઓ તૈયાર કરવામાં આવી કે જેથી એમાંથી નીકળવાનો એને રસ્તો જ ન મળે.

તમામ ભારતીય દર્શનો સામન્તવાદી યુગની બક્ષીસ છે, અને એ પણ યુનાની દર્શનની જેમ શ્રમમાંથી મુકત બનેલ, આજીવિકાથી નચિંત એવી વ્યકિતઓના ચિંતનનું ફળ છે. એથી આગળ જઇને અહીં તો એની શરૂઆતની રચનામાં સામન્તોનો પોતાનો સીધો હાથ હતો. ઉપનિષદનાં દર્શનની રચનામાં પ્રવાહણ જનક વૈદેહ, અશ્વપતિ કૈકય વગેરે રાજાઓનો જબરો હાથ હતો. એથી આગળ વધીને યજ્ઞ–બલિની દક્ષિણાઓના લોભમાં આંધળો બનેલો પુરોહિત (બ્રાહ્મણ) વર્ગ, જ્યારે જનતાના વધતા જતા અનુભવોથી ઉપજતી અશ્રદ્ધાને જોઇ શકતો ન હતો ત્યારે એણે કહ્યું કે કર્મકાંડ એ કમજોર માનવીને માટે ઉપયોગી છે. ને એમ કહી તેઓ બ્રહ્મજ્ઞાનની ભૂલભૂલામણી તૈયાર કરવામાં પડી ગયા. આમાં પણ સામન્તો (ક્ષત્રિયો)નો મુખ્ય હાથ હતો.

વૈદિક ઋષિઓ યથાર્થવાદી હતા. તેઓ દુનિયાને જેવી જોતા તેવી માનતા, અને એમાંથી વધુમાં વધુ સુખ અને આનંદ મેળવતા. એમના જીવનનું ધ્યેય, ઘર, બાલ બચ્ચા છોડી જંગલ તરફ ભાગવાનું ન હતું; પરંતુ "પુત્રોની સાથે આનંદ કરતા પોતાના ઘરમાં રહેવું" એને તેઓ પોતાનું ધ્યેય સમજતા હતા. ભાંગ સોમના દૂધ અને મધ મેળવેલા પીણાંના પ્યાલા પીતા પીતા તેઓ કહેતા કે "સોમ પીધો અને અમે અમર થઇ ગયા."

બ્રાહ્મણોના યજ્ઞોમાં થતું શું? જનયુગમાં બધા જનસંઘો ભેગા મળી રોજ ખાણાં પીણાં ને નાચ ગાનના ઉત્સવ કરતા. તેઓ હજુ દેવતાઓને એક ઊંચા દરજ્જાના માણસો જેવા માનતા હતા. એટલે પોતાની એ આનંદ મજામાં દેવતાઓને પણ સામેલ કરીને એમની પ્રસન્નતા મેળવવા ઇચ્છતા હતા. જન સંઘને માટે તૈયાર કરીને રાખવામાં આવેલ ભાંગ સોમના પ્યાલાઓ દેખાડતા, તેઓ પોતાના મોટા દેવતા ઇન્દ્રનું આવાહાન કરતાઃ "ઇન્દ્ર, આવો,

આ સોમ તૈયાર છે. એને પીઓ અને પોતાનાં વખાણનાં ગીતો સાંભળો.”

આ વાંચતાં તો જાણે એવું લાગે કે કોઇ લડાયક કબીલો, એકઠો મળી, ખાનપાનની ગોઠવણ કરી રહ્યો છે. અને એમાં પોતાના વિજયી સરદારનું આવાહન કરી, એનાં વિજયનાં ગીતો ગાઇ રહ્યો છે. એક કાળ એવો હતો કે જ્યારે યજ્ઞોમાં કરવામાં આવતી ક્રિયાઓ, આર્યોના જીવનના જીવતા ઉત્સવો જેવી હતી. આર્ય સ્ત્રીપુરૂષો ગાય કે બકરાને પોતાના હાથે મારતા, એને શેકતા કે વઘારતા અને પછી સોમ રસ ભાંગની સાથે, ભોજન કરતાં પહેલાં, કૃતજ્ઞતાથી પોતાના દેવતાઓ, કુદરતી શકિતઓ અથવા મરેલા પિતરોને આનંદમાં ભાગ લેવરાવી મોટો ઉત્સવ શરુ કરતા. એમાં ખાધા પીધા પછી સ્ત્રી પુરુષોનો સમૂહનાચ થતો.

પરંતુ જ્યારે આર્યો બીજી જાતિઓના સહવાસમાં અને ઘણી નાની સંખ્યામાં રહેવા લાગ્યા ત્યારે એમનું મુખ્યત્ત્વ પશુપાલન પર નભતું જીવન, ખેતી તથા બીજી કારીગરીઓમાં ગુંથાઇ ગયું. પછી તો દિવસો જતાં તેઓ પાછા આવી શકે તેમ હતું નહિ. એટલે જ હવે એ મોટા યજ્ઞો,ફકત જૂના મોટા ઉત્સવોની નિર્જીવ નકલ અને પુરોહિતોની કમાણીનું એક સાધન માત્ર બની ગયા. આથી, વિકાસમાં આગળ વધેલ સમાજને એ સંતોષ આપી શકતા નહિ. કર્મકાંડ વિરોધી ઉપનિષદના બ્રહ્મવાદની ઉત્પત્તિનું આજ કારણ હતું.

પુનર્જન્મનો સિધ્ધાંત સૌથી પહેલા આપણને ઉપનિષદમાં દેખા દે છે. એ સિધ્ધાંત આપણે આગળ જણાવી ગયા છીએ તે મુજબ વર્ગોમાં વહેંચાયેલા સમાજના ચોકઠાને અખંડિત રાખવાનો એક જબરો ઇલાજ હતો. પુરોહિતોને ચાંદી નહિ પણ સોનાની દક્ષિણા આપીને કરવામાં આવતાં મોટા મોટા યજ્ઞોનું ફળ જો ફકત દેવલોકમાંજ જોવા મળતું હોય તો એમાં માણસોને બહુ સંતોષ ન હતો.

એટલે કહેવામાં આવ્યું કે આ લોકમાં જો કોઇને મહાધનવાન અને વિલાસ માણનાર જુઓ તો સમજો કે એ એના પૂર્વ જન્મની કમાણી છે. આનાથી એક કાંકરે બે પક્ષી મરતાં હતાં. બ્રાહ્મણોની આવકના મોટા રસ્ત જેવાં દાન પુણ્ય અને યજ્ઞનાં ફળ અહીં આ દુનિયામાં જ મળતાં દેખાડી શકાયાં અને સમાજની અસમાનતાને પણ સહેલાઇથી વ્યાજબી ઠરાવી શકાઈ.

પુનર્જન્મના સિધ્ધાંતમાં કચડાતા વર્ગને કહેવામાં આવતું કે, આ જન્મનેજ સર્વસ્વ ન માનો; અર્થાત સામાજીક અસામાનતાને ટાળવા કે ગરીબા-

ઇને દૂર કરવાનો પ્રયાસ ન કરો. તમારી ગરીબાઈ ફક્ત ભગવાનની મરજીથી નથી આવી પરંતુ એને માટે તમારા પોતાનાં પૂર્વજન્મનાં કર્મ જવાબદાર છે. માટે તમારે બીજાની સંપત્તિ જોઈને અદેખાઈ કરવી ન જોઇએ. સમાજમાં ધનવાન અને નિર્ધનના વર્ગો કાયમના છે. કારણ કે એ મારફત જ સારં ખરાબ કામોનાં ફળ મળે છે. તમે પથ્થર સાથે માથું અફાળવાને બદલે, સાર સારાં કામ કરો, દાનપુણ્ય કરો, યજ્ઞયાગ કરો જેથી આગલા જન્મમાં કોઇ રાજા કે ધનવાનના કુળમાં જન્મ લઇને, તમે પણ આ બધા ભોગોના અધિકારી બનો.

પુનર્જન્મની શોધની સાથે સ્વર્ગલોકની કલ્પનાને તજી દેવામાં ન આવી. એ જૂના તીરને ભાથામાં સંઘરી રાખવામાં આવ્યું. આ રીતે ઉપનિષદ કાળના સામન્તવાદે વિકાસ પામેલ બુધ્ધિવાળાઓને બ્રહ્મવાદ, 'નેતિ નેતિ' અને અજ્ઞેયના ચકરાવામાં નાખી દીધા. અને વાસ્તવિક જગતના અસ્તિત્વ અને તેના એવા પ્રશ્નોને હમેશને માટે તુચ્છ, તથા અસાર કહીને બુધ્ધિશાળીઓન પ્રયત્નોને એક બીજેજ રસ્તે ચડાવી દીધા. સ્વર્ગ અને પુનર્જન્મ એ બે વસ્તુ બાકીની સામાન્ય જનતાને સામાજીક બળવાના રસ્તેથી દૂર લઇ જવાને માટે પૂરતી હતી.

જુદા જુદા સ્વદેશી અને વિદેશી ધર્મોની અથડામણમાં, ધર્મોમાંથી જ ક્યાંક લોકોની શ્રદ્ધા ઊઠી ન જાય એટલા માટે, નદી એક ને ઘાટ ઘણેરાનો નાદ ગાજતો કરવામાં આવ્યો. ઉપરાંત દરેક પ્રકારના ધર્મો પ્રત્યે સહિષ્ણુતા તથા દેશ કાળ જોઇને એની યોગ્યતા સાબીત કરવામાં આવી.

ભારતના ધાર્મિક વિકાસ પર વિચાર કરતાં, બીજી પણ કેટલીક વાતો જણાઇ આવે છે. ઉપનિષદનું બ્રહ્મજ્ઞાન એ આર્યોના મગજની ઉપજ હતી. હજુ ત્યાં સુધી રંગભેદનો સવાલ આર્ય અનાર્યના ઉચ્ચ નીચના અથવા તો આર્થિક સ્વાર્થોના વિરોધોના સવાલ ઉકેલાયા ન હતા. એટલે એનો નિકાલ લાવવો પણ જરુરી હતો. એ કાર્ય વેપારની ઉન્નતિએ કર્યું.

વેપારી વર્ગમાં જ મોટાભાગના લોકો અનાર્ય અથવા તો મિશ્રિત સંકર જાતિના હતા. વેપાર યુગની પહેલાં તેઓ કાં તો કોઈ શિલ્પ, તેલ, શરાબ, ખાન-પાન, સોના ચાંદી વગેરે કામ કરતા હતા. અથવા સીધાસાદા કિસાનો હતા. વેપારી વર્ગમાં કેટલીય એવી જાતિઓ પણ દાખલ થઈ, જે વર્ણવ્યવસ્થા વિરોધી વ્રાત્ય પ્રજાતંત્રો ( ગણો ) માં રહેતી હતી. અગ્રવાલ, અગ્રહરિ

રોહતગી અથવા તો રસતોગી વગેરે જાતિઓ આમાંની જ છે. વેપારી વર્ગ શાંતિનો પુજારી હોય છે તે આપણે જણાવ્યું છે, એટલે વર્ણ-વ્યવસ્થા કે વર્ણ-સંઘર્ષની વિરૂદ્ધ જે કોઇ વિચારો પેદા થાય એનું સમર્થન કરવું એ એને માટે બિલકુલ સ્વાભાવિક હતું. આજ કારણે વૈશ્ય--વર્ગ બૌધ્ધ અને જૈન ધર્મોનો પોષક અને સંરક્ષક બન્યો.

બૌધ્ધ, જૈન તથા બીજા ધાર્મિક સંપ્રદાયોએ, ઇસવીસનની પૂર્વે છઠ્ઠી સદીથી, જે રંગ અને વર્ગનો સુમેળ કરવાનું આંદોલન શરૂ કર્યું, તે ધીરે ધીરે એવું બળવાન બની ગયું કે જૂના પુરોહિત (બ્રાહ્મણ) વર્ગને પોતાનુ અસ્તિત્વ ભયમાં જણાવા લાગ્યું. આથી એમણે આર્યોના આગમથી—વેદથી લઇને તે ઉપનિષદ કાળ સુધી—ચાલ્યા આવતા રંગના ભેદને નરમ બનાવ્યો. અનાર્ય દેવતાઓ, અનાર્ય ધાર્મિક વિચારો તથા પરંપરાઓના બહિષ્કારની નીતિને એમણે છોડી દીધી, અને ઇસવીસનની ચોથી સદીમાં ગુપ્ત સામ્રાજ્યની સ્થાપનાની સાથે બધી જાતના સુમેળનો રસ્તો અંગીકાર કર્યો.

પુનર્જીવન પામેલા બ્રાહ્મણ અથવા હિંદુ ધર્મની આજ નવી વિશેષતા હતી. એણે પોતાની ડોલતી ઇમારતને બચાવી લીધી. વર્ગોમાં રંગના સવાલને જ ટાળી નાખ્યો. પાછલાં બે અઢી હજાર વરસોમાં રક્ત સંમિશ્રણ એટલું થઇ ચૂક્યું હતું કે હવે બ્રાહ્મણોએ એ બાબતમાં કકળાટ કરવો જરૂરી ન હતો. બુદ્ધના સમયમાં (ઈ. સ. પૂ. ૫૦૦) આપણે બ્રાહ્મણ બનનાર રંગે ગોરો હોવો જોઇએ એજ મુખ્ય વાતનો સ્વીકાર થતો જોઇએ છીએ. પરંતુ હવે બ્રાહ્મણ બનવું એ ગુણ, કર્મ અને સ્વભાવ પર આધાર રાખવા લાગ્યું હતું અને વર્ણોની સંખ્યા તો જોકે ચારનીજ રાખી, પરંતુ હવે વર્ણોના દરવાજા ખોલી નાખવામાં આવ્યા હતા.

આર્ય, અનાર્ય, વર્ણસંકર વગેરે ગમે તે જાતિને પુરોહિતવર્ગ, ઊંચ વર્ણમાં દાખલ કરી શકતો. યજ્ઞ-યાગની આવક તો બ્રાહ્મણોને માટે હવે જરૂર ઓછી થઈ ગઇ હતી, પરંતુ એને બદલે જે અધિકારો એમને મળ્યા, એ પહેલા કરતાં કેટલાય ગણી વધુ શકિત અને સંપત્તિ અપાવે તેવા હતા. હવે જુદી જુદી જાતિઓના ઉચ્ચ નીચ ગણાવાતા ઝગડા ફક્ત મમતના ઝગડા નહોતા રહ્યા; પરંતુ એના ફેંસલા પર એમના આર્થિક જીવનનો આધાર હતો, એના આખરી નિર્ણયો બ્રાહ્મણોના હાથમાં હતા.

આવા આ મહાન સુમેળના યુગમાં, શક, યવન જેવી નવી આવેલી શાસક જાતિઓનો ઘણો ખરો ભાગ ક્ષત્રિય અને થોડો ભાગ બ્રાહ્મણોમાં સામેલ થઇ ગયો. આભીર (આહીર), જાટ, ગુર્જર વગેરેમાં જે પ્રભુતાશાળી હતા, તેમને ક્ષત્રિય–વર્ણમાં સ્થાન મળ્યું. એ યાદ રાખવું જોઇએ કે, જૂની વર્ણવ્યવસ્થા ઉપર બૌદ્ધો અને જૈનોના સદીઓ સુધી, જબરા પ્રહારો થયા હતા, અને જેથી સ્વદેશી વિદેશી અ–બ્રાહ્મણોને સમાજમાં સમાન સ્થાન આપવું શરૂ થયું હતું. એજ બ્રાહ્મણોના આ પરિવર્તનનું પ્રેરક કારણ બન્યું હતું. પરંતુ આ બધો સુધારો એવી રીતે કરવામાં આવ્યો કે જેથી કરીને, એમના જૂના વિચારોના થર બિલકુલ નાશ ન પામે, અથવા તો સમાજમાં ઊંડે સુધી એની અસર ન પહોંચે.

ટૂંકમાં, આ બધું સમગ્ર દૃષ્ટિએ જોતાં જણાશે કે, ધર્મે બધા દેશોમાં સામન્તવાદી સમાજના ચોકઠાને કાયમ રાખવા તથા શાસક વર્ગના સ્વાર્થના રક્ષણ માટે ઢાલનું કામ કર્યું છે. એણે વખતોવખત નવીનતા અથવા તો સુધારાને સ્વીકાર્યા કર્યો છે ખરો; પરંતુ એ એટલા માટે કે, અંદર ભભુકતો અગ્નિ સમાજના આખા ચોકઠાને અને એની સાથે સાથે આખા શાસક વર્ગને બાળીને ખાખ ન કરી નાખે.

બધાં જ ભારતીય દર્શનો, ઉપનિષદના અજ્ઞેય રહસ્યવાદ, બુધ્ધના ક્ષણિક વિજ્ઞાનવાદ અને યુનાની પરમાણુવાદ વગેરે સામન્તવાદી સમાજના વર્ગ–હિતથી સીધી અથવા તો આડકતરી રીતે પ્રેરાઇને જ અસ્તિત્વમાં આવ્યાં છે.

## ૩ : સદાચાર

ખૂન, ચોરી, વ્યભિચાર અને જૂઠું બોલવાનાં કામો ન કરવાં એ સદાચાર છે. આમાં જૂઠું બોલવા પર આદિ માનવી ભાર મૂકતો નહિ. મનમાં એક વિચાર હોવા છતાં બહાર બીજી વાત કહેવી તે તેને માટે અસ્વાભાવિક હતું. ચોરીની જેમ, જૂઠું બોલવાની કળા પણ માણસે ઘણી મહેનતે પાછળથી વિકસાવી છે. ભય કે લોભને વશ થઈને તરત મોંમાંથી જૂઠું નીકળી પડવું સહેલું છે. પરંતુ એટલાથી જ કામ સરતું નથી. દરેક જૂઠાણાને યાદ રાખવાનો પ્રયાસ કરવો પડે છે કે જેથી પાછળથી એવી કોઇ વિરોધી વાત ન નીકળી પડે, કે જેને લીધે એનું જૂઠાણું પકડાઇ જાય. સાચું બોલીને દંડ સહન કરવાનું જેટલું સહેલું હતું તેના કરતાં આટલી માનસિક તકલીફ ઉઠાવવી એ આદિ માનવી માટે ઘણી અસહ્ય હતી.

આજ પણ આદિ અવસ્થામાં મળતી જાતિઓ ખૂબજ ઓછું જૂઠું બોલે છે; અને જે કંઇ જૂઠું બોલે છે તે તેઓ વધુ સભ્ય જાતિઓના સંપર્કમાં આવ્યા પછીજ શીખેલ છે. ખરી રીતે જૂઠાણું પણ વર્ગવાળા સમાજની ઉપજ છે. દેખાવની ખાતર એ ભલેને ગમે તેટલી બૂમો પાડી પાડીને જૂઠની વિરૂદ્ધ ભાષણો આપે છે, પરંતુ જે ખાનગી સંપત્તિ અને વર્ગ–સ્વાર્થ પર એનો પાયો નંખાયો છે, એ જૂઠાણાંને કદી પોતાના હાથમાંથી જવા દઇ ન શકે. કદાચ જૂઠાણાની જરૂરિયાતનો સ્વીકાર કરનારાઓ સૌથી પહેલા વાણિયા–વેપારી હતા. ચીજોના સાચા ખોટા ભાવો કહેવામાં એમને વધુ લાભ થતો.

**ચોરી**નું મંડાણજ ખાનગી સંપત્તિ પર છે. સંપત્તિના માલિકની વ્યાખ્યા પર જ ચોરીની વ્યાખ્યા આધાર રાખે છે. કોઇની માલિકીની ચીજનું અપહરણ કરવું એનું જ નામ ચોરી, એમ કહ્યે પતી જતું નથી. આખરે કોઇ ચીજ પર કોઇ વ્યકિતની માલિકી શા માટે છે ? જો આપણે વિચારપૂર્વક જોઇશું તો માલૂમ પડશે કે કોઇ નાનામાં નાની ચીજ પણ એવી નથી કે, જેને વિષે એમ કહી શકાય કે તે ફકત એક જ આદમીના હાથના કે મગજના પરિશ્રમથી બનેલ છે. માણસના હાથ એ વસ્તુ બનાવવા માટે શકિતશાળી બન્યા તથા એનું મગજ એ માટેની યુકિત કે રચના શોધવા જેટલું ચતુર બન્યું, તેમાં સૌથી મોટો હાથ સમાજનો રહ્યો છે. એટલે એ વસ્તુ પર સમાજની માલિકીનો ઇન્કાર કરવો એમાં ઇમાનદારી નથી.

કદાચ એમ કહેવામાં આવે કે, સમાજની માલિકી બધી ચીજોમાં એક છે જ; માલિકીમાં જે વિશેષતા છે એ તો વ્યકિતની છે, તો એ પણ ઠીક નહિ ગણાય. કારણ એકવાર સમાજની માલિકી સ્વીકાર્યા પછી એને છોડી દેવાથી સમાજને એનું ફળ નથી મળતું. બીજો સવાલ એ છે કે કોઇ પણ વ્યકિત કોઇ ચીજ ઉપર પોતાની માલિકી કઇ રીતે સ્થાપિત કરે છે ? કદાચ એમ કહેવામાં આવે કે એની બનાવટ મારફત, અને તે યોગ્ય પણ છે. તો આજની સંપત્તિના સ્વામીઓ લગભગ બધા જ ચોર ઠરે છે. તેઓ બીજાના અધિકારનું અપહરણ કરે છે.

આવી વ્યાખ્યા કબૂલીને, પોતાના પગ પર પોતે જ કુહાડી મારવાને માટે સામન્તવાદી સમાજ શા માટે તૈયાર થયો ? કારણ કે એમને ખાત્રી હતી કે એમના લાંબા વખતના પ્રયત્નોને લીધે માલિકીનો એક અર્થ સામાન્ય જનતા સમજી ગઇ હતી. એને લીધે ઉત્પાદનમાં હાથ ન લગાડનારાઓ પણ

સંપત્તિના સ્વામી બની શકતા હતા. સારાંશ એ જ કે ચોરી ન કરવી એ વસ્તુ-ને સદાચાર એટલા માટે કહેવામાં આવી કે એથી કામ કર્યા વગર, અન્યાયથી સંચિત કરેલ અંગત સંપત્તિ તરફ કોઇ આંખ ન ઉંચી કરે.

**વ્યભિચારને** પણ ઘોર પાપ જાહેર કરવામાં આવ્યું છે, પરંતુ એ દુરા-ચારની સીમા નક્કી કરવામાં ફાવે તેમ વર્તવામાં આવે છે. યૌન દુરાચાર (વ્યભિચાર) એક સાપેક્ષ ચીજ છે. એનો નિર્ણય બધા સમાજોમાં, બધા દેશોમાં અને બધે વખતે એક સરખો ન કરી શકાય. યુરોપમાં એક ઉપર બીજી સ્ત્રી કરવી અને તેની સાથે શરીર સંબંધ કરવો એ દુરાચાર છે. ભારતમાં એ કૃષ્ણ, દશરથજેવા સત્પુરૂષોના વખતથી ચાલ્યો આવતો સદાચાર છે. યુરોપમાં, અને આજના ભારતમાં પણ એક સ્ત્રીનો અનેક પુરૂષો સાથેનો સંબંધ કોઇ રીતે ઉચિત નથી માનવામાં આવતો; પરંતુ આપણે જાણીએ છીએ કે દ્રૌપદીના પાંચ પતિ હતા, અને છતાં ય એ પ્રાતઃસ્મરણીય 'પાંચ કન્યાઓ' માં ગણાય છે. તિબેટ અને હિમાલયની બીજી કેટલીક જાતિઓમાં આજે પણ એક સ્ત્રીના અનેક પતિઓ—બધા ભાઇઓની એક પત્ની—ની પ્રથા છે, અને ત્યાંના સમાજને સ્વપ્ને પણ એ ખ્યાલ નહિ હોય કે એ દુરાચાર છે. ત્યાંના પ્રતિષ્ઠિત, શિક્ષિત સામન્તો પણ જે રીતે દ્રોપદીના પાંચ પુત્રો પોતાની માના પતિઓની સંખ્યા બતાવવામાં આંચકો ખાતા નહિ, તે રીતે આંચકો ખાતા નથી.

એમ કહી શકાય કે સમાજે જ્યાં જેવું માની લીધું ત્યાં તે જ સદાચાર ગણાયો. અને એટલું કહ્યા પછી તો વ્યભિચાર એ દુરાચાર રહેતો જ નહિ, કારણ કે પુરૂષને માટે વેશ્યાગમનનો સમાજે સ્વીકાર કરી લીધો છે. વેશ્યાનો ધંધો સમા-જની સંમતિવાળો જ ધંધો છે. વેશ્યા પાસે જનારને સમાજ કોઇ જાતનો દંડ કરવા તૈયાર નથી. એનો સામાજીક બહિષ્કાર થતો નથી કે નથી એને માટે કોઇ રાજ્ય તરફથી દંડ પણ મુકરર થયો. બહુ બહુ તો એ એટલું કહી શકે છે કે એને માટેની શિક્ષા પરલોકમાં ખુદાના હાથમાં છોડવામાં આવી છે.

પરંતુ ચોરીની બાબતમાં સમાજે આ નીતિ અખત્યાર નથી કરી! યૌન દુરાચાર અને સંપત્તિ વચ્ચે અતિ ગાઢ સંબંધ છે. ભલેને ગમે તેવા દુરાચારી હોય, પણ સંપત્તિના સ્વામીઓ જ સમાજના મુખી બને છે. આથી એ સ્પષ્ટ થાય છે કે યૌન-સદાચાર એ માત્ર ભ્રમજાળ જ છે. સામંતવાદી એનું કઇ રીતે પાલન કરી શકવાનો હતો? કારણ કે પહેલવહેલા એણે જ તો વેશ્યાવૃત્તિને જન્મ આપ્યો છે. પૈસા લઇને શરીરને વેચવાનું સ્ત્રીને માટે

સામન્તવાદે જ શક્ય બનાવ્યું. યૌન-સદાચારના નમુના જોવા હોય તો પ્રાચીન અને અર્વાચીન સામન્તોના રણવાસ જોવા.

**ખૂન**ની ગણના મોટા દુરાચારોની સાથે થાય છે. ક્યાંક મનુષ્યહત્યાને જ ખરાબ ગણવામાં આવી છે. તો ક્યાંક પ્રાણી માત્રની હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે. સામન્તવાદી શાસને પહેલવહેલાં સેનાનું સંગઠન કર્યું. એણે બીજી જાતિના ધન તથા ધરતીના અપહરણને ઉચિત ઠરાવ્યું. આમ થયા પછી એના મોંમાંથી નીકળેલો આ હત્યાનો વિરોધ, એક ઢોંગ સિવાય બીજું શું હોઇ શકે? નિરર્થક અને સાર્થક એવી જુદી જુદી જાતની હત્યાની વ્યાખ્યા કરવાનો પ્રયાસ કરી શકાય છે; પરંતુ એનો અર્થ એટલો જ થાય કે સત્તા પર રહેલ વર્ગના સ્વાર્થો માટેની હત્યા યોગ્ય છે. સામન્ત યુગમાં એક સમય એવો હતો કે, જ્યારે ચોરીની સજા મૃત્યુદંડ હતી—એટલે કે અંગત સંપત્તિના રક્ષણ ખાતર મનુષ્ય-હત્યા વ્યાજબી ઠરતી. સાચી વાત તો એ છે કે, આખો સામન્તવાદ એના પોતાના સમયની એક પ્રસિદ્ધ કહેવત મુજબ 'મત્સ્ય--ન્યાય' (એક માછલી બીજી માછલીને ગળી જઈને જીવે છે) ઉપર જ ઉભો થયો હતો. ને એણે જે હત્યાનો વિરોધ કર્યો હતો એ ફક્ત દેખાવ પૂરતો જ; અથવા તો એ પહેલાંના જમાનાથી ચાલી આવતી માન્યતાનો પડઘો માત્ર હતો.

## ૯: સ્ત્રી અને લગ્ન

પિતૃસત્તા આવતાં સ્ત્રીનું સ્થાન સમાજમાં નીચું શા માટે થઇ ગયું તે આપણે બતાવી ગયા છીએ. સામન્ત યુગમાં એની એ સ્થિતિ કેટલી વધારે નીચી આવી, એ તો એ પૈસાને માટે શરીર વેચવાની દુકાન ખોલવી પડી એનાથી સ્પષ્ટ સમજાશે. આ યુગમાં ઉચ્ચ વર્ગ તો વસ્તુતઃ સ્ત્રીને વિલાસની વસ્તુ સિવાય બીજું કશું જોતો જ ન હતો. સ્ત્રી ભોગમાં ભાગીદાર બની શકતી, પરંતુ એ પુરૂષની મરજીથી જ. દરેક સામન્ત પોતાની ઇચ્છા મુજબ પોતાની પ્રેમિકાને સુંદર વસ્ત્રો તથા આભૂષણો, સ્વાદિષ્ટ ભોજનો તથા તેલ ફૂલેલ અર્પણ કરતો.

અને કદાચ એટલેજ મનુએ यत्र नार्यस्तु पूज्यन्ते....(જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે...) એવું લખ્યું. અને પૂજા પણ આ રીતે વર્ગસ્વાર્થને ઢાંકવાને માટે, સામન્તવાદી સમાજમાં, ખૂબ જ વિકસિત કરવામાં આવી હતી. પરંતુ મનુ કરતાં આ વિષયમાં વધુ સ્પષ્ટ બોલનારા ઉપનિષદના ઋષિઓ હતા. તેમણે કહ્યું:—"**न वै जायायै कामाय जाया प्रिया भवति आत्मनस्तु कामाय जाया**

प्रिया भवति। (સ્ત્રીના સંતોષ (રુચિ) ને માટે સ્ત્રી પ્રિય નથી થતી, પરંતુ પુરુષના પોતાના સંતોષને માટે સ્ત્રી પ્રિય છે.)

સામન્તયુગમાં સ્ત્રીની કદર કેટલી હતી એ આ નીતિવાકયથી જાણવા મળે છે—

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
पुत्रो रक्षति वार्धक्ये न स्त्री स्वातंत्र्यमर्हति !

(**અર્થ**:–કુંવારી હોય ત્યારે પિતા રક્ષણ કરે છે. જુવાનીમાં પતિ રક્ષણ કરે છે. બુઢાપામાં પુત્ર રક્ષણ કરે છે. સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી.)

ભારતમાં, ગુપ્ત સમય પછી, સ્ત્રીઓ ઉપર એક વધુ જુલમ ગુજર્યો. પતિના ગુજરી જવા પછી, એની લાશની સાથે સ્ત્રીએ બળી મરવું એ પત્નીનું જરૂરી કર્તવ્ય મનાવા લાગ્યું. હજુ તો સો વરસ પહેલાં જ આ ક્રૂર રિવાજને ભારતમાં અંગ્રેજ સરકારે બંધ કરાવ્યો. પંદરમી સદી સુધી હિંદુઓમાં આ સતીઓની પ્રથા ચાલુ રહી, અને એ દરમ્યાન કોણ જાણે કેટલી કરોડ સ્ત્રીઓનો આ રીતે ભોગ લેવાયો હશે. મારા એક મિત્ર જેઓ સંસ્કૃતના જબરા વિદ્વાન છે, અને આધુનિક જગતની પ્રગતિથી બિલકુલ અજાણ નથી, તેઓ કહેતા હતા કે, વિધવા વિવાહ થઈ જ ન શકતો હોય, એવી સ્થિતિમાં તો સ્ત્રી પતિની સાથે બળી મરે તેજ સમાજ શુદ્ધિની દૃષ્ટિએ સારૂં હતું. સતીની પ્રથાને બંધ કરાઈ તે સારૂં ન થયું.

સ્ત્રીઓને માટે વિધવાવિવાહનો નિષેધ એ પણ સામન્તવાદી સમાજમાં સ્ત્રીઓનું કેવું સ્થાન હતું તેનો એક નમુનો જ છે. હિંદુઓએ તો આને ધાર્મિક નિષેધનું રૂપ આપ્યું હતું. પરંતુ જે ધર્મ અને જાતિઓમાં વિધવાવિવાહમાં હરકત નથી ત્યાં પણ આબરૂદાર કુળો–સામન્ત વંશોમાં વિધવાઓ, સંતતિ હોય તો મોટે ભાગે જન્મભર વિધવા જ રહેતી. એમ બનતું તે તેની ખુશીથી નહિ, પણ સમાજના બંધનોને લીધે.

ભારતમાં મુસલમાનોની ઉંચી જાતિઓમાં વિધવા વિવાહ હજુ પણ વર્જીત દેખાય છે. મોગલ બાદશાહોની કેટલીય પેઢીઓ સુધી, રાજકન્યાઓ કુંવારી રહે એ જાતની પ્રથા હતી. એ પ્રથાને ઔરંગઝેબે તોડી. આ જાતનાં ઘણાંય ઉદાહરણોથી જાણી શકાય છે કે, સામન્તવાદી સમાજમાં, સ્ત્રીઓનો દરજ્જો, વિલાસની વસ્તુ જેવો અથવા તો નોકરોના જેવો હતો. એમને કદી માથું ઉંચકી ચાલવાનો મોકો ન મળ્યો. પરંતુ એશિયાના મોટા ભાગના દેશોમાં

તો સ્ત્રીઓ મોં ખુલ્લું રાખીને બહાર નીકળે તે પણ ધર્મ વિરૂદ્ધ માનવામાં આવે છે.

ભારત કે બીજા મુસલમાની દેશોની સ્ત્રીઓ કરતાં યુરોપની સ્ત્રીઓને જરૂર વધુ પ્રમાણમાં સ્વતંત્રતા મળી હતી. એમને ભારતના સામન્તોની સ્ત્રીઓની જેમ, સૂર્યનાં કિરણો પણ જોવા ન પામે એવી સ્થિતિમાં રાખવામાં આવતી નહિ, ન એમને શાહી બેગમોની જેમ જનાનખાનામાં પૂરવામાં આવતી. એમના પતિઓને એક સ્ત્રી હોય તો બીજી સ્ત્રી કરવાનો અધિકાર ન હતો. ઇસાઈ ધર્મ જો કે છુટાછેડાને નિષિધ્ધ માનતો, અને રોમન કેથોલીક ઇસાઇ સંપ્રદાય તો હજુ ય એ વસ્તુને વળગી રહ્યો છે, છતાં છુટાછેડાનો અધિકાર સ્ત્રીને મળ્યો, એટલું જ નહિ પણ ખ્રિસ્તી ધર્મની પહેલાંથી ચાલ્યા આવતા આ અધિકારને, યુરોપની સ્ત્રીઓ પાસેથી કોઈ સંપૂર્ણ રીતે છીનવી લઈ શકયું નહિ. છતાં આપણે જાણીએ છીએ કે, ત્યાં મત આપવા અને પાર્લામેન્ટના સભ્ય બનવાને માટે તથા ઓકસફર્ડ ને કેમ્બ્રીજ જેવાં વિશ્વવિદ્યાલયોમાં દાખલ થવાને માટે આપણી નજર સામે, સ્ત્રીઓને કેટ કેટલી જેહાદ જગાવવી પડી હતી !

(૨) **લગ્ન**—આદિ સામ્યવાદી યુગમાં જૂથ–વિવાહ અને જનયુગમાં અનિશ્ચિત મિથુન–વિવાહ પ્રચલિત હતા. આ બન્ને અવસ્થાઓમાં, સ્ત્રીઓને પુરૂષ સાથે સંબંધ બાંધવાની પૂરી છૂટ હતી; પરંતુ સ્વતંત્રતાનો ખરો અર્થ સ્વેચ્છાચાર ન હતો. એનો અર્થ એટલો જ કે, પત્ની એટલે જંગમ સંપત્તિ એવો હજુ સુધી અર્થ થયો ન હતો. લગ્ન એ પુરૂપ–સ્ત્રીના સ્વાભાવિક પ્રેમ (ભોગની લાલચની પ્રેરણા સિવાય ઉપજેલ પ્રેમ) નો ખ્યાલ આપતું. આપણે એવા લગ્નસંબંધોને હિંદુઓની જૂની દેવાંગનાઓના સ્વાતંત્ર્યપૂર્ણ પ્રેમની સાથે સરખાવી શકીએ. પિતૃસત્તા યુગમાં, સ્ત્રીની એ સ્વતંત્રતા હરી લેવામાં આવી. પુરૂષને ધન કે શકિતના બળે દાસીઓ સાથે સંબંધ જોડવાની માત્ર રજા મળી; પરંતુ દુનિયાના ઘણા ભાગોમાં, થોડાજ સમયમાં, ઘણાં લગ્નો કરવાને માટે પણ પુરુષ સ્વતંત્ર થઈ ગયો. સ્ત્રી તો સામન્તકાળ દરમિયાન એજ રીતે ચાલી આવી.

પ્રાચીન મિસરના સૌથી જૂના સામન્તવાદી સમાજને લ્યો; તો ત્યાં ખુલ્લે ખુલ્લો બહુવિવાહનો રિવાજ હતો. એટલું ખરૂં કે ધનવાન લોકો જ એ પ્રમાણે કરી શકતા હતા. ઉપરાંત ધનવાન લોકો–ખાનગી સંપત્તિવાળાઓની જ આ શોધ હતી. અને એમની જ પાસે એટલું ધન હતું કે, જેથી તેઓ એકથી વધુ સ્ત્રીના રૂપમાં જંગમ સંપત્તિ વધારીને એમને ખાવાનું તથા કપડાં આપી ખરીદી શકતો.

પ્રાચીન મિસરમાં સામન્ત ઘરોની સ્ત્રીઓ પરદામાં રહેતી નહિ. એમને પોતાના પતિની સાથે જનતામાં બહાર આવવાનો અધિકાર હતો. જો કે ઇસ્લામના પ્રચાર પછી, મિસરની સ્ત્રીઓ, પાછળના સામાન્તવાદી સમાજની સ્ત્રીઓ કરતાં જરૂર સારી હાલતમાં હતી. તેઓ સંપત્તિની માલિક બની શકતી, એને વેચી શકતી, એનું દાન પણ કરી શકતી.

ભારતની સ્ત્રીઓને આ અધિકાર નથી. મિસરની સ્ત્રીઓ પોતાના પતિઓને કરજે નાણાં આપતી. આપણે પાછળના સમય સાથે સરખામણી કરીએ છીએ ત્યારે ખબર પડે છે કે સ્ત્રીઓ દિવસે દિવસે પોતાના અધિકારો ગુમાવતી જ આવી છે.

આજથી ચાર હજાર વરસ પહેલાંના બાબુલના સામન્તવાદી સમાજમાં (જે તે વખતના સિન્ધુ તળેટીના આર્યોથી જુદા સમાજની સાથે ઘણી સમાનતા ધરાવતો હતો) સ્ત્રી સંબંધને માટે કાયદેસર લગ્નની જરૂર હતી. છૂટાછેડાને એમાં અધિકાર હતો. સંતાનવાળી સ્ત્રીને છૂટાછેડા આપવામાં આવતા તો એને પોતાનું ધન અને પતિની સંપત્તિનો થોડો ભાગ, બાળકોની સંભાળને માટે મેળવવાનો અધિકાર હતો. જો કોઇ સ્ત્રી બેકાર રહેતી અને પોતાના પતિની બદનામી કરતી તો એને પાણીમાં ફેંકી દેવાનો અધિકાર હતો. પરંતુ જો કોઇ પતિ બેકાર રહેતો અને સ્ત્રીની બદનામી કરે તો એથી સ્ત્રીને નિર્દોષ ઠરાવવામાં આવતી અને "એ સ્ત્રી ધન લઇને પોતાના બાપના ઘેર ચાલી જઇ શકતી."

સામન્તવાદી યુગના એક (વિશાખાના) વિવાહનું આપણે વર્ણન કરી ચૂકયા છીએ. વિવાહ લગ્નને એ વખતે સામાજીક પ્રતિજ્ઞા નહિ, પરંતુ ધર્મનું અંગ માનવામાં આવતું. પરંતુ આ ખ્યાલ એક તરફી હતો. એમાં જેટલી કડકાઇ સ્ત્રીને માટે હતી એટલી પુરૂષને માટે ન હતી. વિવાહમાં પ્રેમને ઘણું ઓછું સ્થાન હતું; ખાસ કરીને સામન્ત કુટુંબોમાં લગ્ન એ મોભો અને ધનને ધ્યાનમાં રાખીને થતાં. પતિને પત્નીની દરેક પ્રવૃત્તિ પર દેખરેખ રાખવાનો તથા શંકા આવતાં, એના પ્રાણ પણ લેવાનો અધિકાર હતો.

એથી ઉલટું વિવાહ કરેલી પત્નીએ પતિના સ્વેચ્છાચારોને ઝેરના ઘુંટડાની જેમ પી જવા પડતા હતા. એનું કારણ એ હતું કે, સ્ત્રીના સ્વેચ્છાચારથી સમાજનું નાક કપાઇ જતું, જ્યારે પુરૂષને માટે એ હસીને ઉડાવી નાખવા જેવી વસ્તુ ગણાતી.

# છઠ્ઠો અધ્યાય

## સભ્ય માનવ-સમાજ (૩)

### ગ. મૂડીવાદી યુગ

**આ**જ સુધીના દરેક યુગની બાબતમાં આપણે જે ખાસ વસ્તુ જોઇ તે એ હતી કે, સમાજમાં જે જે પરિવર્તન થયાં એ બધાં તે સમયના જીવનને ઉપયોગી એવાં ઉત્પાદનનાં બળોની સ્થિતિ પર આધાર રાખતાં હતાં. વસ્તુઓને ઉપજાવવાની શકિતઓ આદિ–સામ્યવાદી સમાજમાં શરુઆતની અવસ્થામાં હતી. હજુ શ્રમના વિભાગ પડયા ન હતા. ધાતુઓનાં હથિયારની શોધ થઇ ન હતી. એટલે ઓછી તાલીમ પામેલા હાથો તથા લાકડા અને પથ્થરનાં હથિયારોની મદદથી ચીજોના ઉત્પાદનમાં મહેનત વધુ પડતી અને કામ ઓછું થતું.

ઇસવી સનની અગીઆરમી સદીમાં તિબેટમાં કેટલાક પ્રદેશોમાં લોટ દળવાની ઘંટી ન હતી. એની જગ્યાએ લોકો પથ્થરનો ઓરશીઓ અને લાંબો પથરો વાપરતા. એનાથી લોટ કેટલો જાડો અને ઓછા પ્રમાણમાં તૈયાર થાય અને તે પણ કેટલી બધી મહેનત પછી, તેની તમે કલ્પના કરી શકશો. આદિ-સામ્યવાદી સમાજનાં સાધનો તો આથીય ઓછી શકિતવાળાં હતાં, એટલે એની ઉત્પાદન શકિત તો ખૂબજ ઓછી હશે તે સરળતાથી સમજી શકાશે.

દરેક નવા સાધનની શોધથી ઉત્પાદનની શકિત વધતી ગઇ. જ્યારે જ્યારે ઉત્પાદન શકિતમાં વધારો થાય છે, ત્યારે ત્યારે સમાજની આગલી સ્થિતિમાં ગડબડ પેદા થાય છે. મારા નાનપણમાં મેં જોયેલું કે પથ્થરના સીંચોડામાં શેરડી પીલવામાં આવતી. એક એક સીંચોડાનું વજન સેંકડો મણનું હતું. એને લાવવા માટે ૫૦–૧૦૦ માણસોની જરુર પડતી. તે ચુનાર (મિરજાપુર)થી મહિના મહિનાનો રસ્તો કાપીને અમારે ગામ લાવવો પડતો. રસ્તામાં કેટલીય નદીઓ આવતી. જો સીંચોડાને ખરીદી લાવનારે, આ બધા માણસોને પોતાને ગામ લઇ જવા પડે તો સીંચોડાની કિંમત કરતાં કેટલાય ગણો વધુ ખર્ચ માણસોને ખવરાવવા પીવરાવવામાં કરવો પડે. મારા જેવા નાના માણસ તો કદી પોતાને આંગણે આવો સીંચોડો માંડી શકેય નહિ. પરંતુ લોકોએ આનો ય તોડ શોધી કાઢયો હતો. સીંચોડો લાવનાર એક કે બે માણસો (જેમાં એક સુતાર પણ રહેતો) સત્તુનો લોટ (સાથવો) ગાંઠે બાંધીને

સુનાર પહોંચતા. સવા બે હજાર વર્ષ પહેલાં અશોકે પોતાના થાંભલાઓ બનાવેલા તે પથ્થરોને તોડીને અરધો ઘડેલો સીંચોડો ખરીદતા. સીંચોડાના બેય છેડાના કાણાંમાં લાકડું ભરાવીને, ફરતી ચકરડી અને દોરડાઓ એની સાથે બાંધી દેવામાં આવતા. પછી જે ગામમાં એ સીંચોડો પહોંચતો ત્યાંના લોકો બધું કામ કાજ છોડી, પહેલાં એ સીંચોડો પોતાની સીમની બહાર મૂકી આવતા. "મહાદેવ બાબા" ( પથ્થરના સીંચોડાને ગામડાંના માણસો 'મહાદેવ' કહી પૂજતા ) ને ગામમાં પડેલા મૂકીને અન્નનો દાણોય મોંમાં નાખવામાં લોકો પાપ સમજતા. આ રીતે સીંચોડાવાળાને, એક માસની સફર થવા છતાં એને ખેંચવા નિમિ-તે એક પૈસાનો ખર્ચ કરવો પડતો નહિ. એટલું જરૂરી હતું કે સાથે રહેનાર માણસોએ વ્રત નિયમનું પાલન કરવું પડતું હતું. કદાચ નારાજ થઇને કયાંક "મહાદેવબાબા" કોઇ નદી કે બખોલમાં બેસી જવાનો નિર્ણય ન કરી નાખે એટલે !

પથ્થરના આ સીંચોડાને લાવવામાં ભારે ખટપટ રહેતી. સીંચોડાને ઘડીને પછી, એક જગ્યાએ ખોડવામાં આવતો. ત્યાર પછી પણ એના વડે કામ લેવાનું એક કુટુંબથી બની શકે તેવું ન હતું, એટલે એ સીંચોડો એક સમૂહની સંસ્થા બની જતો.

પરંતુ ચાલુ સદીની શરૂઆતનાં વર્ષોમાં લોઢાના કોલુઓ (સીંચોડા) ગામડામાં પહોંચ્યા અને પરિણામે પથ્થરનાં કોલુ બંધ પડી ગયા. લોકો એને ભૂલવા લાગ્યા. શેરડી પીલવામાં સમૂહમાં કામ કરવાની ટેવ ભૂલાઇ ગઇ. હજારો વરસોથી ચાલી આવતી " મહાદેવ બાબા " ની એક ગામથી બીજા ગામની સફર બંધ થઇ ગઈ હતી. પથ્થરના કોલુ જવાને કારણે સમાજનું જે સંગઠન હતું તેમાં ગડબડ થઈ ગઇ. કેટલાંક વર્ષો સુધી લોકો કહેતા રહ્યા—"લોઢાના કોલુમાં પેલાના જેટલી બરકત નથી. પથ્થરના કોલુમાં કેટલા માણસ, સાધુઓ પોષાતા, કેટલું પુણ્ય થતું ? લોઢાના કોલુનું સરબત એના જેટલું સ્વાદવાળું નથી થતું." હકીકત સાચી હતી.

પરંતુ આજે ? કદાચ બહુજ થોડા માણસો પથ્થરના એ કોલુને યાદ કરતા હશે. એની વિરૂદ્ધમાં ઘણી ફરિયાદો હોવા છતાં શા માટે લોઢાના કોલુ પથ્થરના કોલુઓની જગા લેવામાં સફળ બન્યા ? એનું કારણ એજ કે એમાં થોડા માણસો પણ વધુ કામ કરી શકતા. બચ્ચાંઓ પણ શેરડી મૂકવાનું અને બળદ ચલાવવાનું કામ કરી શકતા. ખેતરમાં લઈ જઇને પણ એને ઉભો કરી

શકતો. એમ કરતાં શેરડી વહેવાની મહેનતમાંથી લોકો બચી જતાં. એક પરિવાર પોતાનો જુદો કોલુ ચલાવી શકતો. કારણકે એમાં અરધાક ડઝન મજબૂત હાથોથી વધુની જરૂર ન હતી. છતાં નવા સાધનની શોધથી, શ્રમની ઉત્પાદન શકિત વધે છે અને લોકોને એને સ્વીકાર્યા સિવાય છૂટકો થતો નથી. એકવાર એનો સ્વીકાર થાય છે એટલે પછી સમાજની પહેલાંની સ્થિતિમાં ગડબડ મચે છે. કોલુ એ આ વાતનું એક સરસ ઉદાહરણ છે.

દરેક આવી અથડામણ પછી જૂની સ્થિતિ ખલાસ થાય છે, નવી પરિસ્થિતિ આવી ખડી થઇ જાય છે. અને થોડો વધુ સમય પસાર થતાં પેલી અથડામણ શમી જાય છે. તળાવમાં પથ્થર ફેંકીએ ત્યારે પાણીમાં લહેરો–તરંગો ધીરે ધીરે વિલીન થાય છે અને તળાવનું પાણી પાછું શાંત અને સ્થિર બની જાય છે. વળી પાછો પથરો ફેંકીએ તો પહેલાંના જેટલા જોરદાર તરંગો ઉઠે છે અને ફરી પાછી પહેલાંના જેવી જ શાંતિ વ્યાપી જાય છે. સમાજમાં પણ ઉત્પાદન શકિતનો વધારો થવાની સાથે જ એવી જ હાલત થાય છે. આમાં ફેર એટલો જરૂર છે કે એમાં બહારથી પથરો ફેંકવાની જરૂર નથી. હીલચાલ પેદા કરવાની તાકાત ખુદ તળાવના પાણીમાં છે.

જ્યારે ઉત્પાદક શકિતઓ અમુક હદ સુધી વધી ગઈ, ત્યારે વ્યકિતઓની પહેલાંની સ્થિતિમાં ફેરફાર કરવાની જરૂર પડી. જો એમ થાય નહિ તો સમાજમાં જે અથડામણ ઉપજે, એને દૂર કરીને એમાં અંદરની સમતોલતા અને શાંતિ લાવી ન શકાય; અને તો તો સમાજની વ્યવસ્થાનો નાશ થઈ જવાનો ડર રહે. કામને અંગેનાં નવાં નવાં મંડળો બનાવ્યા પછી, સમાજના સામાજીક અને રાજનૈતિક બંધારણમાં વ્યકિતઓના નવી રીતે વાડા અને મંડળો બંધાવા જોઈએ. આવી રીતે નવા વાડા અને મંડળો રચાતાં, કાયદા તથા આચાર વગેરેના ખ્યાલોમાં પણ પરિવર્તન થાય છે. અંદરના ખળભળાટથી નવા ઉપજેલા વિરોધોથી સમાજને જીવતો રાખવાને માટે આજ રસ્તો છે. ઉત્પાદન શકિત જે રીતે સામાજીક ને રાજનૈતિક ક્ષેત્રમાં આ ફેરફારોને અનિવાર્ય કરી દે છે, એ જ રીતે સમાજના મનોવિજ્ઞાન તથા વિચારધારામાં પણ પરિવર્તન લાવી દે છે.

જંગલના માનવીથી લઇને સામન્તવાદ સુધીનું સિંહાવલોકન કરતાં આપણે જોઇએ છીએ કે, સમાજ એકસરખો બદલાયા જ કરે છે. એની અંદરના વર્ગો નવાં રૂપ લેતા રહ્યા છે. એના રૂપગુણમાં ફેરફારો થતા

રહ્યા છે. આપણે એ પણ જોયું કે, સમાજના આ ફેરફારોનો સંબંધ ઉત્પાદક શકિતઓના વિકાસની સાથે છે. કદાચ પુરૂષ પશુપાલનના હુન્નર મારફત ઉત્પાદક શકિતને વધારવામાં સફળ થયો ન હોત તો માતૃસત્તાની જગ્યાએ પિતૃસત્તા તથા વ્યકિતગત સંપત્તિ સ્થાપિત થઈ ન હોત.

ખેતી અને ગૃહ ઉદ્યોગો માટે માનવીના શ્રમની માગણી ન વધી હોત, તો દુશ્મનને મારવાને બદલે એને દાસ બનાવવાની પ્રથા આવી ન હોત; ને ઉત્પાદક શકિતઓના વધારા મારફત, વ્યકિતગત સંપત્તિ, વ્યકિતગત પ્રભાવ ને લોભ ન વધ્યો હોત તો સામન્તવાદ જન્મી શકયો ન હોત. આ રીતે સમજી શકાશે કે સમાજના ફેરફારોનું મુખ્ય કારણ ઉત્પાદન શકિતઓનો વિકાસ છે. એટલે જ માકર્સે કહ્યું છે :

" વિકાસ થતાં થતાં એક એવી અવસ્થા આવે છે જ્યારે સમાજમાં ઉત્પાદનની ભૌતિક શકિતઓ, ઉત્પાદનના તે વખતના સંબંધ અથવા તો સંપત્તિના સંબંધ કે જેની અંદર આજ લગી સુમેળથી કામ થતું આવ્યું હતું, તેની સાથે અથડામણમાં આવે છે. જે વાતો આજ લગી ઉત્પાદનની શકિતઓના વિકાસ રૂપે હતી અથવા તો એને મદદગાર હતી, એજ હવે એને રૂંધતી બેડી બની જાય છે. એ વખતે સામાજીક ક્રાન્તિનો સમય આવે છે. આર્થિક પાયો બદલાઇ જાય છે, એની સાથે જ એ આર્થિક પાયાપર ચણાયેલું સમાજનું આખુંય ચણતર બદલાઈ જાય છે."

આ જાતના મહાન ફેરફારને ક્રાન્તિ કહે છે. સહિયારી સંપત્તિની જગ્યાએ અંગત સંપત્તિ આવી. અને માતૃસત્તાની જગ્યાએ પિતૃસત્તા આવી; એ એવી જ ક્રાંતિઓ હતી. પહેલાંના જન અને જનતંત્રવાળા સમાજની ઉત્પાદનની રીતો અને આર્થિક પાયો બદલાતાં દાસતા અને સામન્તવાદનું બીજું સ્વરૂપ સ્થાપિત થયું એ પણ એક સામાજીક ક્રાંતિ હતી.

ક્રાંતિનાં કારણો ઉપર વિચાર કરતાં માકર્સે કહ્યું છે: " ક્રાંતિનાં કારણ અર્થનીતિ અને એના નિયમોની અથડામણ નથી, પરંતુ એ અર્થનીતિ અને ઉત્પાદન શકિતઓની વચ્ચે જે અથડામણો થાય છે, તેનાં પરિણામો છે; અને બન્નેમાં ફરક છે. " એ સ્પષ્ટ છે કે પશુપાલનની ઉત્પાદન શકિત અને માતૃસત્તાક અર્થનીતિ, બન્ને એકી સાથે ચાલી શકે એમ ન હતું. અર્થનીતિ એ ઉત્પાદન સંબંધ બતાવે છે. માતૃસત્તા, પિતૃસત્તા, સામન્તવાદ એ જુદી જુદી અર્થનીતિ હતી. એમાં ઉત્પાદનના સંબંધો સૌ સૌના જુદા હતા. ઉત્પાદન–

શક્તિ અને ઉત્પાદન–સંબંધ (અર્થનીતિ) ની અથડામણ ક્રાન્તિનું વાહક બને છે, પરંતુ એવી દરેક અથડામણ ક્રાન્તિ નથી લાવતી. કેવી અથડામણો આગળ વધતાં વધતાં ક્રાન્તિ ઉભી કરે છે એ જરા ગુંચવણભરી વસ્તુ છે.

"બધાં જ સામાજીક સ્વરૂપોની અંદર છુપાયેલ એનાં મૂળનો પત્તો તો આપણને ત્યારે લાગે છે કે, જ્યારે આપણે સીધા ઉત્પન્ન કરનારાઓ (મજુરો) અને ઉત્પન્ન કરવાની બધી પરિસ્થિતિ પર કાબૂ રાખનારાઓની (ઉદ્યોગોના માલિકોની) વચ્ચેના સાક્ષાત સંબંધ પર વિચાર કરીએ છીએ. આ મૂળનો પત્તો લાગી જતાં, આપણે સ્વતંત્રતા અને પરતંત્રતાની વચ્ચેના રાજનૈતિક સંબંધો અથવા તો તેને લગતા રાજ્યના પ્રકારને જાણી શકીએ છીએ."

રાજનીતિ અર્થનીતિથી જુદી વસ્તુ નથી; પરંતુ એ વીખરાયેલી અર્થનીતિનો જ એકઠો કરેલો સાર છે. રાજનીતિ આખરે તો વર્ગના આર્થિક સ્વાર્થોના રક્ષણને માટે છે. એટલે કોઈ પણ ક્રાંતિ ફક્ત રાજનૈતિક ક્રાન્તિ નથી થઈ શકતી. દરેક ક્રાન્તિ સામાજીક ક્રાન્તિ છે, અને દરેક સામાજીક ક્રાન્તિ રાજનૈતિક ક્રાન્તિ છે. સામાજીક ક્રાન્તિ એક વર્ગને સ્થાને બીજા વર્ગને અધિકાર પર બેસાડે છે.

ઉત્પાદન–સંબંધ (ઉત્પાદન કરનારાઓ અને ઉત્પાદનના માલિકોનો સંબંધ) બધાનું મૂળ છે. એ મૂળમાં પરિવર્તન થતાં જ આખા સમાજના સ્વરૂપમાં પરિવર્તન આવી જાય છે—અને એનાથી રાજનૈતિક સ્વરૂપ કાંઈ જુદું નથી હોતું. ઉત્પાદન--સંબંધોમાં પણ એજ સંબંધ આ બધાનો જવાબદાર છે. જેને આપણે આર્થિક આધિપત્ય કહીએ છીએ, તેનો આધાર છે વસ્તુઓ અને ઉત્પાદનનાં હથિયારોના ખાસ સંબંધ, સંપત્તિના મૌલિક સબંધ, અને ઉત્પાદનનાં હથિયારો પર એક વર્ગના માલિક હોવાના સંબંધ ઉપર. આપણે આગળ ઉપર જોઈશું કે, કઈ રીતે મૂડીવાદે યંત્રનો વિકાસ સાધી મજૂરોને એક જગાએ એકઠા કરીને ઉત્પાદન શક્તિ વધારી. પરંતુ, સાથે સાથે વધેલા ઉત્પાદનને વાપરવામાં, નફો મેળવવાના પ્રશ્ને મન્દી અને બેકારી પેદા કરી. અથવા એમ કહો કે મૂડીવાદી ઉત્પાદન અને તેની ઉપજ મેળવવાના કાર્યમાં મૂડીદારને આડે એની માલિકી જ હવે અડચણ પેદા કરવા લાગી.

સામાજીક ક્રાંતિઓ શા માટે અનિવાર્ય બને છે, એ બાબતમાં એક લેખકે લખ્યું છે: "ઉત્પાદક શક્તિ અને ઉત્પાદન સંબંધની વચ્ચેની અથડા-

મણો એ ક્રાંતિનાં કારણ છે. ઉત્પાદનના આ સંબંધો ઉત્પાદક શક્તિઓના વિકાસમાં એવાં જબરાં બંધનરૂપ છે કે જો સમાજને આગળ વધવું હોય તો એને તોડવા જરૂરી છે. જો એને તોડીને ફેંકી દેવામાં ન આવે તો એ ઉત્પાદન શક્તિઓને આગળ વધતાં રોકી દેશે અને આખો સમાજ બંધિયાર પાણીની જેમ ગંધાઇ ઉઠશે અથવા તો પાછી ગતિ કરશે. અને એનો અર્થ જ પતન તરફ પગલાં માંડવાં."

## ૧ : મૂડીવાદની શરૂઆત

મૂડીવાદ એટલે મૂડી દ્વારા ઉત્પાદક સાધનો—યંત્રો અને મજુરો ઉપર અધિકાર જમાવી, ફક્ત નફો કરવાને માટે વસ્તુઓને ઉત્પન્ન કરવી અને વેચવી. મૂડીવાદની શરૂઆત સૌથી પહેલાં ઇંગ્લાંડમાં થઇ એટલે એની શરૂઆતના દિવસો પૂરતી આપણે ઇંગ્લાંડ ઉપર નજર નાખીએ તો એ યોગ્ય થશે.

બારમા સૈકામાં જ્યારે ભારત ઉપર વિદેશી તુર્કો પોતાનું રાજ્ય મજબૂત કરી રહ્યા હતા ત્યારે ઇંગ્લાંડનો સમાજ ખેડૂત–ગુલામો અને સામન્ત જમીનદારોની વચ્ચે વહેંચાયેલો હતો. બધી જ સંપત્તિ જે મોટે ભાગે જમીન અને ખેતીની જ ઉપજ હતી, તે બધી કાયદેસર રીતે જમીનદારોની હતી. દેશમાં જ્યાં જુઓ ત્યાં આ સામન્તોના ગઢ [ જે સામન્તોના એશઆરામી જીવન અને એમનાં લશ્કરોની સગવડને નજરમાં રાખીને બનાવવામાં આવ્યા હતા ] પોતાની આસાપાસના ખેડૂત–ગુલામોના ઝુંપડાંઓની મશ્કરી કરી રહ્યા હતા. શાંતિના સમયમાં, આ ખેડૂત–ગુલામોની મજુરી સામન્તોના આરામ માટે ઉપયોગમાં લેવાતી અને દુશ્મન સામન્તની સાથે જ્યારે લડાઈ થતી ત્યારે ખેડૂત–ગુલામોને પોતાના સામન્તની ફોજમાં લડવા જવું પડતું હતું. કાયદો સામન્તને માટે જુદો હતો અને ખેડૂત–ગુલામો માટે જુદો હતો. એક અપરાધ માટે ખેડૂત–ગુલામને મોતની સજા થતી, ત્યારે એ જ અપરાધ માટે સામન્તને મામૂલી સજા થતી યા તો ચેતવણી માત્ર એને માટે પૂરતી ગણાતી. ખેડૂત–ગુલામની લાજ આબરૂ સામન્તના હાથમાં હતી. ખેડૂત–ગુલામોની જુવાન દીકરીઓ સામન્તોના વધારાના ભોગ વિલાસની વસ્તુઓ ગણાતી.

ભારતમાં આમાંની કેટલીય વાતો હજુ આજ સુધી ચાલી આવે છે. પતિયાળા, અલવર વગેરે રિયાસતો હજુ ય સામન્તવાદને ભારતમાં અખંડિત રાખવાના પૂરેપૂરા પ્રયાસો કરે છે. મૂડીવાદી સમુદ્રમાં એ રિયાસતો સામન્તવાદી બેટ સમી છે. રિયાસતોમાં કઇ રીતે પ્રજા પર અત્યાચારો થાય છે, કઇ રીતે

ન્યાયને નામે સ્વેચ્છાચાર થાય છે, એ વર્ણવવાની અહીં જરૂર નથી. ત્યાં કાયદા ને કાનૂનો તો નાનામાં નાના અધિકારીની મોજની વસ્તુ છે. ઇ. સ. ૧૯૧૩ માં, ભોગજોગે હું ફરતો ફરતો અચાનક નિઝામના એક ગામમાં પહોંચ્યો. એ પણ એક રાત ગાળવા માટે. પરંતુ ત્યાંના ચોરામાં, મારા પર ઉલટા સુલટા સવાલોનો મારો ચાલ્યો, તપાસમાં મારી સાત પેઢીની ભાળ કાઢવાનો પ્રયાસ થયો, એથી મને એમ લાગ્યું કે સામન્તશાહી પહેલાં તો દરેક માણસને અપરાધી માની લે છે.

ઈ. સ. ૧૯૨૯ માં ફરી હું ઈલોરા જવા માટે ઔરંગાબાદ સ્ટેશને ઉતર્યો ત્યારે સ્ટેશન ઉપર સવાલ જવાબ જ ન થયા, પરંતુ મને તત્કાલ ગિરફ્તાર કરવામાં આવ્યો. તલાટીની પાસે પહોંચતાં સુધી મને ઘસડવામાં આવ્યો, અને માંડ માંડ મારો જાન બચ્યો. એથી મને સમજાયું કે પાછલું મહાયુદ્ધ અને વીસમી સદીનાં સોળ વર્ષો ભારતની સામન્તશાહીની નજરમાં કોઈ ચીજ ન હતાં.

તેરમી સદીમાં મંગોલોનો જબરો હુમલો થાય છે, અને એથી યુરોપની આંખો ઉઘડે છે. સાથે જ દારૂગોળો અને હોકાયંત્ર જેવાં સાધનો ત્યાં પહોંચે છે. એ પહેલાં આરબોએ ત્રણ ચાર સૈકાંઓમાં યૂનાની દર્શન અને પોતાની ભૌગોલિક તથા વેપાર વિષેની જે શોધો કરી હતી, એની અસર પણ યુરોપ પર થઇ રહી હતી.

તામસ એકવીના ( ઇ. સ. ૧૨૨૫–૭૪ ) એરીસ્તોટલના યથાર્થવાદી દર્શનનો સ્વીકાર કરે છે, એ વસ્તુ બતાવે છે કે એ વખતે પ્રવાહ કઇ તરફ વહી રહ્યો હતો. ત્યાર બાદ બધા જ ક્ષેત્રોમાં રૂઢીઓને તોડીને સ્વતંત્ર વિચારસરણીઓ ફૂટવા લાગી. લીઓનાર્દો--દ--વિન્સી (ઇ. સ. ૧૪૫૨–૧૫૧૯) પોતાના જ સમય પૂરતો નહિ પરંતુ, હંમેશને માટેના મહાન કલાકારો માંહેનો એક હતો. એ આ પુનઃ જાગ્રતિના (રેનેસાં પિરિઅડ)સમયનો એક જબરો પ્રતિનિધિ હતો. એણે પોતાના ક્ષેત્રમાં રહસ્યવાદને તિલાંજલિ આપી દીધી; અને 'નિષ્ઠુર' અને 'નિર્લજ્જ' રીતે કુદરતના પગલાંનું અનુકરણ કર્યું. એણે પોતાના ચિત્રોમાં પ્રકાશ, રેખાઓ તથા તુલનાત્મક આકાર અને પરિમાણમાં કળાની બધી જ રૂઢીઓ તજી દીધી અને ઉઘાડાં જીવતાં શરીરો અને હાડપિંજરોને પોતાનો આદર્શ બનાવ્યો. વાસ્તવવાદ, બુદ્ધિવાદ અને વ્યકિતવાદ–પુનર્જાગૃતિના એ પ્રધાનગુણો, આપણને વિન્સીની કળામાં દેખાય છે.

સામન્તવાદી યુગમાં વેપાર ખૂબ વધ્યો એ આપણે જોઇ ગયા છીએ. યુરોપમાં પણ આ યુગમાં વેપારી વર્ગ આગળ વધતો ચાલ્યો હતો. આરબોના આંતરરાષ્ટ્રીય વેપાર અને સંપત્તિને જોઇને, વેનીસ અને ફ્લોરેન્સના વેપારીઓએ પણ એ તરફ ધ્યાન આપ્યું. એમ છતાંય તેઓ આરબોનું સ્થાન લઈ શકયા ન હતા, છતાં જોતજોતાંમાં ત્યાંના વેપારીઓ ધનકુબેરો તો બની ગયા. આખા ય યુરોપના વેપારી સમાજમાં, એમનું અનુકરણ કરવાની જબરી ઇચ્છા જાગી ઉઠી અને એની અસર, એમની બાજુના એક ટાપુ ઇંગ્લાંડ ઉપર પણ થઈ.

આપણે સામન્તવાદી ઇંગ્લાંડનું જે ચિત્ર ઈ. સ. ૧૨૦૦ માં જોયું, તે ઇ. સ. ૧૫૫૦ માં અલોપ થઇ જાય છે. એની જગ્યાએ આપણને એક નવું દ્રષ્ય જોવા મળે છે. શહેરો ધંધા રોજગારનાં જબરાં ધામ બની ગયાં છે. એમાં ધનાઢ્ય વેપારીઓની મહેલાતો ખડી થઇ ગઇ છે. વિદેશી માલથી ભરેલાં જહાજો બંદરોમાં આવજા કરી રહ્યાં છે, આ માલ વેચવાને માટે સામાન્ય દુકાનોને બદલે ઠેર ઠેર મોટાં મોટાં હાટ મંડાઇ ગયાં છે. એમાં જૂના ખેડુ–ગુલામોનાં સંતાનો કોઇ પણ જાતના બંધન વગર પહોંચી જાય છે ને માલ ખરીદે છે.

શહેરોમાં ધંધાદારીઓના પોતાના સંઘો છે. કેટલાક વેપારીઓએ એકઠા મળીને પોતાની કંપનીઓ કે વેપારી મંડળો સ્થાપ્યાં છે. એ બધા પાઠશાળાઓ તથા શિક્ષણ સંસ્થાઓને આર્થિક મદદ આપી, જ્ઞાનનો પ્રચાર કરાવે છે. શહેરોમાં ધનવાનો સિવાયના બીજા માણસો પણ છે. સામન્તવાદી મઠો તથા મહન્તોનું જોર તૂટી ચૂકયું છે, અને એને સ્થાને એક નવું ધાર્મિક સંગઠન– અંગ્રેજ ધર્મ સમાજ–સ્થિર બન્યું છે. એ રોમના પોપને પોતાના ઉપરી તરીકે નથી માનતું.

બંદરવાળા શહેરોમાં ખલાસીઓ, નાના વેપારીઓ, ધંધાદારીઓ, ફેરીયાઓ અને હોશિયાર કારીગરો ભર્યા પડયા છે. ફ્લાંડર્સના હોશિયાર વણકરો ધાર્મિક અત્યાચારોથી ભાગીને ઇગ્લાંડના પૂર્વ કિનારે વસ્યા છે અને પોતાના કામને સારી રીતે ચલાવતાં એમને એક સૈકો વીતી ચૂકયો છે. વેપાર ખૂબ વધ્યો છે. ચાંચીઆઓ મારફત જુદા જુદા દેશોનું લુંટાયેલું ધન ઇગ્લાંડના કાફલાઓ પાસે જમા થઇ રહ્યું છે અને ત્યાં એક શકિતશાળી વેપારી વર્ગ ઉભો થઇ રહ્યો છે. ડચકાં ખાતાં સામન્તવાદી સમાજના ગર્ભમાંથી નવું જીવન, નવી ચેતના તથા નવાં સાધનોવાળો એક નવો સમાજ પેદા

થઇ ગયો છે, અને એ પોતાની નવી મેળવેલી સંપત્તિ તથા પ્રતિષ્ઠાની રક્ષા અને વૃદ્ધિને માટે, નબળા પડી ગયેલા સામન્તવાદી અમીરો પાસેથી શાસન શકિત છીનવી લેવાને માટે તૈયાર છે.

ઇ. સ. ૧૬૪૦ આવતાં સુધીમાં તો સામન્તો અને વેપારીઓનો આ ઝગડો ઉગ્ર રૂપ ધારણ કરે છે. બળવો શરૂ થવાનું નિમિત્ત ભલેને ગમે તે હોય, પરંતુ એના મૂળમાં તો બન્ને વર્ગોના સ્વાર્થોની અથડામણ જ હતી. જ્યારે આપણે સામન્તો અને એમના નેતા તથા સૌથી મોટા સામન્ત ઇગ્લાંડના રાજાના દૈવી અધિકારને તોડવાને માટે, બધા જ નાગરિકો અને વેપારી વર્ગને ક્રોમવેલ (ઇ. સ. ૧૫૯૯–૧૬૫૮)ના ઝંડા નીચે જમા થઇને લડતા જોઇએ છીએ, ત્યારે આ વાત સ્પષ્ટ થઈ જાય છે.

પહેલાં ચાર્લ્સનું માથું કપાય છે (ઇ. સ. ૧૬૪૯ ની ૩૦ મી જાન્યુઆરી). ક્રોમવેલનો વિજય થાય છે, અને એની સાથે સાથે સામન્તશાહી સત્તા ઈંગ્લાંડમાંથી વિદાય લે છે. નવી શકિતથી સજ્જ બનેલા અંગ્રેજ વેપારીઓ બમણા ઉત્સાહથી દુનિયાના ખુણેખુણામાં પોતાની વેપારી કોઠીઓ જમાવે છે. એમાં ભારત પણ સામેલ થઈ જાય છે. પોતાના રક્ષણને માટે સૈનિકો તૈયાર કરે છે, અને એમના દરેક ઉચિત કે અનુચિત સ્વાર્થોમાં અથવા એમની સિરજોરીમાં, ઇગ્લાંડની સરકાર હામાં હા મેળવે છે.

ઇ. સ. ૧૭૧૫ માં વેપારીઓની ક્રાંતિ વિરૂદ્ધ, ઇગ્લાંડના સામન્તો ફરી વાર પ્રયત્ન કરે છે, પરંતુ તેમાં ફાવતા નથી ઇ. સ. ૧૭૪૫ માં એમના તરફથી આખરી પ્રયત્ન થાય છે અને ત્યારબાદ સામન્તવાદી તલવાર હેઠી પડી જાય છે. જો કે રાજશકિતને પૂરેપૂરી રીતે પોતાના હાથમાં લેવાને વેપારી વર્ગને એક સદી સુધી રાહ જોવાની હતી, છતાં હવે વેપારી સ્વાર્થ એ રાજ્યનો સ્વાર્થ બની ગયો હતો. અથવા બીજા શબ્દોમાં કહીએ તો વેપારીઓના સ્વાર્થોનું રક્ષણ કરવું એ રાજ્ય શાસનનું એક કર્તવ્ય બની ગયું હતું. પહેલાં જે વેપારીઓને અને નાગરિકોને કાયર, કમજોર ને તલવાર ઉઠાવવાને અશક્ત માનવામાં આવતા, તેમણે ક્રોમવેલની સેનામાં ભરતી થઇને, તલવારના ધણી સામન્તો અને એમના મદદનીશોને સખત હાર આપીને, સાબિત કરી આપ્યું કે શાસન કરવાને માટે એક નવી શક્તિ તૈયાર થઈ ગઈ છે.

ફ્રાન્સમાં પણ વેપારી વર્ગની સંપત્તિ વધી રહી હતી; પણ ઇંગ્લાંડની ગતિએ નહિ. એટલે ત્યાંના વેપારી વર્ગને, પોતાના સામન્ત વર્ગ સામે હથિ-

યાર ઉગામતાં પહેલાં ઇ. સ. ૧૭૮૯ સુધી રાહ જોવી પડી. આ વસ્તુનો ફેંસલો ઇંગ્લાંડમાં ઈ. સ. ૧૮૩૨ ના સુધારાના કાયદાઓની સાથે થઈ ગયો.

ઇંગ્લાંડમાં મૂડીવાદ સો વરસ સુધી ગર્ભાવસ્થામાં રહ્યો, જ્યારે ફ્રાન્સને નેવું વરસ એ સ્થિતિમાં રહેવું પડ્યું. રશિયામાં ઇ. સ. ૧૮૬૭ માં સર્ફ પ્રથા (ખેત ગુલામોની પ્રથા) નીકળી ગઈ અને એની સાથે જ સામન્તવાદ પર પ્રહાર પડયો, અને મૂડીવાદની શરૂઆત થઈ. છતાં મૂડીવાદને શાસન શકિત પ્રાપ્ત કરવામાં અર્ધી સદી ( ફેબ્રુઆરી : ઇ. સ. ૧૯૧૭ ) લાગી. આ બન્યું એ દરમિયાનમાં જ એના ગર્ભમાં પોષાતો મજૂરી કરનારો વર્ગ પણ એટલો ચેતનવંતો અને મજબૂત બની ગયો હતો કે, થોડા જ મહિનામાં ( નવેમ્બર : ઇ. સ. ૧૯૧૭ ) મૂડીવાદને, સામ્યવાદી શાસન માટે પોતાનું સ્થાન ખાલી કરવું પડ્યું.

સામન્તવાદનું વર્ચસ્વ બધે જ ઠેકાણે, એક જ વખતે હોવું શકય ન હતું, કારણ કે આર્થિક વિકાસનું પૂર બધી જગ્યાએ એકી સાથેય ને એક સરખા વેગથી આવતું નથી. પાછલા યુગોમાં પણ આપણે આર્થિક વિકાસની અસમાન ગતિ જોઈ ચૂકયા છીએ.

દુનિયાના જુદા જુદા દેશોમાંથી સામન્તશાહી વર્ચસ્વ પંદરમી સદીથી તૂટવા લાગ્યું. ઇંગ્લાંડ એમાં પહેલું હતું. ત્યાં ઈ. સ. ૧૪૯૫ થી ૧૬૦૦ સુધીમાં વેપારી વર્ગની શકિતનો સ્વીકાર કરી લેવામાં આવ્યો. સ્કોટલાંડના સામન્ત જમીનદારોની શકિત ઇ. સ. ૧૭૪૭ માં ઓછી કરી શકાઈ. ફ્રાન્સમાં એ વસ્તુ ઇ. સ. ૧૭૮૯ માં બની. ત્યારે જપાન ઇ. સ ૧૮૭૧ માં દૈમ્યો ( સામન્તો ) ના પાશમાંથી છૂટી શક્યું.

આ જગ્યાએ એ વસ્તુ યાદ રાખવી જોઇએ કે, જ્યાં મૂડીવાદી શાસન પૂરેપૂરી રીતે સ્થાપિત થઈ ગયું છે ત્યાં બધે જ સામન્તવર્ગ સાવ ખલાસ નથી થઇ ગયો. એ વર્ગે ખુદ પોતે, મૂડીવાદી વર્ગમાં દાખલ થઇને જે રીતે નવા ઉદ્યોગ ધંધાઓમાંથી આર્થિક લાભ ઉઠાવવાનું શરૂ કર્યું, તેની સાથે જ લશ્કર અને રાજનાં ઉંચાં સ્થાનો તથા પાર્લામેન્ટની ઉપરની સભાઓમાં પોતાને માટે જગ્યાઓ સુરક્ષિત કરી લીધી.

જર્મનીના લશ્કર, રાજ્ય અને પરદેશ વિભાગના કાયમી અમલદારોમાં 'ફોન' (ઉમરાવ)ની જ સંખ્યા વધારે છે. આ બધા જ સામન્ત કબીલાઓની પેદાશ છે. જાપાનમાં એ વસ્તુ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. ઇંગ્લાંડમાં

મૂડીવાદીઓ અને સામંત પરિવારો એકબીજામાં એટલાં મળી ગયાં છે કે ત્યાં બંનેના સ્વાર્થો એક જેવા જ બની ગયા છે. તો પણ ત્યાં રીતરિવાજો, ધર્મ તથા બીજી બાબતો મારફત સામન્તવાદને કાયમ રાખવાના પ્રયાસો થયા છે. વારંવાર મૂડીવાદ (આઠમા એડવર્ડને ગાદી ત્યાગ કરાવ્યો તે રીતે) દેખાડતો રહે છે કે રાજ્યાભિષેક તથા બીજા સેંકડો સામન્તવાદી અવશેષોને રહેવા દેવા છતાં ય, એ તો સહન કરી નહિ જ લે કે સામન્તવાદ, મજૂરવર્ગની સહાનુભૂતિ મેળવીને મૂડીવાદના અધિકારો ઓછા કરે.

## ૨ : મૂડીવાદનો વિકાસ

મૂડીવાદનાં લક્ષણો કયાં એ થોડા શબ્દોમાં બતાવવાને બદલે, સારૂં તો એ છે કે એના સ્વરૂપનું ચિત્ર ખડું કરવામાં આવે. વેપારમાં આપણે શું જોઈએ છીએ? કોઇક માણસ વસ્તુ બનાવે છે, અને બીજો ખરીદે છે. વેચનારાઓ અને ખરીદનારાઓની વચ્ચે જે વેપારી છે તે એકની પાસેથી ચીજ લઈને બીજાને વેચી, ફક્ત પોતાની આજીવિકા ચલાવવા પૂરતો જ નફો નથી લેતો. એવું હોત તો વસ્તુ વેચાઈ જાય ત્યાં સુધી એનો માલિક એનો ઉત્પાદક જ રહેત, અને વેપારી તો ફક્ત થાપણ રાખનારો જ ગણાત.

નાના ઉદ્યોગ ધંધાઓમાં આપણે જાણીએ છીએ કે, વેપારી કારીગરની પાસેથી વસ્તુ ખરીદીને એનો માલેક બને છે, અને ત્યાર બાદ, પોતાની વસ્તુને વધારેમાં વધારે કિંમતે વેચવાનો પ્રયાસ કરે છે. ખરીદી કરતાં વેચાણ કિંમત એટલી બધી રહે છે કે પોતાની શારીરિક મહેનતનો ખર્ચ કાપ્યા પછી પણ વેપારીની પાસે પૈસા બચી રહે છે. ભારતમાં પણ ફેરીવાળામાંથી શેઠ બનેલા વેપારીઓની હકીકત તરફ નજર દોડાવશું તો આ વાત સ્પષ્ટ રીતે સમજાઈ જશે.

એક બજારમાં બે ભાઇઓ તેલીનું કામ કરતા હતા. બેમાંથી એક ભાઇ તો હજુ ય જીવતો છે. તેઓ તેલનો માણિયો પોતાને માથે ઉપાડીને ગામડે ગામડે જતા અને તલ આપી દઇને, સરસવ લઇ આવતા; સરસવ લાવી તેલ પીલીને ફરી પાછું એને બદલવા જતા, અને એમાંથી થોડુંક વેચતા. ખરીદ કિંમત અને વેચાણ કિંમતની વચ્ચે એટલો ફરક રહેતો કે થોડાં જ વરસોમાં એમની પાસે પોતાના પરિવારના ખર્ચ કરતાં વધુ પૈસા એકઠા થઇ ગયા. એમણે પોતાનો માલ લાવ લઈ જવા માટે ઘોડા લીધા, તથા બજારમાં મીઠું, તમાકુ તથા તેલની દુકાન ખોલી. વળી એમાંના નફામાંથી જે બચત થઇ તેથી કાપડ તથા બીજી કેટલીક વસ્તુઓ પણ તેઓ રાખવા લાગ્યા!

થોડાં વરસો પછી તેલના ધંધામાં કરવી પડતી મજૂરી એમને ખૂંચવા લાગી. તેમણે તેલ કાઢવાનો ધંધો બંધ કરી ફક્ત વેપારીનું કામ કરવા માંડયું. કપડાં, સીધુંસામાન ને કરીયાણાં વગેરેનું વેચાણ તેઓ કરવા લાગ્યા. એમાં જ થોડાં વધુ વર્ષો વીતતાં, એમણે ઉંચા વ્યાજના દરથી, દસ દસ, વીસ વીસ હજાર રૂપિયા પાડોશના જમીનદારોને કરજે આપવા માંડયા. હું આ લખી રહ્યો છું, ત્યારની વાત તો હું નથી કહી શકતો; પરંતુ મેં છેલ્લે છેલ્લે તેમનો જે કારભાર જોયો હતો, એ તો લાખો સુધી પહોંચી ગયો હતો. એમનો એ કારભાર એમના પૌત્રો કે ભાણેજો ચલાવતા હતા.

એક બળદની ઘાણીની જગ્યાએ હવે એમને ત્યાં તેલ અને ચોખાની મીલો હતીઃ આ બેય ભાઈઓ પાસે આટલી સંપત્તિ ક્યાંથી આવી? ઓછી કિંમતે ખરીદવું અને વધુ કિંમતે વેચવું; એ બે વચ્ચેના ફરકથી જે નાણું બચતું ગયું, તેમાંથી મૂડી ઉભી થઇ. દહાડે દહાડે વધતી જતી મૂડીથી બન્ને ભાઇઓ વળી પાછો માલ ખરીદતા, ફરી પાછું વેચાણ કરતાં ને જે નફો મળતો તે બચાવતાં અને ફરી પાછી મૂડી વધારતા. તેઓ મૂડીના માલેક બન્યા તેનું આ રહસ્ય છે.

મૂડી–માલેકના કારભારને માટે આખી દુનિયા એનું બજાર બને છે. એમાં વેપારને રૂપે નહિ પરંતુ રૂપિયાના રૂપે બધી ચીજોનો હિસાબ થાય છે. મૂડીમાલેકની નજર વેપારની ચીજો પર નથી હોતી; એની નજર હોય છે ખરીદ અને વેચાણકિંમત વચ્ચેના તફાવત પર. એટલેજ બજારોમાં આ તફાવત અથવા તેજીમંદી પર સૌથી વધુ આધાર રહે છે.

આરબોની દેખાદેખીથી વેનીસ, ફ્લોરેન્સ વગેરે ઇટાલિયન શહેરોના શેઠો કઇરીતે વેપારમાંથી ધનવાન બન્યા, પોતાનાં શહેરોને સમૃદ્ધ બનાવ્યાં; તથા કઇ રીતે અંગ્રેજોએ પણ એનું અનુકરણ કર્યું, એ બધું આપણે આગળ જોઇ ગયા છીએ. જ્યારે આ ક્ષેત્રમાં અંગ્રેજો એમનાથી પછાત હતા ત્યારે પણ પોર્ચુગીઝ, સ્પેનીઆર્ડ, તથા હોલેંડવાળા (ડચો)એ પણ ઇટાલીઅનોને જોઇને પોતાનો વેપાર વધાર્યો હતો.

વેપારવાદનું જોર ભારત તથા બીજા એશીઆના દેશોમાં બહુ જૂના વખતથી ચાલ્યું આવતું હતું. જ્યારે હજુ આરબો અને આજની યુરોપની જાતિઓનું નામ પણ સંભળાતું ન હતું ત્યારે પણ ભારતના વેપારીઓએ જાવા, ચીન, અને આફ્રિકા (મિસર) ની સાથે સીધો વેપારી સંબંધ એ વખતે

સ્થાપ્યો હતો. યુનાનીઓ પણ ભારતની સાથે વેપાર સ્થાપવામાં જરૂર સફળ થયા હતા. ભારતના વેપારીઓએ નફો અને મૂડી જમા કર્યાં હતાં. એમનામાં પણ મોટા મોટા ધનકુબેરો હતા.

છતાં તેઓ સમાજને મૂડીવાદી સ્વરૂપ આપી શકયા ન હતા અથવા તો સમાજના આગેવાનો બની શકયા ન હતા, એનું કારણ એ હતું કે તેમણે પોતાનું કાર્યક્ષેત્ર, ફક્ત તૈયાર વસ્તુઓને ખરીદીને વેચવા પૂરતું જ મર્યાદિત રાખ્યું હતું. એમણે પોતે વસ્તુઓને બનાવવાનાં કારખાનાંઓ ખોલ્યાં ન હતાં. એમને માટે એ શકય ન હતું. એનાં કારણો આમ ગણાવી શકાય.

૧. એમનાં બજારો મર્યાદિત હતાં, અને એનો વધુ વિસ્તાર કરવાને જ્ઞાન અને સાધનો એમની પાસે ન હતાં.

૨. કારીગરોનું સંગઠન ખૂબજ મજબૂત હતું. એ માત્ર આર્થિક સંબંધોથી જ નહિ, પરંતુ લગ્ન વગેરેના સંબંધોથી પણ ખૂબ જ મજબૂત બની ગયું હતું. એને છોડીને કારીગરો વેપારીઓના કારખાનાંમાં જઈ શકતા નહિ.

૩. કુદરતી બળોના પ્રયોગો તથા વિજ્ઞાનની શોધખોળમાં, આગળ વધેલા હોવા છતાં પણ હિંદીઓ એથી આગળ પ્રયત્નશીલ થઈ શકયા નહિ. એમ શા માટે થયું એને વિષે આપણે આગળ ઉપર જોઈશું. આ અને આવાં બીજાં ઘણાય કારણો હતાં. જેને લઈને ભારતવાસીઓ વેપારવાદ સુધી પહોંચીને જ અટકી ગયા અને ઉદ્યોગપ્રધાન મૂડીવાદ તરફ એ વખતે આગળ વધી શકયા નહિ.

## ૧ : વેપારવાદમાંથી મૂડીવાદ

ઇંગ્લાંડમાં આપણે વેપારીઓને મૂડીવાદ તરફ વધતા કઈ રીતે જોઇએ છીએ? વેચાણ વધે છે, નફો વધે છે, મૂડી વધે છે. મૂડી વાપરીને વધુ વિશેષ માણસોમાં વધુ પ્રમાણમાં માલ પહોંચતો કરવામાં આવે છે. વેપાર અને ખરીદવા તથા વેચવાને માટે નવા દેશો, નવા સરળ રસ્તાઓ શોધી કાઢવામાં આવે છે. સાહસિક મુસાફરોનું માન વધારવામાં આવે છે. તેઓ પોતાની સફરો તથા દેશોના નકશાઓ તૈયાર કરે છે. તેરમી સદી માં માર્કોપોલો (ઇ. સ. ૧૨૫૪ થી ૧૩૨૪) ભારત તથા ચીનની સફર કરી ગયો હતો.

નવા મુલકો તથા નવી બજારોની શોધ કર્યા પછી, માલની માગણી વધી જાય છે. વેપારીઓ કારીગરો ઉપર વધુ માલ તૈયાર કરવાનું દબાણ કરે છે, પરંતુ તેમ કરવા છતાંય તેઓ એટલી ઝડપથી તથા ઇચ્છા પ્રમાણે માલ

તૈયાર કરી શકતા નથી. ત્યારે તાલીમ પામેલાઓ તથા તાલીમ આપી તૈયાર કરેલ નવા કારીગરોને પોતાને ત્યાં નોકર રાખી તેઓ માલ તૈયાર કરાવે છે.

પહેલાં જ્યાં છૂટક કારીગર અને નાના નાના દુકાનદારો હતા, ત્યાં હવે ચીજો તૈયાર કરવાને માટે નાનાં નાનાં કારખાનાંઓ ખુલી ગયાં. આ કારખાનાંઓમાં કારીગરોને પગાર મળતો, તથા કામ કરવાને માટે હથિયાર, કાચો માલ, કામ કરવાનું મકાન એ બધુંજ માલિક આપતો. વેપારી હવે માત્ર વાણિયોજ રહ્યો ન હતો, પરંતુ કારીગર અને મજૂરોને પોતાના કાબૂમાં રાખનાર સફળ વ્યવસ્થાપક બન્યો હતો.

પહેલાં કારીગરો વેપારીના કાબૂમાં ન હતા. ઉત્પાદનનાં હથિયારો, કાચો માલ એ બધુંજ એમનું પોતાનું હતું અને વેપારીઓ એમની પાસેથીજ વસ્તુઓ મેળવી શકતા હતા. હવે વાત ઉલટી બની હતી. વેપારીઓ હવે કારખાનાંઓ તથા તેમાં કામ કરનારા કારીગરોના માલિક હતા. નાગરિક સ્વાતંત્ર્ય ભોગવતા હોવા છતાં કામદારો હવે સ્વતંત્ર રહ્યા ન હતા, કારણકે વેપારી પોતાના કારખાનાની ચીજો સસ્તી કરી, બજારનો દર ઘટાડી દઇને, સ્વતંત્ર કારીગરોને નાકલીંટી ઘસતા કરી શકતો.

ઇસ્ટ ઇંડિયા કંપનીની શરૂઆતના જમાનામાં આ પ્રકારના ખાસ કરીને મલમલ ગલીચા વગેરેનાં ઘણાંય કારખાનાંઓ અંગ્રેજોએ ભારતમાં ખોલ્ય હતાં. રાજ્યતંત્રની લગામ પણ જ્યારે કંપનીના હાથમાં આવી ગઇ, ત્યારે સ્વતંત્ર કારીગરો પર ભારે આફત ઉતરી પડી. અને એજ વખતે કેટલાક કારીગર વણકરોનાં અંગૂઠા સુદ્ધાં કાપી નખાયાની વાત સંભળાય છે.

જે સ્થિતિનું વર્ણન હમણાં આપણે કર્યું એમાં વેપારી કારખાનાનો માલિક પણ બની ગયો હતો. એના નફાની હદ હવે તૈયાર માલ વેચવા અને ખરીદવા સુધી જ રહી ન હતી, પરંતુ હવે તે સસ્તામાં કાચો માલ ખરીદતો, સસ્તામાં હથિયાર બનાવતો, સસ્તામાં સસ્તા મજૂર કામે રાખતો અને વધુમાં વધુ કિંમતે માલ વેચતો. આમાં કદાચ એને સ્વતંત્ર કારીગરોનો મુકાબલો કરવો પડતો તો, વસ્તુની કિંમત થોડા વખતને માટે તે ઓછી કરી નાખીને, એમની કમર તોડી નાખતો. અને એનું પરિણામ ત્યાં સુધી આવતું કે આવા સ્વતંત્ર કારીગરોને કારખાનાનાં મજૂર બન્યા સિવાય કોઇ આરો રહેતો નહિ.

તમે યુકત પ્રાંત કે બિહારના વણકરોને જુઓ, અથવા મધ્ય પ્રદેશ કે

બુંદેલખંડના પીંજારા કે હિંદુ વણકરોને જૂઓ ! એ સૌના રોજગારને કારખાનામાં બનેલાં કપડાંએ ખલાસ કરી નાખ્યો છે. અને હવે એ બધા કાં તો ભૂખે મરતા ખેત–મજૂરો બન્યા છે, અથવા તો કલકત્તા અને મુંબઈની શણ કે કાપડની મિલમાં કામદાર બન્યા છે.

સત્તરમી અને અઢારમી સદી સુધી તો હજુ હાથે ચાલતાં યંત્રો ચાલતાં હતાં. પરંતુ અઢારમી સદીથી આખરે વરાળથી ચાલતાં યંત્રો શોધાયાં, ઓગણીસમી સદીથી કારખાનાંઓમાં એ વરાળથી ચાલતાં યંત્રોનો વધુ ને વધુ ઉપયોગ થવા લાગ્યો અને પાછળથી એવી સ્થિતિ આવી ગઇ કે, હાથે ચાલતાં યંત્રો માટે કોઇ જ સ્થાન ન રહ્યું.

વેપારવાદ અને મૂડીવાદનું જે રૂપ આપણે જોયું, એથી સ્પષ્ટ થાય છે કે, વેપારીનું કામ છે ફકત વેપારનું; જ્યારે મૂડીમાલેક એવો વેપારી છે કે જે વસ્તુઓને પોતાના કારખાનામાં તૈયાર કરાવે છે.

### ૨ : મજૂર

દાસતા યુગમાં આપણે જોયું કે શ્રમની માગણી વધતાં યુદ્ધના કેદીઓને મારવાને બદલે એમને દાસ બનાવવામાં આવ્યા. સામન્તવાદી યુગમાં દાસની પ્રથા બંધ ન થઇ. એ તો હજુ સુધી કેટલાયે દેશોમાં ચાલુ રહી છે. છતાં એમાં એક ફેરફાર તો જરૂર થયો—કારીગરીનાં કામોમાં વધુ ને વધુ એવા માણસો લાગવા માંડયા જે દાસોની માફક વેચી શકાતા નહિ. ઉપરાંત સામન્તને તાબે રહીને તેઓ પોતાનાં ઘરોમાં, પોતાનાં સાધનોથી વસ્તુઓને તૈયાર કરતા હતા. એમને વરસમાં થોડા દિવસ, સામન્તને માટે મફતમાં અથવા તો ફકત ખાધા ખોરાકી લઇને પોતાનાં સાધનોથી વસ્તુઓ બનાવી આપવી પડતી.

તિબેટમાં સામન્તવાદ હજુયે સંપૂર્ણ પણે ચાલુ છે. ત્યાં દલાઇલામાના ચિત્રકારો પોતાના ઘરમાં પોતાની પીંછીઓ વડે કામ કરે છે. માગણી મુજબ અથવા તો વેચવાને માટે પણ ચિત્રો બનાવે છે. પરંતુ એમને જ્યારે દરબાર તરફથી બોલાવવામાં આવે ત્યારે ત્યાં જવું જ પડે છે. એ કામ પેટે એમને ખાવા પીવાનું મળે છે એ ઉપરાંત લામા ખુશ થઇને કદાચ કંઇ ઇનામ આપે તો જુદી વાત. જો દરબારને કામની જરૂર ન પડે તો વરસમાં અમુક ચિત્રોને એણે દરબારમાં ભેટ ધરવા પડે છે. આ તો ઉસ્તાદ ચિત્રકારોની વાત છે.

નાના ચિત્રકારોનાં ચિત્રો ત્યાં પસંદ થઇ શકતાં નથી, એટલે એમણે ચિત્રને માટે રંગ, કપડું ને બીજી સામગ્રી આપવી પડે છે. દરબારના હુકમ

સિવાય ચિત્રકાર ક્યાંય જઇ શકતો નથી. આ જાતની પરવશતા એ દાસતા-યુગનો અવશેષ છે.

દાસોના કામમાં ઉત્પાદન શકિત ખૂબજ ઓછી હોય છે. દાસો માત્રા-માંજ નહિ પરંતુ ગુણમાં પણ ખૂબજ હલકું કામ કરે છે. જેલના કેદીઓનો જેમને અનુભવ છે તેઓ જાણે છે કે સારા હાથવાળા કેદી કારીગરો પણ કામમાં કેટલી વેઠ ઉતારે છે. કેદીઓ જાણે છે કે એમને ખાવાનું ને કપડાં સિવાય બીજુ કશું મળવાનું નથી. એટલે કોણ વધુ સમય મહેનત અને ધ્યાન આપે. એ ફક્ત એટલું જ કામ કરે કે જેમાં એને ઓછામાં ઓછી મહેનત પડે. ભૂખે મરી જવાનો એમને ડર નથી હોતો. કારણ કે આખરે તો માલિકને એ દાસમાંથી કંઇને કંઇ આવક જ થવાની છે. ગુસ્સામાં આવીને જે ખેડૂત પોતાના બળદને મારતાં મારતાં મારી જ નાખે એ ખેડૂત બેવકુફ જ ગણાય.

જો દાસ પાસેથી કોઇ જવાબદારી ભર્યું કામ લેવું હોય તો એને કંઇક સ્વતંત્રતા આપવીજ જોઇએ. જેથી એને પોતાની મહેનતમાંથી કંઇક ઇનામ રૂપે મળે અને એને સ્વેચ્છાપૂર્વક ભોગવી શકે. આ વિચારે દાસોથી સારી સ્થિતિ વાળા અને જેમને ખરીદી કે વેચી ન શકાય તેવા સર્ફ (ખેડૂત–ગુલામ)ના વર્ગને જન્મ આપ્યો. એમાંના મોટા ભાગના ખેતીનું કામ કરતા હતા, અને સામન્તની ઇચ્છા જ્યાં સુધી હોય ત્યાં સુધી એના ખેતરને ખેડી શકતા.

ઇંગ્લાંડમાં, સામન્તયુગના અંતમાં જ્યારે વેપાર ખૂબ વધ્યો અને તૈયાર માલની જેમ ઊનની માગણી વધી ગઇ ત્યારે સામન્તોએ (જમીનદારો) કિસાનોનાં ખેતરોને છીનવી લઇને ઘેટાંઓ માટેની ગૌચર જમીન બનાવી દીધી. ગામોનાં ગામ ઉજ્જડ બની ગયાં, નિરાશ્રિત કિસાનો પોતાનાં બાળબચ્ચાં સહિત દ્વારે દ્વારે ફરવા લાગ્યા. આ એજ સમય હતો જ્યારે વેપારીઓએ હાથમાં આવેલાં નવાં બજારોને માટે માલ તૈયાર કરવાને માટે કારખાનાંઓ ખોલ્યાં હતાં.

અસહાય ખેડૂતો આખરે આ કારખાનાંઓમાં મજદૂર બન્યા. આ સમગ્ર એશિયા, આફ્રિકા, અમેરિકા જેવા બધાજ દેશો ઇંગ્લાંડના માલને માટે ખુલ્લા હતા. એટલે માલની ખપત ખૂબજ હતી. છતાં જેટલી ઝડપથી સામન્તોએ ખેડૂતોને પાયમાલ કરી નાખ્યા, એટલીજ ઝડપથી સૌને કામ

મળવું અશક્ય હતું. એટલે લાખો ખેડૂતો પર શું શું વીત્યું હશે એનું તો અનુમાન જ કરવાનું રહે છે.

અઢારમી સદીમાં વખત જતાં વેપાર વધતાં સ્થિતિ કંઈક અંશે સ્થિર થતી જતી હતી. એજ વખતે વરાળયંત્ર શોધાયું અને ઓગણીસમી સદીથી એનો ઉપયોગ થવા લાગ્યો. ત્યારે ફરી પાછું મજૂરો પર એક સંકટ આવ્યું. વરાળથી ચાલતાં યંત્રો સરેરાશ સારૂં અને પ્રમાણમાં વધારે કામ આપતાં. સો ગજ કપડું તૈયાર કરવામાં પહેલાં જ્યાં દસ માણસોની જરૂર હતી ત્યાં હવે એટલુંજ કપડું પાંચ માણસો તૈયાર કરી શકતાં. નવી શાળો વાપરનારા કારખાનાંઓએ મજૂરો ઓછા કરવાની શરૂઆત કરી, અને કેટલાંય કુટુંબો ભૂખે મરવા લાગ્યાં. મજૂરોએ માન્યું કે બધીજ આપદાનું મૂળ આ મશીનો છે, એટલે એમણે કેટલીય જગ્યાએ મિલો પર હુમલા કર્યા અને મશીનો તોડી નાખ્યાં.

મશીનોનો પ્રચાર થતાંજ, ચીજોના ભાવ ઘટવા લાગ્યા. હાથની બનેલી વસ્તુઓ, મશીનથી બનેલી વસ્તુઓ કરતાં મોંઘી હોય છે. ઉપરાંત હાથથી બનેલી ચીજો, મશીનથી બનેલી ચીજો કરતાં હમેશાં સારી જ હોય તેવું પણ બનતું નથી. કોઇ પણ વસ્તુની કિંમતનો આધાર એના પર વપરાયેલ માનવીની મહેનતના પ્રમાણ પર નક્કી થાય છે. માટી, માટીના મોલની જ વસ્તુ છે, છતાં માટીના વાસણની કિંમત પડે છે; અને જે પ્રમાણમાં એ કુંભારે એ વાસણને બનાવવામાં પોતાની મહેનત વાપરી હોય તે પ્રમાણેજ એની કિંમત નક્કી થાય છે. વસ્તુઓ દુર્લભ હોય તો પણ એના પ્રમાણમાં એની કિંમત વધે છે.

છતાં એને ભરોસે મૂડીમાલેક પોતાનો કારભાર ચલાવી શકે નહિ. મૂડીમાલેકનું કામ છે વધુ પ્રમાણમાં માલ પેદા કરીને વસ્તુઓ સુલભ બનાવવાનું. વસ્તુઓને પેદા કરવામાં ઘણી મહેનત નકામી જાય છે, અને જો એ અકસ્માતથી જ નકામી ન જતી હોય તો, વસ્તુની કિંમતમાં વધારો કરે છે. હીરા મેળવવા જનારના દરેક ઘાની સાથે સાથે એક એક હીરો નીકળી આવતો હોત તો હીરાની કિંમત કાચથીય ઓછી હોત. હીરાની કિંમત વધુ હોય છે, કારણ કે એની પાછળ ખૂબ ખર્ચ થયા પછી એ મળે છે.

## ( ૩ ) " લાભ શુભ " અને મૂડી માલેક

મશીન વાપરવાથી માણસના શ્રમની શકિત વધે છે, પરંતુ તે તો ત્યારે

જ કહી શકાય કે જ્યારે માલના ઉત્પાદનની પાછળ સમાજનું હિત રહેલું હોય. વસ્તુતઃ અહીં તો વધુ લાભ ઉઠાવવો, અને એને માટે મૂડીને વધુ ને વધુ વધારવી એ મુખ્ય ધ્યેય છે. મૂડીવાદમાં વસ્તુની ઉત્પત્તિના સ્થાનથી માંડીને એ ઘસાઈ ઘસાઇને નાશ પામે ત્યાં સુધીનાં બધાં જ સ્થાનોમાં નફાનો જ ખ્યાલ રહેલો હોય છે.

નફાનો અર્થ છે, વાસ્તવિક કિંમતથી ઓછામાં ખરીદવું અને વાસ્તવિક કિંમતથી વધારેમાં વધારે દામથી વેચવું.

મૂડીમાલેક મજૂરને રાખે છે ત્યારે એનો ખ્યાલ એવો જ હોય છે કે, કઈ રીતે એને ઓછામાં ઓછો પગાર આપવો અને એની પાસેથી વધારેમાં વધારે કામ લેવું. વળી મજુર જે પગાર મેળવે છે તે પણ પાછો મૂડીમાલિકની પાસે જાય છે. એ એમાંથી વસ્તુઓ ખરીદે છે. એટલે કે મજુર પોતાની મહેનતને મૂડીમાલિકની ચીજોની સાથે બદલે છે. મૂડીમાલિક દરેક વેચાણમાં નફો રાખે છે એટલે મજુરને પોતાની મજુરીમાં જ ઓછું મળે છે એટલું જ નહિ પણ દરેક નવી ચીજ ખરીદવામાં મૂડીમાલિકને નફો આપવો પડે છે; અથવા તો એમ કહીએ કે વેતનના રૂપમાં પાછા મળેલ શ્રમનો થોડો ભાગ મફત ભેટ આપી દેવો પડે છે.

મૂડીમાલિક જેને નફો કહે છે તે શું છે? દરેક ઉપયોગી વસ્તુનું એટલું જ મૂલ્ય છે કે જેટલા પ્રમાણમાં એમાં માનવીનો શ્રમ ભળ્યો હોય. હવા પાણીનું મૂલ્ય નથી. કારણકે એમાં માનવ શ્રમ નથી લાગતો. શહેરોમાં કે રણમાં ઘડાના હિસાબથી પાણીની કિંમત આપવી પડે છે, કારણ કે એને લાવવામાં માનવ-શ્રમ વપરાય છે. મહેનત સિવાય મળતી ચીજનું કોઇ મૂલ્ય નથી; અર્થાત મૂલ્ય તો એમાં ભળતા પરિશ્રમના પ્રમાણમાં નક્કી થાય છે.

ચીજને પેદા કરતી વખતે મૂલ્ય અને શ્રમ આ રીતે બન્ને પલ્લામાં રખાયેલાં છે. શ્રમનો માલિક મજુર છે. વ્યાજબી તો એ છે કે એણે જેટલો શ્રમ લીધો હોય એટલા પ્રમાણમાં એનું બધું જ મૂલ્ય એને આપી દેવું જોઇએ. કારણકે વસ્તુને ઉપયોગી બનાવવામાં ઉઠાવવો પડેલો શ્રમ તો બધો મજુરનો જ છે.

પરંતુ એમ થાય તો મૂડીમાલિકને નફો ક્યાંથી મળે? મૂડીમાલિકે ધર્મ પુણ્ય મેળવવાને માટે કાંઈ આ ધંધો ખોલ્યો નથી હોતો. એની મોટર મહેલ, બૈરી છોકરાંનાં ઝવેરાત, અમલદારોની મિજબાનીઓ વગેરેને માટેનો

ખર્ચ ક્યાંથી આવે? મજુરની મહેનતના મહેનતાણા કે મૂલ્યમાંથી એ મૂડીમાલેક નાની મિલમાંથી મોટી મિલનો, એક મિલને બદલે બે મિલનો, દસ લાખને બદલે દસ કરોડનો આસામી કઈ રીતે બને છે? મજૂર પાસેથી આઠ કલાક કામ લેવામાં આવે છે. મજૂર એટલા સમયમાં એક રૂપિયાના રૂને ચાર રૂપિયાના કપડામાં બદલી આપે છે. ન્યાય તો એ કહેવાય કે મશીન, મકાનની ભાંગફોડ કે ઘસારાની થોડી કિંમત કાપીને, બે રૂપિયા જે ફક્ત એની મહેનતના જ છે, તે મજૂરને આપી દેવામાં આવે. પરંતુ મજૂરને મળે છે ફક્ત આઠ આના. એનો અર્થ એ થયો કે દરેક કલાકે ચાર આનાને હિસાબે પોતાની મહેનત રૂમાં મેળવી કાપડ તૈયાર કરનાર મજુરને જે વેતન મળ્યું, એ ફક્ત બે કલાકના શ્રમનું જ મૂલ્ય ગણાય. બાકીના છ કલાકના શ્રમનું મૂલ્ય ક્યાં ગયું? માલિકના ખીસામાં. એના પ્રતાપે જ આપણે એનો ઠાઠ ભપકો ને વધતો જતો કારભાર જોઈએ છીએ. આજકાલના ધનકુબેરો તથા મૂડીમાલેકોની મહેલાતો તથા ભોગવિલાસોની સામે શાહજાદાઓના ઠાઠ પણ કોઈ વિસાતમાં નથી.

એક શેઠ પોતાના ચાર દીકરા દીકરીઓને ભણાવવામાં દર વરસે એક લાખ રૂપિયા ખર્ચે છે અને ભાગ્યેજ એવું વરસ ગયું હશે જ્યારે પોતે, પોતાની પત્ની સહિત યુરોપ, અમેરીકા કે જાપાનની સફરે નહિ ગયા હોય. આ સફરોમાં તેઓ વિમાન, રેલ્વે કે જહાજોમાં ઉંચામાં ઉંચા વર્ગોમાં મુસાફરી કરે છે, મોંઘામાં મોંઘી હોટલોમાં રહે છે. દુર્ભાગ્યે કે સદ્‌ભાગ્યે આપણા શેઠજી શાકાહારી છે, એટલે વળી યુરોપમાં ભોજનને માટે વધારે પ્રમાણમાં ખર્ચ કરવો પડે છે.

યાદ રાખો કે એક સફરમાં જે પચાસ પચાસ હજાર રૂપિયા કોઇ પણ જાતના ખચકા વગર પાણીની જેમ વહાવી દેવાય છે, એ પેલી મજુરોની ચોરેલી છ કલાકની મજૂરીમાંથી મળેલા છે. આવી રીતે છૂટથી ખર્ચ કરનારા એ જ શેઠજી, મજૂરની કલાકની એક પૈસો મજૂરી વધારવાની માગણી આવતાં પોલીસો બોલાવે છે, ગોળીઓ ચલાવરાવે છે ને લોરીઓની નીચે તેમને કચડાવી નાખતાં સુધ્ધાં જરા ય ખચકાતા નથી.

શેઠજીનો ખર્ચ આટલો જ નથી. દરેક વર્ષે એમને પોતાની મહેલાતની સજાવટ ને બનાવટમાં ફેરફારો કરવા પડે છે. આ મહેલાતોને એમના ચોકીદાર ને માળીઓ બિલકુલ સાફ રાખે છે. અને બધી રીતે સજાવીને તૈયાર રાખે

છે. જો કે વર્ષમાં બહુ થોડા દિવસો એ વસવાટનો ઉપયોગ થાય છે. સિમલા ને દાર્જીલિંગમાં શેઠજીના રાજશાહી બંગલાઓ છે. તેનો ઉપયોગ શેઠજી જ્યારે ગરમીના દિવસોમાં વિદેશની સફરો નથી કરતા ત્યારે કરવામાં આવે છે. આટલો તો થયો એમનો પોતાના શરીરને માટેનો ખર્ચ; પરંતુ એટલાથી મજૂરની ૭ કલાકની ચોરેલી મજૂરી ખલાસ થઈ જતી નથી. શેઠજી ગવર્નર અને વાઇ-સરોયને મિજબાનીઓ આપે છે—ક્યારેક પોતાના ઘરમાં તો ક્યારેક સીમલા કે દાર્જીલિંગમાં જીલ્લા અને શહેરના કલેકટર અને કમિશ્નરની સાથે તો એમને ભાઇચારા જેવું છે.

એમની ચાપાર્ટીઓ ને મહેફિલોતો થતી જ રહે છે. મોટરો અને મોટર-લોંચો એમની તહેનાતમાં હરઘડી હાજર હોય છે. વાઇસરોય કે ગવર્નર, જે કોઇ ફંડને માટે અપીલ કરે છે એને માટે શેઠજીની થેલીનું મોં ખુલ્લું રહે છે. જીલ્લાના કોઈ અધિકારી પણ, પોતાની કોઇ યોજનાને માટે જરૂર હોય તે ખાલી હાથે એમની પાસેથી પાછા ફરતા નથી. આ બધા પૈસા ક્યાંથી આવે છે ? એજ પેલા ૭ કલાકની મજૂરીની ચોરીમાંથી.

શેઠજીના કાપડ, શણ, ખાંડ વગેરેનાં એક ડઝન જેટલાં કારખાનાંઓમાં વીશ હજારથી વધારે મજૂરો કામ કરે છે. એટલે એમના મજૂરના રોજના ૧ લાખ અને ૨૦ હજાર કલાક અથવા તો ત્રીશ હજાર રૂપિયા હંમેશ ચોરી લેવામાં આવે છે. લક્ષ્મીની જે સરવાણી શેઠજીના ઘરમાં ફૂટી છે, એનો અર્થ શો છે તે હવે સ્પષ્ટ સમજાયું હશે.

ઉપરાંત શેઠજી મહાત્માજીના ચરખાના પણ ભકત છે. ખાદી ફંડમાં એમણે હજારો રૂપિયા આપ્યા છે. પોતે ખાદી પહેરે છે. ગાંધીજીના ખાદી મહાત્મ્યમાં નાના મોટાનો ભેદ ભૂંસી નાખવાનું પણ કહેવામાં આવ્યું છે.

છતાં શેઠજી પોતાનાં કપડાં એક દિવસ પહેરીને તુરત ધોબી પાસે મોકલી આપે છે અને ત્યાંથી બગલાની પાંખ જેવા થઇને ધોવાઇને આવેલાં ઇસ્ત્રીવાળાં એ કપડાં જોઇને માત્ર આંધળો જ કહી શકે કે ખાદીએ ખરેખર ભેદભાવ મટાડ્યા છે. વળી શેઠજી પંદર રૂપિયે જોટાથી ઓછી કિંમતના ધોતીયાં નથી પહેરતા. તેઓ 'આંધ્ર'ની ખાદી પહેરનારા કેટલાય લોકો કરતાં વધારે ઈમાનદાર છે. એમ છે એટલેજ એમને આટલો ખર્ચ કરવો પડે છે. નહિ તો મિલની ત્રણ રૂપિયે જોટાવાળી 'આંધ્રની ખાદી'થી પણ તેઓ લોકોની આંખમાં ધૂળ નાખી શકતા હતા. ઉપરાંત એ વધુ ટકાઉ પણ રહેત.

શેઠજી ગાંધીજીના ભક્ત છે. એમની એક પણ અપીલમાં શેઠજીએ ફાળો ન આપ્યો હોય તેવું બન્યું નથી. એમના કોઇ સાથી કે મંડળની ભલામણને પણ શેઠજી માથે ચડાવવા તૈયાર હોય છે. એમની દરેક મહેલાત, દરેક બંગલો, એમનું સ્વાગત કરવાને માટે ઉઘાડા હોય છે. હરિજન ફંડમાં હજુ હમણાં જ એમણે ૨૦ હજાર રૂપિયા આપ્યા હતા. એક દિવસ શહેરની ગટરોમાં પણ ઝાડું લગાવ્યું હતું. શેઠજી ગાંધી–સંપ્રદાયના ભક્તોમાં શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ આ બધાની પાછળ એજ પેલી છ કલાકની ચોરી કામ કરી રહી છે.

શેઠજી ભારે મોટા આસ્તિક 'ધર્મભીરુ 'પુરુષ છે. તેઓ ગીતાની લાખો નકલો છપાવીને મફત વહેંચી ચૂકયા છે. એમણે પોતાની એક મોટી મિલમાં સુંદર મંદિર બનાવ્યું છે. મજૂરોના પેટ તરફજ નહિ, પરંતુ એમના આત્મા તરફ પણ એમનું ધ્યાન રહે છે. આ લોકજ નહિ, પરંતુ એમનો પરલોક સુધારવામાં પણ એમને મદદ કરવાની તેઓ ઇચ્છા ધરાવે છે. એમના મંદિરમાં હરિજનોને દાખલ થવાની બંધી નથી. તેઓ ત્યાં કોઇપણ જાતની તકલીફ વગર ભજન--પૂજન કરી શકે છે. શેઠજીએ પરમપૂજ્ય માલવીયાજી પાસે આ મંદિરનું ઉદઘાટન કરાવ્યું હતું. માલવીયાજીએ શેઠજીની ધર્મપરાયણતા તથા હિંદુપણાની બાબતમાં ફરી ફરીને પ્રશંસા કરી અને એ અંગ્રેજી, હિન્દી એમ બધાંજ છાપાંમાં છપાઇ હતી.

ગાંધીજીએ આ સમારંભને માટે, ખાસ પોતાના હાથે લખીને આશીર્વાદ મોકલ્યા હતા. વિદાય વખતે શેઠજીએ માલવીયાજીને પચીસ હજારનો ચેક હિન્દુ –વિશ્વ વિદ્યાલયની આયુર્વેદિક રસાયન શાળાને માટે આપ્યો હતો. એને માટે એ વર્ષના વૈદ્ય મહાસંમેલને, એમની પ્રશંસા કરતો ખાસ ઠરાવ પસાર કર્યો હતો. શેઠજી અંગ્રેજી ભણેલા ગણેલા અને નવો પ્રકાશ મેળવેલા આદમી છે. એટલેજ ભારતની બહાર જાય છે ત્યારે એમને અંગ્રેજી પોષાક પણ પહેરવો પડે છે. (જોકે ત્યાં પણ એમની સુટકેસમાં ખાદીનો એક દેશી સુટ જરૂર હોય છે.) એટલેજ એમની ધાર્મિકતા અંધશ્રધ્ધા નથી. તેઓ કયારેક યોગીરાજ અરવિંદનાં દર્શન પણ કરી આવ્યા છે, અને કહે છે કે એ દિવ્ય પુરુષના ચહેરામાંથી દિવ્ય તેજ અને શાંતિનાં કિરણો નીકળ્યાં કરે છે. તેઓ તિરવન્નામલેના ઋષિના દર્શન પણ કરી આવ્યા છે, અને કહે છે–એમના દર્શન કર્યાં પહેલાં મને યોગની

શક્તિઓ અને બીજાની વાત જાણી લેવાની શક્તિની ઉપર શ્રધ્ધા ન હતી. વિદ્યાર્થી અવસ્થામાંથી જ શેઠજીને થીઓસોફી તરફ પ્રેમ છે. જ્યારે એમણે જગદ્‌ગુરૂના આગમનની વાત, માતા વાસન્તીના કપુર જેવા સફેદ મુખમાંથી સાંભળી ત્યારે તરતજ તેઓ ઓર્ડર ઓફ ધ સ્ટારના સભ્ય બની ગયા હતા.

જગદ્‌ગુરૂવાળા મુકદ્દમામાં એમણે માતા વાસન્તીને આર્થિક મદદ પણ કરી હતી. શેઠાણી પણ ધર્મપ્રેમમાં પતિથી ઓછાં નથી. આ વખતે તેઓ હરદ્વારથી બદ્રિનારાયણ વિમાનમાં ઊડીને ગયાં હતાં. પૂજામાં એમણે એક કીમતી હાર ચડાવ્યો, એટલું જ નહિ પરંતુ બ્રાહ્મણો અને પંડ્યાઓને એમણે એટલી દાન-દક્ષિણા આપી કે આખા પહાડમાં હજુય એની જયમાલાનો ગુંજારવ થઇ રહ્યો છે. કાલીકમલીવાળાના ક્ષેત્રમાં એમણે દસ હજાર દાનમાં આપ્યા, અને પોતાની દેવલોક પામેલ માતાના નામથી તપ્તકુંડ ઉપર સંગેમરમર લગાડવાનો વિચાર પ્રગટ કર્યો. બદ્રીનારાયણના બરફ તથા તપ્તકુંડના તાપમાં સંગેમરમર ટકશે કે કેમ એનો સંશય ઉઠતાં, હાલમાં એમણે એ વાતને કોઇ વિશેષજ્ઞને પૂછવા પર બાકી રાખી છે.

શેઠાણીજીની બે દીકરીઓ તો ફરફરાટ અંગ્રેજી બોલે છે. બે તો વિલાયતમાં અભ્યાસ કરી રહી છે. જો કે શેઠાણીજી માને ઘેરથી તો રામાયણ શીખીને આવ્યાં હતાં; છતાં અહીંયાં શેઠજીના સહવાસથી અને વિદેશની સફરોથી તૂટયું ફૂટયું અંગ્રેજી બોલતાં શીખી ગયાં છે. જો કે શેઠજીએ તો ઘરના માલિક બન્યા પછી, મેમ સાથે રાખીને અંગ્રેજી ઘોળીને પાઇ દેવા માટે ખૂબ પ્રયાસ કર્યો હતો. પણ 'ઘરડો પોપટ રામરામ ક્યાંથી શીખે ?'. શેઠાણીજીને પહેલાં આભડછેટનો ખૂબ જ ખ્યાલ રહેતો. એક સમય હતો, જ્યારે એમના પતિ વિલાયતથી ફરીને પાછા આવતા ત્યારે પોતાના પતિને તેઓ ધર્મભ્રષ્ટ સમજતાં. અને એટલા ખાતર પોતાનો ચોકો ને રસોઇયો વગેરે પણ જુદાં જ રાખેલાં. પરંતુ થોડા જ સમય પછી, શેઠજીના નામે વિલાયતથી આવેલ એક પત્ર એમણે કુતૂહલથી ખોલી નાખ્યો.

એમાં એમણે એક અનુપમ ગોરા અંગવાળી સુંદરીનો સુગંધિત ફોટો જોયો. શેઠાણીને તો જાણે કે સાપે ડંખ માર્યો. એમણે કાગળને જેમનો તેમ ઘડી વાળીને મૂકી દીધો. છતાં હૈયામાં રહી રહીને ખટકો ઉપડવા લાગ્યો. અને જ્યારે શેઠજીએ અંગ્રેજી શીખવાની સૂચના કરી ત્યારે પોતે એનો શા માટે સ્વીકાર ન કર્યો તેનો અફસોસ થવા લાગ્યો—" જો હું અંગ્રેજી જાણતી હોત

તો આ નાગણના ષડયંત્ર જાણી લેત." શેઠાણીજીએ આ વાત કદી શેઠજીની આગળ કાઢી નહિ, પરંતુ આગલે વરસે ગરમીના દિવસોમાં શેઠજીએ જ્યારે વિલાયત જવાની વાત કાઢી ત્યારે, શેઠાણીજીના મોંમાંથી અનાયાસે નીકળી ગયું–"હું ય આવીશ." શેઠજીને આથી નવાઈ લાગી, પરંતુ મૂળ વાત એમના ધ્યાનમાં આવી નહિ. ઉપર ઉપરથી શેઠાણીજીએ શેઠજીને સંતોષ આપવા જણાવ્યું–'સ્ત્રીને માટે પતિથી જુદાં કોઇ ધર્મ કર્મ નથી હોતાં.' એમણે એમ ન કહ્યું કે હું તમારી સંભાળ રાખવા માટેજ આવું છું.

એ જ દિવસે અંગ્રેજી શીખવાને માટે ત્રણસો રૂપિયાના પગારથી એક મેમ રાખવામાં આવી. એમની સફર વખતે પણ એને સાથે જ રાખવામાં આવી. શેઠાણીજીનાં દાન પુણ્યની ઘણીય વાતો સંભળાય છે. 'કલ્યાણ'ની એક હજાર પ્રતો તેઓ પોતાને ખર્ચે મફત વહેંચાવે છે.

શેઠજીના કુટુંબમાં, પોતાની આવકમાંથી ધર્માદો કાઢવાનો રિવાજ, એમના દાદાના વખતનો હજુય ચાલ્યો આવે છે. એક વાર એમના નવા વિચારે આ વસ્તુને બેવકૂફી સમજીને બંધ કરવાનો નિર્ણય કર્યો; પરંતુ મા, સ્ત્રી તથા સમાજના વિરોધના ડરથી તેઓ આ વિચારોને કાર્યમાં ઉતારી શક્યા નહિ. અને હવે તો તેઓ આને પૂર્વજોની દુરંદેશી માને છે. આખરે ધર્માદાના પૈસાનો ભાર તો ઘરાકો ઉપરજ લદાય જ છે. આ ધર્માદાખાતાના પૈસાને એમના બાપદાદાઓ તીર્થવ્રત, શ્રદ્ધાપર્વ, બ્રાહ્મણભોજન, ધર્મશાળા વગેરેમાં વાપરતા. એમાંથી કંઇ બચતું તો એની મૂડી બનાવી એના નફામાંથી કયાંક સદાવ્રત ખોલાવી દેતા. શેઠજીનો કારભાર લાખોનો નહિ, પરંતુ કરોડોનો થઇ ગયો છે.

હવે તેઓ વેપારી નથી પરંતુ કારખાનદાર છે; અને તેથી એમનો નફો કેટલાય ગણો વધી ગયો છે. છતાં એમનું ધર્માદાખાતું હંમેશ મુજબ ચાલુ છે; એટલુંજ નહિ પણ આવક વધવાની સાથે એ પણ વધતુંજ ચાલ્યું છે. શેઠજીએ આ ધર્માદા ખાતામાંથીજ મિલની અંદર મંદિર બંધાવ્યું છે; અને માલવીયાજીને રૂ. ૨૫૦૦૦નો ચેક આપ્યો છે. આમાંથીજ તેઓ ગાંધીજીના ખાદી–ફંડ, હરિજન ફંડ તથા બીજા ફાળાઓમાં દાન આપે છે. વાઈસરોય અને ગવર્નરના ફંડોમાં પણ આ દાનના રૂપિયા જાય છે. તે દિવસે પ્રજાના ચીફ જસ્ટીસે જ્યારે દેશી ખ્રિસ્તીઓના દેવળને માટે શેઠજીની પાસે થોડી મદદની માગણી કરી, ત્યારે શેઠજીએ એટલા જ ગર્વથી દસ હજારનો ચેક ફાડી આપ્યો હતો. રેડક્રોસ,

યુધ્ધ ફંડ, લંડનના વાઈ. એમ. સી. એ.ના મકાનના ફાળાઓ વગેરે ઘણા નવા નવા પ્રકારનાં દાનોનો પણ શેઠજીના ધર્માદામાં સમાવેશ થાય છે. આટલું કરવા છતાંય એમની પાસે રૂપિયા એટલા વધી પડે છે કે તેઓ પાંચ લાખ રૂપિયા ખર્ચીને લંડનમાં એક શિવાલય બંધાવવાના છે.

આ બધુંજ દાન, પૂણ્ય, તથા ખેરાત શેમાંથી ચાલે છે? એજ પેલા ૭ કલાકની મજૂરીની ચોરીના રૂપિયામાંથી. એમણે તો માત્ર પારકે પૈસે પરમાર્થ કરવાનો છે.

મજૂરોની જે ૭ કલાકની મજૂરી ચોરાઇ રહી છે એમાંથી શેઠજીના આખાજ પરિવારનો ખર્ચ, ને દાન પૂણ્યનો ખર્ચ ચાલે છે; એટલું જ નહિ, પરંતુ શેઠજીની આઠથી બાર મિલો તથા વીશગણી વધેલી મૂડી પણ એ જ ૭ કલાકની ચોરીમાંથી ઉભી થએલી છે. આથી આગળ વધીને, શેઠજીના કારખાનામાં તૈયાર થયેલા માલને એના ઉપયોગ કરનારાઓ પાસે પહોંચાડનારા દલાલો, એજંટો, સબએજંટો વગેરે પોતાની ભભકાબંધ દુકાનો લઇને બેઠા છે. એ બધાનો ખર્ચ અને એમના ધનની વૃદ્ધિ એ બધું પેલા ૭ કલાકની ચોરીમાંથીજ છે.

ટૂંકમાં આપણે કહી શકીએ કે મૂડીમાલેક ચોરેલી મજૂરીનો મોટો ભાગ ઉત્પાદન વધારવા માટે મૂડી રૂપે કામે લગાડે છે. વસ્તુની વાસ્તવિક કિંમતમાંથી મજૂરી કાપતાં બચેલી વધારાની કિંમતનો મોટો ભાગ તે મૂડી બને છે. આ વધારાની કિંમતમાંના એક ભાગમાંથી તે મશીન વેચાતાં લે છે, મકાન બંધાવે છે, કાચો માલ ખરીદે છે, એ કાચા માલમાંથી તૈયાર માલ બનાવે છે; વેચી શકાય તેવું એને રૂપ આપે છે તથા વધુ કિંમતે વેચે છે. થોડુંક એમાંથી મજૂરને આપીને બાકીનું પોતાના ખર્ચમાં, કારખાનાં વધારવામાં, નવાં મશીનો લાવવામાં અને એ જાતના ખર્ચોમાં વાપરે છે. મૂડીવાદી પ્રથાનો સાર એટલો જ છે કે વસ્તુઓનું ઉત્પાદન એકધારૂં વધાર્યા કરવું અને તેનો વિસ્તાર કરવો તથા તેને ખપાવવી અને એમાંથી નફો કરવો.

### (૪) મંદી

હાથે ચાલતાં યંત્રોને બદલે વરાળથી ચાલતાં યંત્રોનો ઉપયોગ એટલા માટે શરૂ થયો કે એમાં મહેનતનો ખર્ચ ઓછો થતો અને માલનું ઉત્પાદન ઝપાટાબંધ થતું.

આજથી સો વરસ પહેલાંની મિલની શાળને તમે કોઇ સંગ્રહાલયમાં

જઇને જુઓ અને એની સરખામણી આજની શાળો સાથે કરો તો તેમાં તમને આસમાન જમીનનો ફરક દેખાશે. સો વરસ તો શું, પણ વીસ વરસ પહેલાંના કાંતવા વણવાના સંચાની સાથે આજના સંચાની સરખામણી કરો, તો જણાશે કે તે વખતના કરતાં આજે માણસની મજૂરીનો વપરાશ ખૂબ જ ઘટી ગયો છે. અને ચીજો તેનાથી ખૂબજ મોટા પ્રમાણમાં પેદા થઇ રહી છે.

ખાંડનાં કારખાનાંઓ ભારતમાં છેલ્લા દસ બાર વરસની અંદરજ ઝપાટાબંધ શરૂ થયાં છે. એમ છતાં પાંચ વર્ષની અંદરજ એ કારખાનાં એટલી બધી ખાંડ ઉત્પન્ન કરવા લાગ્યાં હતાં કે એમને હિંદુસ્તાન બહાર પણ બજારો શોધવાની જરૂર પડી. પરંતુ છેલ્લાં બે વરસમાં બજારની જરૂરિયાત કરતાં ખાંડ એટલી બધી વધારે પેદા થઇ હતી કે કારખાનાવાળાઓએ લાખો મણ શેરડી લેવાનો ઇન્કાર કર્યો હતો. પાક નકામો બન્યો હતો અને ખેડૂતોના અસંતોષને દૂર કરવાને માટે યુકત પ્રાંત અને બિહારની સરકારને ખેડૂતોમાં લાખો રૂપિયા મફત વહેંચવા પડયા હતા.

યંત્રોની શોધો અને તેમાં થતા રહેતા એકધારા સુધારાઓને લીધે, મૂડીવાદી દુનિયામાં એનું પરિણામ આવે છે કે ગોદામ માલથી ભરાઈ જાય છે, માલ સસ્તો થઈ જાય છે અને ખરીદનારાઓ પહેલાં કરતાંય ઓછા થઈ જાય છે. આનું કારણ એમ હોય છે કે અનાજની મંદીથી ખેડૂતની બેકારી અને મજૂરીના કાપને લીધે મજૂરની આવક ઓછી થઇ ગઈ હોય છે. ચીજો તો સસ્તી છે, પરંતુ શું કરીએ હાથ ખાલી છે. ખેડૂતના પાકની ઉપજ સસ્તી એટલા માટે થઇ જાય છે કે, કારખાનાંઓની ચીજોની મંદીને લીધે ખેતીની પેદાશના જેટલા ખરીદનારાઓ [ભલે પછી તે ખાવાવાળા હોય કે કાચા માલની જેમ વાપરવાવાળા હોય] પહેલાં હતા તેના કરતાં ઓછા થઇ જાય છે. એટલે ખેડૂતનો માલ ઓછો અને સસ્તા દરે વેચાય છે. પરિણામે એના હાથ ખાલી થઈ જાય છે. કારખાનાની ચીજો જ્યારે ગોદામો અને બજારોમાં ભરાઈ પડેલી હોય છે, અને સસ્તી કરવા છતાં વેચાતી નથી ત્યારે કયો એવો મિલમાલિક હશે કે જે ફકત મજુરોની રોજી ચલાવવાને ખાતર પોતાની મિલ ચાલુ રાખશે? ખરેખર ભારે જબરો કોયડો છે! મજુર શા માટે બેકાર છે? કારણકે મિલનો માલ વેચાતો નથી. મિલનો માલ શા માટે વેચાતો નથી? કારણકે ખેડૂત કે મજુર પાસે ખરીદવાના પૈસા નથી? એમની પાસે પૈસા શા માટે નથી? કારણકે એમની ચીજો અને શ્રમને કારખાનું ખરીદતું નથી.

જો પૂછવામાં આવે કે શું મિલની ચીજો એટલી બધી વધારે છે કે એને વાપરનારાઓ મળતા નથી? તો જવાબ મળશે કે, વપરાશ માટે તો દસગણી, વીસગણી ચીજોની જરૂર છે; કારણકે દુનિયામાં નાગાભૂખ્યા તો હજુ ઘણાય છે. છતાં તેઓ કઈ રીતે વસ્તુઓ વાપરી શકે? મૂડીમાલેક તો મજૂરને બે રૂપિયાની જગ્યાએ માત્ર આઠ આના આપે છે, અને એ રીતે દોઢ રૂપિયાથી એને વંચિત રાખવામાં આવે છે. જો આ દોઢ રૂપિયો રોજ પણ મજુરને મળે તો એ પહેલાંથી ચાર ગણી ચીજો ખરીદે. એ વધુ દૂધ, ઘી ખાય; ભરવાડને વધુ પૈસા મળે; એ આપણા શેઠજીની મિલનાં કપડાં, ખાંડ, સીગારેટ, હરીકેન ફાનસ વગેરે વધુ ખરીદે. મજૂર અર્ધ પેટે રહે છે એને બદલે આખા ઘરની સાથે પેટ ભરીને નિરાંતે ખાય. એમ થતાં કોળી લોકોની શાકભાજી વધારે વેચાય, રબારીઓનાં ઘેટાંબકરાં માંસને માટે વધારે ખરીદાય, માછીમારોને માછલાંનું પ્રમાણ વધારવું પડે. કાછીઆઓને જામફળ, બોર, નારંગી નાસપતી વગેરે ફળોના બગીચા વધારવા પડે. મજૂરોનાં ઘરનાં તમામ માણસો જોડા, મોજા, રજાઈ, ધુસા, કોટ, ખમીસ, સાડી, પોલકાં વગેરે વાપરે. એમ થતાં કારખાનાંની ચીજો કેટલાય ગણી વધી શકે. આથી સમજાય છે કે આ મજૂરને તેના છ કલાકની મજૂરી મળતી નથી તેના જ ફળ રૂપે આ બજારમાં મંદી આવે છે, ખેડૂત ત્રાહિ ત્રાહિ પોકારે છે અને મજુર બેકાર બને છે.

ઈ. સ. ૧૯૨૯–૩૩ માં દુનિયાભરમાં જે મંદી વ્યાપી હતી તેને ભારતનો ગમાર ખેડૂત પણ જાણે છે. પણ એ વ્યકિતગત દૃષ્ટિએ જ જાણે છે. એને શી ખબર કે એને જ કારણે રૂપિયાની કિંમત ઘટી ગઈ; અનેક દેશોએ પોતાના દેવાનું વ્યાજ ભરવું બંધ કર્યું હતું. એટલું જ નહિ પરંતુ ચાના બગીચાઓમાં ચાનાં પાન તોડવાં બંધ થયાં હતાં, રબરનાં ઝાડો પર ચેકા મૂકવાનું છોડી દેવામાં આવ્યું હતું, જહાજોમાં ભરેલી નારંગીઓને સમુદ્રમાં પધરાવી દેવામાં આવતી હતી. ઇ. સ. ૧૯૩૩ ની શરદ ઋતુમાં અમેરીકાની સરકારે ૫૯ લાખ ડુકકરો ખરીદ્યાં હતાં અને એનો નાશ કર્યો હતો. અને કોઈના મોં સુધી પહોંચવાં દીધાં ન હતાં. ડેન્માર્કમાં દર અઠવાડિયે ૧૫૦૦ ગાયોને મારીને એમનું માંસ જમીનમાં સડવા માટે દાટી દેવામાં આવતું. આર્જેન્ટીનામાં લાખો મોટાં ઘેટાંનો નાશ કરવામાં આવ્યો હતો. કારણ કે એમના ભાવો એટલા બધા ગગડી ગયા હતા કે તેમને કસાઈખાના સુધી લઇ જવામાં પણ જે ખર્ચ લાગતો હતો તે સુધ્ધાં એમના માંસના વેચાણ

માંથી નીકળતો ન હતો. એટલે આ કામ એમનાં સ્મશાન ઉપર જ કરવામાં આવ્યું. વળી, ઘઉંના ઢગલાઓમાં આગ લગાડી દેવામાં આવેલી. કૉફીની પેટીઓની પેટીઓ મહાસાગરમાં ડુબાવી દેવામાં આવી હતી.

એટલે કે ઉપજાવેલી વસ્તુઓનો જરાય, અચકાયા વગર નાશ કરવો ને ઉત્પાદનમાં ઓછામાં ઓછાં માણસો લગાડવાં, એ જ એ વખતના મૂડીદારોનો ધંધો હતો. અને છતાં એજ સમયે કરોડો નરનારીઓ બેકારી અને ભૂખમરાથી ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા હતા.

## (૫) મૂડીનું જમા થવું

આપણે પાછળ જોયું કે વીંખરાએલી વસ્તુઓ સંગઠિત–કેન્દ્રિત બનતાં એમનું બળ વધી જાય છે. આદિ સામ્યવાદ કરતાં જન–સંગઠન વધુ બળોને કેન્દ્રિત કરી શક્યું અને એટલે જ હરીફાઇમાં એ આદિ સામ્યવાદવાળા કબીલાઓને જેર કરી શક્યું. એજ રીતે, એના કરતાં વધુ પિતૃસત્તા અને પિતૃસત્તાથી વધુ સામન્તવાદ ઘણાં બળોને કેન્દ્રિત કરી શક્યા. આ જ એમની સફળતાઓની ચાવી છે. આ આપણે રાજનૈતિક અને લશ્કરી દૃષ્ટિએ કહ્યું. પરંતુ આર્થિક ક્ષેત્રમાં પણ જોઇએ છીએ કે કેન્દ્રીકરણથી ઉત્પાદન શકિત વધે છે. સામન્તવાદ અને મૂડીવાદના વચ્ચે વેપારવાદના કાળની શરૂઆતમાં, વસ્તુઓ ગૃહઉદ્યોગથી બનતી. પરંતુ વેપારયુગની આખરમાં જ્યારે બજારમાં વસ્તુઓની માગણી પૂરી પાડવી મુશ્કેલ બની ગઇ ત્યારે વેપારીઓએ કારખાનાં ખોલ્યાં. એમણે માત્ર કાચો માલ, ઓજારો અને સામાન્ય તથા ઉસ્તાદ કારીગરોને એકઠા કર્યાં એટલું જ નહિ, પરંતુ બનેલી વસ્તુઓને વેચવાની જવાબદારી પણ પોતાને માથે લઇ લીધી. અને અંગ્રેજો અને પોર્ટુગીઝોની માફક ભારત, ચીન, અમેરિકા તથા આફ્રિકા વગેરે બધીજ જગ્યાએ પોતાની કોઠીઓ સ્થાપી દીધી અને પોતાના જ કામ કરનારા માણસો રોકીને માલ વેચવાની વ્યવસ્થા કરી દીધી. આને લીધે પહેલાં કરતાં ઉત્પાદન ઘણું વધી ગયું, વસ્તુઓ પણ પહેલાં કરતાં વધુ સારી અને સસ્તી મળવા લાગી. આમ થતાં જેમની પાસે એટલાં સાધનો ન હતાં તેઓ એટલા જ સસ્તા ભાવે માલ વેચી ન શક્યા; અને હરીફાઇમાં પાયમાલ થઇ ગયા. પરિણામે પોતાનો સ્વતંત્ર ઉદ્યોગ છોડી, કોઇ મોટા મૂડીમાલિકના કારખાનામાં નોકરી કરવા ગયા સિવાય તેમનો આરો જ ન હતો. આ રીતે જે ઉદ્યોગધંધાઓ છૂટા છવાયા હતા તે એક કારખાનાના રૂપમાં એકઠા થવા લાગ્યા. વ્યકિતગત ઉત્પાદન, પોતપોતાના

જુદા ચરખા ને જુદી જુદી શાળો બંધ થયાં અને ઉત્પાદને સામાજીક સ્વરૂપ ધારણ કર્યું. આ કેન્દ્રીકરણ અથવા તો સામાજીકરણ એકવાર મૂડીવાદના ઈતિહાસમાં શરૂ થયું એટલે પછી તે પોતાની આંતરિક અનિવાર્ય રીતે આગળ વધતું જ ગયું. કારખાનાંઓમાં પણ નાનાં અને મોટાં, થોડા સાધનોવાળાં ને વધુ સાધનોવાળાં એવા ભેદ હતા. બન્નેમાંથી જે પોતાના માલને વધુ સસ્તો, જલ્દી અને મોટા પ્રમાણમાં વેચે એ જ બજારને સર કરતું. એતો દેખીતું જ છે કે આ હરીફાઈમાં ઓછી મૂડીવાળા મૂડીમાલિકો પોતાનો દાવ નાખી શકે તેવું ન હતું. અને એનું પરિણામ એ આવ્યું કે નાના મૂડીદારો હરીફાઈમાં પાયમાલ થઈ મોટા મૂડી માલિકોના પેટમાં હજમ થવા લાગ્યા. મોટી માછલીઓ નાની માછલીઓને ગળી જાય છે' એ વિકાસ ક્રમ અહીં પણ દેખાય છે.

જ્યારે વરાળ અને વીજળીના બળે યંત્રો ચાલવા લાગ્યાં ત્યારે તો આ કેન્દ્રીકરણ વધુ જોરથી થવા લાગ્યું. કારણ કે, દર પાંચ સાત વર્ષે યંત્રોમા નવા સુધારા થઇ જાય છે. પહેલાં કરતાં વધુ કામ આપનારાં યંત્રો જૂનાનું સ્થાન લે છે. જે મૂડીમાલિક નવાં યંત્રો નથી લેતો એને એટલાજ કામને માટે વધુ મજૂરોને કામે લગાડવા પડે છે. અને વધુ પગાર આપવો પડે છે. એનું અનિવાર્ય પરિણામ એજ આવે છે કે એનો માલ મોંઘો તૈયાર થાય છે. અને એમ થાય તો પછી બજાર એવા કારખાનાંને કેટલા દિવસ ચાલતું રહેવા દે ? એનું પરિણામ તો એવું જ આવે કે જૂની ગતિએ ચાલતી મિલ વેચાઇ જાય. કોઈ મોટો મૂડીમાલિક એને સસ્તામાં વેચાતી લઈ લે છે. નાના મૂડીમાલિકને એમાં કોઇ સારી નોકરી મળી જાય. મોટો મૂડીમાલિક એ જૂના યંત્રોને બદલીને, મિલમાં નવાં યંત્રો દાખલ કરી એનું ઉત્પાદન વધારે અને વળી પાછી એ મિલ પોતાનું મૂળસ્થાન બજારમાં મેળવી લે છે.

યંત્રોમાં આ નવા સુધારા થવા ઉપરાંત, નાના મૂડીમાલેકોને માટે એક બીજી મુશીબતનો પણ સામનો કરવો પડે છે. આપણે બજારની મંદીની ચર્ચા આગળ કરી છે. માલ બજારમાં ભરાઇ જતાં તથા મજૂરો બેકાર બની જતાં રૂપિયાની કમાણી અને એનું વસ્તુઓ ખરીદવામાં વાપરવું બંને બંધ પડી જાય છે. મંદીના જમાનામાં એક બાજુથી મૂડીમાલિકની કમાણી બંધ પડી જાય છે તથા બીજી બાજુથી મકાન તથા યંત્રોની મરામત તથા સંભાળ, જમીનનું ભાડું, ખુદ પોતાના પરિવારનો ખર્ચ અને બેંકમાંથી લીધેલા રૂપિયાનું વ્યાજ વધતાં જ જાય છે. આ આફતમાંથી બચવાના બે જ રસ્તા નાના

મૂડીમાલેકને માટે રહે છે. કાં તો એણે દેવાળિયાં બની બધું જ ખોઈ દેવું; અથવા તો અનુકૂળ સંજોગો જોઇ પોતાની મિલને કોઇ મોટા મિલમાલિકને આપી દેવી. દરેક આઠમે દસમે વર્ષે જે મંદી અથવા તો આર્થિક કટોકટી આવે છે, એમાં હજારો નાની માછલીઓ મોટી માછલીઓના પેટમાં હડપ થઇ જાય છે અને ઘણા માણસોની મૂડી થોડા માણસોના હાથમાં જાય છે.

મૂડી કેમ જમા થાય છે તેને વિશે આપણે ભારતના બે ભાઇઓનું ઉદાહરણ આપ્યું હતું. તેનાથી જણાશે કે તે ઓછા ખર્ચ અને વેપારી ચતુરાઇનું પરિણામ છે. પરંતુ યુરોપના મૂડીવાદી દેશો—ખાસ કરીને ઇગ્લાંડમાં મૂડી જમા થવાના બીજા રસ્તાઓનો ઉપયોગ થયેલો જણાય છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના અઢારમી સદીના જમાના પર નજર નાખો. કંપની રૂપિયા લઇ, પોતાના સૈનિકોને ખૂબ નફા સાથે હિંદી રાજાઓને ભાડે આપતી. ભાડામાં મોટી મોટી રકમો વસુલ કરતી. જ્યારે એમને પોતાની શકિતનો અંદાજ આવી ગયો ત્યારે એમણે ખુદ પોતાના સ્વાર્થોને માટે લડાઇઓ લડવી શરૂ કરી. અઢારમી સદીના પાછલા ભાગમાં કલાઇવ. હેસ્ટીંગ્સ તથા કોર્નવોલિસના અમલ ઉપર નજર નાખો. અનેક લાગા અને કરો, વેપાર અને કારખાનાં જ એમની આવકનાં સાધનો રહ્યાં ન હતાં; પરંતુ સીધી લૂંટનો જમાનો આવી ગયો હતો. અને તે પણ કયાંક અયોધ્યાની બેગમોનો ખજાનો લૂંટાતો તો કયાંક ચેતસિંહની રાણીઓનું સર્વસ્વ હરણ કરી લેવામાં આવતું હતું! મોટા મોટા રાજાઓ ને નવાબોની પાસેથી જે મોટી મોટી રકમો જાહેર અને ખાનગી રીતે વસૂલ કરવામાં આવતી હતી, એની તો ગણત્રીજ ન હતી. ચાહે આ રૂપિયા સીધા કંપનીએ કોઈ બહાને લૂંટયા હોય કે એના કોઇ નાના મોટા નોકરોના ખીસામાં ગયા હોય, પરંતુ એ ધન ઇગ્લાંડની સંપત્તિ વધારવામાં કારણભૂત બન્યું હતું એ તો નિર્વિવાદ છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં પણ ધન ચૂસવાની ગતિ ભારતમાં લગભગ જેવીની તેવી જ ચાલુ રહી. અલબત્ત કદાચ સીધી લૂંટ ઓછી થઈ ગઇ હોય તો તે એટલા માટે કે હવે ઇંગ્લાંડનો મૂડીવાદી વર્ગ ભારત ઉપર રાજ્ય કરતો હતો. આમ થતાં તે સીધી લૂંટ ચલાવવાને બદલે બીજા હજાર માર્ગ યોજી શકતો હતો. ઓગણીસમી સદીમાં ઇંગ્લાંડની સંપત્તિ નીચે પ્રમાણે વધી—

| | |
|---|---|
| ઈ. સ. ૧૮૧૪ | ૨૩૦ કરોડ પૌંડ |
| ,, ,, ૧૮૬૫ | ૬૧૦૦ ,, ,, |
| ,, ,, ૧૮૭૫ | ૮૫૦૦ ,, ,, |

ઉત્પાદનનાં સાધનોને મોટામાં મોટા રૂપમાં સંગઠિત કરવામાં પહેલ-કરનારા નાના નાના દુકાનદારો હતા. દુકાનદારી મોટા સ્વરૂપમાં સંગઠિત થતાં જગતશેઠ પેદા થયા. એમણે દુનિયાના બધા દેશોમાં પોતાની કોઠીઓ ખોલી પોતાનાં જહાજોમાં ત્યાં માલ પહોંચાડયો. પછી તો ખુદ પોતે જ ત્યાં પોતાના કારખાનાં ખોલ્યાં. નવાં યંત્રોની શોધ થઇ. નાનાં કારખાનાં વધીને મોટાં કારખાનાં બન્યાં, અને એ પણ જુદાં જુદાં વીખરાયલાં ન રહ્યાં પણ એક વ્યવસ્થા અને એક ઉદ્યોગમાં શામેલ થઇ ગયાં. વળી પાછા યંત્રોમાં નવા નવા સુધારાઓ થયા. એથી મજૂરો ઓછા કરવામાં આવ્યા. વ્યવસ્થા વિભાગને વધુ ઓછો ખર્ચાળ તથા વધુ કાર્યશક્તિવાળો બનાવવાને માટે કાપકૂપ થઇ. પેલી બાજુ વેચાણને માટે નાના નાના દુકાનદારોની જગ્યાએ માલિકોના સ્ટોર તથા છૂટક દુકાનો ખુલી.

હવે તો જેઓ જગ્યાએ જગ્યાએ પોતાની આ દુકાનોની જાળ બિછાવી દઈ શકે તેઓજ જીતી જઇ શકે તેવું હતું. આ મોટી કંપનીઓને વળી વધારી, અપાર મૂડી એકઠી કરી "ટ્રસ્ટો" બન્યાં. એમણે ઉત્પાદન અને વેચાણને વધુ કાર્યક્ષમ બનાવવાને માટે તથા હરીફાઇમાં ટકી શકે તે માટે જથ્થા-બંધ અને છૂટક દુકાનોને, નવી સંગઠિત બનેલી ફેક્ટરીઓને બેંક કે સમૂહના માલિકોની છત્રછાયા નીચે સંગઠિત કર્યાં. આ રીતે જે બન્યું તે આ રીતે મૂકી શકાય—

વ્યક્તિગત કારીગર અને નાના દુકાનદાર




બેંકના અંકુશ તળે જથ્થાબંધ ઉત્પાદન અને જથ્થાબંધ તથા છૂટક વેચાણ

## ૩: ઉત્પાદનનાં સાધનો

**યંત્રોનો વિકાસ**—ઉત્પાદનનાં સાધનો અથવા તો ચીજોને તૈયાર કરવાનાં ઓજારોમાં પાછલા અઢી હજાર વરસમાં જેટલો વિકાસ સધાયો અને જેટલા ફેરફારો થયા, એની કોઇ સાથે સરખામણી થઇ શકે તેવું નથી. મનુષ્ય હથિયાર અને ઓજારો ધારણ કરનારું પ્રાણી છે. પથ્થર અને લાકડાંનાં હથિયારોથી શરૂઆત કરીને એ આજથી અઢી હજાર વરસ પહેલાંના સમયમાં પહોંચ્યો ત્યારે પહેલાંના કરતાં એનાં લોઢાનાં હથિયારો સંખ્યા અને ગુણમાં ખૂબ જ તાકાતવાળાં બની ચૂક્યાં હતાં, પરંતુ આજની સાથે એની સરખામણી પણ થઇ શકે નહિ. બુદ્ધના સમયના ભારતમાં અને એરીસ્ટોટલના સમયમાં યૂનાનમાં નીચેનાં સાધનો–હથિયારો હતાં—

| | | |
|---|---|---|
| ઢેકવો (પાણીનો) | સુતારની ફરશી | તીર |
| બે પલ્લાનું ત્રાજવું | વાંસલો | ધનુષ્ય |
| એક પલ્લાનું ત્રાજવું | કુહાડો | શીકું |
| સાંડશી | કરવત | કાવટ |
| ચીપિયો | વેલણ | સુકાન |
| હથોડો | ગાડી | કુંભારનો ચાકડો |
| એરણ | ચૂલો | તાંબા લોઢાનાં પૈડાં |
| ધમણ | ગરગડી | ખુરપી |
| ખૂટા–ખીલા | ગોફણ | કોદાળી |

આ જૂની હથિયારોની યાદીની સાથે નવાં હથિયારોની યાદી કઇ રીતે સરખાવી શકાય ? વર્તમાન યુદ્ધમાં ચાળીસ હજારથી વધુ પ્રકારના યંત્રોની જરૂર પડે છે, એમની મદદથી યુદ્ધનાં હજારો હથિયારો બનાવવામાં આવે છે. ઓજારો ગણાવવાં તો મુશ્કેલ છે. અહીંયાં તો આપણે સાધારણ મશીન અને વીજળીનાં મશીનોના વિભાગોની જ માત્ર નોંધ કરીએ છીએ—

(૧) યંત્રો, તેના વિભાગો તથા ઓજારોની બનાવટ

(ક) વરાળ કે તેલથી ચાલતાં યંત્રો

(૧) ચાલતાં ઇંજીનો (રેલ્વે તથા મોટરનાં)

(૨) અચલ (સ્થિર) ઇંજીનો (કારખાનાંઓમાં)

(૩) બીજાં બળોથી ચાલતાં યંત્રો

(ખ) સામાન્ય ઉપયોગનાં ઘણું કામ આપે તેવાં યંત્રો

(૧) ધાતુ, લાકડાં, પથ્થર તથા બીજા પદાર્થો પર કામ કરવાનાં યંત્રો

(૨) પમ્પ.
(૩) ક્રેન તથા એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડનારાં યંત્રો
(૪) બીજાં યંત્રો
(ગ) ખાસ વિભાગમાં ઘણા કામ આવે તેવાં યંત્રો
(૧) કાંતવાનાં યંત્રો
(૨) ખેતીનાં યંત્રો
(૩) નવો સામાન બનાવવાનાં ખાસ યંત્રો
(૪) બારીક વસ્તુઓ બનાવવાનાં ખાસ યંત્રો
(૫) યુદ્ધનો સામાન બનાવનારાં ખાસ યંત્રો
(૬) જાત જાતનાં યંત્રો બનાવનારાં યંત્રો
(૭) મરામત કરનારાં કારખાનાંઓનાં યંત્રો
(૮) બોયલર અને બીજાં યંત્રો
(૯) વરાળ બોયલર
(૧૦) ખાસ વિભાગોનાં બોયલરો તથા બીજાં યંત્રો
(ચ) યંત્રોનાં ઓજારો અને વિભાગો
(૧) મશીનનાં ઓજારો
(૨) યંત્રોના વિભાગો
(છ) મિલ ગોઠવવી
(જ) જહાજો બનાવવા અને યંત્રો બનાવવાનાં યંત્રો તૈયાર કરવાં.
(ઝ) હવાઇ જહાજો અને એના વિભાગો બનાવવા
(ઞ) ગેસની ટાંકીઓ
(ટ) ગાડીઓ બનાવવી
(૧) બાઇસીકલ
(૨) મોટરગાડી
(૪) અવરજવરનાં બીજાં સાધનો બનાવવાં
(૩) રેલ્વેના ડબ્બાઓ
(ઠ) દિવાલનાં ઘડીઆળો, ટેબલનાં ઘડીઆળો, ખીસ્સા ઘડીઆળો અને એમના ભાગો બનાવવા.
(ડ) પિયાનો, હારમોનીઅમ, ગ્રામોફોન વગેરે વાજીંત્રો બનાવવા.
(ઢ) આંખ સાથે સંબંધ ધરાવતાં યંત્રો અને બીજાં બારીક યંત્રો દૂરબીન–સૂક્ષ્મદર્શક યંત્ર.
(અ) ફોટોગ્રાફના કેમેરા, રેડીઓ, સીનેમા યંત્ર તથા કેટલાય આંખ સાથે સંબંધ ધરાવતાં નાનાં મોટાં યંત્રો.
(આ) દાક્તરોના વાઢકાપ સાથે સંબંધ ધરાવતાં યંત્રો ને ઓજારો.

(ઇ) પ્રાણીવિદ્યા તથા સૂક્ષ્મ જીવોની શોધની સાથે સંબંધ રાખ-નારાં યંત્રો.

(ઈ) હરીકેન, ચીમની વગેરેની બનાવટ.

(૨) વીજળી સાથે સંબંધ ધરાવનારા ઉદ્યોગધંધાઓ

(ક) ડાયનેમો અને વીજળીની મોટરો બનાવવી

(ખ) સૂકી-ભીની બેટરી બનાવવી

(ગ) તાર અને 'ઢાંકેલા' તાર બનાવવા

(ઘ) વીજળી માપવાનાં યંત્રો, ઘડીઆળો અને માલકામનાં યંત્રો બનાવવા

(ઙ) લેમ્પો અને સર્ચલાઇટો બનાવવી

(ચ) સારવારને માટે વીજળીની યંત્રસામગ્રી બનાવવી

(છ) હળવાં કિરણોનાં યંત્રો બનાવવા

(જ) વીજળીને વહી જતી રોકવાનાં યંત્રો બનાવવા

(ઝ) મોટાં કામકાજે માટેના વીજળીની ચીજો બનાવવી

(ટ) દરેક પ્રકારનાં વીજળીનાં યંત્રો અને સામાનની મરામતનાં કારખાનાં.

જૂના સમાજમાં જ્યાં લુહાર, સોની, સુતાર જેવા કારીગરોની ગણી-ગાંઠી જાતોજ મળતી ત્યાં આજની આ અપૂર્ણ યાદી જ જુઓ—

| | |
|---|---|
| મિસ્ત્રી | હવાઈ યંત્રો ચલાવનાર |
| વીજળીના મિસ્ત્રી | ગરગડીવાળા યંત્રો ચલાવનારા |
| ક્રેજર | ટ્રેક્ટરની મરામત કરનાર મિસ્ત્રી |
| આંખ સંબંધેના યંત્ર બનાવનાર | વીજળી ઇજીનીયર |
| કમ્પોઝીટર | રસાયન યાંત્રિક |
| લિથોગ્રાફર | ઇજીન બનાવનાર |
| રેલ્વે લાઇનના ઇન્સ્પેક્ટર | વરાળ-બોયલરના વિશેષજ્ઞ |
| રેલ્વે ઇજીન ડ્રાઈવર | કમ્પોઝટાઇપિસ્ટ |
| ફાયર મેન | ફોટોગ્રાફર |
| મશીન બનાવનાર | કમ્પાઉન્ડર |
| બોયલર-બનાવનાર | રેડિયો-મિસ્ત્રી |
| વરાળથી ચાલતા હથોડા ચલાવનાર | તાર માસ્તર |
| કાપણીનાં યંત્રો ચલાવનાર | વગેરે વગેરે |

જૂના વણકરોની આજના વણકરો સાથે શું સરખામણી થઈ શકે ? નવાં નવાં કારખાનાંમાં પોતાની જાતેજ ચાલનારા સંચાઓ વધારે છે. ફોર્ડના ડેટ્રોઇટના મોટરના કારખાનામાં, માણસની મદદ સિવાય કામ કરી શકે તેવા સંચા જ વાપરવાનો આગ્રહ રાખવામાં આવ્યો છે.

સેંટ પિટર્સબર્ગ (અત્યારના લેનીનગ્રાડ) માં ઇ. સ. ૧૯૧૭ માં ધાતુનાં

કારખાનાંઓનાં કામ નીચેની શાખાઓમાં વહેંચાયેલાં હતાં—

| | | |
|---|---|---|
| યંત્ર વિભાગ | લાકડા પર રાસાયનિક કામકાજ | લોખંડની ઘડાઇ |
| વીજળી વિભાગ | | ધાતુ તપાઇ |
| લુહાર વિભાગ | કારખાના નિર્માણ | માર્ટિન ભઠ્ઠી |
| રેલ્વેના ડબ્બા વિભાગ | સહાયક કામ | ધાતુ સિવાયની વસ્તુઓને (અધાતુ) ઓગાળવાનો વિભાગ |
| બોયલર વિભાગ | પોલાદની ઢળાઇ | |
| ધાતુ ઢળાઇ | લોખંડની ઢળાઈ | |

ઇ. સ. ૧૯૧૪–૧૬માં પિટર્સબર્ગના પુતિલોક કારખાનામાં નીચેના પ્રકારનાં કામદારો કામ કરતા હતા—

| | |
|---|---|
| તાળા મિસ્ત્રી | હથોડાથી કામ કરનાર |
| દબાવનારા મશીનનું કામ કરનાર | પ્રેસ કામ કરનાર |
| બરાબર કરવાવાળું કામ કરનાર | મકાન બાંધનાર |
| છિણીનું કામ કરનાર | ભઠ્ઠી ફુંકનાર |
| મેળવવાનું ,, | ઢાળા ભઠ્ઠીનું કામ કરનાર |
| જોડવાનું ,, | લક્કડ કામ કરનાર |
| સ્ટામ્પ ,, | નળ મિસ્ત્રી |
| ભઠ્ઠી ફોરમેન | ઢળાઈનું કામ કરનાર |
| રોલર પર કામ કરનાર | કાગળ લગાડનાર |
| મિસ્ત્રી | રંગરેજ |
| કાપનાર કારીગર | ટિન મિસ્ત્રી |
| વાસણવાળો ,, | તારનું કામ કરનાર |
| લુહાર | મામૂલી કામ કરનાર |

આ કામ કરનારાએ અનો માસિક પગાર મેળવતા વચલા દરજ્જાના યંત્રકામમાં હોશિયાર એવા બાહોશ મિસ્ત્રી, ઇજીનીયર, વિશેષજ્ઞ, કૃષિ વિશેષજ્ઞ વગેરે કાર્યકરો હોય છે. આ માસિક પગાર મેળવનાર કાર્યકરોની ઉપર વળી બીજા માસિક પગાર મેળવનારા ઉચ્ચ કાર્યકરો–સુપરિન્ટેન્ડન્ટ ડાયરેક્ટર વગેરે હોય છે. એના ઉપર પણ મૂળ ધણી મૂડી માલેક હોય છે, અને એમને ખોટી રીતે સંચાલક કહેવામાં આવે છે. એનું કારણ એ કે મૂડી અને એના ઉપર લાભ કેટલો મળ્યો એ જાણવા સિવાય આખા કારભાર સાથે એમને કશી જ લેવાદેવા નથી હોતી. નફાનો વિચાર ખેડૂતો તથા સામાન્ય જનતા ઉપર કેટલી અસર કરે છે એ વિષે તો આપણે થોડું ઘણું કહી દીધું છે.

મૂડી માલેકે પોતાની નીચે કામ કરનારાઓને જુદી જુદી શ્રેણીઓમાં વહેંચી રાખ્યા હોય છે, અને એમની મજૂરી વગેરે એવી રીતે ઠરાવવામાં આવેલી

હોય છે કે જેથી એમના સ્વાર્થો એમને એક બીજાથી જુદા પાડે. મિસ્ત્રી મશીનનું કામ કરનાર શ્રેણીમાં હોય છે, ઇજીનીઅર, વિશેષજ્ઞ વગેરે બીજી શ્રેણીમાં હોય છે. મૂડી માલેક જે સૌનો વિધાતા છે, એ બધાથી તદ્દન જુદી જ શ્રેણીમાં ગણાય છે. આ બધા જ કામ કરનારાઓ એક વર્ગમાં નથી મળી શકતા. મૂડી માલેક પોતાના કારખાનામાં, જે રીતે સંચાઓને જુદાં જુદાં કામમાં વહેંચી નાખે છે. તે જ રીતે કારીગરોને પણ જુદાં જુદાં કામોમાં લગાવી દે છે. એથી ઉલટું કારીગરો મૂડી માલેકોને એ રીતે કામમાં વહેંચી શકતા નથી. આનું કારણ એ જ છે કે એક સ્વામી છે અને બીજા એની કૃપાને આધીન એવા એના સેવકો છે.

મૂડીવાદી યુગમાં ઉત્પાદનનાં સાધનો કેટલાં વધ્યાં છે એ ઉપરના વર્ણનથી આપણે જાણી શકીએ છીએ. આપણે જેટલા પ્રમાણમાં માનવ શ્રમને વધુ ઉત્પાદક બનાવવા ઇચ્છીએ છીએ, તેટલા જ પ્રમાણમાં યંત્રોને વધુ વાપરવા પડે છે. યંત્રોની ઉત્પાદન શકિતને જેટલા વધુ પ્રમાણમાં વધારવા ઇચ્છીએ એટલું જ એનાં કામોને અનેક હિસ્સાઓમાં વહેંચવું પડે છે. એક નાની એવી સોય જો એક જ લુહાર, એક જ હથિયારથી બનાવવા ધારે તો એમાં શ્રમ એટલો લાગશે કે સોયની કિંમત કેટલાય ગણી વધી જવાની. પરંતુ, આજે સોયો, ટાંકણીઓ વગેરે આટલી બધી સસ્તી મળે છે તેનું કારણ એ છે, કે લોઢા કે પિત્તળના પતરામાંથી કપાઇને તૈયાર થતી અને પેક થતી સોયો કે ટાંકણીઓને, ઝપાટાબંધ સેંકડો યંત્રોમાંથી પસાર થવું પડે છે. દરેક શોધથી યંત્રો અને ઓજારોની સંખ્યા વધે છે. હવાઈ જહાજની શોધની સાથે જ હજારથી વધુ નવાં ઓજારો બનાવવાં પડયાં હતાં. રેડીઓના ઉપયોગની સાથે જ સેંકડો 'પાર્ટસ' બનાવનારા ઓજારો અને યંત્રોનો વધારો થયો. આ વધારાની સાથે ઉત્પાદન તો વધ્યું, પરંતુ જે મિસ્ત્રીના હાથમાંથી સોય પોતાની બધી જ અવસ્થાઓ પસાર કરતી, તે મિસ્ત્રી જેટલો ચતુર હતો, તેટલો આજની સોય બનાવનારો કારીગર ચતુર નથી હોતો. એની પાસે તો સોય એક સેકંડ પણ ટકતી નથી. એ તો પોતાનું યંત્ર કયારે સોયને અડયું અને સોય ત્યાંથી કયારે પસાર થઇ ગઇ તે પૂરૂં જોવાય પામતો નથી. કેમ જાણે મૂડીમાલેકે આ કારીગરને પણ યંત્રોનો એક વિભાગ માત્ર બનાવી દીધો છે; અને પરિણામે કારીગરને પોતાના કામમાં મગજ ચલાવવાની જરૂર પણ રહેવા દીધી નથી.

## ૪: સામ્રાજ્યવાદ અને ઈજારાદારી

મૂડીમાલિકોમાં કઇ રીતે, 'મચ્છ ન્યાય' ચાલી રહ્યો છે અને મંદીના જમાનામાં હરીફાઇમાં ટકી ન શકતાં નાના મૂડીમાલિકો મોટા મૂડીમાલિકોના પેટમાં ચાલ્યા જાય છે એ બધું આપણે કહી ગયા છીએ. બધી જ સ્થિતિમાં મોટા મૂડીમાલિકોની પાંચે આંગળીઓ ઘીમાં જ રહે છે. આ રીતે નાના નાના મૂડીમાલિકોને ગળતાં ગળતાં, થોડા મોટા મોટા મૂડીમાલિકો દુનિયાના કાચા માલ અને બજાર ઉપર મનમાન્યું શાસન કરવા લાગે છે. આને જ ઇજારદારી, એકહથ્થુ માલિકીપણું અથવા તો સામ્રાજ્યવાદ કહે છે.

સામ્રાજ્યવાદની થોડા શબ્દોમાં વ્યાખ્યા આપવાને બદલે, એની ઉત્પત્તિ અને વિકાસના સ્વરૂપ ઉપર નજર નાખીશું તો વધુ સારૂં થશે. મૂડીવાદની સ્થાપના પછી, બજાર અને કાચા માલને માટે જે હરીફાઇ થતી તેમાં વ્યક્તિગત મૂડીમાલિકોને છૂટા મૂકી દેવામાં આવ્યા હતા. બજાર ખુલ્લી હોઇ, જે ઇચ્છે તે પોતાનો માલ વેચે; કાચો માલ તૈયાર હોઇ, જે ઇચ્છે તે ખરીદે. આ મુક્ત વેપારની નીતિ હતી. સૌથી મજબૂત અને સૌથી વધુ જૂનો મૂડીવાદી દેશ ઇંગ્લાંડ તેની હિમાયત કરતો હતો, જો કે ઇંગ્લાંડ પોતાના તાબાના દેશોમાં જરૂર પડયે એ નીતિનો ત્યાગ પણ કરતું.

(૧) ઇ. સ. ૧૮૬૦–૭૦ નો સમય મૂડીવાદના ઉત્કૃષ્ટ વિકાસનો સમય હતો. એ વખતે ખુલ્લી હરીફાઇના આખરી છતાં ઉન્નત દિવસો હતા, ઇજારા પધ્ધતિ આ વખતે શરૂ થઈ. (૨) ઇ. સ. ૧૮૭૩ માં એક જબરજસ્ત મંદી શરૂ થઇ. વધુ કારખાનાંઓ, વધુ ઉત્પાદન તથા નવાં બજારોનો અભાવ એ એનાં કારણો છે. એ બધું આપણે આગળ બતાવી ગયા છીએ. આ મંદીને લીધે નાના મૂડીમાલેકોનાં દેવાળાં નીકળવા લાગ્યાં, અને મોટા મૂડીમાલેકો, પૈસામાં અને શકિતમાં વધુ આગળ વધ્યા. ઇજારા પદ્ધતિએ પોતાનાં ડગ વધુ આગળ ભર્યાં. (૩) ઓગણીશમી સદીની આખરમાં બજાર ખૂબ તેજ બન્યા. મૂડીમાલેકોએ બેય હાથે નફો મેળવ્યો. એમ છતાં ચાલુ સદીની શરૂઆતમાં એટલે ઇ. સ. ૧૯૦૦.–૧૯૦૩ માં એક બીજી જબરજસ્ત મંદી આવી. શાહુકારોની પેઢીઓ ઉપર પેઢીઓ ડુલ થવા માંડી, ઘણાય નાના અને મધ્યમ વર્ગના મૂડીમાલેકો પાયમાલ થઇ ગયા અને એમનાં કારખાનાં મોટા મૂડીમાલિકોના હાથમાં ચાલ્યાં ગયાં. થોડા મૂડીમાલેકોના હાથમાં અપાર ધન અને દુનિયાનાં બધાં બજારો આવી ગયાં. મુકત હરીફાઇ ઓછી થઇ ગઇ, અને એની જગ્યાએ વસ્તુતઃ ઇજારા

પધ્ધતિ આવી. મૂડીવાદ પોતાના વિકાસના આખરી તબક્કા સામ્રાજ્યવાદના રૂપમાં ફેરવાઇ ગયો.

**(૧) મુક્ત-હરીફાઇમાંથી ઈજારા પદ્ધતિ**—ઇજારા પધ્ધતિ અર્થાત અમુક ચોક્કસ પ્રદેશના કાચા અને તૈયાર માલની ખરીદી અને વેચાણનો બધો જ અધિકાર થોડાક મૂડીવાદીઓએ પોતાના હાથમાં રાખવો એ સામ્રાજ્યવાદની મુખ્ય વિશેષતા છે. સામ્રાજ્યવાદ એટલેજ ઇજારા પદ્ધતિવાળો મૂડીવાદ. મૂડીવાદીઓની ઇજારાદારી જાણી બૂઝીને ઉપજાવવામાં આવી હોય તેવું નથી. જે રીતે ખુદ મૂડીવાદ પોતે અસ્તિત્વમાં આવ્યો, તેજ રીતે ઇજારા પદ્ધતિ પણ પરિસ્થિતિમાંથી અનિવાર્ય રીતે ઊભી થઇ છે. મૂડી જે પ્રમાણમાં એક જગ્યાએ જમા થતી ગઇ, અને બજારો જે પ્રમાણમાં થોડા લોકોના હાથમાં આવતા ગયા તે પ્રમાણમાં ઇજારદારી પણ હયાતીમાં આવતી ગઇ.

મોટા મૂડીમાલેકો કયા પ્રમાણમાં વધતા ગયા તેના થોડા આંકડા જોઇએ. ઇ. સ. ૧૮૮૨ માં જર્મનીમાં, દર હજારે ત્રણ મોટી કંપનીઓ હતી. ઇ. સ. ૧૮૯૫ માં એ ૬ થઇ, અને ઇ. સ. ૧૯૦૭ માં નવ તથા ઇ. સ. ૧૯૨૫ માં એ અઢાર થઇ. એ કારખાનાંઓમાં કામ કરનાર મજૂરોની સંખ્યા નીચે પ્રમાણે હતી.

| | દર હજારે મોટી કંપનીઓ | દર સેંકડે મજૂર |
|---|---|---|
| ઇ. સ. ૧૮૮૨ | ૩ | ૨૨ |
| ,, ૧૮૯૫ | ૬ | ૩૪ |
| ,, ૧૯૦૭ | ૯ | ૪૮ |
| ,, ૧૯૨૫ | ૧૮ | ૫૫ |

ઇ. સ. ૧૯૨૫ માં જર્મનીના મજૂરોની અરધાથી વધુ સંખ્યા, થોડીક મોટી મોટી કંપનીઓનાં કારખાનાંઓમાં કામ કરતી હતી. ઇ. સ. ૧૯૨૫ ની જર્મનીની ગણત્રીથી જાણવા મળે છે કે બધાં જ ચાલક બળો (વરાળ, વીજળી અથવા તો તેલ)ના ૮૦ ટકા ભાગ ૨ ટકા કારખાનાંઓના હાથમાં હતો. અને બાકીનાં ૯૮ ટકા કારખાનાંઓ ફક્ત ૨૦ ટકા ચાલક બળો વાપરી શકતાં.

ઇંગ્લાંડમાં પણ ઇ. સ. ૧૮૮૪ અને ૧૯૧૧ ની વચ્ચે સાધારણ કાપડની મિલોને બમણું કામ કરતી, એટલે કે ૨૫ હજારની જગ્યાએ ૬૦ હજાર ત્રાકો ચલાવતી જોઇએ છીએ. મામુલી લોખંડનાં કારખાનાંઓનું પ્રમાણ, ઇ. સ.

૧૮૮૨ કરતાં ઇ. સ. ૧૯૧૩ માં બમણું થયેલું અને ઇ. સ. ૧૯૨૪ માં લગભગ ત્રણ ગણું થયેલું જોઇએ છીએ.

અમેરીકામાં કઇ રીતે નાના મૂડીમાલિકોનો નાશ થયો અને મોટા મૂડીમાલિકોનો વધારો થયો તે એનાથી જાણવા મળે છે કે ઇ. સ. ૧૯૧૪ માં અમેરીકાનાં મોટાં કારખાનાંઓમાં ૭૦.૬ ટકા મજૂરો કામ કરતા હતા, જ્યારે બાકીના ૨૯.૪ ટકા મજૂરો નાનાં કારખાનાંઓમાં કામ કરતા હતા. ૧૦ લાખ ડોલર ( લગભગ ૩ કરોડ રૂપિયા ) થી વધારેનો માલ તૈયાર કરનાર કારખાનાંઓ, દેશના બધા જ મજૂરો અને બધી જ ઉપજના કેટલા ટકાના માલિક હતા એ નીચેના આંકડાઓથી જાણી શકાશે.

| ઇ. સ. | કામ કરનાર ટકા | ઉપજ ટકા |
|---|---|---|
| ૧૯૦૪ | ૨૫.૬ | ૩૮ ,, |
| ૧૯૨૧ | ૪૮.૪ | ૫૯ ,, |

દરેક મંદી પછી મોટા મૂડીમાલિકોની શકિત વધે છે તથા નાનાઓ દેવાળું કાઢે છે. મોટી કંપનીઓ પોતાના બધા જ કારભારને એક ક્રમમાં બાંધી શકે છે, અને સાથે જ તેઓ અંદર અંદર બજાર અને કાચા માલની બાબતમાં મેળ બેસાડી શકે છે. જ્યારે નાની કંપનીઓની મોટી સંખ્યા, કદી એમ કરવામાં સફળ થઇ શકતી નથી. બજાર અને કાચા માલની બાબતમાંની આ સમજાવટ—મેળ જ ઇજારા પદ્ધતિને કાયમી બનાવે છે.

અંગત, વ્યકિતગત સ્વાર્થ મૂડીવાદના મૂળમાં છે. છતાં એના કામની રીત એવી છે કે જેમાં વ્યકિત પાછળ રહે છે. અને સંગઠિત સમૂહ આગળ રહે છે. એક વખતે ધંધો એક એક ઘરમાં જુદો જુદો ચાલતો. માત્ર હિંદુસ્તાનમાં જ નહિ, યુરોપમાં પણ. પરંતુ, પાછળથી વેપારીઓએ જોયું કે જુદા જુદા ધંધાને નાના પાયા પર ચલાવી શકાય છે; છતાં હરીફાઇમાં ટકે છે એ જ કે જે વેપારને મોટા પાયા પર સંગઠિત કરી શકે. મૂડીવાદીઓના હાથમાં રાજ્ય વ્યવસ્થા આવતાં એમણે ફાયદાની એક નવી રીત શોધી કાઢી. જોઇન્ટ સ્ટોક કંપની (સંમિલિત વેપાર મંડળ) માં કેટલાય ભેગા ભળે છે. કદાચ એ કંપની દિવાળું કાઢે છે. તો ફકત એ કંપનીની સંપત્તિમાંથી લેણું વસૂલ કરી શકાય છે. જો એમ ન થઇ શકતું હોત તો તે દેણદારની બધી મિલ્કત મહાજન લીલામ કરાવી શકત. આપની પાસે દસ હજાર રૂપિયા છે. આપે એ બધાને દસ કંપનીઓમાં રોકયાછે. કદાચ એમાંની કોઇ કંપનીનુ દિવાળું

નીકળે છે. તો આપના દસેય હજાર રૂપિયા નહિ પરંતુ એમાં રોકેલા એક જ હજાર રૂપિયા જાય છે. બાકીના આપના નવ હજાર રૂપિયા સલામત રહે છે. આ રીત એટલી આકર્ષક સાબિત થઇ કે મૂડીમાલેકોએ વ્યકિતગત ધંધાને બદલે આવા સમ્મિલિત ધંધાઓ સ્વીકાર્યા.

ધારો કે શેઠ રામકુમાર એક સીમેંટનું કારખાનું ખોલવા ઇચ્છે છે. શેઠજી બધો જ ખર્ચ પોતે આપી શકે તેવું નથી, અથવા તો તેઓ બધો જ ખરચ ઉપાડવા નથી માગતા. તેઓ બીજાઓને કારખાનાના ભવિષ્ય અને ફાયદાની વાત કરી ને એમને ભાગીદાર બનાવવા માટે કબૂલ કરાવે છે. શેઠ રામકુમાર પાંચ લાખની મૂડી કારખાનામાં રોકવા ધારે છે. એને તેઓ દશ દશ રૂપિયાના પચાસ હજાર ભાગ કે શેરમાં વહેંચી નાખે છે. એમાં એય જરૂરી નથી કે શેર લેનારે દરેક શેરના દસે દસ રૂપિયા એ જ વખતે આપી દેવા જોઇએ. એનો અર્થ ફકત એટલોજ કે એક શેરનો માલિક કંપનીમાં ૧/૫૦૦૦૦ ભાગનો ભાગીદાર બને છે. શેર ખાસ કરીને બે જાતના હોય છે. ખાસ જાતના વિશેષ (પ્રીફરન્સ) શેર માટે વાયદો હોય છે કે તેના પર સેંકડે અમુક ટકા ચોક્કસ લાભ મળશે. સાધારણ શેર ઉપર, ભાગના પ્રમાણમાં નફો વહેંચવામાં આવે છે, અને વધુ નફો મળવાનો પણ સંભવ રહે છે. શેરવાળાઓ કંપનીનું ધોરણ નક્કી કરે છે. તેઓ એમના ડાયરેક્ટરોને ચૂંટવાનો અધિકાર ધરાવે છે. એક શેરનો એક જ મત હોય છે. એનો અર્થ એમ કે જેમણે વધુ શેરો ખરીદ્યા હોય, તેમને વધુ મતો મળે. શેઠ રામકુમાર કદાચ કંપનીને પોતાના હાથમાં રાખવા ધારતા હોય તો, સરળતાથી તેઓ ૫૧ ટકા શેર પોતે ખરીદે અથવા તો પોતાના વિશ્વાસુ લોકો પાસે ખરીદાવી શકે. અને ખુદ પોતે ડાયરેકટર બની કંપનીની વ્યવસ્થાને પોતાના હાથમાં લઇ શકે એટલું જ નહિ પરંતુ પોતે ડાયરેકટર તરીકેનું કામ કરે તેના પેટે મોટો પગાર, ભથ્થું, મુસાફરી ખર્ચ વગેરે પણ લઇ શકે.

કંપનીને પોતાના રૂપિયા સલામત રાખવાને માટે જ બેંકની જરૂર નથી. બેંક એમને જરૂર પડે ત્યારે જ રૂપિયા ધીરતી નથી. પરંતુ, બેંક અથવા તો બેંકના ડાયરેકટર, કંપનીની સ્થાપનામાં પણ આર્થિક મદદ આપે છે. આ મદદ જેટલા પ્રમાણમાં વધતી જાય છે એટલા પ્રમાણમાં બેંકનો અધિકાર કંપની પર વધતો જાય છે. બેંક ઉપરાંત બીજા શેર હોલ્ડરો પણ ચોક્કસ વ્યાજના દરથી નાણાં ધીરે છે. એને ડિબેંચર કહે છે. મકાન, જમીનનું ભાડું, ડાયરેકટરની ફી વગેરે કાપી લઇને જે નફો-ધારો કે એ ૯૦ હજાર રૂપિયા છે—બચે છે, એમાંથી

સૌથી પહેલાં બેંકને આપવાની રકમ પતાવવી પડે છે. પછી ડિબેંચરોને, પછી વિશેષ શેરોને અને ત્યાર બાદ સાધારણ શેરોને તેમનું 'ડીવીડન્ડ' ચૂકાવે. એટલે સામાન્ય રીતે લીમીટેડ કંપનીઓના નફાની વહેંચણી નીચે મુજબ કરવામાં આવે છે. *

| | | | |
|---|---|---|---|
| બેંકને આપવાની રકમ | ૧૨,૦૦,૦૦૦) | ઉપર ૭ ટકા | રૂા. ૧૪,૦૦૦) |
| ડિબેંચર | ૨,૦૦,૦૦૦) | ઉપર ૫ ટકા | ૧૦,૦૦૦) |
| વિશેષ શેર | ૩,૦૦,૦૦૦) | ઉપર ૬ ટકા | ૧૮,૦૦૦) |
| સાધારણ શેર | ૨,૦૦,૦૦૦) | ઉપર ૨૦ ટકા | ૪૦,૦૦૦) |
| | | કુલ | ૮૨,૦૦૦) |

કંપનીની થાપણને વધારવી તથા બીજા થોડા રૂપિયા ભવિષ્યના ખર્ચને માટે જમા રાખવા એ બધું સાધારણ શેરના નફાને ઓછો કરીને કરી શકાય છે.

સહિયારી (જોઇન્ટ સ્ટોક) કંપનીઓ કેટલી ઝડપથી વધી છે એ બાબતમાં ઇંગ્લાંડનો દાખલો લ્યો—

| ઇ. સ. | કંપનીની સંખ્યા | ભરપાઇ થયેલી થાપણ |
|---|---|---|
| ૧૮૮૪ | ૮,૬૯૨ | ૪,૭૫૦ લાખ પૌંડ |
| ૧૯૦૦ | ૨૯,૭૩૦ | ૧૬,૨૩૦ ,, ,, |
| ૧૯૦૫ | ૩૯,૬૧૬ | ૧૯,૫૪૦ ,, ,, |
| ૧૯૧૩ | ૬૦,૭૫૪ | ૨૪,૨૬૦ ,, ,, |
| ૧૯૧૯ | ૭૩,૩૪૧ | ૩૦,૮૩૦ ,, ,, |
| ૧૯૨૪ | ૯૦,૯૧૮ | ૪૩,૫૬૦ ,, ,, |
| ૧૯૨૯ | ૧,૦૮,૬૯૮ | ૫૨,૦૦૦ ,, ,, |
| ૧૯૩૧ | ૧,૧૪,૨૯૫ | ૫૫,૧૫૦ ,, ,, |

* ઇ. સ. ૧૯૪૧માં જુગ્ગીલાલ કમલાપત કોટન મૅન્યુફેક્ચર્સ લિ. [કાનપુર] ૧૫ લાખની મૂડીથી ખુલવાની હતી. એમાં ૧૨॥ લાખના શેર કાઢવામાં આવ્યા હતા. એમાંના ૨૭૦૦ શેર (દરેક સોનો) વિશેષ શેરો હતા અને ૮૧૦૦ સાધારણ હતા, જેના કુલ રૂા. ૧૦,૮૦,૦૦૦ રૂપિયાની ડાયરેકટરોએ પહેલેથી વ્યવસ્થા કરી લીધી હતી. ફક્ત ૧૭૦૦ શેર લોકોને ખરીદવા માટે ખુલ્લા હતા. વિશેષ શેરોનું વ્યાજ ૬ ટકા હતું. ડાયરેકટરોમાં પદમપત, કૈલાસપત તથા લક્ષ્મીપત સિંહાનીઆ પોતે ખુદ બેંકરો હતા. બાકીના ત્રણ ડાયરેકટરોમાં રાય રામનારાયણ બેંકર, કોકલસ તથા ગર્ગ કારખાનાવાળા અને વેપારીઓ હતા.

આનો અર્થ એમ થયો કે ઈ. સ. ૧૮૮૪ કરતાં ઈ. સ. ૧૯૩૧માં મૂડી લગભગ બાર ગણી વધી ગઈ.

સહિયારી (જોઈન્ટ સ્ટૉક) કંપનીઓના પ્રચારે સામ્રાજ્યવાદની ઇજારા પદ્ધતિને કાયમી કરાવવામાં બે રીતે મદદ કરી. (૧) કંપનીઓનું સ્વરૂપ વ્યક્તિગત અથવા તો પારિવારિક ન હોવાથી, કંપનીઓને પોતા સાથે મેળવી લેવામાં જૂથ બાંધી લેવામાં તથા એક જ વ્યવસ્થા નીચે બધા જ કારભારને લાવવામાં ખૂબ જ સગવડ થઈ પડી. (૨) નિષ્ક્રિય ભાગીદારોને (શેરવાળા તો જાણતા પણ હોતા નથી કે એમનું કારખાનું કયાં છે. એમને ફક્ત નફાના ભાગ સાથે જ મતલબ રહે છે) રૂપિયાથી સટ્ટાબાજી કરવાનો ભારે મોકો મળી રહે છે.

કહેવા પૂરતી તો આ કંપનીઓ હજારો ભાગીદારોની હોય છે, પરંતુ ખરી રીતે એક અથવા તો બે ડાયરેક્ટરો એમાં કરતાકરાવતા હોય છે. એમના ઉપરાંત રોજબરોજ વ્યવસ્થાતંત્ર ચલાવનારા એક કે બે મેનેજરો (ઉત્પાદન મેનેજર, વેપાર મેનેજર) હોય છે. ડાયરેક્ટરો કંપનીને એક પ્રકારના પરિવારના કારભાર જેવી બનાવી દે છે. અને જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં દીકરા, જમાઈ, ભાણેજ, ભત્રીજા તથા બીજા સંબંધીઓને તેઓ ઘુસાડી દે છે.

ડાયરેક્ટરો પોતાની સત્તા તથા પોતાના કારખાનાની સમૃદ્ધિને કાયમ રાખવાને માટે જરૂર પડયે કોઈ મોટા રાજદ્વારી નેતા કે કોઈ ઉચ્ચ સરકારી અધિકારીના સંબંધીને પણ એમાં સ્થાન આપી પોતાના હાથમાં રાખે છે. આ વસ્તુ હડતાળ તથા સરકારી કે બિન સરકારી કામો (કંટ્રાકટ વગેરે)ને માટેના સોદાને સમયે ખૂબ જ ફાયદાકારક બને છે. અમુક કંપની અમુક નેતાના સાવ નાલાયક દીકરાને પાંચસો રૂપિયાના પગારથી જગ્યા આપે કે અમુક જજ કે કલેકટર કે પ્રધાનના ભત્રીજા કે જમાઈને સાતસોના પગારથી નોકરીએ રાખે, એ બધું ઉપર જણાવ્યું તેવી મતલબને માટે જ હોય છે.

'સૂતા ભાગીદારો' દેવાળાના જોખમમાંથી બચી જવા માટે પોતાના રૂપિયા એક સાથે ઘણીય કંપનીઓમાં રોકે છે. એટલે ઇચ્છા હોય તો પણ તેઓ ન તો એ કંપનીઓની વાર્ષિક બેઠકોમાં ઉત્સાહ રાખે છે કે ન તેઓ મત આપવામાં ઉત્સાહ રાખે છે. જ્યાં સુધી એમને નફાની રકમ સારા પ્રમાણમાં મળ્યા કરે છે ત્યાં સુધી, તેઓ ડાયરેક્ટરના વખાણ કરે છે. આનું પરિણામ એ આવે છે કે, થોડા જ રૂપિયા રોકીને પણ મૂડીમાલિકોની એક નાની એવી

જમાત, આખી કંપનીને પોતાના સ્વાર્થ મુજબ ચલાવી શકે છે. તાતા, દાલમિયા, જુગ્ગીલાલ, બિરલા, હુકમચંદ વગેરેની બધી કંપનીઓને આ નજરે જો આપણે બારીકાઇથી તપાસીએ તો આ વસ્તુની સચ્ચાઈ જણાઇ આવશે.

ફક્ત એક બે ડાયરેક્ટર કઇ રીતે આખી કંપનીને પોતાની મુઠ્ઠીમાં રાખે છે, એ આપણે જોયું. જ્યારે આ જ ડાયરેક્ટર ઘણી ય જાતની, ઘણી ય કંપનીઓને હાથ કરીને, નાના મૂડીમાલિકોને હરીફાઇમાં હરાવી દેવાળીઆ બનાવવામાં અથવા તો કારભારની ફેરબદલી કરાવવામાં સફળ થાય છે, ત્યારે બજારમાં હરીફના અભાવે ઇજારદારી સરમુખત્યારી કાયમ થાય છે. દરેક મૂડીવાદી કારભારમાં ઇજારદારીની બોલબાલા હોય છે.

આ વસ્તુ મૂડીવાદી દેશોના એમના અંદરના કારભારને જ લાગુ પડે છે એવું નથી. એમને આધીન રહેલા દેશોને પણ એ લાગુ પડે છે. જહાજો, રેલવે, મોટર બસો, હવાઇ અવરજવર, લોખંડ પોલાદનાં ઉત્પાદન, દૂધ અને બીજી વસ્તુઓની વહેંચણી, વગેરે કામકાજો ફક્ત ઇંગ્લાંડમાં જ ઇજારા પદ્ધતિથી ચાલતાં થયાં છે એવું નથી. પરંતુ હિંદુસ્તાન તથા આફ્રિકાના કરોડો મજૂરોની બનાવેલી વસ્તુઓ કે, એમનો કારભાર પણ ઇજારદારીનું સ્વરૂપ લઇ ચૂકેલ છે.

ઇંગ્લાંડની પી. એન્ડ ઓ. કંપની દુનિયાભરમાં પોતાના જહાજો ચલાવે છે. એમના વિશાળ ધંધાના રૂપને અંદરથી જુઓ તો માલુમ પડશે કે, એની નીચે કેટલીય જૂની નાની નાની કંપનીઓની લાશો પડેલી છે. હિંદુસ્તાનના સમુદ્રના કિનારાઓ તથા મોટી નદીઓમાં જહાજો ચલાવવાને માટે, પોતાની છત્રછાયામાં એમણે એક બીજી બ્રિટિશ ઇંડિયા નેવીગેશન કંપની ખોલી છે. બીજી વિલાયતી કંપનીઓ સાથે લડીને કે સમજાવટ કરીને એની ઇજારદારીનું ક્ષેત્ર કેટલી હદ સુધીનું છે એનો એણે ફેંસલો કરી નાખ્યો છે.

ભારતના મૂડીમાલિકોએ પોતાની કંપની ખોલીને જ્યારે જ્યારે જહાજો ચલાવવાં શરૂ કર્યાં, ત્યારે ત્યારે આ કંપનીએ પોતાનાં ભાડાં ઘટાડીને એમને લાખો રૂપિયાની ખોટ ખવડાવી છે; તથા દેવાળું કાઢવું પડે અથવા તો તેઓ પોતાના હાથમાં વેચાઈ જાય એવી પરિસ્થિતિ નિર્માણ કરી છે.

બહુ લાંબા સમય પહેલાંની વાત નથી. એક વખત એવો આવ્યો હતો કે, જ્યારે કલકત્તાથી રંગૂનનું ભાડું એમણે ફક્ત એક રૂપિયો કરી નાખ્યું હતું!

કરોડોની મૂડીવાળા જૂથની કંપની લાખ બે લાખનું નુકસાન સહી શકે છે. એની સરખામણીમાં ભારતની નાની મોટી કંપનીની તો એટલા નુકસાનથી કમર ભાંગી જાય. એટલે જ હિંદુસ્તાનીઓએ આ ક્ષેત્રમાં કરેલા કેટલાય પ્રયાસો એળે ગયા છે.

સિંધિયા કંપની મોટી મૂડીની સાથે ખોલવામાં આવી હતી, એટલે એ બચી ગઇ. ઉપરાંત એની હરીફાઇમાં જ્યારે જ્યારે અંગ્રેજી કંપનીઓએ ભાડા બાબતની લડાઇ છેડી ત્યારે ત્યારે રાષ્ટ્રીય નેતાઓ તથા ધારાસભાના સભ્યો ભારે વિરોધ ઉઠાવતા. અને અંગ્રેજી શાસકોના સ્વાર્થનો ઘડો ફોડી નાખતા. દેશની વધતી જતી રાષ્ટ્રીય જાગૃતિ તરફ આંખો મીંચી દઇને, પહેલા મહાયુધ્ધની પહેલાના જમાનાની રીતે ચાલવું અંગ્રેજ શાસકોને માટે મુશ્કેલ હતું.

સમાચારોને દેશ વિદેશમાં મોકલવાની રૂટરની એજન્સી આખા બ્રિટિશ સામ્રાજ્યમાં અને એની પણ બહાર ફેલાયેલી છે. એણે હિંદુસ્તાનમાં એસોશિયેટેડ પ્રેસના નામથી પોતાની એક શાખા ખોલી રાખી છે. રૂટરનો કરોડોનો કારભાર ચાલે છે. એની પાસે જબરું સંગઠન અને મોટામાં મોટા શાસકની પાસે પહોંચવાનાં સાધનો છે.

ભારતમાં પોતાની સ્વતંત્ર સમાચાર એજન્સી ખોલવાના ઘણી વાર પ્રયાસો કરવામાં આવ્યા છે. અને ખૂબ જ મુશ્કેલીથી, યુનાઇટેડ પ્રેસને કાયમ બનાવવામાં સફળતા મળી છે. આમ છતાં એના રસ્તામાં એટલી બધી અડચણો પડેલી છે કે એ સારી રીતે ફાલી ફૂલી શકતી નથી.

એસોશિયેટેડ પ્રેસને સરકારી મંડળો અને સરકારી સાધનોની મદદ તથા પોલીસ વગેરેની અડચણોમાંથી મુક્તિ મળે છે. એટલું જ નહિ, પરંતુ પરદેશોમાં મોકલવાને માટે એની જ મારફત રૂટર, હિંદુસ્તાનના ખબરો એકઠા કરાવે છે.

ભારતના વેપારીઓ પહેલા આડયાતિઓ જેવો જ વેપાર કરતા. વિદેશી કારખાનાંઓમાં બનેલા માલની એજન્સીઓ લઇને, એને વેચીને જ તેઓ નફો મેળવતા. પહેલા મહાયુદ્ધ પહેલાં લગભગ બધો જ વણિક વેપારી સમાજ [મારવાડીઓ ખાસ કરીને] વેપારવાદમાંજ લાગ્યો હતો. પરંતુ હવે એ અવ-

સ્થા રહી નથી.× હિંદુસ્તાની મૂડીમાલિકોએ કાપડ, લોખંડ, મોરસ, સીમેંટ, વગેરેનાં હજારો કારખાનાંઓ ખોલ્યાં છે. તાતા–બિરલા વગેરેનાં નામો હિંદુસ્તાનની બહાર પણ પહોંચવા લાગ્યાં છે. જે મારવાડી જાત અભડાવાની બીકે લંકા(સીલોન) જવાની હિંમત કરતી નહિ તે હવે લંડન ન્યુયોર્ક, ટોકીઓ સુધી વેપારની સફરો કરે છે. અને દુનિયાના મૂડીવાદી બિરાદરોમાં સામેલ થઈને નવાં નવાં ક્ષેત્રો ઉપર અધિકાર જમાવતા જાય છે. બીજા ધંધાઓની માફક અંગ્રેજી અખબારોનો ધંધો પણ પહેલાં અંગ્રેજ મૂડીમાલિકોના હાથમાં હતો. એમનું કામ માત્ર તાજા સમાચારો આપવાનુંજ ન હતું, પરંતુ મૂડીવાદ અને એના શાસનને મજબૂત બનાવવાનું તથા કોઈ પણ પ્રકારની રાષ્ટ્રીય જાગ્રતિને માથું ઉંચકવા ન દેવાનું પણ હતું. ભારતના હિતની વકીલાત કરનારાં તથા ભારતની મૂડીમાંથી ચાલનારા એક બે અખબારો ધીરે શ્વાસે ચાલવા લાગ્યાં હતાં, પરંતુ પ્રચાર અંગ્રેજોનાં અખબારોનો જ વધારે હતો. કારણ કે રૂટરના જેવીજ એમને વિશેષ સગવડ મળતી.

× કાનપુરના, સિંહાનીયા, (પદ્મપત) કૈલાસપત, લક્ષ્મીપત પરિવારની મિલ જુવો:

| | | |
|---|---|---|
| ૧ | જુગ્ગીલાલ કમલાપત કોટન સ્પીનીંગ–વીવીંગ મિલ્સ | કાનપુર |
| ૨ | જુગ્ગીલાલ કમલાપત જ્યુટ મિલ | કાનપુર |
| ૩ | ,, ,, લોખંડ—પોલાદ કંપની | ,, |
| ૪ | લક્ષ્મીનારાયણ કોટન મિલ | ,, |
| ૫ | પુઆલ ઉપજ (કાર્ડ બોર્ડ પૂઠા વગેરે) લીમીટેડ | ભોપાળ |
| ૬ | પ્લાસ્ટીક પ્રોડક્ટ લીમીટેડ | કાનપુર |
| ૭ | સ્નોવ્હાઇટ ફૂડ પ્રોડક્ટ (ખાદ્ય) કંપની | કલકતા |
| ૮ | મોતીલાલ પદ્મપત શ્યુગર મિલ | કાનપુર |
| ૯ | કમલાપત મોતીલાલ ગુટૈયા સ્યુગર મિલ | ,, |
| ૧૦ | જુગ્ગીલાલ કમલાપત હોઝીયરી ફેક્ટરી | ,, |
| ૧૧ | ,, ,, ,, ફેક્ટરી | કલકત્તા |
| ૧૨ | જુગ્ગીલાલ કમલાપત તેલમિલ | કાનપુર |
| ૧૩ | કમલા બરફ ફેક્ટરી | ,, |
| ૧૪ | જુગ્ગીલાલ કમલાપત બેંકર્સ | ,, |
| ૧૫ | ,, ,, કોટન મેન્યુફેક્ચરર્સ લિ. | ,, |
| ૧૬ | એલ્યુમીનમ | |

પહેલું મહાયુદ્ધ બંધ થયા પછી, આપણા રાષ્ટ્રની નવજાગ્રતિની સાથે રાષ્ટ્રીય પત્રોની માગણી પણ વધી હતી. કેટલાંય અંગ્રેજી પત્રો બંધ થયાં હતાં પરંતુ એથી તો સ્ટેટસમેનની કિંમત વધેલી. એણે કલકત્તા ઉપરાંત દિલ્હીથી પણ પોતાની એક આવૃત્તિ બહાર પાડવી શરૂ કરી હતી. આજે સરકારી ગ્રાહકોનો તો એને હજારો મળેલાજ છે. ઉપરાંત બીજા હજારો વાંચકો તે ખરીદે છે, કારણકે એમાં સરકારી અને બિન-સરકારી પ્રવાહોના ખબરો જલદીથી મળે છે. એમની કમાણી પણ ઘણી મોટી છે. એટલે સારા યોગ્ય સંપાદકીય વિભાગ ઉપર પણ તેઓ ખૂબ રૂપિયા ખર્ચે છે. એથી એ સરસ રીતે સંપાદિત થઈને બહાર પડે છે. એમના સ્વાર્થનું જ એ પ્રચારક હોવાને લીધે, બધીજ સરકારી જાહેરાતો તથા વેપારીઓની જાહેરાતો પણ એમને મોટા પ્રમાણમાં મળે છે.

આ બધું હોવા છતાં ય હવે આ ક્ષેત્રમાં ભારતના મૂડીમાલિકો પણ દાખલ થવા લાગ્યા છે. તેઓ જાણે છે કે છાપાંઓ માત્ર નફો મેળવવાનું જ સાધન નથી, પરંતુ મૂડીવાદની સામે સ્વતંત્ર માનસના બુદ્ધિજીવીઓના જે હુમલા થાય છે તથા મજૂરોની જે અથડામણો થાય છે તેની સામે ટકવાને તથા બચવાને માટેનું એ ઉત્તમ સાધન છે. ઉપરાંત અંગ્રેજ શાસકો પાસેથી વધુ છૂટછાટ મેળવવામાં પણ એ ઉપયોગી નીવડે છે. દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના અનુભવે, ભારતના મોટા મોટા મૂડીમાલેકોને આ વાતની ખાત્રી કરાવી આપી છે. 'હિંદુસ્તાન ટાઇમ્સ' આ લોકોના હિતની ખાતર ચાલુ ગોળીબારો કરે છે. ક્યારેક એ અંગ્રેજ રાજકર્તાઓની વિરૂદ્ધ તંત્રીસ્થાનેથી અગ્રલેખો લખે છે અને ઠઠ્ઠાચિત્રો છાપે છે. ક્યારેક મજૂરોની હડતાળો અને માગણીઓની વિરૂદ્ધ એ અવાજ ઉઠાવે છે. રશિયા અને સમાજવાદીઓની વિરૂદ્ધ ઝેર ઓકવાને માટે ય એ હંમેશ તૈયાર રહે છે.

જર્મનીએ રશિયા પર હુમલો કર્યો ત્યારથી એ જાણતું હતું કે, રશિયા હારે એનો અર્થ ઇંગ્લાંડ હારે, અને એથી અમેરીકાના પ્રભાવને નુકસાન પહોંચે એટલું જ નહિ, પરંતુ હિંદુસ્તાન પણ રંગ અને જાતિભેદના કટ્ટર પ્રચારક, નિર્દય રીતે ચૂસનાર નાઝીવાદના પંજામાં ચાલ્યું જાય; પછી એમાંથી નીકળવું એ સહેલ નથી. આમ છતાંય રશિયાના યુદ્ધક્ષેત્રના ખબરો વિષેય, 'સ્ટેટસમેન' અને 'હિંદુસ્તાન ટાઇમ્સ'ની સરખામણી કરો તો જણાશે કે ભારતીય મૂડીવાદ નાઝીવાદ તરફથી કોઈ જાતના ભયની કલ્પના કરતો ન હતો.

હું અહીંયાં અખબારી ધંધાની ઇજારદારી વિષે કહેવા માગતો હતો. એક જગ્યાનો પ્રયોગ જોઇને હવે ભારતના મૂડીમાલિકો અખબારો તરફ ઉપેક્ષા કરે તેવું રહ્યું ન હતું. હવે એ દિલ્હીની નવી રાજધાનીથી ભારતની જૂની રાજધાની પટણા સુધી પગ ફેલાવી શકયા છે. અને પરિણામે આજે કોંગ્રેસનું રાષ્ટ્રીય-પત્ર 'સર્ચલાઇટ,' મોટા આકારે અને મૂળ સાજ સમારંભ સાથે નીકળવા લાગ્યું છે. હવે એ હાથથી કોમ્પોઝ કરીને છાપનારૂં અને ઠઠ્ઠાચિત્ર કે ફોટાઓ સિવાયનું મામુલી સર્ચલાઇટ નથી કે જેને કોઇ જૂનવાણી જમીનદાર પોતાના એક ઝાટકાથી મારી નાખી શકે.

આ ઉપરથી હવે હવા કઇ તરફ વહી રહી છે એનો અંદાજ પણ કાઢી શકીએ તેમ છીએ. ઘણા થોડા સમયમાંજ યુકત પ્રાન્ત અને મધ્ય પ્રાન્તમાં એવો સમય આવી જશે કે જ્યારે આપણે મોટી માછલીને નાની માછલીઓ ગળી જતી જોઇશું. અંગ્રેજી અખબારી ક્ષેત્રમાંજ નહિ, પરંતુ 'હિંદુસ્તાન' મારફત હિંદી અખબારી ક્ષેત્રમાં પણ થેલીરાજનો પગરવ થઇ ચૂકયો છે. અને થોડાજ સમયમાં મજૂરો અને કિસાનોના અવાજોનું ગળું દાબી દેવાતું પણ જોવાશે.

અખબારી ઇજારદારી, આપણાં અખબારોને કયાં સુધી લઇ જશે એનું અનુમાન આપણે સહેલાઇથી કરી શકીએ તેવું છે.

મૂડીવાદી ક્ષેત્રમાં ઇજારા પદ્ધતિનો આરંભ ઓગણીશમી સદીના અન્ત પહેલાંજ શરૂ થઇ ગયો હતો. એ વખતે મોટા મોટા મૂડીમાલેકોએ નીચામાં નીચા ભાવ અને કેટલીક વેચવાની વસ્તુઓના પ્રમાણના સંબંધમાં અંદર અંદર સમજાવટ કરી લીધી હતી. ત્યાર બાદ બીજી અવસ્થા વખતે જુદી જુદી કંપનીઓને એકઠી કરી દઇને એક મોટી કંપની બનાવવાની શરૂઆત કરવામાં આવી.

આ વસ્તુ મૂડીમાલેકો, પોતે પોતાના શેર હોલ્ડરો અને ડાયરેકટરોને એકઠા કરી દઇને કરે છે અથવા તો જે કંપનીઓ સ્વતંત્ર સત્તા રાખીને એમની સાથે વેપારની હરીફાઇ કરવા ઇચ્છે છે તેમના ભાવની હરીફાઇ, શેર-બજારની ચિન્તા ઉપજાવે તેવી અફવાઓ તથા બીજા ભલાબૂરા ઇલાજો મારફત તેમને દેવાળીઆ બનવું પડે અથવા તો તેમને ઘુંટણીએ પડવું પડે તેવી સ્થિતિ ઉપજાવીને પાર પાડે છે. ભારતની કેટલીય નાની નાની સિગારેટ કંપનીઓ આ હથિયારનો

ભોગ બની ચૂકી છે, અને હવે એ ક્ષેત્રમાં ફક્ત એક અંગ્રેજી કંપનીનું જ આધિપત્ય છે.

આ રીતે હવે તમે જાણી શકશો કે વિરાટ કેન્દ્રીકરણ, મૂડીમાલેકનાં લાભ, શકિત અને કાર્યક્ષેત્રને ખૂબજ વધારી દે છે. મૂડીવાદી દુનિયામાં આજ કાલ આવા વિશાળ ઘટકો બનેલા છે. તેઓ છાપાંઓ કાઢે છે; તથા કાગળ, શાહી તથા બીજી ઉપયોગી ચીજોની ફેકટરીઓ પણ પોતે ચલાવેછે. ઈંગ્લાંડમાં ગેસ્ટ, કીન અને નેટલફોલ્ડ ફક્ત લોખંડનાં કારખાનાંઓના જ માલિકો નથી, એમનાં પોતાનાં એંજીનીઅરીંગનાં કારખાનાં પણ છે.

## (૨) બેંક માલિકોનું જોર

કારભાર ચલાવવાને માટે પહેલાં પણ વ્યાજે રૂપિયા આપવામાં આવતા, પરંતુ વેપારયુગમાં મહાજનોના ફાંસલાઓ આજની બેંકોના જેટલા કડક ન હતા. મૂડીવાદી યુગની આખરે—સામ્રાજ્યવાદી કાળમાં—બેંકોની શક્તિ એટલી વધી ગઇ કે, સમાજનું જીવનમરણ બેંકોના હાથમાં આવી ગયું છે એમ પણ કહી શકાય. આનું કારણ ઉદ્યોગો અને બેંકોની વચ્ચેના નવા સંબંધો છે. ઉદ્યોગોમાં નાણાં કરજે લેવાની એકધારી જરૂર રહે છે, અને એ પણ લાંબી મુદતને માટે. આ ઉધાર બેંકો આપી શકે છે. બેંકો મૂડી ઉપર નફો મેળવવાને માટે કામ કરતી હોય છે. બેંકોને મળતા નફામાંથી. બેંક પોતાને ત્યાં અનામત મુકાયેલ રૂપિયાનું વ્યાજ આપે છે.

બેંકો પોતે વ્યાજ ઓછું આપે છે. અને કરજદારો પાસેથી વધારે વ્યાજ વસૂલ કરે છે. બેંકોનો કારભાર જેટલા પ્રમાણમાં વધારે, તેટલા પ્રમાણમાં એમને ફાયદો પણ વધારે થવાનો એ ચોક્કસ છે. જેટલી મોટી મૂડી બેંકમાં વધારે રોકવામાં આવે. એટલા પ્રમાણમાં એની શાખાઓ વધવાની. એની ઉપર લોકોનો વિશ્વાસ વધુ બેસશે. અને લોકો એ બેંકમાં નાણાં વ્યાજે ધીરવા પણ વધુ આવશે. આ તો 'રૂપિયો રૂપિયાને ખેંચી લાવે' એવી વાત છે.

પાછલાં પચાસ વર્ષોમાં બેંકોનું કેન્દ્રીકરણ ખૂબજ વેગથી થયું છે. ઇંગ્લાંડમાં સંયુકત મૂડીવાળી [જોઇન્ટ સ્ટૉક] બેંકોમાં જેટલી મૂડી રોકાઈ છે એની ૯૦ ટકા મૂડી ત્યાંની પાંચ મોટી બેંકોમાં રોકાઇ છે. એ પાંચ બેંકો લોઇડ, નેશનલ પ્રોવિન્શીઅલ, વેસ્ટ–મિનિસ્ટર, બર્કલે અને મિડલેંડ છે. 'મત્સ્ય ન્યાય' નો પ્રયોગ બેંકોમાં વધુ દેખાય છે. ઇ. સ. ૧૮૯૦ માં ઇંગ્લાંડમાં ૧૦૪ સંયુકત મૂડીવાદી બેંકો પોતાની ૨૨૦૩ શાખાઓ તથા

૬૬૮ લાખ પૌંડ મૂડીથી કામ કરતી હતી. ઇ. સ. ૧૯૩૨ માં એની સંખ્યા ૧૬ ની થઈ ગઈ. એમાં પણ બે તો સ્વતંત્ર નથી. જો કે બેંતાળીશ વર્ષોમાં શાખાઓ ૧૦૧૭૮ ચાર ગણીથી વધુ, અને મૂડી ૧૩૪૫ લાખ પૌંડ—બમણીથી વધારે થઈ ગયેલ છે. આ વધારાને માટે આ આંકડાઓ જુઓ—

૧૩ મે ૧૯૩૩.

| વર્ષ | બેંકની સંખ્યા | શાખાઓ | રક્ષિત ભંડોળ અને મૂડી લાખ પૌંડ | અનામત મૂડી લાખ પૌંડ |
|---|---|---|---|---|
| ૧૮૯૦ | ૧૦૪ | ૨૨૦૩ | ૬૭૮ | ૩૬૮૭ |
| ૧૯૦૦ | ૭૭ | ૩૭૫૭ | ૭૩૮ | ૫૮૬૭ |
| ૧૯૧૦ | ૪૫ | ૫૨૦૨ | ૮૦૯ | ૭૨૦૭ |
| ૧૯૧૫ | ૩૭ | ૬૦૨૭ | ૮૧૭ | ૯૯૨૬ |
| ૧૯૨૦ | ૨૦ | ૭૬૧૨ | ૧૨૮૨ | ૧૯૬૧૫ |
| ૧૯૨૫ | ૧૮ | ૮૮૩૭ | ૧૩૪૮ | ૧૮૦૬૮ |
| ૧૯૩૦ | ૧૬ | ૧૦૦૮૨ | ૧૪૪૩ | ૧૯૭૬૮ |
| ૧૯૩૧ | ૧૬ | ૧૦૧૭૮ | ૧૩૪૫ | ૧૮૨૧૦ |
| ૧૯૩૨ | ૧૬ | ૧૦૦૬૬ | ૧૩૫૨ | ૨૦૬૪૩ |

સ્કોટલેંડમાં પણ ઇ. સ. ૧૮૯૦ માં જ્યાં ૧૦ બેન્કો હતી, ત્યાં ઈ. સ. ૧૯૩૧ માં માત્ર ૮ રહી હતી. આ આઠમાં પણ ચાર તો 'પાંચ મોટી' ને આધીન રહીને કામ કરતી હતી. જો કે આટલા જ વખતમાં એની શાખાઓ ૯૭૫ થી ૧૬૬૩ થઇ ગઇ હતી. અને મૂડી તથા રક્ષિત ભંડોળ ૧૪૮ લાખમાંથી ૩૦૭ લાખ પૌંડ થઇ ગયો હતો.

સંયુક્ત મૂડીવાદી બેંકો ઉપરાંત રોથચાઇલ્ડ, મોર્ગન વગેરે કેટલીય ખાનગી બેંકો છે, જેમાંની કેટલીક 'પાંચ મોટી' બેંકોની સાથે મળેલી છે. એમના ઘટાડા ને કેન્દ્રીકરણ જુઓ—

| સાલ | સંખ્યા | રક્ષિત ભંડોળ અને મૂડી લાખ પૌંડ |
|---|---|---|
| ૧૮૯૫ | ૩૮ | ૧૧૮ |
| ૧૯૧૩ | ૮ | ૩૬ |
| ૧૯૨૦ | ૫ | ૩૧ |
| ૧૯૩૧ | ૪ | ૩૨ |
| ૧૯૩૨ | ૪ | ૨૪ |

ઘસાઈ ભૂંસાઇ ગએલી ખાનગી બેંકોમાંની કેટલીય 'પાંચ મોટી' બેંકોના પેટમાં ચાલી ગઈ હતી.

બેંકો ફક્ત રૂપિયાની વ્યાજે લેવડદેવડ કરે છે; એટલું જ નથી, પણ એ ઘણા કારખાનાંની માલિક પણ હોય છે, એ વસ્તુ અહીં જરા વધારે સ્પષ્ટતાથી કહેવાની જરૂર છે. બેંક એટલે મોટી મોટી ઇમારતો અને બચત સાચવી રાખવા માટેના સેફ ડિપોઝિટ વોલ્ટની સોનાની ઇંટો જ નથી, પરંતુ એ એના માલિક–ડાયરેક્ટરોના સ્વાર્થોનાં બાહ્ય સ્વરૂપો છે. બેંકના આ ડાયરેક્ટરો પોતાના સ્વાર્થથી જે રીતે બેંકો સાથે જોડાયેલા છે તે જ રીતે તેઓ બીજી ધંધાદારી કંપનીઓ સાથે પણ સંબંધ ધરાવે છે. ઇ. સ. ૧૯૩૨–માં બ્રિટનની ૭ મોટી મોટી બેંકોના ૧૭૪ ડાયરેક્ટરો બીજી કંપનીઓના ૧૨૭૫ ડાયરેક્ટર સ્થાનો પર પોતાની સત્તા ધરાવતા હતા.

| બેંક | ડાયરેક્ટર | બીજી કંપનીઓ | વિગત |
|---|---|---|---|
| (૧) બર્કલે | ૩૮ | ૨૦૨ | ૨૧ જહાજોની; ૨૦ પ્રતિષ્ઠિત વેપારી મહાજનો, ૨૪ વીમા કું. |
| (૨) વેસ્ટ મિનિસ્ટર | ૨૫ | ૨૧૧ | ૩૭ વિદેશી બેંકો ૨૯ પ્રતિષ્ઠિત વેપારી મહાજનો. |
| (૩) નેશનલ પ્રોવિન્શીઅલ | ૨૧ | ૧૫૨ | ૧૭ વીમા કું૦ |
| (૪) મિડલેંડ | ૩૨ | ૨૯૧ | ૨૧ કાપડની; ૬૫ પ્રતિષ્ઠિત વેપારી મહાજનો; ૨૪ બેંકો; ૨૪ લોખંડ અને કોલસા. |
| (૫) લોઇડ | ૩૩ | ૨૪૫ | ૧૬ વિદેશી બેંકો; ૨૫ પ્રતિષ્ઠિત વેપારી મંડળોની; ૨૨ વીમાની; ૧૪ લોખંડ કોલસાની; ૯ વીજળીની. |
| (૬) બેંક ઓફ ઇંગ્લાંડ | ૨૫ | ૧૭૫ | ૧૨ લોખંડ અને કોલસાની; ૧૧ જહાજોની; ૨૨ પ્રતિષ્ઠિત વેપારી મંડળોની. |

લેનિનનું કહેવું કેટલું સાચું છે—"બેંકોના વિકાસનું આખરી સ્વરૂપ ઇજારદારીનું એકહથ્થુ સત્તાપણું છે."

જર્મનીમાં પણ આજ વસ્તુ જોવામાં આવતી. ઈ. સ. ૧૯૧૩ માં ત્યાંની ૪૦ મોટી બેંકોમાં જેટલી મૂડી હતી, તેમાંની અર્ધાથી વધુ, આઠ મોટી બેંકોમાં હતી. ઈ. સ. ૧૯૨૬ માં ૧૭ મોટી બેંકો હતી. એમાંની ૭૦ ટકા મૂડીની માલિક તો છ જ બેંકો હતી.

ઈ. સ. ૧૯૩૮ માં અમેરીકાના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે કહ્યું હતું: "આજે જે રીતે ખાનગી સંપત્તિ થોડા જ હાથોમાં એકઠી થઈ રહી છે, તેનો જોટો ઇતિહાસમાં જડે એવું નથી." ૫ ટકા મોટા વેપારીઓ ૮૭ ટકા મૂડી અને સંપત્તિના માલિક છે. અને ૪ ટકા કારખાનાંવાળાઓ દેશના ૮૪ ટકા નગદ નફાની લૂંટ ચલાવે છે. હર્સ્ટ, રોકફેલર, મેલોન, ડુપોન્ટ, ફોર્ડ અને મોર્ગન અમેરીકાના જ નહિ પણ દુનિયાનાં સૌથી મોટા ધનવાન કુટુંબો છે. મોર્ગન કુટુંબના ૧૬૭ માણસો [સંબંધીઓ] ૨૪૫૦ ડાયરેકટર સ્થાનોની સત્તા ધરાવે છે.

ઈ. સ. ૧૯૨૯ માં અમેરીકાનું રાષ્ટ્રીય ધન ૪૨,૫૦૦ લાખ ડૉલર (૧ ડૉલર=આશરે ૩ રૂપિયા) અથવા તો પોણા ચૌદ લાખ અબજ રૂપિયા હતું. દરેક સ્ત્રી, બાળક અથવા પુરુષને એ સરખે ભાગે વહેંચવામાં આવે તો તે ૩૫૦૦ ડૉલર અથવા તો સાડા દશ હજાર રૂપિયાના પ્રમાણમાં વહેંચાય. પરંતુ ખરી હકીકત શી હતી? અમેરિકાના ૧ ટકા ધનવાન લોકો ૮૩ ટકા ફરતા ધનના માલિક હતા. બીજી બાજુથી ૯૯ ટકા જનતા ફક્ત ૧૭ ટકા નાણાં પર અધિકાર ધરાવતી હતી. એ પણ યાદ રાખવા જેવું છે કે ઇ. સ. ૧૯૩૦–૩૭ ની દરમ્યાન અમેરિકાના ૧૭ લાખ ખેડૂતોને—એટલે કે તમામ ખેડૂતોના ચોથા ભાગને પોતાની ખેતીના ધંધાને વેચી નાખવાની ફરજ પડે એવું બન્યું હતું.

ફ્રાંસની બધી મૂડીનો લગભગ બધો ભાગ બસો કુટુંબોના હાથમાં જ હતો. ત્યારે, ઇંગ્લાંડમાં વરસ દહાડે દસ હજાર પૌંડ (૧૩૦ હજાર રૂપિયા) થી ઉપરની આવકવાળી વ્યકિતઓ આઠ હજારથી પણ ઓછી હતી અને એ આવકવેરો આપનારાઓમાં $\frac{1}{100}$ ભાગ છે. એમની સરાસરી આવક વરસ દહાડે ૨૨૦૦૦ પૌંડ (૨૮૬૦૦૦ રૂપિયા) છે.

અહીંની આપણી હિંદુસ્તાની બેંકોના સંબંધમાં પણ કંઇક કહી દેવું જરૂરી છે. હિંદુસ્તાનની સૌથી નવી મોટી બેંક રિઝર્વ બેંક છે. એની સ્થાપના ઇ. સ. ૧૯૩૪માં ૫ કરોડ રૂપિયાની મૂડીથી થઇ. કહેવા પૂરતી તો એ સરકારી બેંક છે, અને એના સૌથી ઊંચા હોદ્દેદારને સરકાર જ ચૂંટે છે, પરંતુ એમાં

વિલાયતી મૂડીમાલિકોના રૂપિયા સૌથી વધુ રોકાયેલા છે. અને વિલાયતની સરકાર પણ વિલાયતી મૂડીમાલિકોની નોકર છે.

આ ઉપરાંત ભારતમાં બીજી પાંચ મોટી બેંકો છે—

| નામ | સ્થાપના | મળેલી મૂડી (રૂપિયા) |
|---|---|---|
| ૧ ઇમ્પીરીઅલ બેંક | ૧૯૨૧ | ૫૬૨ લાખ (૧૯૨૭) |
| ૨ સેંટ્રલ બેંક | ૧૯૧૧ | ૧૬૮ લાખ (૧૯૩૧–૩૬) |
| ૩ અલ્હાબાદ બેંક | ૧૮૬૫ | |
| ૪ બેંક ઓફ ઇંડિયા | ૧૯૦૬ | |
| ૫ બેંક ઓફ બરોડા | | |

ઇમ્પીરીઅલ બેંક પણ સરકારી બેંક છે; એટલે કે એની ઉપર વિલાયતી મૂડીમાલિકોની સત્તા છે. સેંન્ટ્રલ બેંક સૌથી મોટી બિન–સરકારી તથા હિંદુસ્તાની બેંક છે. અને સર સોરાબજી પોછનાવાલાએ તેને સ્થાપી અને વિદેશી હરીફાઇમાં એને ટકાવી રાખીને આગળ વધારી. પંજાબ નેશનલ બેંક એ છટ્ઠી સૌથી મોટી બેંક છે. આપણા દેશના રાષ્ટ્રીય નેતા લાલા લજપતરાયે તે સ્થાપી હતી.

ખાનગી બેંકો પણ કેટલીય છે. પરંતુ તે બધીજ બીજી મોટી બેંક અને બેંકરોની કૃપા સિવાય પોતાનું અસ્તિત્વ ટકાવી શકતી નથી.

બેંકના માલિકો ખાણો, કારખાનાં વગેરે ધંધાઓમાં કેવી રીતે સામેલ હોય છે, એ આપણે ઉપર જોઇ ગયા છીએ. વીમા, રેલ્વે, જહાજો વગેરે બધાજ ધંધાઓ પર કાબૂ મેળવ્યા સિવાય, તથા મૂડીવાળા બધા જ ધંધાઓને એકત્રિત કર્યા સિવાય પૂરેપૂરો નફો મેળવવો અને સૌની હરીફાઇમાં જીવતાં રહેવું એ મુશ્કેલ છે. એટલે જ આપણે બિરલાઓને શણ, કાપડ ને ખાંડનાં કારખાનાં જ નહિ, પરંતુ વીમા કંપનીઓ ને બેંકો પણ ચલાવતા જોઇએ છીએ. દાલમીયાંની સીમેંટ, કાગળ અને ખાંડની મિલો ચાલે છે. એ ઉપરાંત ભારત વીમા કંપની પણ એની જ થઇ ચૂકી છે. હુકમચંદ અને બીજા મૂડીમાલેકોનું પણ એવું જ સમજવું.

ભારતની પરતંત્રતાને લીધે ભારતના મૂડીમાલેકોને વધુ હાથપગ ફેલાવવાનો અધિકાર નથી મળ્યો. તેમ છતાં ય આપણે ત્યાંની બેંકો, વીમા તથા બીજી કંપનીઓના ડાયરેકટરોની યાદીઓ જોશો તો એમાં કેટલાય જાણીતા રાષ્ટ્રીય નેતાઓ અને કૌંસીલના કે ધારાસભાના સભ્યોને જોશો. એના હોદ્દે-

દારોમાં તો ઉચ્ચ અધિકારીઓ અને પ્રધાનોના સંબંધીઓને પણ જોશો.

ઇંગ્લાંડ, અમેરીકા, જર્મની, ફ્રાન્સ વગેરે દેશોમાં રાજસત્તા અને થેલીસત્તાનો સુમેળ વધુ પ્રમાણમાં મજબૂત બનેલ છે. ઇંગ્લાંડમાં પાર્લામેન્ટની ઉમરાવ સભાના સભ્યોને તમે મોટી મોટી રેલ્વે, બેંકો ને કારખાનાંમાં બધે જ જોશો. પ્રધાન જ્યારે પ્રધાનમંડળમાં આવે છે ત્યારે એણે એના ડાયરેકટરપદનું રાજીનામું આપવું પડે છે. પરંતુ આ વિયોગ તો થોડા સમય માટેનો હોય છે. કંપની એ સારી રીતે સમજતી હોય છે કે એમનો ડાયરેકટર ત્યાં સરકારપદે ગયો છે, તે ત્યાંથી પોતાના કારભારમાં સીધી રીતે નહિ તો આડકતરી રીતે દેશમાં જ નહિ પણ પરદેશમાં પણ પોતાનો વેપાર વધારવાની સારી તક આપશે જ. ઉપરાંત એમનું પ્રધાનમંડળ વીખરાઇ જતાં જ, એ પોતાની જગ્યાએ ભૂતપૂર્વ પ્રધાનની રૂએ આવી બિરાજશે એ પણ એ જાણે છે. ઇંગ્લાંડના નાણાં ખાતાના મોટામાં મોટા અધિકારી પોતાને નિવૃત્તિ મળતાં જ બેંકોના ઉચ્ચ સ્થાનના અધિકારી બની જાય છે. પેન્શન મળેલા યુદ્ધના મોટા મોટા સ્થાનનાં અધિકારીઓને દારૂગોળાનાં કારખાનાંના ડાયરેકટરો શા માટે બનાવવામાં આવે છે? એટલા જ માટે કે મોટા મોટા સરકારી ઇજારાઓમાંથી પૂરેપૂરો નફો મેળવવાનો એમને મોકો મળે.

ગેસ્ટ, કીન અને નેટલફીલ્ડ એકઠા કરીને ૧૨૦ લાખ પૌંડ (૧૫૬૦ લાખ રૂપિયા) ની મૂડી કોલસા અને લોખંડના ધંધામાં રોકી છે. એના ઉપર ચેમ્બરલેનના પરિવારનું આધિપત્ય છે. ગેસ્ટ અને કીનનો દક્ષિણ વેલ્સના બોલ્ડવીન ઉદ્યોગો સાથે સંબંધ છે. નેવીલ ચેમ્બરલેનના બાપ જોસેફ ચેમ્બરલેને નેટલફીલ્ડ અને ચેમ્બરલેન–ઉદ્યોગોને વધાર્યા, અને ઇંગ્લાંડના સ્ક્રૂના વેપાર ઉપર એકહથ્થુ સત્તા જમાવી. જોસેફ ચેમ્બરલેને જ ચેમ્બરલેન પરિવારના મોટા ઉદ્યોગોનો પાયો નાખ્યો.

આપણે જાણીએ છીએ કે જોસેફ ચેમ્બરલેન બોઅર–યુદ્ધના જમાનામાં સંસ્થાનિક મંત્રી હતા. ઇ. સ. ૧૯૦૦ માં ચેમ્બરલેન પરિવાર ઉપર જબરા આક્ષેપો થયા હતા અને બૂમરાણ મચી હતી કે એમની કંપની-ઇલિયટ મેટલ એન્ડ ટયૂબ લિમિટેડે–યુદ્ધના કોન્ટ્રાકટમાંથી ખૂબ નફો મેળવ્યો છે. સામાન્ય એવી કહેવત થઇ પડી હતી કે, "બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર જેટલો વધારે, તેટલા જ પ્રમાણમાં ચેમ્બરલેનના ઇજારા પણ મોટા." બોલ્ડવીનની માફક નેવીલ

ચેમ્બરલેને પણ રાજકીય નેતા તરીકે નહિ પરંતુ વેપારી તરીકે જીવનનો આરંભ કર્યો.

ઈ. સ. ૧૯૨૦ સુધી નેવીલ ચેમ્બરલેન ઇલિયટ મેટલ કંપની જે હવે ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રી કહેવાય છે તેના, બર્મિંગ્હામ સ્મોલ આર્મ્સ લિમિટેડ અને હોસ્કીન એન્ડ સન્સ (નૌકાસૈન્યના ઠેકેદાર)ના ડાયરેક્ટર હતા. ચેમ્બરલેન જ્યારે બર્મિંગ્હામ સ્મોલ આર્મ્સના ડાયરેક્ટર હતા ત્યારે એનો નફો ઇ. સ. ૧૯૧૩માં ૧૮૯૦૦૦ પૌંડ હતો. ઈ. સ. ૧૯૧૫માં ૪૦૮૦૦૦ હતો, અને ઇ. સ. ૧૯૧૮ માં એ ૪૩૫૦૦૦ થયો હતો. ઇ. સ. ૧૯૧૫–૧૯ માં ૨૦ ટકા નફો વહેંચાયો હતો. ઇ. સ. ૧૯૩૫માં આ કંપનીને ૨૦૦૦ પાઉન્ડ નફો થયો હતો, પરંતુ ઇ. સ. ૧૯૩૮ માં એ સાડા ચાર લાખ પૌંડ થઈ ગયો.

આ શસ્ત્રીકરણના જમાનામાં બીજી શસ્ત્રો ઉત્પન્ન કરનારી કંપનીઓએ પણ ખૂબ નફો કર્યો હતો. ઇંગ્લાંડની બાર મોટી કંપનીઓનો નફો ઇ. સ. ૧૯૩૫ માં ૧૨,૨૦,૦૦૦ પૌંડ હતો તે ઇ. સ. ૧૯૩૮ માં વધીને સાડી એકતાળીશ લાખ થઈ ગયો હતો. ચેમ્બરલેન જ્યારે રાષ્ટ્રની સેવા ઉપર ભાર આપતા ત્યારે એ પેલા પાંચ ટકા લોકો કે જેમની પાસે ૯૫ ટકા દોલત હતી તેમની સેવાની વાત કરતા.

જો પાછલાં પચીસ વર્ષોની યુરોપની સરકારની લેવડદેવડ પર નજર નાખીએ, ઉચ્ચ સ્થાનના મંત્રીઓ અને ઉચ્ચ અધિકારીઓ તથા મૂડીમાલિકોની વચ્ચે થયેલી અવિધીસરની આપલેનો વિચાર કરીએ (જેની પોલ ખુલી ગયેલી છે) તો એનું વર્ણન કરવાને માટે તો એક જુદા સ્વતંત્ર પુસ્તકની જરૂર પડે. આમ છતાંય, જેટલા ભેદો ખૂલી ગયા છે તેના કરતાં કેટલાય ગણા તો કદી પ્રકાશમાં આવ્યા જ નથી. ઉપરાંત બીજા કેટલાયે એવા પ્રકારો છે જે કાયદાના બંધનમાં આવી શકતા નથી. જે કાયદાઓ છે તે પણ વ્યક્તિગત સંપત્તિના કામચોર શાસક માલિકોએ પોતાના ફાયદા માટેજ બનાવેલા છે.

**[3] મૂડીને એક દેશમાંથી બીજા દેશમાં ફેરવવી**—મૂડી એકઠી થતાં તથા બેંકો અને કારખાનાંઓ અંદર અંદર મળી જતાં ઇજારાદારી સ્થાપિત થાય છે. પહેલી અવસ્થામાં મૂડીમાલિકો પછાત દેશોમાંથી કાચો માલ લેતા અને તૈયાર માલ મોકલતા. આ સિવાય એ રેલ્વે કે કરજ પેટે પણ રૂપિયા ધીરતા. આ વસ્તુ તેઓ એટલા માટે કરતા કે જેથી કરીને આ પછાત

રહેલા દેશો પોતાના હાથમાં રહે. પરંતુ જ્યારે એકહથ્થુપણું કાયમી બની ગયું તો એમણે પોતાની મૂડી ત્યાં લઇ જઇને પોતાનાં કારખાનાં ઊભાં કરવાની શરૂઆત કરી.

ભારતમાંથી કપાસ વિલાયત લઇ જઇને એના અંગ્રેજ મજૂરને ત્રણ રૂપિયાની રોજી આપીને એમાંથી માલ કરાવવાને બદલે, અહીંયાં જ જો એ માલ તૈયાર કરી શકાય તો માલ લાવવા લઇ જવાનું ભાડું બચી જાય, ઉપરાંત અહીં તેમને આઠ આના રોજવાળો મજૂર પણ મળી શકે. આ જ કારણે અંગ્રેજ મૂડીમાલિકોને કાનપુર અને મુંબઇમાં કાપડની મીલો ઊભી કરવાનો ઉત્સાહ આવ્યો.

પાછળથી આ વસ્તુનો લાભ ભારતના મૂડીમાલેકોએ પણ ઉઠાવ્યો—ખાસ કરીને પહેલા મહાયુદ્ધ પછી. મૂડીને વિદેશમાં રોકવાથી પોતાના દેશના મજૂરો અને એના પર આધાર રાખનારા લોકોની આજીવિકા છીનવાઇ જાય છે એ ખરૂં, પરંતુ મૂડીમાલેકોને એની શી પરવા? એ તો મજૂરને આજીવિકા આપવા માટે નહિ પરંતુ નફો મેળવવાને માટે ધંધો કરે છે.

મૂડીમાલેકો કેટલી ઝડપથી દેશની બહાર મૂડી રોકી રહ્યા હતા એનો અંદાજ આ નીચેના દાખલા પરથી મળી રહે છે. ઇ. સ. ૧૮૮૧માં બ્રિટને સવા અબજ પૌંડ [સવા સોળ અબજ રૂપિયા] વિદેશમાં રોકયા હતા અને એથી એને ૫ અબજ ૨૦ કરોડ પૌંડ [૫૭૬૦ કરોડ રૂપિયા]નો વરસ દહાડે નફો મળ્યો હતો, જ્યારે ઇ. સ. ૧૯૧૫ માં ત્રણ અબજ અને એંસી કરોડની મૂડી ઉપર વીશ કરોડ પૌંડ (૨૦૬૦ અબજ રૂપિયા) નફો રહ્યો હતો. ઇ. સ. ૧૯૨૯ માં જેટલી મૂડી ઇગ્લાંડની બહાર રોકાઇ હતી, એના ઉપર એને ૩૦ કરોડ પૌંડ અથવા તો લગભગ ચાર અબજ રૂપિયા નફો મળતો હતો. બહાર રોકેલી મૂડીનો અર્ધો ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાં રોકાયેલો હતો. આખરે સામ્રાજ્યનો અર્થ કાચા—પાકા માલની ખરીદી અને વેચાણ જ નહિ, પરંતુ મૂડીને લઇ જઇને ત્યાં જ કારભાર ખોલવો એમાં પણ રહેલો છે. અમેરીકા એવો દેશ છે, જેણે રાજકીય સામ્રાજ્ય ન સ્થાપવા છતાંય દુનિયામાં થેલીનું સામ્રાજ્ય જમાવ્યું છે. ખાસ કરીને પહેલા મહાયુદ્ધ પછી તો અમેરીકન મૂડી વધુ ઝડપથી બહાર મોકલાવા લાગી હતી, એ જાણવા માટે નીચેના આંકડા કંઇક ઉપયોગી જણાશે.

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૯૨૩ | ૨,૬૭૦ લાખ ડોલર | ૭૦.૧૦ કરોડ રૂપિયા |
| „ ૧૯૨૪ | ૯,૯૭૦ „ „ | ૨૯૯.૧ „ „ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ,, ૧૯૨૫ | ૧૦,૮૬૦ | ,, | ,, | ૩૨૫.૮ | ,, | ,, |
| ,, ૧૯૨૬ | ૧૧,૪૫૦ | ,, | ,, | ૩૪૩.૫ | ,, | ,, |
| ,, ૧૯૨૭ | ૧૫,૬૭૦ | ,, | ,, | ૪૭૦.૧ | ,, | ,, |

## ભારત સાથેનો ઇંગ્લાંડનો સંબંધ

ઇંગ્લાંડે ધંધાને માટે ભારતની સાથે સંબંધ જોડયો. એ વખતે બ્રિટિશ સોદાગરોની ઇસ્ટ ઇંડીયા કંપનીનું કામ એક જગ્યાએથી માલ લઇને, બીજી જગ્યાએ નફો લઇને વેચવાનું હતું. ધીરે ધીરે ભારતની કમજોરીઓનો લાભ ઉઠાવીને એમણે રાજસત્તા પણ પોતાના હાથમાં લઇ લીધી. એ લીધા પછી પણ એમણે વેપારી નજર જ રાખી.

એને પરિણામે બંગાળના કેવા હાલ થયા ?

કંપનીના રાજ્યઅમલને આગલે વર્ષે ઇ. સ. ૧૮૬૪-૬૫માં બંગાળનું મહેસુલ ૮,૧૮,૦૦૦ પાઉન્ડ [ આજના દરથી ૧,૦૬,૩૪,૦૦૦ રૂપિયા ] હતું તે કંપનીના અમલના પહેલા જ વર્ષમાં ૧૪,૭૦,૦૦૦ પાઉન્ડ–પોણાબે ગણાથી પણ ઉપર થઇ ગયું.

પ્લાસીના યુદ્ધ પછી નવ વરસો [ઇ. સ. ૧૭૫૭-૬૬]માં કંપનીને ૬૦ લાખ પાઉન્ડ અથવા તો લગભગ ૮ કરોડ રૂપિયાની ભેટ મળી હતી. વ્યક્તિઓને મળેલી ભેટો આથી જુદી હતી. આ આવક ત્યારપછીના આખાય કંપનીના રાજ્ય અમલમાં કઇ રીતે વધતી ગઇ તેને માટે નીચેના આંકડા જુઓ:

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૭૬૪-૬૫ | ૧,૧૮,૦૦૦ | પાઉન્ડ |
| ,, ૧૭૬૫-૬૬ | ૧૪,૭૦,૦૦૦ | ,, |
| ,, ૧૭૯૦-૯૧ | ૨૬,૮૦,૦૦૦ | ,, |
| ,, ૧૮૨૨-૨૩ | ૧,૨૬,૦૦,૦૦૦ | ,, |
| ,, ૧૮૫૭-૫૮ | ૧,૭૨,૦૦,૦૦૦ | ,, |

એનો અર્થ એમ થયો કે કંપની રાજ્યના ૯૩ વર્ષના અમલમાં બંગાળનું મહેસુલ વીશ ગણું વધી ગયું. અને આ ચૂસણનીતિને પરિણામે કંપની અમલના છઠ્ઠા જ વર્ષે ઇ. સ. ૧૭૭૦માં એક ભારે દુકાળ પડયો. એમાં બંગાળના એક કરોડ માણસો ભૂખે મરી ગયાં. ઇ. સ. ૧૭૭૦ થી ઇ. સ. ૧૯૦૦ સુધીનાં ૧૩૦ વર્ષોમાં, હિંદુસ્તાનમાં ૨૨ મોટા દુકાળો પડયા છે. જેટલાં પાછલી ત્રણ સદીમાં થયેલી બધી લડાઇઓમાં મર્યાં નહિ હોય એટલાં માણસો એમાં મરી ગયાં !

આ તો થઇ ઇંગ્લાંડના વેપાર–પ્રધાન સમયની વાત. ઓગણીશમી સદીના આરંભથી, વરાળથી ચાલતાં યંત્રોનો યુગ શરૂ થાય છે. ઇંગ્લાંડ કારખાનાં વગેરે ખોલવામાં સૌથી આગળ રહ્યું છે. ઇંગ્લાંડનાં આ કારખાનાં ખોલવાને માટે મૂડી ક્યાંથી આવી ? એનો જવાબ ઉપર જણાવેલી ઇસ્ટ ઇંડિયા કંપનીને મળેલી ભેટો અને કરોના દાખલા પરથી સારી રીતે મળી જશે. ઓગણીશમી સદીની શરૂઆતમાં, કંપની મારફત ભારતમાંથી ઇંગ્લાંડને દર વર્ષે ૩ લાખ પાઉન્ડ મળતા રહ્યા. વ્યકિતઓનાં જીવન નીચોવવામાં આવ્યાં એ રકમ પણ જો એમાં મેળવી દેવામાં આવે તો વરસ દહાડે પચાસ લાખ પાઉન્ડ થાય. મૂડી વધારવાનો આ દરવાજો આગળ ઉપર પણ વધુને વધુ ખુલતો ગયો.

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૮૩૫–૩૯ | ૫૩,૪૭,૦૦૦ પાઉન્ડ | ૭ કરોડ રૂપિયા |
| ,, ૧૮૫૫–૫૯ | ૭૭,૩૦,૦૦૦ ,, | ૧૦ ,, ,, |

આ તો કંપનીના ખાતાની વાત છે. વ્યકિતઓની આવકની બચત તો એથી જુદી જ છે.

વેપારવાદી બ્રિટન જેમ જેમ મૂડીવાદી બનતું ગયું, તેમ તેમ ભારતમાંથી તૈયાર માલ ઓછો તથા કાચો માલ ઇંગ્લાંડમાં વધારે જવા લાગ્યો. એથી ઉલટું ઇંગ્લાંડનો તૈયાર માલ ભારતમાં વધારે આવવા લાગ્યો.

| | સાલ | બ્રિટન ગયો | બ્રિટનથી ભારત આવ્યો | |
|---|---|---|---|---|
| ઇ. સ. | ૧૮૧૪ | ૧૨,૬૬,૬૦૮ તાકા | ૮,૧૮,૨૦૮ | વાર |
| ,, | ૧૮૨૧ | ૫,૩૪,૪૯૫ ,, | ૧,૯૧,૩૮,૭૨૬ | ,, |
| ,, | ૧૮૨૭ | ૪,૨૨,૫૦૪ ,, | ૪,૨૮,૨૨,૦૭૭ | ,, |
| ,, | ૧૮૩૫ | ૩,૦૬,૦૮૬ ,, | ૫,૧૭,૭૭,૨૭૭ | ,, |

આનો અર્થ એમ થયો કે આ એકવીશ વર્ષોમાં, ઇંગ્લાંડ જતું ભારતનું તૈયાર કાપડ ચોથા ભાગનું રહ્યું. એથી ઉલટું ઇંગ્લાંડથી આપણી કાપડની આયાત સાઠ ગણાથીય વધુ થઇ ગઇ. આ જ પ્રમાણે રેશમી તથા ગરમ કાપડનું પણ છે. ઓગણીશમી સદીના મધ્ય સુધી, ભારતના તૈયાર માલને માટે ઇંગ્લાંડ જવાનો રસ્તો આપણે બિલકુલ બંધ જોઇએ છીએ. ત્યારબાદ ભારત, ઇંગ્લાંડના મૂડીમાલેકોને કાચો માલ પૂરો પાડનાર બની જાય છે. કેટલી ત્વરાએ એ બનતું હતું તે દર વરસે ભારતમાંથી ઇંગ્લાંડ જતા રૂ, શણ અને અનાજના આંકડાઓથી જાણી શકાશે.

| સાલ | રૂ | શણ | અનાજ |
|---|---|---|---|
| ૧૮૪૯ | ૧૭,૭૫,૩૦૯ પાઉન્ડ | ૬૮,૭૧૭ પાઉન્ડ | ૮,૫૮,૬૯૧ પાઉન્ડ |
| ૧૮૫૮ | ૪૩,૦૧,૭૬૮ ,, | ૩,૦૩,૨૯૨ ,, | ૩૭,૯૦,૩૭૪ ,, |
| ૧૯૦૧ | ૧,૦૧,૨૯,૭૧૭ ,, | ૧,૦૮,૭૭,૭૫૬ ,, | ૧,૪૦,૬૯,૭૫૦ ,, |

ઓગણીમી સદીના પોણા ભાગમાં જ્યાં સુધી મૂડીવાદે સામ્રાજ્યવાદનું રૂપ લીધું નહતું, ત્યાં સુધી હિંદુસ્તાન ઇંગ્લાંડને ફક્ત કાચો માલ આપતું અને પોતે વિલાયતી તૈયાર માલ વેચવા માટેનું બજાર બની રહ્યું હતું. પરંતુ જ્યારથી ઇંગ્લાંડે સામ્રાજ્યવાદ તરફ કદમ ઉપાડયા અને ઇજારદારીની સાથે બ્રિટિશ મૂડી પણ ભારતમાં આવવા લાગી, ત્યારથી હિંદુસ્તાનમાં પણ એનાં કારખાનાં ખુલવા લાગ્યાં. ઇ. સ. ૧૮૭૬ થી ભારતમાં યંત્રો દ્વારા કાપડ ઉત્પાદન નીચે મુજબ વધ્યું—

| સાલ | મિલો | શાળો | મૂડી |
|---|---|---|---|
| ઇ. સ. ૧૮૭૬ | | ૯,૧૩૯ | |
| ,, ૧૯૧૩ | ૧૭૨ | ૯૪,૧૩૬ | |
| ,, ૧૯૩૨ | ૩૪૦ | ૧,૮૬,૪૦૭ | |
| ,, ૧૯૩૪ | ૩૫૦ | | ૩૬-૪૬ કરોડ રૂપિયા |
| ,, ૧૯૩૮ | ૩૮૪ | | ૩૭-૯૦ ,, ,, |

ભારતમાં જે કાપડ બન્યું તે આ પ્રમાણે—

| સાલ | |
|---|---|
| ઇ. સ. ૧૮૯૯ | ૧૦ કરોડ ૪૦ લાખ રતલ |
| ,, ૧૯૧૪ | ૨૭ કરોડ ૪૦ ,, ,, |
| ,, ૧૯૩૧ | ૫૯ કરોડ ,, |

શણ આ પ્રમાણે

| સાલ | મીલો | શાળો | ત્રાંકો |
|---|---|---|---|
| ઇ. સ. ૧૮૭૬-૮૦ | ૨૨ | ૪,૯૪૬ | ૭૦,૮૪૦ |
| ,, ૧૯૧૩-૧૪ | ૬૪ | ૩૬,૦૫૦ | ૭,૪૪,૨૮૯ |
| ,, ૧૯૩૦ | ૧૦૦ | ૬૧,૮૩૪ | ૧૨,૨૪,૯૮૨ |
| ,, ૧૯૩૫ | ૧૦૦ | ૬૩,૦૦૦ | ૧૨,૭૯,૦૦૦ |
| ,, ૧૯૩૮ | ૧૦૫ | ૬૭,૦૦૦ | ૧૩,૩૮,૦૦૦ |

અને લોખંડ ? ઇ. સ. ૧૯૦૭માં જમશેદપુરમાં તાતાનું કારખાનું સ્થપાયું. ઇ. સ. ૧૯૨૫માં એમાં બંગાળ લોખંડ–પોલાદ કંપની પણ શામેલ થઇ ગઇ.

આ સિવાય ભદ્રાવતી (મ્હૈસૂર) વગેરેમાં પણ કારખાનાંઓ ઉભાં થયાં. તાતાના કારખાનાની પેદાશ આ પ્રમાણે વધી :

| સાલ | કાચું લોઢું | પોલાદ |
|---|---|---|
| ઇ. સ. ૧૯૧૪ | ૨,૪૦,૦૦૦ ટન | ૭૦.૦૦૦ ટન |
| ,, ૧૯૩૦ | ૧૧,૪૦,૦૦૦ ,, | ૬,૧૬,૦૦૦ ,, |
| ,, ૧૯૩૯ | ૨૮,૩૮,૦૦૦ ,, | ૨૮,૭૫,૦૦૦ ,, |

કોલસાની આ પ્રમાણે

| સાલ | ઉપજ |
|---|---|
| ઇ. સ. ૧૯૧૩ | ૧ કરોડ ૬૨ લાખ ટન |
| ,, ૧૯૧૯ | ૨ કરોડ ૨૬ લાખ ટન |
| ,, ૧૯૨૯ | ૨ કરોડ ૩૦ લાખ ટન |
| ,, ૧૯૩૯ | ૨ કરોડ ૭૭ લાખ ટન |

શણ અને કોલસાનો ઉદ્યોગ મોટે ભાગે અંગ્રેજ કંપનીઓના હાથમાં છે ઇ. સ. ૧૯૧૬ માં હિંદુસ્તાનમાં વિલાયતી મૂડી સાડા છવ્વીસ કરોડ પાઉન્ડ અથવા તો પોણાછ અબજ રૂપિયા રોકાઈ હતી, એને સ્થાને ૧૯૩૧–૩૨ માં એ ૧૦ અબજ ૮૧ કરોડ રૂપિયા એટલે કે લગભગ બમણી થઇ ગઇ. ભારતનાં કારખાનાં વગેરેમાં ઈ. સ. ૧૯૩૪ માં જેટલી મૂડી રોકાઈ હતી એમાંની અર્ધી મૂડી અંગ્રેજી હતી. અંગ્રેજી મૂડી પહેલા મહાયુદ્ધ પછી કઇ રીતે વધી એ જુઓ

| સાલ | કંપનીઓ | મૂડી |
|---|---|---|
| ઈ. સ. ૧૯૨૨–૨૩ | ૭૨૦ | ૪૮૭૦ લાખ પાઉન્ડ |
| ,, ૧૭૩૧–૩૨ | ૯૧૧ | ૭૫૬૦ ,, ,, |

આ મૂડીના રોકાણની વિગત આ પ્રમાણે છે.

| ધંધો | કંપનીઓ | મૂડી |
|---|---|---|
| બેંક અને કરજ | ૨૯ | ૯૯૩ લાખ પાઉન્ડ |
| વીમો | ૧૪૩ | ૮૦૪ ,, ,, |
| વહાણવટું | ૧૮ | ૪૧૩ ,, ,, |
| રેલ્વે | ૧૮ | ૨૪૮ ,, ,, |
| વેપાર | ૩૫૯ | ૩,૦૯૮ ,, ,, |
| ચા | ૧૮૦ | ૨૮૨ ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ખાણો | ૩૪ | ૧,૧૩૪ | ,, | ,, |
| શણ | ૫ | ૨૮ | ,, | ,, |

હિંદના જાહેર દેવાના ૧૧॥ અબજ રૂપિયાના લેણદારો મોટે ભાગે અંગ્રેજ મૂડીદારો છે.* નોંધને પાત્ર હકીકત તો એ છે કે આ કરજ પર લેવાયેલી રકમો એશિયા અને આફ્રિકાની બ્રિટિશ લડાઈઓ માટે વપરાઈ હતી.

સર જ્યોર્જ પેશના કહેવા અનુસાર પહેલા યુદ્ધની પહેલાં ભારતમાં ૩૭૯૦ લાખ પાઉન્ડ (લગભગ ૫ અબજ રૂપિયા) અંગ્રેજી મૂડી રોકાયેલી હતી.

૬૩૪ વિદેશી કુંપનીઓ જેમાંની મોટા ભાગની અંગ્રેજ છે તેમાં અઢી અબજ ડોલર (૭॥ અબજ રૂપિયા) ની મૂડી રોકાયેલી છે. ભારતમાં સંગઠિત થયેલી ૫૧૯૪ કંપનીઓ અને એમની એક અબજ ડોલર (૩ અબજ રૂપિયા) ની મૂડીમાં પણ, સારા પ્રમાણમાં અંગ્રેજી મૂડી રોકાયેલી છે.

આમાં વેપારને ઉમેરો. બ્રિટન દરેક વર્ષે હિંદુસ્તાનમાં એક અબજ ડોલર (૩ અબજ રૂપિયા)નો માલ વેચે છે. ઇંગ્લાંડના તમામ નિકાસ વેપારનો એ ૧/૧૦ ભાગ થાય છે. હિંદુસ્તાનમાંથી ચાળીશ કરોડ ડોલર [૧૨૦ કરોડ રૂપિયા]નો માલ બ્રિટન ખરીદે છે. એ બધોજ લગભગ કાચો માલ હોય છે. અને એ ભારતના બધાજ નિકાસ વેપારનો ૯/૧૦ ભાગ હોય છે. ઇંગ્લાંડનાં કાપડનાં કારખાનાંવાળાને હિંદુસ્તાનમાંથી વરસ દહાડે સાડા બાવીસ કરોડ ડોલર [સાડા ૬૭ લાખ રૂપિયા] નો નફો મળે છે લોઢું–પોલાદ, રેલ્વે, મોટર તથા બીજાં મશીનોમાંથી ૧૦ કરોડ ડોલર [ ૩૦ કરોડ રૂપિયા ] મેળવે છે. બાર કરોડ ડોલરની ચા, કરોડો ડોલરનું શણ, કપાસ, ચામડું તથા બીજી ચીજોનો વેપાર પણ અંગ્રેજ કંપનીઓના હાથમાં હોય છે.

કઈ રીતે આર્થિક લાભો અને વેપારને માટે અંગ્રેજોએ પોતાનો રાજ્ય વિસ્તાર કર્યો એની ચર્ચા કરતાં અમેરિકન લેખક મૂને લખ્યું છે કે:

"જો કે [૧૮૫૭ના]બળવા પછી જે રાજાને સંતાન ન હોય તેનું રાજ્ય ખાલસા કરવાની રીત બંધ કરી દેવામાં આવી, છતાં પણ રિયાસતી ભારત પર બ્રિટિશ હકૂમતનું ક્ષેત્રફળ વધતું જ ગયું:

| | | | |
|---|---|---|---|
| નવું ક્ષેત્રફળ | ઈ. સ. ૧૮૬૧-૭૧ | ૪,૦૦૦ | ચોરસ માઈલ |
| | ,, ૧૮૭૧-૮૧ | ૧૫;૦૦૦ | ,, |
| | ,; ૧૮૮૧-૯૧ | ૯૦,૦૦૦ | ,, |
| | ,, ૧૮૯૧-૧૯૦૧ | ૧,૩૩,૦૦૦ | ,, |

*જો કે બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટન ઉલટું હિંદનું દેવાદાર બન્યું છે.

"ઇ. સ. ૧૯૦૧ પછી બ્રિટિશ રાજ્યના વિસ્તારે બીજું રૂપ ધારણ કર્યું છે. …… મહારાજા, રાજા, નિઝામ અને બીજાં દેશી રજવાડાંઓ હવે ભગવાનની દયાથી નહિ, પરંતુ ઇંગ્લાંડની દયાથી રાજ્ય ચલાવે છે. એમની બાબતમાં કહી શકાય કે–એમનું નિરંકુશ શાસન એ બ્રિટનની મદદ ઉપર જ નિર્ભર છે.

" ઇ. સ. ૧૮૭૬ માં સામ્રાજ્યવાદી યુગના બાળ--સૂરજ ડેઝરાઈલે પાર્લામેન્ટને રાજી કરતાં જણાવ્યું કે મહારાણી વિકટોરીઆને ભારત સામ્રાજ્ઞીની પદવી આપવામાં આવે છે. આ ફકત એટલી જ વાત જાહેર કરવાને માટે યોજવામાં આવ્યું હતું કે 'ઇંગ્લાંડની રાણી, પૂર્વના દેશોમાંના સૌથી જબરા દેશની માલિક છે. આનુંજ બીજું પગલું હતું ઇ. સ. ૧૯૧૧ માં રાજા જ્યોર્જ અને રાણી મેરીનું ભારતમાં આવવું અને પૂર્વના દેશોના ઠાઠ-માઠથી ભારતની જૂની રાજધાની દિલ્હીમાં એમનો અભિષેક થવો …… સિંહાસને બેસવાની એ ક્રિયા અથવા તો દિલ્હીના દરબારની એ આંખો આંજી દે તેવી ધામધૂમ હિંદુસ્તાન ઉપર એ વસ્તુનો પ્રભાવ પાડવા માટે કરવામાં આવી હતી કે, હવે ઇંગ્લાંડે, જૂના મોગલો કે જેમનું તખ્ત દિલ્હીમાં હતું, તેમની રાજ્યસભા પોતાના હાથમાં લઈ લીધી છે. પાર્લામેન્ટરી પદ્ધતિ અને રાજનૈતિક સ્વતંત્રતાની જન્મભૂમિ ગ્રેટ બ્રિટન, મરી પરવારેલા આવા પૌર્વાત્ય વિવેકના બાહ્ય પ્રદર્શનને આ રીતે ભારતમાં ફરી જીવંત કરશે એ વાત આ ૧૯૧૧ ની સાલમાં ભરાયેલા ઐતિહાસીક દરબારમાં જ કેટલાક જોનારાઓને ઉચિત જણાઈ ન હતી."

અંગ્રેજ રાજકર્તાઓ પોતાને ભારત પર કેટલો પ્રેમ છે એનો જે ઢંઢેરો પીટે છે એ વિષે આ જ અમેરીકન પ્રોફેસરનું કહેવું છે કે:

'બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ અભિમાનપૂર્વક કહે છે કે પહેલું મહા યુદ્ધ જીતવાને માટે ભારતે અમને ૧૫ કરોડ પાઉન્ડ [બે અબજ રૂપિયા], ૮ લાખ સિપાઇઓ અને સમુદ્ર પાર કામ કરવા માટે ૪ લાખ મજૂરો આપ્યા. વાત તો જરૂર ઉલ્લેખ કરવા જેવી છે, પરંતુ આને ભોળપણથી માની લેવી નહિ જોઇએ. કારણ કે રંગરૂટો લડાયક જાતિઓમાંથી પસંદ કરવામાં આવ્યા હતા. એમને શહેરોના શિક્ષિતોની સાથે કાંઇ લેવા દેવા ન હતી. ઉપરાંત એમને આર્થિક મદદ, બ્રિટનનો જેના ઉપર કાબૂ છે એવા રાજ્ય અમલ મારફત આપવામાં આવી હતી. એ વસ્તુ ખરી છે કે કેટલાક દેશી રાજાઓએ છૂટે હાથે આમાં મદદ આપી હતી પરંતુ એનું કારણ એ. જે. મેકડોનાલ્ડના શબ્દો

માં કહીએ તો "તેઓ સમજતા હતા કે, પોતાના આપખુદ શાસનનું અસ્તિત્વ બ્રિટિશ સત્તા ઉપર જ નિર્ભર છે."

મૂડીવાદી બ્રિટન કઈ રીતે ભારતને ચૂસી રહેલ છે એનું વર્ણન પૂરૂં કરતાં પહેલાં એક વધુ વાતનો ઉલ્લેખ કરવો જરૂરી છે. એ છે એમની રાજ્ય વ્યવસ્થામાં થતા ખર્ચનો. એનું કારણ એ છે કે ભારતની સાથે સમાધાની કરતી વખતે એમના આર્થિક સ્વાર્થ રાજાઓની સાથેની સંધીઓ તથા એ સિવાય અંગ્રેજ નોકર-વર્ગના સ્વાર્થને પણ સલામત રાખવાની વાત આગળ ધરવામાં આવે છે. ઇ. સ. ૧૮૭૬ થી ઇ. સ. ૧૯૨૯ સુધીમાં કઇ રીતે રાજ વ્યવસ્થાનો ખર્ચ વધતો ગયો એ નીચેના આંકડાથી જાણી શકાશે :

| | લશ્કર [ માથા દીઠ રૂપિયા ] | સાર્વજનિક હિત [માથા દીઠ રૂપિયા] |
|---|---|---|
| ઇ. સ. ૧૮૭૬ | ૧.૮૧૦ | .૧૫૯ |
| ,, ૧૮૮૬ | ૨.૧૦૮ | .૧૬૬ |
| ,, ૧૮૯૬ | ૨.૧૪૨ | .૨૦૧ |
| ,, ૧૯૦૬ | ૨.૪૬૨ | .૨૭૭ |
| ,, ૧૯૧૨ | ૨.૫૧૪ | .૩૦૨ |
| .. ૧૯૨૧ | ૪.૫૧૧ | .૫૮૮ |
| .. ૧૯૨૯ | ૪.૨૧૦ | .૮૬૭ |

લશ્કરના તથા બીજા રાજ્ય ચલાવનારા વિભાગોના મોટા મોટા નોકરો મોટેભાગે અંગ્રેજો હોય છે, અને લશ્કરી સામાન લગભગ બધોજ ઇંગ્લાંડથી આવે છે. એથી બહુ સહજ રીતે સમજી શકાશે કે આ રાજકારભારમાં થતા ખર્ચનો બધો નફો તથા લાભ કોને જતો હશે.

### ૮ : સામ્રાજ્યવાદનું કારણ અને સહાયક—

યુરોપે સામ્રાજ્યવાદને પહેલેથી જ જોઈ વિચારીને અપનાવ્યો ન હતો. એથી ઉલટું એની ઉત્પત્તિ તો ત્યારે થઈ કે જ્યારે આર્થિક અને તેમાંથી ઉપજતી રાજકીય પરિસ્થિતિએ એને એમ કરવાની ફરજ પાડી. જૂનો જમાનો અને જૂની વ્યવસ્થા બદલાઈ અને નવું આકાશ નહિ તો નવી જમીન તો સૌને દેખાવા લાગેલી.

**( ક ) યંત્ર :** ઔદ્યોગિક ક્રાન્તિ લાવનારી શોધોનો સૌથી પહેલો લાભ ઉઠાવનાર ઇંગ્લાંડ હતું. જ્યાં સુધી બીજા દેશો હાથથી કામ કરતા અને ઇંગ્લાંડ

વરાળ યંત્રોથી કામ કરતું રહ્યું ત્યાં સુધી તો એને હરીફાઇનો ડર ન હતો. બીજા દેશો યંત્રો વાપરવામાં ઘણા મોડા પડયા કારણ કે એમની પાસે મૂડી ઓછી હતી. ઓગણીશમી સદી પહેલાં પૃથ્વીના ૯ાા ભાગમાં બ્રિટિશ ઉદ્યોગ ધંધાઓની સામે બીજા દેશોના ઉદ્યોગ ધંધાઓ, કાંઈ વિસાતમાં ન હતા.

ઇ. સ. ૧૮૭૦ માં ઇંગ્લાંડ દુનિયાના બધાજ લોખંડમાંથી અર્ધું ઉત્પન્ન કરતું હતું. સુતરાઉ કાપડનો અર્ધો અર્ધ ભાગ ત્યાં પેદા થતો હતો. એનો બહારનો વેપાર બીજા કોઈ પણ હરીફ રાષ્ટ્ર કરતાં બમણો હતો. પરંતુ ઓગણીશમી સદીના છેવટના ભાગમાં હાલત બદલાઈ ગઈ હતી. જર્મની, અમેરિકા, ફ્રાન્સ અને યુરોપનાં બીજાં રાષ્ટ્રો પણ ઉદ્યોગધંધાઓમાં ખૂબજ આગળ વધી ગયાં હતાં. ઇંગ્લાંડનો લોખંડનો ઉદ્યોગ બીજાઓની સરખામણીમાં પાછળ પડવા લાગ્યો અને ૧૯મી સદીની આખરે પહોચતાં પહોંચતાં તો અમેરિકા એમાં પહેલું થઇ ગયું. ઇંગ્લાંડનો દરજ્જો બીજો આવી ગયો. એ વસ્તુ નીચેના આંકડાઓથી જણાશે—

| | ઇ. સ. ૧૮૭૦ | ૧૮૯૬ | ૧૮૯૭ | ૧૯૦૩ |
|---|---|---|---|---|
| બ્રિટન | ૫૯.૬૦ | ૮૬.૬ | ૮૭.૯૬ | ૮૯.૩૫ |
| અમેરીકા | ૧૬.૭૦ | ૮૬.૨૩ | ૯૬.૫૩ | ૧૮૦.૦૯ |
| જર્મની | ૧૩.૯ | ૬૨.૬ | ૬૭.૬ | ૯૮.૬ |

આનો અર્થ એમ થયો કે ઇ. સ. ૧૮૭૦—૧૯૦૩ ની વચ્ચે ઇંગ્લાંડની લોખંડની ઉપજ જયારે ફક્ત ૫૦ ટકા વધી ત્યારે અમેરીકાની ૯૬૬ ટકા અને જર્મની ની ૬૦૯ ટકા વધી.

આજ રીતે કાપડના બજારમાં અમેરીકા અને જાપાન બ્રિટનની સાથે હરીફાઈ કરવા લાગ્યા. આ વાત પણ ધંધો વધારવાના દરના નીચેના આંકડાઓથી જણાશે—

| | ઇ. સ. ૧૮૭૦—૮૦ | ૧૮૮૦—૯૦ | ૧૮૯૦—૧૯૦૦ |
|---|---|---|---|
| બ્રિટન | ૧૯ | ૧૮ | –૩ |
| અમેરીકા | ૯૦ | ૪૨ | ૫૦ |
| યુરોપ | ૩૩ | ૫૩ | ૨૫ |

નિકાશ વેપારની હકીકત પણ એવીજ છે. ઇ. સ. ૧૮૭૦—૧૯૦૦ સુધીનાં ત્રીસ વર્ષોમાં અમેરીકાની નિકાશ ચાર ગણી થઈ ગઈ હતી તથા જર્મનીની બમણી થઇ ગઇ હતી, જયારે ઇંગ્લાંડની દોઢી પણ થઈ ન હતી

આના પરિણામે બજારમાં તીવ્ર હરીફાઇ જામી. તમામ મોટમોટાં

ઔદ્યોગિક રાષ્ટ્રો કાપડ, લોઢું, પોલાદ તથા બીજો માલ પોતે વાપરી શકે તેના કરતાં કેટલાય ગણો વધારે પેદા કરવા માંડયાં હતાં. દરેકની પાસે ફાજલ માલ હતો અને એ માલ તેઓ બહારના દેશોમાં વેચવા ઇચ્છતાં હતાં. કોઇ પણ ઔદ્યોગિક રાષ્ટ્ર પોતાને ત્યાં બીજાના માલની ખપત થાય એવું ઇચ્છતું નહિ. ઇંગ્લાંડ સિવાયના તમામ દેશોએ પોતાની સરહદો પર, મોટી જકાતની દીવાલો ખડી કરી દીધી હતી, જેથી કરીને બીજાનો માલ અંદર પહોંચે ત્યાં તો ખૂબજ મોંઘો પડી જાય.

પોતાને ત્યાંના આંતરવિગ્રહ દરમિયાન તથા ત્યારબાદ અમેરીકાએ પોતાના નવા ઊભા થયેલા ઉદ્યોગ ધંધાઓના રક્ષણને ખાતર જકાત નાખી, અને ઇ. સ. ૧૮૯૦ તથા ૧૮૯૭ માં જકાતને વળી વધારી. રશિયાએ પણ ઇ. સ. ૧૮૭૭ થી જકાતનું પ્રમાણ વધારવું શરૂ કર્યું. જર્મનીએ ઇ. સ. ૧૮૭૯ માં, ફ્રાંસે ૧૮૮૧ માં અને બીજા દેશોએ પણ આનું અનુકરણ કર્યું. ફ્રેંચ મહામંત્રી ફેરીએ ઇ. સ. ૧૮૮૫ માં આ પરિસ્થિતિનું વર્ણન આ પ્રમાણે કર્યું હતું—

" આપણા મહાન ઉદ્યોગોને શી વાતની કમી છે ? એક કમી છે માત્ર બજારોની. જર્મની પોતાની આસપાસ (જકાતની) દીવાલ ઉભી કરી રહ્યું છે. એટલેજ અમેરીકા જકાતી બની ગયું છે."

હવે આ અંધારામાં પ્રકાશનાં કિરણો ફકત એક દિશામાંથી આવી રહ્યાં હતાં. એ હતાં સંસ્થાનો—પોતાને આધીન કરેલા દેશો. એક અંગ્રેજ સામ્રાજ્યવાદી સર ફ્રેડરિક લગાર્ડે " આપણા પૂર્વ આફ્રિકાના સામ્રાજ્યનું ઉત્થાન " નામના પુસ્તકમાં ઇ. સ. ૧૮૯૩ માં લખ્યું હતું કે :

" જ્યાં સુધી આપણી નીતિ મુકત વ્યાપારની છે ત્યાં સુધી નવાં બજારો શોધ્યા સિવાય આપણો આરો નથી. કારણ કે જૂની બજારો, અટકાયત કરનારી જકાતથી આપણે માટે બંધ કરવામાં આવે છે. આપણે આધીન રહેનારા મોટા મોટા દેશો, જે પહેલાં આપણા માલના ગ્રાહક હતા તેઓ આપણા જ હરીફ બનતા જાય છે. "

ઓગણીશમી સદીના અંતમાં યુરોપે સામ્રાજ્યના વિસ્તાર ઉપર ભાર મૂકયો એનું કારણ હતું આ ફાજલ પડેલા માલની ખપત માટે બજારોની ભૂખ. આના જ પરિણામે આજે આપણે પૃથ્વી ઉપર નાનાં મોટાં સામ્રાજ્યોન

નીચે લખ્યા પ્રકારે, ચોરસ માઇલમાં વિસ્તારો જોઇએ છીએ. આ આંકડાઓ બીજું વિશ્વ યુદ્ધ શરૂ થયું ત્યાં સુધીના છે:

| | આફ્રિકા | એશિયા | પ્રશાન્ત મહાસાગર | અમેરીકા | કુલ સરવાળો |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ | ૪૨૦૩૦૦૦ | ૨૧૬૦૦૦ | ૩૨૭૯૦૦૦ | ૪૦૦૮૦૦૦ | ૧૩૬૧૬૦૦૦ |
| ફ્રેંચ | ૩૭૭૩૦૦૦ | ૩૧૭૦૦૦ | ૧૦૦૦૦ | ૩૬૦૦૦ | ૬૪૦૦૦૦૦ |
| પોર્ટુગીઝ | ૯૨૭૦૦૦ | ૭૦૦૦ | ૧૬૦૦ | | ૯૩૬૦૦૦ |
| બેલ્જીઅન | ૯૩૧૦૦૦ | ૭૦૦૦ | | | ૯૩૭૦૦૦ |
| યુક્તરાષ્ટ્ર | ૩૭૦૦૦ | | ૧૨૨૦૦૦ | ૭૫૨૦૦૦ | ૯૧૧૦૦૦ |
| ડચ(હોલેન્ડ) | | | ૭૩૪૦૦૦ | ૫૫૦૦૦ | ૭૮૯૦૦૦ |
| ઇટાલિયન | ૭૮૦૦૦૦ | | | | ૭૮૦૦૦૦ |
| સ્પેનીશ | ૧૩૨૦૦૦ | | | | ૧૩૨૦૦૦ |
| જાપાન | | ૮૬૦૦૦ | ૨૮૦૦૦ | | ૧૧૪૦૦૦ |

વર્ગ માઇલ ૨,૮૭,૪૨૦૦૦

અને આ સામ્રાજ્યોની વસ્તી આ પ્રમાણે હતી (લાખમાં)–

| | આફ્રિકા | એશિયા | પ્રશાન્ત મહાસાગર | અમેરીકા | કુલ |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ | ૬૫૦ | ૩૩૩૦ | ૮૦ | ૧૧૦ | ૪૧૭૦ |
| ફ્રેંચ | ૩૫૦ | ૨૩૦ | ક* | ક | ૫૯૯ |
| ડચ | | | ૫૦૦ | ક | ૫૦૦ |
| જાપાન | | ૧૯૦ | ૪૦ | | ૨૩૦ |
| અમેરિકા | ૧૫ | | ૧૧૪ | ૯૦ | ૨૨૦ |
| બેલ્જીયન | ૧૧૫ | | | | ૧૧૫ |
| પોર્ટુગીઝ | ૮૦ | | ક | ક | ૯૦ |
| ઇટાલિયન | ૧૯ | | | | ૨૦ |
| સ્પેનીશ | ૧૦ | | | | ૧૦ |

૬૩૦૦

સામ્રાજ્ય વિસ્તારની ગતિ કેવી રહી એને માટે ઇંગ્લાંડનો દાખલો લઇએ. ઇ. સ. ૧૮૬૦માં બ્રિટિશ સામ્રાજ્ય ૨૫ લાખ ચોરસ માઇલનું હતું.

*(ક એટલે લાખથી ઓછી વસ્તી)

એની વસ્તી સાડા ચૌદ કરોડ હતી. એ વધીને ઈ. સ. ૧૯૦૦ માં આધીન દેશોનું ક્ષેત્રફળ ૯૩ લાખ ચોરસ માઈલિ તથા વસ્તી ૩૧ કરોડ જેટલી થઈ. બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે પહેલા એના આંકડા–જમીનના ૧૩૬ લાખ ચોરસ માઈલિ અને વસ્તી ૪૨ કરોડ થયા હતા. ફ્રાંસનો વધારો પણ જુઓ. અલબત આ આંકડાઓ પણ બીજું વિશ્વ યુદ્ધ શરૂ થયું ત્યાં સુધીના છે–

| | ક્ષેત્રફળ ચોરસ માઈલિ | વસ્તી |
|---|---|---|
| ઈ. સ. ૧૮૬૦ | ૨,૦૦,૦૦૦ | ૩૪,૦૦,૦૦૦ |
| ,, ૧૮૮૦ | ૭,૦૦,૦૦૦ | ૭૫,૦૦,૦૦૦ |
| ,, ૧૯૦૦ | ૩૭,૦૦,૦૦૦ | ૫,૬૪,૦૦,૦૦૦ |
| પહેલા વિશ્વ યુદ્ધ પછી | ૬૪,૦૦,૦૦૦ | ૫,૯૦,૦૦,૦૦૦ |

પહેલું યુદ્ધ પૂરું થયા પછી પરાજય પામેલી સત્તાઓના તાબાના દેશોની વહેંચણી જે રીતે થઈ હતી તેમાં સૌથી મોટો ભાગ ઇંગ્લાંડ અને ફ્રાન્સને મળ્યો હતો. નજીક–પૂર્વમાં, તૂર્કીના તાબાનાં પેલેસ્ટાઇન અને ઇરાક અંગ્રેજોના હાથમાં આવ્યાં અને સિરિયા ફ્રાંસના હાથમાં ગયું હતું. બાકીની વહેંચણી આ પ્રમાણે થયેલી–

| | આફ્રિકા | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી |
|---|---|---|---|
| ટોગોલેંડ | બ્રિટિશ ટોગોલેંડ | ૧૨,૬૦૦ | ૧,૮૫,૦૦૦ |
| | ફ્રેંચ ,, | ૨૨,૦૦૦ | ૭,૪૭,૦૦૦ |
| ક્રેમરોન | બ્રિટિશ ક્રેમરોન | ૩૧,૦૦૦ | ૫,૫૦,૦૦૦ |
| | ફ્રેંચ ,, | ૧,૬૬,૦૦૦ | ૨૭,૭૧,૦૦૦ |
| જર્મન પૂર્વ આફ્રિકા | તાંગાનિકા [બ્રિટિશ] | ૩,૬૫,૦૦૦ | ૪૧,૨૫,૦૦૦ |
| | રૂઅંડા – ઉરંડી [બેલ્જીઅન] | ૨૧,૨૩૫ | ૩૦,૦૦,૦૦૦ |
| દક્ષિણ–પશ્ચિમી આફ્રિકા | | ૩,૨૨,૦૦૦ | ૨૨,૮૦,૦૦૦ |
| | **દક્ષિણ સમુદ્ર** | | |
| દક્ષિણ સમુદ્ર – દ્વીપ [જાપાન] | | ૮૦૦ | ૪૨,૦૦૦ |
| ન્યૂ ગીની (ઑસ્ટ્રેલીઆ) | | ૮૯,૦૦૦ | ૪,૦૦,૦૦૦ |
| પશ્ચિમી સોમોઆ [ન્યૂઝીલેંડ] | | ૧,૨૫૦ | ૩૮,૦૦૦ |
| નૌરૂદ્વીપ [બ્રિટન] | | ૧૦ | ૨,૦૦૦ |

**[ખ] અવર જવરની સગવડતાઓ**

યુરોપીય મૂડીવાદે સામ્રાજ્યવાદી સ્વરૂપ લીધું એમાં બીજાં મદદરૂપ

તત્ત્વો અવર જવરની સગવડતાઓ અને એનો વિસ્તાર હતાં. ઓગણીશમી સદીના ચોથા ભાગમાં આ બન્યું. પોતાને આધીન દેશોની ઉપજમાંથી લાભ ઉઠાવવાને માટે વરાળથી ચાલતાં જહાજોની જરૂર હતી. એશિયા અને આફ્રિકા જેવાં દૂરનાં સ્થળો સુધી માલ અને લશ્કરો પહોંચાડવાને માટે રેલ્વેની જરૂર હતી. તાબાના દેશોને પોતાના માલિક દેશ સાથે બાંધવાને માટે તારની જરૂર હતી. જો કે વરાળથી ચાલતાં જહાજ રેલ્વે એંજીન અને તારની શોધ ઘણી વહેલી થઈ ચૂકી હતી, પરંતુ એનો જેટલો વિસ્તાર ઓગણીશમી સદીની આખરે થયો એટલો પહેલાં થયો ન હતો. એના આંકડા પણ જરા જાણવા જેવા છે–

| ઈ. સ. | ૧૮૫૦ | ૧૮૭૩ | ૧૮૮૦ | ૧૮૯૦ | ૧૯૦૦ |
|---|---|---|---|---|---|
| રેલ્વે (હજાર માઈલ) | ૨૪ | | ૨૨૪ | | ૫૦૦ |
| વરાળ-જહાજ [દરસેંકડે કૂલ જહાજ] | | ૨૫ | | ૫૯ | ૭૭ |
| તાર [હજાર માઈલ] | ૫ | | ૪૪૦ | | ૧૧૮૦ |

**(ગ) કાચા માલની માંગ**

ત્રીજી વસ્તુ હતી ગરમ અને થોડા–ગરમ દેશોના કાચા માલની ઔદ્યોગિક દેશોમાં માંગ. કઈ રીતે હિંદુસ્તાનમાંથી કાચા માલની નિકાસ વધી તે આપણે જોઈ ગયા. ઈંગ્લાંડ લાંબા રેસાનું કપાસ પહેલાં અમેરીકા પાસેથી ખરીદતું. પરંતુ અમેરીકાએ પોતે જ્યારે કાપડ બનાવવું શરૂ કર્યું ત્યારે આ કપાસ મિસર પાસેથી લેવાયું. ઇ. સ. ૧૮૬૫ માં મિસરે ૩૪૮ હજાર મણ કપાસ ઉત્પન્ન કર્યો. ઈ. સ. ૧૮૯૦ માં એની ઉપજ નવ ગણી વધી ગઇ.

રબ્બર, કોકો, ચા, ખાંડ, નારિયેળ વગેરે ચીજોની માંગ પણ હતી. એટલે કોંગો, મલાયા, લંકા, જાવા તથા દક્ષિણ તરફના પ્રશાન્ત મહાસાગરના ટાપુઓ પર ગુલામીની જંજીરો વધુ મજબૂત બનાવવામાં આવી. ખાતરમાં ઉપયોગમાં આવતા ફોસ્ફેટને માટે ફ્રાંસે ઉત્તર આફ્રિકાનાં સંસ્થાનોને જકડી રાખ્યાં હતાં. કલાઈને માટે એણે દક્ષિણ ચીન ઉપર પણ પોતાનો પંજો જમાવી રાખ્યો હતો. ટ્રાન્સવાલમાં સોનાની ખાણો હતી, એ માટે ઇંગ્લાંડે ટ્રાન્સવાલ [આફ્રિકા] ઉપર વિજય મેળવવો જરૂરી માન્યો. લોઢું, કોલસા, તથા કપાસને માટે જાપાને ચીનને ગળવાનું શરૂ કરેલું. તેલ એ આંતરરાષ્ટ્રીય ઝગડાઓનું એક મોટું મૂળ બન્યું. મોસલ, ઇરાન, બર્મા વગેરેના તેલના કૂવાઓ જ્યાં સુધી મોજૂદ છે અને જ્યાં સુધી આ નાના નાના પ્રદેશો આત્મરક્ષા કરવાને માટે

અસમર્થ છે ત્યાં સુધી એમણે સામ્રાજ્યવાદીઓના પંજામાંથી મુક્ત થવાની આશા ન રાખવી.

[૪] ચોથી વસ્તુ મૂડીને બહાર લઈ જવાની છે. એ વાત આપણે જણાવી દીધી છે.

લેનીને સામ્રાજ્યવાદ અને સંસ્થાનો વિષે લખ્યું છે–કે ફક્ત સંસ્થાનો પરની સત્તા જ એવી વાત છે, જે પોતાના હરીફોની સામે ઇજારદારીને હરીફાઈના જોખમમાંથી સફળ બનાવવાની [બચાવી લેવાની] ખાત્રી આપે છે. મૂડીવાદ જેટલો વધુ વિકાસ પામતો જાય છે તેટલા પ્રમાણમાં એને કાચા માલની વધુ જરૂર પડે છે. હરીફાઈ જેટલા પ્રમાણમાં તીવ્ર થાય છે તેટલા પ્રમાણમાં આખી પૃથ્વી ઉપર કાચા માલની જબરી શોધખોળ શરૂ થાય છે. અને એટલાજ પ્રમાણમાં સંસ્થાનો મેળવવા માટેની અથડામણો વધુ પ્રખર બને છે."

મૂડીવાદી લોકો સામ્રાજ્યવાદ અને ઇજારદારીના પક્ષમાં બીજા પણ કેટલાંએ સુંદર કારણો બતાવી શકે છે–

(છ) **'અંધા બાંટે અપનોકો'** જકાતમાંથી બચવાને માટે ઔદ્યોગિક ધંધાવાળી જાતિઓને સંસ્થાનોમાંનાં બજારો અને કાચા માલની જરૂર પડે છે. પરંતુ તેઓ એવી ભ્રમણા સેવતા થઈ જાય છે કે, ઊંચી જાતિઓને નીચી જાતિઓ ઉપર અમુક જાતનો અધિકાર છે, અને એ અધિકાર પણ એમની ફરજને લીધે છે. ઉચ્ચ જાતિઓની એ ફરજ છે કે નીચી જાતિઓને એ સંસ્કૃત બનાવે. ફ્રાંસે આફ્રિકામાંથી દાસતા [ગુલામી] નો ડાઘ ધોવાનો હતો. સભ્ય ગોરી જાતિઓને માથે ભગવાને એક મોટી જવાબદારીનો બોજો લાદ્યો છે. અંગ્રેજ સામ્રાજ્યવાદી કવિ કિપલિંગે ઈ. સ. ૧૮૯૯ માં એ વિષે એક કાવ્યમાં લખેલું --

" ગોરાઓને માથે ફરજનો ભાર એટલો મોટો છે કે તેમણે પોતાની કુખના ઉત્તમ બેટડાઓને સાત સમુદ્રો કે જેના ઉપર તેઓ રાજ્ય કરે છે તેને પાર કરી, તેની ઉપર ઉપકાર કરવાને માટે મોકલવા જોઈએ. ત્યાં જઈને તેમણે અધીરા, અસભ્ય તથા તોફાને ચઢેલા ને અર્ધા રાક્ષસ અને અર્ધા બાળક જેવા લોકો છે, તેમની પાસેથી કડક ફરજો અદા કરવાની છે. "

પરંતુ કિપલિંગની કવિતા અને મૂડીવાદીઓના ઉચ્ચ આદર્શોનો ઢંઢેરો કોઈની આંખમાં ધૂળ નાખી શકે તેવું નથી. ઇ. સ. ૧૯૨૦–૨૨માં ઇંગ્લાંડથી

ભારતમાં આવેલા માલના નીચેના આંકડાઓને કોણ ખોટા કરી શકે તેમ છે?

| | | |
|---|---|---|
| સૂતર, કાપડ | ૫૩,૩૫,૭૭,૦૦૦ | પાઉન્ડ |
| લોઢું, પોલાદ, એંજીન, મશીન | ૩,૭૪,૨૩,૦૦૦ | ,, |
| ગાડી, લોરી, મોટર | ૪૨,૭૪,૦૦૦ | ,, |
| કાગળ | ૧૮,૫૮,૦૦૦ | ,, |
| પિત્તળ તથા કાંસાની ચીજો | ૧૮,૧૩,૦૦૦ | ,, |
| ગરમ કાપડ, ઊન | ૧૬,૦૦,૦૦૦ | ,, |
| તમાકુ | ૧૦,૬૦,૦૦૦ | ,, |
| બીજો સામાન | ૧૦,૨૩,૦૦૦ | ,, |

કાચા પાકા માલવાળાનો, શસ્ત્ર ઉત્પન્ન કરનારા ધંધાવાળાઓનો તથા બેંક-વાળાઓનો સામ્રાજ્યના નફા સાથે સીધો સંબંધ છે. છતાં લૂંટારાઓ વહેંચીને ખાવામાંજ પોતાનો કાયમી લાભ જુવે છે, એ ન્યાયે, ધંધાવાળાઓ વિલ્હેલ્મ બીજાને નિકોલસ બીજાને કે કોઇ રાજવંશી ડ્યૂકને યા તો મંત્રી કે મંત્રીના કોઈ સંબંધીને સંસ્થાનોની રેલ્વેઓ, જહાજો કે બીજા ધંધાઓમાં મૂડી રોકવા માટે રાજી કરી લે છે.

રાષ્ટ્રપ્રમુખના કોઈ સાળા કે બનેવીને મેક્સિકોના તેલના ધંધામાં ભેળવી લે છે. એમ કરી રાષ્ટ્ર પ્રમુખની કચેરી ઉપર પોતાના ધંધાનો પ્રભાવ હંમેશને માટે ટકાવી લે છે. દક્ષિણ આફ્રિકાના હીરાના રાજા તથા પાંચ મોટા અંગ્રેજ મૂડી માલેકોમાંના એક રાજા લો–બેંગુલાની જમીન [અત્યારના રોડેશિયા] ઉપર રોડેસની કંપનીની સત્તાનો સ્વીકાર કરવા માટે જ્યારે મહામંત્રી લોર્ડ સેલ્સબરી ઈન્કાર કરી રહ્યો હતો ત્યારે રોડેસે પોતાની કાયમી બનનારી કંપનીના પ્રમુખ તથા ઉપપ્રમુખ તરીકે ફાઇફ અને અબરકોર્નના ડ્યૂકોને નીમી દીધા હતા. સેસિલ રોડેસે, પાર્લામેન્ટના લીબરલ પક્ષના ખજાનામાં પોતાની થેલી એટલા માટે ઠાલવી આપી હતી કે તેઓ પોતાનો હાથ મિસર ઉપરથી ઉઠાવી ન લે.

રોડેસે 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના માલિકોની માફક મોટાં મોટાં સમાચાર-પત્રો એટલા માટે ખરીદી લીધેલાં કે જેથી કરીને એ મૂડીવાદ અને પોતાના માલિકોને માટે વિશેષ તથા સૂક્ષ્મ પ્રકારે પ્રશંસાનાં પુષ્પો વેરે. વિશ્વ વિદ્યા-લયો, ઇસ્પીતાલો તથા પુસ્તકાલયોને જે મોટાં મોટાં દાનો આપવામાં આવે છે, એ પણ એમના ધંધાના અંગો રૂપે જ હોય છે, એ જાહેરાતનું કામ કરે છે.

મૂડીમાલિકોએ પોતાના આ શોષણયંત્રમાં બીજી પણ કેટલીય જાતની વ્યકિતઓને શામેલ કરી લીધી છે.

[અ] લશ્કરોના ઉપરીઓને શસ્ત્રોના ધંધામાંજ નહિ, પરંતુ લશ્કરોના વિસ્તાર અને વધુ ખર્ચ ઉપર પણ સ્વાર્થભરી નજર નાખવાની જરૂર પડે છે.

[આ] આજ વસ્તુ રાજ્યના દૂતો, સંસ્થાનોના મોટા મોટા નોકરો અને એમના પરિવારોની બાબતમાં પણ સાચી છે. કારણ કે એમની આજીવિકા–પગાર અને પેન્શનનાં મૂળ કયાં છે તે તેઓ જાણે છે.

[ઇ] અમીરોના નાના પુત્રો કે જેમનો પિતાની સંપતિ પર કોઈ જાતનો અધિકાર નથી હોતો તેમનો પ્રશ્ન જરા કઠિન હોય છે. એનો નિકાલ પાર્લામેન્ટમાં, પાદરી-પદમાં, હવાઇ, દરિયાઈ કે ખુશ્કી સેનામાં અને એ સિવાયની બીજી સંસ્થાનોની નોકરીઓમાં લાવી શકાય છે.

[ઈ] ધંધાદારી, લશ્કરી અને 'નાના પુત્રો' સિવાય પાદરીઓનો ધંધો પણ સામ્રાજ્યવાદી દેશોને માટે ઓછો આકર્ષક નથી. ઓગણીશમી સદીમાં જ્યારે ધર્મ તરફ અશ્રદ્ધા અને સંદેહ ખૂબજ વધી ગયાં હતાં તે વખતે યુરોપ અને અમેરીકામાં ફરીથી આવેલો ધર્મ પ્રત્યેનો ઉત્સાહ અને એને પરિણામે મિશન કારભારનું વધવું એ પણ નોંધવા જેવી બીના છે.

મિશનરીઓ સ્વર્ગનું સામ્રાજ્ય સ્થાપવા આવ્યા છે એમ બતાવવામાં આવે છે, પરંતુ તેઓ સંસારના સામ્રાજ્યને કાયમી અને વિસ્તૃત બનાવવામાં સારી પેઠે મદદગાર સાબિત થયા છે. કેટલીય વાર આ કાર્ય તેમણે અજાણતાં પણ કર્યું જ છે. બે જર્મન મિશનરીઓના ખૂને જર્મનીને ચીનમાં એક મોટા બંદર પર કબજો લેવાનો મોકો આપ્યો હતો.

[ઉ] સાહસિક મુસાફરો તથા ભૂગોળના વૈજ્ઞાનિક શોધકોએ ફક્ત વિજ્ઞાનની સીમાનો જ વિસ્તાર નથી કર્યો, પરંતુ એમણે જાણ્યે અજાણ્યે – અને ઘણી વાર જાણીબૂજીને સામ્રાજ્યના વિસ્તારમાં પણ મોટી મદદ કરી છે. આજ કારણે મૂડીમાલિકો અને એમની સરકારો એમને આ કામોમાં છૂટે હાથે મદદ કરે છે. હેનરી મોર્ટન સ્ટેનલી ફકત ભૌગોલિક શોધક જ ન હતો. એની ઇ. સ. ૧૮૭૪ – ૭૭ ની આફ્રિકાના અજ્ઞાત ભાગોની મુસાફરીએ ફકત ત્યાંની ભૂગોળના જ્ઞાનને જ લોકો સમક્ષ રજૂ નથી કર્યું; પરંતુ કોંગો પર બેલ્જીઅમની સત્તા કાયમી બનેલી તે તેનીજ મદદથી. પહેલાં તો એણે

પોતાની જન્મભૂમિ ઇંગ્લાંડને આ ભેટ આપવા ધારી હતી, પરંતુ ઇંગ્લાંડે જ્યારે એની વાત ઉપર ધ્યાન ન આપ્યું ત્યારે સ્ટેનલી બેલ્જીઅમના રાજા લીઓપોલ્ડ પાસે પહોંચ્યો. માન્ચેસ્ટરના ધંધાદારીઓને ઉત્તેજીત કરવા માટે સ્ટેનલીએ ઇ. સ. ૧૮૮૪ માં કહેલું —

"કોંગોના મુખ આગળની ભૂમિમાં ચાર કરોડ માણસો છે. એમને ઢાંકવાને માટે માન્ચેસ્ટરના વણકરો રાહ જોઇ રહ્યા છે. બર્મિંગહામની પીગળેલી ચમકતી લાલ ધાતુ એમને માટે લોખંડનાં કારખાનાં બનાવવાને માટે તૈયાર છે. ત્યાંના કાચના મોતી તથા છીપલાનાં ઘરેણાં એ મોટા ગળાના હાર બનવાને માટે તૈયાર છે. ખ્રિસ્તી ધર્મના મિશનરીઓ એ નિર્ધન અભાગી કાફરોને ખ્રિસ્તી ધર્મમાં લાવવાને માટે અધીરા બન્યા છે."

# સાતમો અધ્યાય

## સમાજવાદી માનવ સમાજ

વર્ગ–શાસન શરૂ થયાને હજારો વરસો વહી ગયાં છે. જે વર્ગના હાથમાં આર્થિક સાધનો તથા સંપત્તિ હતાં, એના જ હાથમાં રાજસત્તા ગઈ અને એણેજ પોતાની આ શકિતના બળે નિર્બળ લોકોને દબાવ્યા. આ હજારો વર્ષોમાં સમાજનો જુદા જુદા પ્રકારે વિકાસ થવા છતાંય, આપણે જનતાની મોટી સંખ્યાને આખા સંસારના ભરણપોષણનો ભાર વહોરતી અને ભૂખ તથા ગરીબાઇની ચક્કીમાં પીલાતી જોઇ છે.

એથી ઉલટું એમનીજ મહેનતના જોર ઉપર, થોડી વ્યકિતઓ ખૂબજ સુખ અને વૈભવથી જીવન વીતાવતી રહી છે. આ થોડી વ્યકિતઓએ જ બીજાનો પૈસો, સ્ત્રી કે સ્વતંત્રતાને છીનવી લેવાને માટે વખતો વખત લડાઇઓ જાહેર કરી છે, અને એની ખાતર મોટી સંખ્યામાં માણસો મૃત્યુના મોંમાં હોમાઈ ગયાં છે. આ થોડી વ્યકિતઓએ ઘણી વ્યકિતઓને માટે કાયદાઓ બનાવ્યા છે–'તમારે અમુક સંજોગોમાં આ કામ કરવું પડશે; તમારી મહેનતના બદલામાં આ પગાર મળશે; તમારે આ રીતે બોલવું, ચાલવું ને વિચારવું જોઇશે, વગેરે.'– અને આ થોડી વ્યકિતઓના કાયદાઓ મુજબ પેલો બહુસંખ્યક સમાજ વર્તતો આવ્યો છે. આજ સુધીમાં જ્યારે સહ્યું ન જાય ત્યારે કોઇ કોઈ વખત એમણે બળવાઓ કર્યા છે. એ સિવાય બધા જ અત્યાચારો એણે મુંગે મોંએ સહી લીધા છે.

પરંતુ, આ હજારો વર્ષોમાં, આ બહુજન સમાજ ઉપર થતા ભયંકર અત્યાચારોની વિરૂદ્ધ અવાજ ઉઠાવનારા, તથા જે સમાજમાં કોઇને ય તકલીફ ન હોય એવા નવા સમાજનાં સ્વપ્નાં જોનારાઓ પણ પેદા થયા છે. જો કે એમની સંખ્યા ઘણી ઓછી હતી, એમનો અવાજ તદ્દન ક્ષીણ હતો; છતાં શોષણ અને અત્યાચારો વધવાની સાથે એ ક્ષીણ અવાજ પણ મોટો થવા લાગ્યો હતો. આટલું હોવા છતાં જ્યાં સુધી આ વિરોધનો અવાજ, શૂન્ય અવાસ્તવિક આકાશમાંથી આવતો રહ્યો ત્યાં સુધી એનામાં તાકાત આવી નહિ.

પાછલી એક સદીમાં જ્યારથી એ અવાજ, નક્કર વાસ્તવિકતાની જમીન પરથી ઉપજી એના ઘેરા વાયુમંડળમાં ગુંજવા લાગ્યો છે ત્યારથી એ બળવત્તર બન્યો છે.

## (ક) સ્વપ્નદર્શી 'યુટોપિયન' સમાજવાદ

માનવ–સમાજની અંદર રહેલી અસમાનતા તથા ભયંકર અત્યાચારો જોઈ ને કેટલાક લોકોને માનસિક પરિવર્તન દ્વારા તેને બદલવાની ઇચ્છા થઈ. એમણે ધર્મની આણ દીધી, ઇશ્વરના સોગન ખાધા, માણસોના ઉન્નત ભાવોને જાગ્રત કરવા મહેનત કરી, એમની બુદ્ધિને દૂરના ફાયદાઓ સંભળાવીને તેમને બદલાવવા ઇચ્છા ધરી; અને સાથે સાથે એમ પણ ઇચ્છયું કે સંપત્તિમાં વ્યકિતગત સ્વાર્થો રહે અને છતાં આખા સમાજના હિતને માટે સમાજનું સંગઠન થાય. આવા સમાજવાદીઓને આપણે અહીંયાં સ્વપ્નદર્શી સમાજવાદી કહીશું. વાસ્તવવાદી સમાજવાદની પ્રગતિમાં એમનો પણ હાથ હતો, એટલે એમની ચર્ચા અહીં જરૂરી છે.

આપણે જોઈ ગયા છીએ કે લખેલા ઇતિહાસમાં જન–સત્તાક સમાજની મુંગે મોંએ ઉપેક્ષા કરવામાં આવી છે. એટલેજ પ્રાચીન સમાજના અત્યાચારોની વિરૂદ્ધ બંડ ઉઠાવનારાઓની હકીકતો આપણને અત્યાર સુધી લેખિત ઇતિહાસમાં મળે એવી આશા આપણે રાખવી ન જોઇયે. આ વિષય અંગેની જે સામગ્રી આપણને ઇતિહાસમાંથી મળે છે, એના જ ઉપરથી સમાજના બળવાઓનું માપ પણ કાઢવું ન જોઇએ.

### ૧: એશિયાઇ વિચારક

### (૧) યહૂદી સન્ત (ઇ. સ. પૂ. ૮૦૦–૬૦૦)

**(ક) અમો** (ઈ. સ. પૂ. ૮૦૦)—સામાજીક અસમાનતાની વિરૂદ્ધ અવાજ ઉઠાવનારાઓમાં સૌથી જૂનું નામ અમોનું આવે છે. પેલેસ્ટાઇનમાંની તેકોઆ નામની એક જગ્યાનો એ અભણ ગોવાળીયો હતો. બની–ઇઝરાઇલ (યાહૂદીઓ) ના દમિશ્કનો વિજય પ્રાપ્ત કર્યા પછીનો એ કાળ પેલેસ્ટાઇનનો સુખ અને સમૃદ્ધિનો જમાનો હતો. પરંતુ થોડી વ્યકિતઓ સુખી હોય તેથી કાંઈ આખો સમાજ સુખી હતો તેમ ન કહી શકાય. અમોએ એ વખતના ધનવાન પરિવારોની બાબતમાં કહ્યું છે:

"તેઓ હાથીદાંતના પલંગો પર પોઢે છે...અને ઘેટાંઓનાં બચ્ચાંઓને ખાય છે. તેઓ સારામાં સારી શરાબ પીએ છે, અને ઉત્તમમાં ઉત્તમ ફૂલોનાં તેલો લગાવે છે...અને તેઓ લાંચો લે છે, સસ્તું અને હલકી જાતનું અનાજ વેચે છે તથા તોલ કરવામાં ગોટાળા કરે છે." એણે આ પાપી ધનવાનો વિષે ભવિષ્યવાણી ભાખેલી કે, જે જાતિ આ અત્યાચારો કરે છે એ જરૂર

મરી પરવારશે અને ધર્મી હશે તે બચી જશે. એ બચી જનારાઓનું એક રાજ્ય સ્થપાશે, જેમાં તેઓ ઉજ્જડ બનેલાં શહેરોને ફરી આબાદ બનાવશે... અંગૂરના બગીચાઓ બનાવશે,...એની શરાબ પીશે..."

**(ખ) ઈસૈયા** (ઇ. સ. પૂ. ૭૪૦–૭૦૦)–ઇસવીસનની પહેલાં સાતમી સદીમાં, એક બીજો યહૂદી સન્ત ઇસૈયા પેદા થયો હતો. આ બની–ઇસરાઇલિની વિપદાનો સમય હતો. વિલાસ ભર્યાં જીવન તથા ગરીબો પર થતા અત્યાચારો જોઇને આ સન્તે રાજસત્તા ચલાવનારા ધનવાનો પર ચાબખા મારેલા–"તમે અંગૂરના બગીચાઓને ખલાસ કરી નાખ્યા. ગરીબની લૂંટ તમારાં ઘરોમાં છે. તમારા દિલમાં તે છે શું કે મારા લોકોને તમે મારી મારીને બેકાર કરી નાખો છો અને ગરીબોનાં ગળાં પીસી રહ્યાં છો ?" પૃથ્વી ઉપર ભગવાનના રાજ્યની સ્થાપનાની ભવિષ્યવાણી યહૂદીઓમાં પહેલેથી ચાલી આવતી હતી. ઇસૈયાએ કહ્યું–"એ રાજ્યમાં સર્વવ્યાપી શાંતિ રહેશે. જાતિઓ પોતાની તલવારો ભાંગી નાખી એની હળની કોશો બનાવશે, અને પોતાનાં ભાલાઓમાંથી બાગબાનોને માટે કાતરો બનાવશે. એક જાતિ બીજી જાતિની સામે તલવાર નહિ ઉગામે અને તેઓ ફરી યુદ્ધ (વિદ્યા)શીખશે નહિ."

જેર્મિયા, એઝકિયેલ અને બીજા કેટલાક યહૂદી સન્તોએ ભગવાનના રાજ્યનો સંદેશો આપ્યો હતો. જેટલા પ્રમાણમાં બની–ઇઝરાઇલિ જાતિ સંકટો અને રાજકીય પરતંત્રતાની બેડીમાં વધુ જકડાતી ગઈ, તેટલા પ્રમાણમાં એના સન્તોને, આ ભગવાનના રાજ્યનો ખ્યાલ વધુ આવતો ગયો. એક લેખકના શબ્દોમાં:

" સન્તોએ પૃથ્વી પર એક એવા રાજ્યની–રાજકીય સંગઠનની–કલ્પના કરી કે, જેના રહેવાસીઓ ચૂંટેલા બની ઇઝરાઇલો હોય, જેમનો રાજ્ય ચલાવનાર એક આદર્શ દાઉદી રાજા હોય, જેમાં યહોવાનો આત્મા કામ કરતો હોય."

## ૨ : પૂર્વ એશિયા

**(ક) બુદ્ધ** (ઈ. સ. પૂ. ૫૬૩–૪૮૩)–આ જાતના ભારતના વિચારકો વિષે આપણે અહીંયાં વધુ કહેવાનું નથી, કારણ કે એક તો એમની સંખ્યા ઓછી છે, બીજું એમના વિચારોએ પાછલા સમાજ પર આ વિષયમાં અસર નથી પાડી. તેમ જ આજના સમાજવાદી વિચારો પર આડકતરી રીતે પણ એમણે કોઈ જાતનો પ્રભાવ પાડયો નથી. ભારતમાં બુદ્ધ સૌથી પહેલા સન્ત

મળે છે કે જેઓ વ્યક્તિવાદ અને વ્યક્તિગત સંપત્તિના વિરોધી તથા સંઘવાદના પક્ષપાતી હતા. એમણે પોતાના ભિક્ષુ–ભિક્ષુણીઓના સંઘમાં આર્થિક સામ્યવાદ પણ ચલાવ્યો હતો, એનો ઉલ્લેખ આગળ થઇ ગયો છે. બુદ્ધિના આ સામાજીક વિચારો વિકસિત બનીને જરૂર મોટું રૂપ ધારણ કરત, પરંતુ જે એશિયાઈ સમાજમાં; એમના વિચારનું એ બીજ પડયું હતું, તે સમાજ પ્રગતિહીન હતો. એટલે એ બીજ અંકુરિત ન થયું તેમાં કશુંજ નવાઈ પામવા જેવું નથી.

(ખ) **મુને–ચન્–પો** (ઈ. સ. ૧૮૪૬–૪૭)—બુદ્ધના વિચારોથી પ્રભાવિત થઇને, તિબેટના રાજકર્તા મુને ચન્ પોએ પોતાને ત્યાંનાં દુઃખો અને ગરીબાઇને ટાળવાને માટે સંપત્તિમાં સમાનતા લાવવાનું જરૂરી માન્યું અને એટલા ખાતર લોકોમાં સામ્યવાદ દાખલ કરવાની એણે ઇચ્છા કરી. મુને ચન્ પોએ સરખી વહેંચણી કરી. જૂના ઇતિહાસકારો મુને–ચન્-પોના કામને સહાનુભૂતિપૂર્વક જોતા નથી. એમણે એનું વર્ણન ફક્ત એટલા જ માટે કર્યું છે કે તેઓ મધ્ય એશિયા, તિબેટ, પશ્ચિમ ચીન અને હિમાલયના શાસક સમ્રાટ સ્રોડ-ચન્–ગેમ્બો તથા એના વંશના ઇતિહાસની એક કડીને છોડી શકે તેવું ન હતું. એવું જણાય છે કે મુને–ચન્–પોએ સામ્યવાદનો આ પ્રયોગ, ફક્ત તિબેટમાં જ કર્યો હતો. પ્રયોગ ફક્ત સંપત્તિની વહેંચણીનો હતો. ઇતિહાસકારો લખે છે કે, દરેક વહેંચણી થયા પછી, આળસુ માણસો, મળેલા ધનને થોડાજ દિવસોમાં ગુમાવી બેસતા અને થોડું ખર્ચનારાઓની પાસે ફરી પાછું ધન જમા થવા લાગતું. ત્રીજીવારના પ્રયોગમાં પણ જ્યારે મુને–ચન્–પો ફાવ્યો નહિ ત્યારે જૂની માએ દીકરાને ઝેર આપી દીધું. મુને-ચન્–પો ગાંડો હતો એમ તો ઇતિહાસકારો પણ નથી લખતા; તો પછી જે રીતે આપણે આગળ એનું ચિત્ર રજૂ કરી દેખાડયું છે તેમાં ખેંચાતાણ સિવાય બીજું કશું જણાતું નથી.

તિબેટની જાતિને સભ્યતા યુગમાં આવ્યાને હજુ ફક્ત બસો વર્ષ જ થયાં હતાં. પોતાના દેશમાં એ એકલી જ જાતિ હતી અને જન–યુગની સ્મૃતિઓ એમનામાં હજુ પણ તાજી જ હતી. એવી સ્થિતિમાં સામ્રાજ્ય–વિસ્તાર થતાં એમનો વૈભવ વધ્યો, પરંતુ એથી ફાયદો થોડા જ પરિવારો ઉઠાવી રહ્યા હતા. બીજી બાજુ મોટા ભાગની જનતા કે જેના જુવાનોને ચીન, ભારત અને મધ્ય એશિયા સુધીના પ્રદેશમાં પોતાનાં લોહી રેડવાની ફરજ પડી હતી એની હાલત બગડતી જતી હતી, અને અસમાનતા વધતી જતી હતી. આ પરિસ્થિ-

તિમાં-મુનેન્ચન્- પોએ આ પગલું ભર્યું હતું; અને આ પગલું એટલું ગંભીર હતું કે જેથી કરીને એનાથી સૌથી વધુ નુકસાન તો એના પોતાના વંશને અને પોતાના વર્ગને જ થતું હતું, અને એથીજ તો એની માએ પોતાનું માતૃત્વ ગુમાવી પોતાને જ હાથે દીકરાને ઝેર આપ્યું.

[ ગ ] **મઝદક** (ઇ. સ. ૪૮૪) ઇસ્વી સનની પાંચમી સદીમાં ઇરાનમાં મઝદક નામનો એક વિચારક પેદા થયો. એણે જાહેર કર્યું કે, બધાજ માણસો સમાન પેદા થયાં છે, અને જીવનભર એમણે સમાન જ રહેવું જોઇએ. માત્ર સંપત્તિ જ નહિ, પરંતુ વિવાહ-સંબંધને પણ એણે સામૂહિક બનાવવા પર જોર આપ્યું. એનાં ભાષણો અને દલીલોમાં એટલું બળ હતું કે અખામનશી (દારા), પાર્થી અને સાસાની રાજવૈભવનો અનુભવ લીધેલા ઇરાનીઓ હજારોની સંખ્યામાં મઝદકના સિદ્ધાન્તો સ્વીકારવા લાગ્યા.

મઝદકનો આધ્યાત્મિક ઉપદેશ હતો-સંયમ, શ્રદ્ધા અને જીવ-દયા મઝદકના વિચારો ઝૂંપડાંઓ સુધીજ ન પહોંચ્યા પરંતુ ખુદ શાહ કવદ (ઇ. સ. ૪૮૭-૯૮) પણ એનો અનુયાયી બન્યો. તેના સામ્યવાદની આ જાતની સફળતાથી રાજ્યકર્તા વર્ગ અને પુરોહિત વર્ગનો સ્વાર્થ જોખમાતો હતો, એટલે મુખ્ય પુરોહિત તથા સામન્તોએ એક કાવતરૂં રચી, કવદને ગાદીએથી ઉઠાડી મૂકયો. નવા રાજા જામાસ્પને પોતાના ભાઇને દેહાન્ત દંડ આપવા માટે ઉશ્કેરવામાં આવ્યો પરંતુ તેણે એમ ન કર્યું.

થોડા સમય પછી કવદ જેલમાંથી નાસી છૂટયો અને હૂણોની મદદથી ફરી પાછો ગાદીએ બેઠો. જો કે હજીય તે મઝદકી હતો, છતાં સરકારી રૂએ તેણે તેનું સમર્થન કરવું છોડી દીધું. મઝદકીઓની શકિત વધતી જ ગઈ. હવે કવદને ખુદ પોતાનું તખ્ત પણ છીનવાઈ જશે એવો ડર લાગવા માંડયો—અને આખરે તો ભાવના કરતાં દુન્યવી સુખ મોટું છે ને? કવદ હવે સામ્યવાદીઓનો વિરોધી બની ગયો, અને એનાજ હુકમથી હજારો મઝદકીઓની કતલ કરવામાં આવી !

મઝદક હજુય જીવતો હતો અને એની શકિત યે ઘટવાને બદલે વધતી જ જતી હતી. એજ વખતે પોતાના ન્યાયને માટે મશહૂર નૌશેરવાં [ઇ. સ. ૫૩૧-૭૮] ઇરાનનો શાહ બન્યો. એણે સામ્યવાદના જોખમમાંથી દેશને મુકત કરવાને માટે મઝદક અને એના એક લાખ અનુયાયીઓની કતલ કરાવી. વર્ગ-સ્વાર્થ અમુક હદ સુધીજ ન્યાયનો બુરખો ધારણ કરી શકે છે. સામ્યવાદીઓની

આ કત્લેઆમ એટલી મહત્વપૂર્ણ બિના ગણાઈ કે શાહે ખુશરોને બદલે પોતાની નવી પદવી નવ–શિરવાન [નવો રાજા] એવી ધારણ કરી.

**[ઘ] મો–તી:** (ઇ. સ. પૂ. ૫૭૫–૫૧) ચીનના મો–તીના સમાજવાદી વિચારો આપણે પાંચમા અધ્યાયમાં જોઈ ગયા છીએ.

## યૂનાની અને રોમન વિચારકો

**[ક] પ્લેટો** : ઇ. સ. પૂ. ૪૨૭–૩૪૭ : પ્લેટોના સામ્યવાદી વિચારો આપણે આગળ જોઈ ગયા છીએ. પ્લેટોએ જે સામ્યવાદી સમાજની કલ્પના કરી હતી, એ પૃથ્વી ઉપર ભગવાનનું રાજ્ય જેવી ધાર્મિક કલ્પના ન હતી, છતાં તેમાં માનસિક કલ્પનાઓ વધુ હતી. પ્લેટો એવા ઊંચા દરજ્જાનું સામ્યવાદી તંત્ર ઇચ્છતો હતો કે જેનુ સંચાલન સામાન્ય જનતાના મતથી નહિ, પરંતુ તત્ત્વજ્ઞાની સામ્યવાદીઓની સરમુખત્યારીથી થાય.

“ કારીગર તથા ખેડૂતને રાજતંત્રમાં સત્તા ન હોવી જોઇએ, કારણ કે એમનામાં યોગ્યતા હોતી નથી. ” પ્લેટોની સામ્યવાદી કલ્પના, ફક્ત તરંગ પર આધાર રાખતી હતી; અને એટલે જ એમાં ખામીઓ હોય તે સહજ હતું. છતાં પ્લેટોના ‘ પ્રજાતંત્ર ’ નામના ગ્રન્થે પાછળની સામ્યવાદી વિચારસરણી ઉપર ખૂબજ અસર કરી છે એનો ઇન્કાર કરી શકાય તેવું નથી.

**[ખ] સેનેકા** [ઇ. સ. પૂ. ૬૫ થી ઇ. સ. ૩] રોમની આબાદીના જમાનામાં એક બાજુથી વૈભવ ભરી મહેલાતો અને એમાં રહેનારાં નરનારીઓનું વિલાસ ભર્યું જીવન હતું અને બીજી બાજુ ત્યાંના ગરીબો અને દાસોની સ્થિતિ એટલીજ દુ:ખભરી અને ઓશિયાળી હતી. આજ સમયે સેનેકા રોમમાં પેદા થયો હતો. સેનેકાને ગરીબોનાં લોહી પર રચાતો આ વિલાસ પસંદ ન હતો. એ કુદરતી અવસ્થાવાળા સામ્યવાદનો પ્રશંસક હતો. પોતાના એક પત્રમાં એણે એ મતલબનું લખ્યું છે—

“ સામાજીક ધર્મ ત્યાં સુધી જ પવિત્ર અને અબાધિત રહે છે, જ્યાં સુધી લોભે સમાજને પોતાની જાળમાં સપડાવ્યો નથી, અને દરિદ્રતા આવી નથી. કારણ કે માણસ જેવી કોઈ વસ્તુને ‘મારી’ કહેવાની શરૂઆત કરે છે, તેવો જ તે બધી વસ્તુઓનો માલિક મટી જાય છે. આદિ માનવી અને એની નજીકનાં સંતાનો કુદરતનું અનુસરણ કરતાં રહ્યાં અને એથી પવિત્ર તથા નિર્મળ રહ્યાં. ”

"જ્યારે પાપ અંદર ઘૂસ્યાં ત્યારે રાજાઓને પોતાનું બળ દેખાડવાની ફરજ પડી, અને એમણે દંડના કાયદાઓ બનાવ્યા—એ પ્રારંભિક યુગ કેટલો સુંદર હતો, જ્યારે કુદરતની બક્ષિસો સૌની સહિયારી સંપત્તિ હતી અને સૌ એકઠા મળીને એનો ઉપભોગ કરતા હતા ! એ વખતે લોભ તથા વિલાસે માનવીઓમાં ફૂટ પડાવી ન હતી; તેમજ તેમને એક બીજાના દુશ્મન બનાવ્યા ન હતા તેઓ એકઠા મળીને બધી જ કુદરતનો ઉપભોગ કરતા હતા એટલે સાર્વજનિક સંપત્તિ ઉપર એમનો સૌનો અધિકાર સલામત હતો. એમાં કોઈ જ દરિદ્ર મળતો નહિ. એમને વિષે હું એવી કલ્પના કાં ન કરૂં કે એ બધા જ માનવીઓમાં વધુમાં વધુ સમૃધ્ધ માનવીઓ હતા."

## ૨: મધ્યકાલીન યુરોપમાં સમાજવાદી વિચારસરણી

બાઇબલના 'ભગવાનના રાજ્ય'નો ગુંજારવ ખ્રિસ્તી ધર્મમાં સંભળાતો હતો એટલે કયારેક કયારેક એના તરફ પણ કોઇ કોઈનું ધ્યાન ચાલ્યું જતું હતું. જે વખતે ઇસાઈ સન્ત ઓગસ્ટીન [ઇ. સ. ૩૪૫-૪૩૦] પોતાના તાત્ત્વિક અને ધાર્મિક વિચારોનો પ્રચાર કરી રહ્યો હતો એ વખતે બર્બર જર્મનોને હાથે રોમન સામ્રાજ્ય નાશ પામ્યું હતું.

રોમ જ્યારે જર્મનોના હાથમાં જઇને સાવ ઉજ્જડ બની ગયું હતું, એજ વખતે ઓગસ્ટીને પોતાનું પુસ્તક "ભગવાનની નગરી" લખ્યું હતું. એમાં એણે સ્વર્ગ અને પૃથ્વી ઉપર ભવિષ્યમાં સ્થપાનારી એક નગરીનું ચિત્ર દોર્યું હતું. એમાંનું દરેક પ્રાણી પોતાના કિરતારની સાથે શાંતિથી રહેશે તથા દરેક એક બીજાની ભલાઇ કરશે; એવી એમાં કલ્પના હતી. ઓગસ્ટીનની એ ભગવાનની નગરીમાં માણસે વધુ કંઈ કરવાનું ન હતું; કારણ કે એ નગરી ભગવાનની પ્રસાદી રૂપે મળવાની હતી.

જે વખતે ઇટાલીમાં ઓગસ્ટીન આ વિચારો ફેલાવી રહ્યો હતો, તેજ સમયની આસપાસ ભારતમાં પણ સંભલ નામના ધર્મ-નગરની કલ્પના ચાલી હતી. બૌધ્ધોની પરંપરા પ્રમાણે ઉત્તર દિશામાં સંભલ દેશ છે; એ બોધિસત્વોનો દેશ છે. ત્યાં બધાજ સમાન, નિર્મમ અપરિગ્રહી, તથા સુખી છે વગેરે. આ કલ્પના એથીય વધુ જૂના સમય સુધી પહોંચેલી જણાય છે. તિબેટના તથા મહાયાન સાહિત્યમાં સંભલનું જે વર્ણન આવે છે. એ બુદ્ધના ઉપદેશોમાં આવતા ઉત્તર-કુરુ સાથે મળતું આવે છે. બુધ્ધે ઉત્તર-કુરુ દેશમાં

ફળ-સંચયકાળના સામ્યવાદનું ચિત્ર દોર્યું છે. કદાચ એ જ કલ્પનાને સંભલના રૂપમાં બદલી નાખવામાં આવી હોય.

બાદમાં એ જ સંભલને હિંદુઓનાં પુરાણોમાં, ભવિષ્યમાં થનાર કલ્કિ અવતારનું જન્મ–નગર બનાવી દેવામાં આવ્યું. અને આજે હિન્દુ પુરાણોમાં શ્રદ્ધા ધરાવનારાઓ એવી આશા રાખીને બેઠા છે કે પૃથ્વીને અધર્મમાંથી મુક્ત કરવાને માટે બ્રાહ્મણ–કુમારી કન્યાથી કલ્કિ પેદા થઇને ઘોડા ઉપર સવાર થઇને પોતાની તલવારથી સંસારના વિધર્મો અને અધર્મોનો સર્વનાશ કરશે તથા ફરીથી બ્રાહ્મણોના ધર્મરાજ્યને સ્થાપિત કરશે. સંભલની બૌદ્ધ કલ્પનામાં જે એક જાતના સામ્યવાદની ગંધ હતી તેનો આમાં અંશ સરખો ન હતો. આ નિરાશ બ્રાહ્મણોની ધર્મની તલવારના બળે પોતાનું પ્રભુત્વ સ્થાપવાની કલ્પના છે.

તિબેટમાં હજુય, સંભલની કલ્પનાનું ખૂબજ જોર છે; છતાં એ જોર એ સ્થિતિ પોતાને ત્યાં લાવવા માટેનું નથી, પરંતુ મરીને ત્યાં જવા માટેનું છે. સંભલ પૃથ્વી ઉપર છે એ કલ્પનાને આધારે કેટલાક તિબેટી ધર્મગુરૂઓએ એના રસ્તા તથા એની યાત્રાની બાબતમાં પુસ્તકો પણ લખ્યાં છે. સોવિયેટ રાજ્યની સ્થાપના થતાં, સામ્યવાદ તરફ સહાનુભૂતિ દર્શાવનારા કેટલાક મોંગોલ અને તિબેટી લામાઓએ રશિયાની ભૂમિનેજ ચડ્ડ-સંભલ (ઉત્તર–સંભલ) કહીને એને મશહૂર કરવાની શરૂઆત કરી હતી. પ્રસિદ્ધ ચિત્રકાર નિકોલસ રોરિકે સંભલની આ કથાને આધારે એક પુસ્તક લખ્યું છે.

**[૧]સવોનરોલા (ઈ. સ. ૧૪૫૨–૯૮)** આરબોનું જોર વધવાના જમાનામાં ગ્રીક ફીલસુફી અને સાહિત્ય શીખવાનું ફરી શરૂ થયું એ આપણે બીજે જોઇ ગયા છીએ. આની અસર યુરોપને બૌધ્ધિક સ્વતંત્રતા આપવાના કામમાં ખૂબ જ ઉપયોગી નીવડી. ખાસ કરીને પ્લેટોના 'પ્રજાતંત્રે' સામાજીક વિચારોની પ્રગતિમાં શરૂ શરૂમાં ખૂબજ મદદ કરી.

પ્લેટો પછી દોઢ હજાર વર્ષે, ફ્લોરેન્સ (ઇટાલી) નો ધર્મ–પ્રચારક સવોનરોલા પેદા થયો. ફ્લોરેન્સના રાજવંશથી લોકોના પ્રાણ ગળે આવી ગયા હતા. એમણે એને હટાવી દીધો અને પોતાને ત્યાં એક પ્રજાતંત્રની સ્થાપના કરવાની ઇચ્છા કરી. પરંતુ એમની પાસે ન કોઇ યોજના હતી કે ન કોઈ યોગ્ય નેતા હતો. બીજી બાજુથી એમની વિરૂદ્ધનાં બળો ફરીથી રાજસત્તાની લગામ પોતાના હાથમાં લેવા પ્રયાસો કરતાં હતાં. એવે વખતે પોતાના ઉપદેશોને માટે ખ્યાતિ પામેલા ફ્લોરેન્સ નગરના પ્રભાવશાળી ઇસાઇ સાધુ સવોનરોલાએ

નેતાગીરી પોતાના હાથમાં લીધી. એણે વેનીસના પ્રજાતંત્રના બંધારણના આધારે, ફ્લોરેન્સને માટે એક બંધારણ બનાવ્યું. એને લોકોની સમક્ષ રજૂ કરતી વખતે તેણે જણાવ્યું કે આપણે ખરાબીઓને દૂર કરવી પડશે તથા ભગવાનના નિયમોને અનુસરીને રાજ્ય ચલાવવું પડશે.

એકઠી મળેલી જનતાએ ખૂબજ ઉત્સાહથી નવા બંધારણનો સ્વીકાર કર્યો. નગરના જીવનનો કાયાપલટો થઇ ગયો. સ્ત્રીઓએ અને વેપારીઓએ પાપથી મેળવેલું ધન પાછું કરી દીધું. દેવળો નગરજનોની અત્યંત જનપ્રિય સંસ્થા બનવા લાગ્યાં. પરમાર્થનું વહેણ ફૂટી નીકળ્યું—"નગરમાં પવિત્રતા, ગંભીરતા અને ન્યાયનું રાજ્ય હતું, તથા સન માર્કોના સન્યાસી (સવોનરોલા) નું બધે જ મહાન ઉપકાર કરનાર તરીકે સ્વાગત થઈ રહ્યું હતું."

પરંતુ, આવા જીવનને સ્વાર્થી-વર્ગ કઇ રીતે સહી શકે! વિરોધી રાજદ્વારીઓ પહેલેથીજ વેર રાખી બેઠા હતા. રોમનો પોપ—રોમન કેથોલીક ઇસાઇ ધર્મનો રાજા ખુદ પોતે એક વૈભવશાળી મહન્ત તથા ધનવાન વર્ગનો આદમી હતો. એ સવોનરોલાના આ કામને કઇ રીતે સહી શકે! આખરે ધર્મ પણ લાંબા વખતથી સ્થાપિત થએલા અધિકારોનું રક્ષણ કરવાને માટે જ તો. ઇસુનો 'સામ્યવાદ' એ આધ્યાત્મિક વસ્તુ હતી. એનો કોઇ પણ પ્રકારનો પ્રયોગ સંસારમાં કરવાનું ધર્મની વિરૂદ્ધ ઠર્યું.

આ બન્ને વિરોધીઓએ, સવોનરોલાની વિરૂદ્ધ, લોકોને ધર્મ અને સ્વચ્છન્દતાને નામે ભડકાવવાની શરૂઆત કરી. ફ્લોરેન્સના કેટલાક લોકો એમની જાળમાં આવી ગયા. સૌએ એકઠા મળીને, ફ્લોરેન્સના ઊગતા પ્રજાતંત્ર પર હુમલો કરીને એનો નાશ કરી નાખ્યો. થોડા સમય પછી સવોનરોલાને પકડવામાં આવ્યો, અને ધનવાનોએ યુરોપના આ સામ્યવાદીના લોહીથી પોતાના હાથ રંગ્યા. સવોનરોલાના અંત સાથે ધાર્મિક સમાજવાદીઓની આગેવાનીનો અંત આવે છે.

**(૨) ઇંગ્લાંડમાં સમાજવાદનું પહેલું મોજું**—(ક) કિસાનોનો બળવો (ઇ. સ. ૧૩૮૧, ૧૪૪૯). સમાનતા એ કુદરતનો નિયમ છે. હવાપાણીની જેમ કુદરતના બધા જ દેશોમાં, કુદરતનાં બધાં જ બાળકોનો સમાન અધિકાર છે, એ ભાવ લગભગ તમામ મનુષ્યોના દિલમાં ઊઠે છે; ખાસ કરીને જ્યારે ધનવાનોના અત્યાચારો ઉગ્ર બને છે ત્યારે. ઇંગ્લાંડમાં ઈ. સ. ૧૩૮૧ માં, આવાંજ કારણોને લીધે આવીજ પરિસ્થિતિમાં કિસાનોનો બળવો થયો

હતો. ઇંગ્લાંડ ત્યાંસુધી કિસાનોનાં ગામડાંનો દેશ હતો.

તેરમી સદીની શરૂઆતમાં–જે વખતે ભારતમાં તુર્ક લોકોનું રાજ્ય સ્થિર થતું હતું–તે વખતે ઇંગ્લાંડમાં વેપાર અને વિલાસના ઉદ્યોગ ધંધાઓનો વધારો થવા લાગ્યો હતો. અને એ સદીની અધવચ્ચે પહોંચતાં સુધીમાં ઇંગ્લાંડમાં એકાદ ડઝન જેટલાં શહેરો વસી ગયાં હતાં. આ શહેરો ગામડાંઓના કિસાનોની પેદાશ પર જીવતાં, એટલે કિસાનોની વસ્તુઓની માંગ વધતી ચાલી, આને પરિણામે ખેતીની ઉપજની કિંમત વધી એટલું જ નહિ, પરંતુ ખેતરોનું મૂલ્ય પણ વધી ગયું.

હવે અમીર–જમીનદારો કિસાનોની જમીન ઉપર લોભભરી નજરે જોવા લાગ્યા. જે પડતર તથા કેળવ્યા વગરની જમીન આખા ગામના ચરાણ તરીકે તથા બીજાં કામો માટે ઉપયોગમાં આવતી, તે બધીને, એમણે ઘેરી લઇને તેનો કબજો લેવાની શરૂઆત કરી. એ વખતે 'કિસાનો' સંપત્તિ વગરના ખેત–મજુરી કરનારાઓ (કમ્મી) ન હતા, પરંતુ ગામડાંના સહકારી સંગઠનોના ભાગીદાર હતા. એમનામાં પરંપરાથી ચાલ્યા આવતા સ્વતંત્રતાના ભાવો પણ મોજૂદ હતા.

હજુ સમૂહજીવન એમનાં જીવનમાંની સાવ લોપાઇ ગયું ન હતું. આ રીતે સાર્વજનિક જમીનને, જમીનદારો (લોર્ડો) મારફત ઘેરાઇ જતી જોઈ એને એમણે વ્યક્તિગત લૂંટ માની. આ કાર્ય કરીને જમીનદારો પાપ આચરી રહયા હતા એમ તેઓ માનતા હતા. બળવો થઇ ગયા પછી એમની માગણીઓ આ પ્રમાણે હતી :—સ્વતંત્રતાના જૂના અધિકારો ફરીથી મેળવવા અને સાર્વજનિક જમીન પાછી મેળવવી.

[૧] **જહોન વિકલીફ** : મૃત્યુ ઇ. સ. ૧૩૮૪. કિસાનોના આ બળવામાં નેતાઓની કમી ન હતી. ઓકસફર્ડ એ વખતે એક મહત્વનું વિદ્યાલય હતું. ત્યાંના સાધુ વિદ્યાર્થીઓ કે જેમણે પ્લેટો અને સેનેકાનો અભ્યાસ કર્યો હતો તેમણે બળવાના વિચારો ફેલાવવામાં સારા પ્રમાણમાં ભાગ લીધો હતો. કિસાનોના શિક્ષણ પામેલા નેતાઓમાંનો જોન વિકલીફ એક હતો. એ કુદરતી ન્યાયનો પ્રચાર કરતો–'સમાજની શરૂઆતમાં ન તો વ્યકિતગત સંપત્તિ હતી કે ન તો સંપત્તિ વગેરેના ઝગડાના ફેંસલા આપનારા કાયદાઓ હતા. માણસો પવિત્રતા અને સામ્યવાદના યુગમાં જીવન ગુજારતા હતા. માણસના પતન પછી, માણસનું આચાર–બળ નબળું બની ગયું અને એને બનાવટી

મદદની જરૂર પડી. એટલે ભગવાને નાગરિક સરકાર સ્થાપી જેમાં માણસો એક બીજા પર પ્રેમ રાખે. સૌથી સારી સરકાર ન્યાયાધીશોની છે. તેથી ઉતરતી કક્ષાની સરકાર રાજાઓની છે.

(૨) **જોન બૉલ** [ઈ. સ. ૧૩૮૪]–વિકલીફના અનુયાયીઓમાં જોન બૉલ પણ હતો. લોખંડી પુરૂષ બળવાખોર સામ્યવાદી હતો. એનું કહેવું હતું કે જનતાએ અત્યાચારીઓને ખતમ કરી નાંખવા જોઈએ. લોર્ડો (જમીનદારો) અને જે કોઇ બીજા સમૂહો, સમાજને ધા મારે તેમને જડમૂળથી ઉખેડી નાખવા જોઇએ. જ્યારે એ ખતમ થઇ જશે, ત્યારે જ સૌ સ્વતંત્રતાનો ઉપયોગ કરી શકશે. એના ભાષણોના નમૂના આપણને આવા જણાય છે:

"મારા ભલા લોકો! જ્યાંસુધી બધી જ વસ્તુઓ સમૂહની ન હોય, ત્યાંસુધી ઇંગ્લાંડ આબાદ નથી થવાનું. અને જ્યાંસુધી સદ્‌ગૃહસ્થો અને કામ કરનારાઓના ભેદ ટાળી, સૌ સમાન ન થઇ જાય. જેને આપણે લોર્ડ કહીએ છીએ, એને શો અધિકાર છે કે, તે આપણી સૌથી સારી વસ્તુઓનો માલિક બને? એનામાં કઇ એવી લાયકાત છે? એ શા માટે આપણને ગુલામીમાં રાખી રહેલ છે? જો આપણે બધાં જ, એક મા અને એક બાપ–આદમ અને ઇવથી પેદા થયાં છીએ, તો તેઓ કઇ રીતે એ સાબિત કરી શકે છે કે, તેઓ આપણાથી કંઈક વધુ છે, અથવા તો માલિકો છે?–સિવાય કે તેઓ પોતાના ઉપયોગને માટે આપણી પાસેથી કામ કરાવીને વસ્તુઓ ઉત્પન્ન કરાવે છે. તેઓ મખમલનો પોષાક અને કીમતી પોસ્તીનના કોટ પહેરે છે, જ્યારે આપણે જાડી ખાદી પહેરીએ છીએ. એમની પાસે ખાવાપીવા માટે શરાબ, મસાલા તથા સારી રોટી છે. ત્યારે આપણી પાસે હલકી અનાજની રોટી, સડેલું માંસ, પુઆળ ને પાણી છે. એમની પાસે રહેઠાણો ને કિલ્લાઓ છે, જ્યારે આપણે માથે ચિન્તા ને કામનો ભાર છે તથા આપણે ખેતરોમાં પવન અને વરસાદની ઝડીઓ સહીએ છીએ. આપણે અને આપણી મજૂરી જ એવી વસ્તુ છે કે જે થકી મોજ ઉડાવવાને માટે એમને સામગ્રી મળે છે, અને છતાંય આપણને ખેત–મજૂર કહેવામાં આવે છે અને એમનો હુકમ ઉઠાવવામાં અસહાય બનતાં ડંડાઓથી આપણી ચામડી ઉતરડવામાં આવે છે."

બૉલે કિસાન–બળવામાં સક્રિય ભાગ લીધો હતો અને બળવો ફતેહમંદ ન નીવડયો એટલે એને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો.

(૩) જેક કેડ (ઇ. સ. ૧૪૪૯ માં) કેન્ટના કિસાનોના બળવામાં ભાગ લેનાર જેક કેડ અને એના અનુયાયીઓનો ઉપદેશ પણ બોલ જેવો જ હતો. શેક્સપીઅરે પોતાના નાટક 'છઠ્ઠા હેનરી''માં કેડના મોઢે કહેવરાવ્યું છે–

"મેં એનો વિચાર કરી લીધો છે; એમ જ કરવું પડશે. જાઓ, રાજ્યનાં બધાં જ દફતરોને બાળી નાખો. મારો બોલ ઇંગ્લાંડની પાર્લામેન્ટ બનશે...અને હવેથી બધીજ વસ્તુઓ સહિયારી બનશે."

આમ જનતાના બળવાઓ થયા કરતા, અને છતાંય લોર્ડ લોકો સાર્વજનિક જમીન પર કબજો કરતા જ ગયા. પોતાનું સ્થાન ગુમાવી બેઠેલા કિસાનો ભાગી ભાગીને શહેરોમાં જમા થવા લાગ્યા. બેકારી વધારે હોવાને લીધે મજૂરીમાં હરીફાઇ વધી અને પહેલેથી ચાલ્યા આવતા ધંધાદારીઓનાં સંગઠનો–શ્રેણીઓ–છિન્ન ભિન્ન બની ગયાં.

**(૪) સર થોમસ મોરનું યુટોપીઆ :** (ઇ. સ. ૧૪૭૮–૧૫૩૫) તલવારના સંગઠિત બળ વડે કિસાનોના બળવાને દબાવી દઈ શકાતો હતો, પરંતુ સમાજની આર્થિક અસમાનતા તરફ આંખો મીંચી દીધે ચાલે તેવું ન હતું. કિસાનોને રસ્તાના ભિખારી બનતા અથવા તો જમીનદારોના ખેત–મજૂરો બનતાં, અને તેથી થોડા લોકો ધનવાન બનવાની સાથે ભીષણ ગરીબાઈ વધતી જતી જોઇને, રાજ્ય ચલાવનારા વર્ગમાંના કોઇ કોઈ લોકોનાં હૈયાંમાં પણ આગ ભભૂકી ઊઠે તો તેમાં કાંઇ અચરજ પામવા જેવું ન હતું. સાતમા હેનરીના લોર્ડ ચાન્સેલર સર થોમસ મોરે આ વેદના અનુભવી. એ રાજાનો મંત્રી હતો, એટલે સમાજને આ સ્થિતિમાં રહેવાની ફરજ પાડનાર રાજ્ય ચલાવનાર વર્ગની એ સીધી ટીકા કરી શકતો નહિ. એણે આ વસ્તુને એક કલ્પિત વાર્તાના રૂપે રજૂ કરી. આ વાર્તા–પુસ્તકનું નામ 'યુટોપીઆ' ("ક્યાંય નહિ") હતું.

મોરના પછી થોડા જ વખતે હિન્દીમાં પણ કેટલીક કલ્પિત વાર્તાઓ જાયસીના પરમાવત અને ધરણીદાસ [જહાંગીર–ઔરંગઝેબના સમકાલિન]ના પ્રેમપ્રકાશનાં રૂપમાં લખાઇ હતી. પરંતુ આપણા ગુલામ સમાજમાં એ ચેતન ક્યાં હતું કે, લેખકો સામાજીક અન્યાયની વિરૂદ્ધ કલમ ઉઠાવે ! અહીંયાં તો પ્રેમ અને સુફીવાદનાં ઓઠાં નીચે કાંતો કામવાસના તૃપ્ત કરવાનો પ્રચાર કરવામાં આવતો હતો, અથવા તો પોતાને માટે મહંતપદ તૈયાર કરવામાં આવતું હતું.

વેપારી ઝગડાઓના પંચ તથા ઇંગ્લાંડના એક પ્રભાવશાળી મંત્રી તરીકે, મોરે ઇંગ્લાંડના તે વખતના સમાજની અંદરની સ્થિતિને સારી રીતે જોઈ હતી. એની ગણના તે વખતના સર્વશ્રેષ્ઠ વિદ્વાનોમાં થતી. એના સમયમાં અમેરીકા શોધાઇ ચૂકયો હતો અને ત્યાંને વિષે જાત જાતની વાતો પ્રચલિત હતી. આ વાતોમાંની એકનો નમૂનો એક વાર્તામાં મળે છે. એમાં એક લેખકે કનારી બેટથી બર્ડ ભૂશિર સુધીની સમુદ્ર-યાત્રાનું વર્ણન કર્યું છે—

"લોકો કુદરતી અવસ્થામાં રહે છે. એમને સંયમવાદી નહિ, ભોગવાદી કહી શકાય...[ખાનગી] સંપત્તિ એમની પાસે બિલકુલ નથી. બધીજ વસ્તુઓ સહિયારી છે. ત્યાં કોઇ રાજા નથી, કોઇ અધિપતિ નથી. દરેક વ્યકિત સ્વાધીન છે...સોનું, મોતી, જવાહીર અને એવી વસ્તુઓ જેને આપણો યુરોપ વૈભવ માને છે, એનો આ લોકો વિચાર પણ કરતા નથી; એટલુંજ નહિ પરંતુ એના તરફ તેઓ ઘૃણા કરે છે."

મોરે પ્લેટો અને સેનેકાનો અભ્યાસ કર્યો હતો. એણે નવી દુનિયાની આ કથાઓ સાંભળી હતી. સાથે સાથે જ એ પોતાની આસપાસનાં લોહી માંસ વગરનાં કંગાળ હાડપિંજરો અને એમનાં દયામણાં જીવનને પણ નિહાળતો હતો. એનાથી એની કલ્પનાને ઉત્તેજન મળ્યું અને પરિણામે એણે પોતાના વખતના ઇંગ્લાંડ અને એ કાલ્પનિક સામ્યવાદી જગત–યુટોપિયાના માનવ-જીવનનું તુલનાત્મક ચિત્ર દોર્યું; સાથે સાથે જ આડકતરી રીતે એણે ઇચ્છયું પણ ખરૂં કે, એના વખતના એ વર્ગ–શાસન અને ચૂસણ નીતિને હટાવી દઇને સામ્યવાદી સમાજની સ્થાપના કરવામાં આવે તો સારૂં!

એના એ 'યુટોપિયા'માં, એક વિદ્વાન પોર્ટુગીઝ ખલાસી રાફેલ હેથલોડે યુટોપીઆ બેટનું એક સુંદર વર્ણન કર્યું છે. હેથલોડ યુટોપીઆની સ્થિતિનું વર્ણન કરતાં બતાવે છે કે, ત્યાંના લોકો ઇંગ્લાંડ કરતાં કેટલાય આગળ વધેલા હતા. હેથલોડ એમાં ઇંગ્લાંડમાં નકામા રાજાઓ, રાજકુમારો અને સરદારો ઉપર પ્રહારો કરે છે તથા ખાનગી સંપત્તિની ખરાબીઓ બતાવી છે. અને એથી ઉલટી જ યુટોપીઆની સમાજ રચના બતાવે છે. ત્યાં ખેતી અને હાથકારીગરી બન્ને ધંધાઓ છે. છતાં ખેતી એમાં મુખ્ય છે. દરેક વ્યકિતએ કંઇને કંઇ કામ કરવાનું હોય છે. ચાર કલાક કામના અને આઠ કલાક આરામના ગણવામાં આવે છે. બાકીનો સમય દરેકની ઇચ્છા પ્રમાણે ગાળવાની રજા હોય છે. ઉત્પન્ન કરેલી

વસ્તુઓ—ભોગો—માં સૌનો સરખો અધિકાર હોય છે. લોકોને પોતાની જરૂરીઆત પ્રમાણે વસ્તુઓ મળે છે. જો કે કોઈની પોતાની ગણાય એવી વસ્તુ નથી હોતી, છતાં દરેક આદમી ધનવાન હોય છે. દરેક આદમી સુખ અને આનંદથી પોતાનું જીવન જીવે, એથી વધારે ધનવાન થવામાં બીજુ શું હોઇ શકે છે! ત્યાં નથી શોક, નથી ભય, નથી પોતાની આજીવિકાની ચિન્તા, નથી સ્ત્રીની અણગમતી ફરીયાદોની ફિકર, નથી બાળકોને ગરીબ રહેવાની કે નથી દીકરીને કરીઆવર આપવાની ચિંતા. ત્યાં પૈસા, હીરા મોતી, સોના ચાંદીની કશી કિંમત નથી. લોકોનાં ઘરો સ્વચ્છ અને સુંદર હોય છે તથા તેને તાળા કૂંચી લગાવવાની જરૂર નથી. રસોડાંઓ સહિયારાં છે. એમાં રમવાને વખતે બાળકોને સંભાળવા માટે દાઇઓ હાજર હોય છે. રાજકારભારમાં દરેક નાગરિકને ભાગ લેવાનો અધિકાર છે—યુટોપીઅન સરકારનું ધ્યેય છે : "વધારેમાં વધારે સંખ્યાને વધારેમાં વધારે આનંદ. એ પોતાના નાગરિકોને, એમનાં ધન, એમની લૂંટ કે કૂળના અભિમાન પ્રમાણે સન્માનતું નથી, પરંતુ એમનું સન્માન તો એમની સમાજની સેવાના પ્રમાણમાં થાય છે.

---

+કદાચ ભારતની ભાષાઓમાં (અને–હિંદીમાં તો ચોક્કસ–)પહેલું યુટોપીઆ પુસ્તક 'મારી બાવીસમી સદી' છે. મને યુટોપીઆ લખવાની ઈચ્છા શા માટે થઇ? એનાથી આ આદિ યુટોપીઆ લખનારાઓના મનના ભાવો પણ સમજી શકાય છે. 'મારી બાવીસમી સદી' જો કે ઈ. સ. ૧૯૧૮ માં પહેલા મહાયુદ્ધના આખરી વર્ષમાં, જ્યારે ભારતમાં ઇન્ફ્લ્યુએંઝાએ કાળો કેર વર્તાવ્યો હતો, અને થોડાં જ અઠવાડિયાંમાં લાખો માણસો મરી ગયા હતા ત્યારે થઇ હતી. કાલ્પીમાં રહ્યા રહ્યા મારા ઉપર પણ એનો સાધારણ હલ્લો થયો હતો. એના એક વર્ષ પહેલાં જ રશિયાની સામ્યવાદી ક્રાન્તિના સમાચારોની સાથેજ મેં પહેલવહેલાં સામ્યવાદનું નામ સાંભળ્યું હતું. સામ્યવાદ વિષે મેં એ પહેલાં કોઇ પણ પુસ્તક વાંચ્યું ન હતું. એના વિષે જે કાંઈ જ્ઞાન મેં મેળવ્યું હતું તેનો આધાર કાનપુરના અઠવાડિક 'પ્રતાપ' પર હતો. એમાં કયારેક કયારેક આવતા લેખો અને ટિપ્પણો પરથી એ હું જાણી શકતો અને મને યાદ છે ત્યાં સુધી એમાં સામ્યવાદના સિદ્ધાન્તોના વિષયમાં એટલું છપાતું નહિ, જેટલું સામ્યવાદી ક્રાન્તિકારીઓના જીવન વિષે છપાતું.

બિમાર તો હું બે ત્રણ દિવસજ રહ્યો હોઈશ. એ વખતે ભણવા-ભણાવવાનું કામ બંધ હતું. બીજી બાજુથી રશિયાની ક્રાન્તિના આવતા સમાચારો મનને વધુને વધુ કલ્પનાના જગતમાં વિહાર કરવાની પ્રેરણા આપ્યા કરતા હતા. વધુ

**[ગ] સોળમી સદીના કિસાનોના બળવાઓ :** વર્ષો સુધી કિસાનો અને માલિકોની વચ્ચેની અથડામણો ચાલુ રહી. એ વખતના સમકાલીન લેખક પાદરી રોબર્ટ ક્રાઉલીના શબ્દોમાં કિસાનો કહેતા—

"મોટા ગૃહસ્થો, ધનવાન કસાઇઓ, વકીલો, વેપારીઓ, ભદ્રલોકો તથા લોર્ડો અમારી આંખોની સામે, અમારાં ઘરો લઈ લે છે; અમારી મહેસૂલ વધારી દે છે; ભારે [અને અયોગ્ય] દંડ કરે છે. અમારી સહિયારી જમીનને લૂંટી લે છે ......અને જો અમે શહેરમાં ચાલ્યા જઇએ તો ત્યાંય કોઈ આશા નથી. કારણકે, અમે સાંભળીએ છીએ કે આ લોભી પશુઓએ ત્યાંની બધી જ ચીજો પોતાના હાથમાં લઇ લીધી છે"

એના જવાબમાં લોર્ડ લોકો શું કહેતા હતા, તે પણ ક્રાઉલીના શબ્દોમાં સાંભળો—

---

જીજ્ઞાસા હોવા છતાં પણ બહારથી એટલી સામગ્રી સરળતાથી મળી શકતી નહિ. એ પણ ખાસ કરીને હિન્દી-ઉર્દૂમાં. એ વખતે હું એ બે ભાષાઓ જ સારી રીતે સમજી શકતો હતો. પરિણામે દોરવા ધારેલા ચિત્રની થોડી રેખાઓ દોરીને જ એને પૂરું કરવા ધાર્યું. એમાં ધ્યાન માત્ર એટલું જ રાખ્યું હતું કે ભારતમાં એનાથી કયા પરિવર્તન થશે.

'બાવીસમી સદી'નું પહેલું ખોખું આવી માનસિક સ્થિતિમાં તૈયાર થયું હતું. ચાર વર્ષ પછી (ઈ. સ. ૧૯૨૨ માં) જ્યારે મને લખવાનો મોકો મળ્યો ત્યારે એક યુટોપીઆવાદીની મનોવૃત્તિ મુજબ મેં એને સંસ્કૃત કાવ્યમાં ઉતારવા ઇચ્છા ધરી. થોડા સર્ગો લખ્યા પણ ખરા. પરંતુ વચ્ચેથીજ જેલમાંથી છૂટયો અને એ કામ જ્યાંનું ત્યાં રહ્યું. થોડા મહિના બહાર રહ્યા પછી ફરી બે વર્ષ (ઈ. સ. ૧૯૨૩-૨૫) માટે જેલમાં જવું પડયું.

આટલા સમયમાં યુટોપીઆ (કલ્પના) ના જગતથી થોડો નીચો જરૂર ઉતર્યો હતો, એટલે મેં મારૂં પુસ્તક સંસ્કૃત શ્લોકોમાં લખવાને બદલે હિંદીમાં લખ્યું. ત્યાં સુધીમાં ભાગ્યેજ મેં કોઇ સામ્યવાદી પુસ્તક વાંચ્યું હતું. ઉપરાંત દુનિયામાં એજ પ્રકારના યુટોપીઆ બીજાઓએ પણ લખ્યા છે, એની મને કલ્પના પણ ન હતી. માર્કસવાદના વધુ જ્ઞાનની સાથે મને યુટોપીઆના વિષયમાં કંઈ ખબર હોત તો કદાચ હું 'બાવીસમી સદી' લખવું બંધ કરી દેત. કાલ્પનિક દુનિયામાં વિહાર કરનારાઓ, મોટે ભાગે પોતાની કલ્પનાને જરૂર કરતાં વધુ પ્રમાણમાં મહત્ત્વ આપી દે છે, અને એમનું ધ્યાન એના તરફ જતુંજ નથી કે પરિવર્તન તો એક ચોક્કસ વાસ્તવિકતાનો આધાર માગે છે.

"ભદ્રલોકો રહે એવું આ નીચ કિસાનો......ઇચ્છાતા નથી. તેઓ બધાજ માણસોને પોતાના જેવા બનાવવા ઇચ્છે છે. આપણે આપણી જમીનનું કેટલું મહેસૂલ લેવું તેનો તેઓ હુકમ કરવા ધારે છે. તેઓ આપણાં ચરાણોને સૌને માટે ખુલ્લાં મૂકી દેવાનું કહે છે. આપણે એમને શીખવીશું કે જેથી તેઓ વધુ જાણે. કારણકે તેઓ સૌને સરખા ભાગીદાર બનાવવા ઇચ્છે છે; અમે એમને માટે કાંઇ જ બાકી નહિ રાખીએ."

સર થોમસ મોરના મૃત્યુ પછી ચૌદ વર્ષે ફરી પાછો કિસાનોએ બળવો કર્યો; આ એમનો છેલ્લો અને જબરો બળવો હતો.

હજુ સુધી આ કિસાનોના સામ્યવાદને ધર્મ મારફત નિંદવામાં આવતો ન હતો. પરંતુ, જોખમ વધવાની સાથે ધર્મને સંપત્તિવાળાઓના સ્વાર્થની રક્ષા ખાતર ખુલ્લેખૂલું મેદાનમાં આવવું પડયું. જૂની ઇસાઇયતે સુધારાવાદી ઇસાઇ ધર્મ—પ્રોટેસ્ટન્ટ ધર્મ—નું રૂપ ધારણ કર્યું. એણે પરંપરાથી ચાલી આવતી બીજી અંધ શ્રદ્ધાઓની માફક ઇસાઇયતની જૂની સામ્યવાદી પરમ્પરાને પણ એક મિથ્યા અંધશ્રદ્ધા માની. જૂના ખ્રિસ્તીધર્મમાં મઠ અને સાધુઓ હતા, તેઓ થોડું ઘણું સંઘ જીવન વીતાવતા હતા અને એમાં માનતા હતા.

પરંતુ નવા સંપ્રદાયે સાધુ–આશ્રમને હટાવી દીધા. ગૃહસ્થ પાદરીઓને પોતાનાં બાળ બચ્ચાંઓના ભવિષ્ય માટે ચિન્તા રહેતી, એટલે તેઓ ખાનગી સંપત્તિના જબરા હિમાયતી બન્યા હતા. ચારે તરફ અંગત સ્વાર્થ અને સંપત્તિની બોલ બાલા હતી. એટલેજ સામ્યવાદની વાત એ વખતના રાજ્ય ચલાવનારા વર્ગને બૂરી જણાતી હતી. એ જમાનાની સ્થિતિનો પડઘો શેક્સપિયર અને સ્પેન્સરનાં લખાણોમાં પડે છે.

**(ઘ)બેકન** (ઇ. સ. ૧૫૬૧–૧૬૨૬) **નું યુટોપિયા**—હવે આવ્યો એલીઝાબેથનો જમાનો. સ્પેનની શકિતને ઇંગ્લાંડે ખલાસ કરી નાખી. સુધારાવાદી ઇસાઇધર્મ વિજયી બન્યો. માણસોના મગજમાં થોડી સ્વતંત્રતાની હવા ભરાવા લાગી. લોકો શોધખોળ તથા ભૌગોલિક સંશોધનો તરફ આકર્ષાવા લાગ્યા હતા. એવે સમયે વૈજ્ઞાનિક અને દાર્શનિક ફ્રાંસિસ બેકન પેદા થયો. એનું ન્યુ એટલાન્ટિસ બીજું મશહૂર યુટોપીઆ છે. આ યુટોપીઆમાં જેટલું વિજ્ઞાનના પ્રચાર ઉપર જોર છે, તેટલું સામ્યવાદી અર્થનીતિ ઉપર નથી. બેકનના સુલેમાન ઘરમાં વૈજ્ઞાનિકો હમેશાં નવાં વૈજ્ઞાનિક સત્યોની શોધખોળો

પાછળ મંડયા રહેતા. બેકન સંપત્તિના સામ્યવાદમાં માનતો નહિ, વિજ્ઞાનના સામ્યવાદમાં માનતો હતો. એનાં રાજ્યનો શાસક રાજા હતો, અને એ ખૂબ જ લાયક ગણાતો.

**(ક) અન્દ્રેયાએની ' ક્રિસ્તાનપુરિ '** (જર્મની)—સોળમી સદીમાં અન્દ્રેયાએની (જર્મની) ' ક્રિસ્તાનપુરી' તથા ચમ્પાનેલા (ઇટાલી) ની 'સૂર્યનગરી' એવાં બે યુટોપીઆ લખાયાં. ક્રિસ્તાનપુરીમાં દરેક કામ કરનાર પોતાની બનાવેલી ચીજ એક સાર્વજનિક સ્થળે લઇ જાય છે, ઉત્પાદનનું સંગઠન મજબૂત હોય છે, અને એને માટે જે જવાબદાર હોય છે તેઓ પહેલેથી જાણતા હોય છે કે કઈ ચીજ કેવી અને કેટલા પ્રમાણમાં પેદા કરવી જોઇશે. એ બધાની સૂચના એ મિસ્ત્રીઓને આપી દે છે......ત્યાં કોઇની પાસે પૈસા નથી...

**(ખ) ચમ્પાનેલા ઈટાલીની સૂર્યપૂરી**—ચમ્પાનેલાની સૂર્યપૂરીનો સામ્યવાદ પહેલાંના બધા જ યુટોપીઆ બનાવનારાઓના કરતાં વધુ ચોક્કસ છે. દરેક વ્યકિતને જે કોઈ વસ્તુની જરૂર હોય તે એને સંઘ તરફથી મળે છે. ન્યાયાધીશ એ વાતનું ધ્યાન રાખે કે, હક્કથી વધુ કોઇ પણ વસ્તુ કોઇને ન મળે. છતાં જરૂરી કોઈ પણ વસ્તુથી કોઈ પણ વંચિત રહે નહિ. સૂર્ય-પૂરીમાં નથી ગરીબી, નથી અમીરી. ત્યાંના લોકો જાણે છે કે, ચૂરેચૂરા કરી નાખનારી ગરીબી, આદમીને હલકો, લુચ્ચો, ચોર, ચાડીખોર, ખોટાબોલો, જૂઠો, બદમાશ ને ગમાર બનાવે છે. તથા અમીરી એને આળસુ, અભિમાની વિશ્વાસઘાતી, દગાબાજ, અને ગાળો દેનારો બનાવે છે.

સામ્યવાદ એમની હોશિયારીને ઓછી નથી કરતો. સૂર્યપૂરીના રહેનારાઓ "પોતાની પિતૃભૂમિ તરફ એટલો બધો પ્રેમ રાખે છે કે જેટલો (બીજે) ક્યાંય સંભવિત હોવાનું ભાગ્યેજ માની શકાય."

**ઇંગ્લાંડ**—આ પહેલાંની સદીઓમાં ઇંગ્લાંડમાં જે અથડામણો થઇ એને પરિણામે રાજ્ય ચલાવનારા વર્ગના અધિકારને લોકો અન્યાયથી મેળવેલો સમજવા લાગ્યા. એને માટે કંઇક કરવું હતું.

જ્યારે સાધારણ માણસો પોતાની સામાન્ય બુદ્ધિથી સત્યની પાસે પહોંચી રહ્યા હોય ત્યારે, અને જો એ જોખમકારક જણાતું હોય તો બુદ્ધિના ચમત્કારથી બુદ્ધિને ભૂલભુલામણીમાં નાખી દેવી એ સારામાં સારો રસ્તો છે. આ કામ અંગ્રેજ દાર્શનિક હ્યુગો ગ્રોશિયસ (ઇ. સ. ૧૫૮૩–૧૬૪૫) અને થોમસ હોબ્સે (ઇ. સ. ૧૫૮૮–૧૬૭૯) કર્યું.

## વર્ગ–સ્વાર્થનો સમર્થક થોમસ હોબ્સ ઈ. સ. ૧૫૮૮-૧૬૭૯

હોબ્સ અકબર–જહાંગીર તથા શાહજહાંનો સમકાલીન હતો. આપણે ત્યાં એ વખતે સામાજીક જાગ્રતિ લાંબા વખતથી નિદ્રાવસ્થામાં હતી; ત્યારે ત્યાં જનતાના એક જોખમકારક વિચારમાંથી શાસકવર્ગને બચાવી લેવાને ફિલસૂફો મેદાનમાં ઉતરી રહ્યા હતા. શાસક વર્ગ સામેનું જોખમ તથા મેંહદી જોનપુરીના સામ્યવાદી વિચારનો ઉલ્લેખ આપણે બીજે કર્યો છે. મેંહદી સોળમી સદીમાં પેદા થયો હતો; છતાં એના વિચારો ઉપર ઇરાનના એ મઝદકિયોનો પ્રભાવ પડેલો જણાય છે. અને એણે ઇસ્લામનો ફેલાવો થયા પછી પણ કેટલીકવાર જોર પકડયું હતું; અંતે એને નૌશેરવાં તથા બગદાદના ખલીફાઓની તલવાર પણ ખતમ કરી શકી ન હતી આ રીતે મેંહદીની અસર તમામ સામાન્ય જનતા પર નહિ પરંતુ મુસલમાનોના થોડા ભાગ ઉપરજ પડી શકી હતી.

હોબ્સે વર્ગશાસનને ન્યાયી સાબિત કરવાને માટે ગ્રોશિયસની માફક સામાજીક કરારના સિદ્ધાન્ત ઉપર જોર આપ્યું. હોબ્સે જે વકીલાત કરી છે તેનો સાર આવો છે– એ સાચું છે કે, પ્રાથમિક અવસ્થામાં સામ્યવાદ હતો; પરંતુ માણસોમાં જલદીથી બુરાઇઓ વધવા માંડી. એમનામાં સત્તાનો લોભ ઉત્પન્ન થઈ ગયો. એને લીધે હમેશાં માર-કાપ થવા લાગી. એમાં સૌથી વધુ બળવાન અને ચાલાક બચી શકતા હતા. ન્યાય, દયા, મર્યાદાના કાયદા —કે જે કુદરતના કાનૂનો છે–તે એ રીતે નકામા બની ગયા. માનવ–જાતિ પાસે હવે બેજ રસ્તા હતાઃ કાંતો પ્રાથમિક સ્વતંત્રતાને ચાલુ રાખવામાં આવે, અથવા તો બીજા કોઇના આધિપત્યનો સ્વીકાર કરવામાં આવે. પહેલે રસ્તે માર–કાપને માટે હંમેશા તૈયાર રહેવાનું હતું અને બીજા રસ્તાનો સ્વીકાર થતાં એને પરિણામે શકિત અને સંરક્ષણ મળી શકતાં. આ બન્ને રસ્તામાંથી માનવ–જાતિએ બીજો રસ્તો લીધો અને એની સાથેજ શાંતિનો સ્વીકાર કર્યો; કારણકે જીવન અને આત્મ–રક્ષાની ઇચ્છા માણસને જન્મથીજ મળેલી છે.”

“આ નિર્ણય પછી લોકોએ પ્રતિજ્ઞાપૂર્વક કબૂલાત કરીને, બિનશરતી રીતે પોતાના અધિકારોને, એક આદમી (રાજા) અથવા તો ઘણા આદમીઓની સભા (પ્રજાતંત્ર)ના હાથમાં સોંપી દીધી અને પ્રતિજ્ઞા કરી કે, તેઓ પોતાના રાજાના કાનૂનોને માનશે.” હોબ્સના અભિપ્રાય મુજબ આ પ્રતિજ્ઞા એટલી કડક છે કે ચાહે તો એક રાજા કે મુખ્ય નાયક, આગ્રહ કરવા છતાંય

કુદરતી કાયદાઓની વિરૂદ્ધ જાય, તો પણ એની સાથે લડાઇ કરવાનો પ્રજાને અધિકાર નથી.

"સત્તાની આ રીતે ફેરબદલી થવાની સાથે કુદરતી અવસ્થાનો અંત આવ્યો, અને કૃત્રિમ અવસ્થા શરૂ થઈ. આ બીજી અવસ્થામાં સંપત્તિ, ધર્મ તથા દેશની બધીજ બાબતોમાં સૌથી ઉપર આ સત્તા ગણાય છે. 'અસમાનતા અને માલિકી કાયદાઓ' પણ ઉપજ્યા. એટલે કે એક વ્યકિતનો એ અધિકાર છે કે પોતાની વસ્તુઓને એ બીજાઓને વાપરવા ન દે !

આ રીતે હોબ્સે એક કાંકરે બે પંખી માર્યા. એણે અંગત સંપત્તિનું પણ સમર્થન કર્યું અને નિરંકુશ રાજતંત્રનું પણ. પરંતુ ઇંગ્લાંડનો આ દાર્શનિક પોતાના દેશના લોકોની લાગણી કેટલી ઓછી પ્રગટ કરી શકતો હતો, તે તો ઇ. સ. ૧૬૪૯ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે જ્યારે પહેલા ચાર્લ્સનું મુગટથી શોભતું માથું કપાઇને ધુળમાં રગદોળાઇ રહ્યું હતું ત્યારે ખુદ હોબ્સે જોયું હશે. આ શાહજહાનના રાજ્ય અમલનો મધ્યકાળ હતો. આજથી પંદર પેઢી પહેલાંની એ વાત છે.

હોબ્સની જેમ જોન લૉકે (ઇ. સ. ૧૬૩૨–૧૭૦૪) પણ નિરંકુશ રાજતંત્રને ટેકો આપ્યો. સાથે જ એણે કુદરતી અવસ્થાના સામ્યવાદને પણ કબૂલ્યો નહિ. એ ઔરંગઝેબનો સમકાલીન હતો. લૉકની કલ્પના મુજબ અંગત સંપત્તિ આદિ કુદરતી અવસ્થા વખતે પણ હયાત હતીજ. એનું સમર્થન કરતાં એણે કહ્યું છે—

"અમેરીકન ઇંડીઅનોએ (ખાવાને માટે જંગલમાંથી એકઠી કરેલી ચીજોમાં) પોતાનો શ્રમ ભેળવ્યો. આ રીતે એમણે એમાં એક એવી વસ્તુ (શ્રમ)ભેળવી જે તેમની પોતાની હતી. કુદરતી અવસ્થામાં વસ્તુઓનું મૂલ્ય નહિ જેવું હોય છે. શ્રમ મારફત એમાં નવગણું મૂલ્ય ભેળવવામાં આવે છે. શ્રમ મારફત સંપત્તિનો અધિકાર મળે છે."

આ રીતે લૉકે સિદ્ધ કર્યું કે, જેટલી જમીન અને બીજી સંપત્તિ ઉપર માણસ કામ કરી શકે છે અને તેને ઉપયોગી બનાવી શકે છે, તે તેની મિલ્કત ગણાય છે. આદિ કુદરતી અવસ્થામાં પણ આ વાતનો સ્વીકાર કરવામાં આવ્યો હતો; છતાં શ્રમ મારફત મૂલ્ય ઊભું કરવાનો જે સિદ્ધાંત લૉકે રજૂ કર્યો તે સમાજવાદને ખૂબ જ મદદગાર નીવડયો. એટલે જ લોકો કહેવા લાગ્યા કે, જે વસ્તુમાં પોતાનો શ્રમ નથી ભેળવતો, તે તે વસ્તુનો હકદાર નથી.

(ક) **'ડીગર' સામ્યવાદ (ઇ. સ. ૧૬૫૨)**—ઓલિવર ક્રોમવેલ (ઇ. સ. ૧૫૯૯–૧૬૫૮)ને સફળતા મળી તે વખતે "ડીગર" નામથી પ્રસિદ્ધ થયેલી એક નાની સામ્યવાદી જમાતે ક્રોમવેલ ઉપર દબાણ આણેલું કે, રાજાના અંતની સાથે વર્ગ–શાસનનો પણ અન્ત લાવવામાં આવે. ડીગરો (અંગ્રેજી અર્થ : ખોદનાર)ના નેતા જીરાર્ડ વિન્સ્ટનલેએ પોતાના 'સ્વતંત્રતાના નિયમો' (ઇ. સ. ૧૬૫૨)માં લખેલું કે, "ક્રોમવેલે વિજેતાઓને ખતમ કરી દેવા જોઇએ અને આપણી જમીન અને સ્વતંત્રતાને ફરીથી મેળવવી જોઇએ...કારણ કે જ્યારે નોર્મનોએ આપણા પૂર્વજોને પરાજીત કર્યા ત્યારે એમણે આપણી ઇંગ્લિશ ભૂમિને મનમાની રીતે છીનવી લીધેલી અને આપણને એમના નોકર બનાવી લીધેલા."

વિન્સ્ટનલેએ એક એવા સમાજની કલ્પના કરેલી, જેમાં "ન તો જમીન ખરીદ–વેચાણ થઈ શકે, ન તો એની ઉપજ...કદાચને કોઇ માણસને કે પરિવારને અનાજ કે ખાવાની વસ્તુઓની જરૂર પડે તો તે ભંડારમાં જઇને પૈસા વિના લાવી શકતો."

પોતાના નામ પ્રમાણે તેમણે ખનન (ખોદવા)ને પોતાના સિદ્ધાંતનું બાહ્ય ચિહ્ન બનાવ્યું હતું. એમણે સરીના એક પહાડને ખોદી, તેમાં ખાતર નાખી ફળદ્રુપ બનાવ્યો હતો. એમનું કહેવું હતું—હાલની પરિસ્થિતિમાંથી બહાર નીકળવાનો ઉપાય 'ખોદવુ' છે. અણખેડેલાં ખેતરો, બગીચાઓ તથા પડતર જમીનોને ખોદી નાખો. જ્યારે બીજાઓ આના ફાયદા જોશે ત્યારે તેઓ તમારા સમાજમાં ચાલ્યા આવશે.

(ખ) **પિટર ચેમ્બરલેન** (ઇ. સ. ૧૬૪૯): "ગરીબોનો વકીલ" નામનું પુસ્તક લખનારો પિટર ચેમ્બરલેન યુરોપીઅન લેખક હતો. એણે પોતાના "ગરીબોનો વકીલ" (ઇ. સ. ૧૬૪૯) માં લખ્યું હતું—"કોઇએ ન કહેવું જોઇએ કે માણસ ગરીબ છે...જો અમીરો ઇમાનદાર હોત અને ગરીબોને પોતાની (વસ્તુઓ) ના માલિક રહેવા દેત તો ગરીબો, ગરીબ ન રહેત. અમીરોના વૈભવો એ મોટે ભાગે એમની બેઇમાનીના વિજયની ભેટો છે. ગરીબોને લૂંટીને અથવા તો સાર્વજનિક સંપત્તિને ચોરીને એમણે એ મેળવેલી છે."

### ૪: અઢારમી સદીમાં સમાજવાદ

(૩) **ફ્રાન્સમાં**—આપણે ત્યાંના ઓરંગઝેબના સમકાલીન ફ્રાંસના રાજા ચૌદમા લૂઇ (ઇ. સ. ૧૬૪૩–૧૭૧૫)નો લાંબા સમયનો અમલ, ફ્રાંસના રાજ્ય

વિસ્તાર તથા ચાલુ લડાઇઓનો સમય હતો. એ વખતે કર ખૂબ વધી ગયા હતા, ખજાનો ખાલી થઇ ગયો હતો, વેપારીઓ દેવાળીઆ થતા જતા હતા અને કિસાનો ભિખારી બની રહ્યા હતા. આ બધાં કારણોને લીધે, લોકોમાં રાજતંત્રની વિરૂદ્ધની લાગણીઓ પ્રગટવા લાગી હતી.

**(ક–ખ) વોલ્ટેર (ઈ. સ. ૧૬૯૪–૧૭૭૮) અને રૂસો (ઇ. સ. ૧૭૭૨–૭૮)**

ભારતના તે વખતના રાજા ઔરંગઝેબનું રાજ્ય પણ લૂઇ જેવુંજ હતું. અહીં પણ દિગવિજયો તથા મરાઠાઓ સાથેની નિરંતરની લડાઇઓએ લોકોની આર્થિક સ્થિતિને સાવ ડામાડોળ કરી મૂકી હતી. છતાં અસંતોષી ફ્રાંસે, ચૌદમા લૂઇની પછી તરત લૂઈ પંદરમા (ઈ. સ. ૧૭૧૫–૧૭૭૭)ના સમયમાં વોલ્ટેર અને રૂસો જેવા જીવતી કલમવાળા લેખકોને પેદા કરીને એક અપૂર્વ લોક–જાગ્રતિ પેદા કરી દીધી. ત્યારે હિંદુસ્તાને ફક્ત ઔરંગઝેબના વંશને નબળો બનાવ્યો. તથા સમાજને નવચેતન આપ્યા સિવાય ફક્ત થોડા સરદારોની પોતાની મહત્વાકાંક્ષાઓને અંશત: પૂરી કરવાનો અવસર આપ્યો. વોલ્ટેરે પોતાનાં પુસ્તકોમાં ગરીબો તરફ સહાનુભૂતિ પ્રગટ કરી; છતાં સામાજીક સ્વતંત્રતા માટે, એણે માનસિક સ્વતંત્રતા તથા દરેક વ્યક્તિએ પોતે પોતાની જાતને વધુ સંસ્કારી બનાવવી જોઇએ તે જ વસ્તુ પર ભાર મૂકયો. જનતાની સંગઠિત ક્રાંતિની શકિતને તે હજી જોઇ શકતો ન હતો.

જીન જેકસ રૂસોએ પોતાના સમયના શિક્ષિત સંસ્કારી વર્ગના ગુણ દોષોનું ખૂબજ બારીકાઇથી વર્ણન કર્યું, તથા તે વખતની રાજ્ય–પ્રથાને મિટાવી દેવા પર જોર આપ્યું. એના મત પ્રમાણે ખાનગી સંપત્તિ એ લૂંટ સિવાય બીજું કશું જ ન હતું. સુવર્ણયુગ ત્યારેજ આવી શકે કે, ખાનગી સંપતિને જ્યારે હટાવીને, ફરી પાછા કુદરતની ગોદમાં લપાઇએ. યાદ રાખવા જેવું છે કે આ મહાન લેખકો એ સમયના છે કે જ્યારે પ્લાસીના વિજય પછીના વોર્ન હેસ્ટીંગ્ઝના સમય સુધીમાં અંગ્રેજ કંપની ભારત ઉપર પોતાની ચૂસણનીતિવાળા રાજ્યને વધુ મજબૂત બનાવી રહી હતી.

આપણા સાહિત્યમાં આ સર્વાંગવર્ણન અથવા તો રીતિ કાવ્યોનો જમાનો હતો. બહુ બહુ તો ભકતમાળાના કેટલાક સંતોએ દુનિયાની સત્તા ને પેઢીઓથી ચાલી આવતી ગરીબાઇ ભૂલાવી દઇ, લોકોને નિર્ગુણ બનવાનો ઉપદેશ આપ્યો. આપણો સમાજ ગતિશુન્ય હતો એનું કારણ આ જ હતું.

**(ગ) પહેલી ફ્રેંચ ક્રાંતિ (ઈ. સ. ૧૭૮૯)** કદાચ તત્કાળ નહિ તો લાંબે સમયે પણ તલવાર કરતાં કલમ વધુ શકિત ધરાવે છે. વોલ્ટેર તથા રૂસોનાં લખાણોથી જનતાનાં હૈયાંઓમાં વલોવાટ શરૂ થયો હતો; અને તે પ્રમાણે આગળ ડગલાં ભર્યા સિવાય પણ તે ન રહી શકી. આ બન્ને અમર લેખકો ઈ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યા અને એમના મૃત્યું પછી ૧૧ જ વર્ષે આપણે ફ્રાંસમાં પહેલી ક્રાંતિ થતી જોઈએ છીએ.

એને લીધે સરદારોનું રાજ્ય ખલાસ થઇ ગયું અને સમાનતા, સ્વતંત્રતા તથા ભ્રાતૃભાવના સિદ્ધાંતો ઉપર શહેરના વેપારીઓ અને મધ્યમ વર્ગનો વ્યવહાર શરૂ થયો. કાયદાની નજરમાં બધા જ માણસોને એક સરખા માની લેવામાં આવ્યા. છતાં સંપત્તિના સંબંધ—ખાનગી સંપત્તિને હાથ લગાડવામાં ન આવ્યો. આ રીતે સામાજીક અસમાનતાનું મુખ્ય કારણ તો જેવું ને તેવું જ રહ્યું.

કારખાનાં વધ્યાં, વેપાર વધ્યો; પરંતુ એનાથી લાભ નવા રાજ ચલાવનાર વર્ગને થયો. હાથપગ ચલાવનારી જનતામાં યંત્રો વધુ વપરાતાં બેકારી વધી. કામના કલાકો લાંબા થયા છતાં મજુરી ઓછી થઇ ગઇ. લોકોએ ઉત્સાહપૂર્વક યુટોપીઆ–સ્વપ્ન વિહારને છોડીને જન–સંગઠન તથા લડાઇ અને ક્રાંતિનાં હથિયારોને અપનાવ્યાં હતાં.

## (ઘ) બાબૂફ (ઈ. સ. ૧૭૬૪–૯૭)

પહેલી ફ્રેંચક્રાન્તિના પ્રકાશને આગળ લઈ જનારો ફ્રાંસિસ નોયલ બાબૂફ, પૂરેપૂરી સમાનતાવાળા સામ્યવાદી વિચારોમાં માનતો હતો. એ તક-વાદી સમાજવાદના વિચારોને પોષણ આપનારો ન હતો. જે વખતે ફ્રેન્ચ ક્રાન્તિ થઇ તે વખતે તે ૨૯ વર્ષનો જુવાન હતો. થોડા દિવસો નાની સરકારી નોકરીઓ કરીને એણે ક્રાન્તિકારી ચળવળોમાં ભાગ લેવા માંડયો. એણે 'જનતાનું ટ્રિબ્યુન' નામનું એક છાપું કાઢયું. એ કદાચ પહેલું જ સામ્યવાદી [કોમ્યુનિસ્ટ] છાપું હતું.

એણે સભ્ય કહેવાતા સમાજ ઉપર જબરા પ્રહારો કરવાની શરૂઆત કરી. એ માટે એને જેલમાં પૂરવામાં આવ્યો. જેલમાંથી નીકળીને એણે મૂડી-વાદી સરકારને ફેંકી દઇને સામ્યવાદી સરકાર સ્થાપવાને માટે એક ગુપ્ત મંડળ સંગઠિત કર્યું. એમાં એને સારી સફળતા મળી. ઇ. સ. ૧૭૯૬ સુધીમાં

૧૭,૦૦૦ માણસો બળવામાં ભાગ લેવાને માટે તૈયાર થઇ ગયા. પરંતુ, સમય આવતા પહેલાંજ કોઇ અંદરના જાણભેદુએ સરકારને ખબર આપી દીધી. બાબૂફને ફરી પકડવામાં આવ્યો અને તેત્રીશ વર્ષની ઉંમરે એને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો.

બાબૂફના વિચારો આવા હતા—" સમાજનો ઉદ્દેશ છે, સૌને સુખી કરવાનો; અને સુખ સમાનતા પર આધાર રાખે છે. બાબૂફના સાથીદારો પોતાની જાતને સમાન કહેતા. સમાનોની ગુપ્ત સમિતિએ જે જાહેરાત કરી હતી તેમાં જણાવવામાં આવ્યું હતું–"કુદરતે દરેક માણસને, બધા જ ભોગો ભોગવવાને માટે સરખો અધિકાર આપ્યો છે." બધી જ બૂરાઇઓ, અત્યાચારો અને લડાઇઓ એટલા માટે થાય છે કે માણસો કુદરતના નિયમો મુજબ ચાલતા નથી.

બાબૂફના કાર્યક્રમમાં સંપત્તિનું ક્રમે ક્રમે રાષ્ટ્રીકરણ કરવાનું હતું. શરૂઆતમાં મંડળો અને સંસ્થાઓની સંપત્તિને રાષ્ટ્રીય બનાવવામાં આવે અને ત્યારબાદ વ્યક્તિઓની સંપત્તિને. મૃત્યુ બાદ દરેક વ્યક્તિની સંપત્તિને સરકારી બનાવવામાં આવે, અને કોઈ પણ વ્યક્તિને આગલી પેઢીની સંપત્તિનો વારસો ન મળે. આ રીતે પચાસ વરસમાં બધી જ સંપત્તિ રાષ્ટ્રના હાથમાં આવી જાય. એટલું થયા પછી જનતા મારફત ચૂંટાયેલા વ્યસ્થાપકોની દેખરેખ નીચે બધું જ ઉત્પાદન કરવામાં આવે. અને વ્યકિતની જરૂરિયાત જોઇને ચીજોની વહેંચણી કરવામાં આવે. વ્યવસ્થાપક તથા સામાન્ય કામ કરનારાઓ, એક બીજાની જગ્યા પર અદલાબદલીથી આવ્યા કરે એટલે સત્તાના લોભનો ડર રહે નહિ. જે સમાજને માટે ઉપયોગી કામ કરતા હોય તે લોકો જ મત આપી શકે.

બાળકોને જુદાં પાડીને, નાનપણથી જ એમને સામ્યવાદી જીવનનું ક્રિયાત્મક શિક્ષણ આપવું જોઇએ. વ્યવહારૂ વિજ્ઞાનનું શિક્ષણ એમના અભ્યાસક્રમમાં હોવું જોઇએ. ઉંમર તથા સ્ત્રી--પુરુષના ભેદ સિવાય ભોગની વહેંચણીમાં કોઇ જ ફરક ન રહેવો જોઇએ.

**૨: ઇંગ્લાંડમાં મૂડીવાદી રાજસત્તાની સ્થાપના**—ઇંગ્લાંડે ચાર્લ્સ પહેલાના ખૂનની સાથે ઈ. સ. ૧૬૪૯ માં જે ક્રાંતિને પૂરી કરી હતી, એ ક્રાંતિને ફ્રાંસે ઈ. સ. ૧૭૯૩ માં, લગભગ દોઢસો વરસ પછી પૂરી કરી. ક્રોમવેલની ક્રાંતિને માટે પહેલેથી કોઇ જબરી માનસિક તૈયારી કરવામાં આવી ન હતી, જ્યારે ફ્રાંસની ક્રાંતિમાં એવી તૈયારીનો ખાસ હાથ હતો. આર્થિક

કારણો તો દરેક પરિવર્તનનાં મુખ્ય કારણો હોય જ છે. ક્રોમવેલની ક્રાન્તિમાં ડીગરોનો ધીમો એવો સામ્યવાદી અવાજ સંભળાયો હતો, જ્યારે ફ્રેંચ ક્રાન્તિને વખતે વોલ્ટેર અને રૂસોનો ગગનચુંબી અવાજ દેશમાં ચારે તરફ ગુંજી રહ્યો હતો. અને એમ છતાંય ખરી સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ સ્થપાયાં નહિ. એટલું ખરૂં કે, એથી આસપાસના રૂઢિચુસ્ત રાષ્ટ્રોમાં તો ચકચાર મચી ગઇ હતી.

સમાનતાનો વિચાર ક્રોમવેલના વાણીયાઓના રાજ્યની સ્થાપનાની સાથે જ ઇંગ્લાંડમાં દબાઈ ગયો નહિ. હવે મોટી મોટી તોપોની ગર્જનાઓ થતી ન હતી, પરંતુ અંદર ને અંદર કંઇક ખદબદાટ જરૂર ચાલી રહ્યો હતો. એટલે જ તો કવિ પોપે (ઇ. સ. ૧૬૭૮-૧૭૪૪) લખ્યું હતું—

"વ્યવસ્થા એ ભગવાનનો પહેલો કાયદો છે...થોડા લોકો, બીજાઓ કરતાં વધુ ધનવાન અને સમજદાર છે અને રહેશે જ."

પોપે ઉપરની હકીકત પોતાના કાવ્યમાં લખીનેજ સંતોષ ન માન્યો, પરંતુ ખાનગી સંપત્તિ અને રાજતંત્રની હિમાયત કરવા સારૂ ગદ્યમાં લખવાની પણ એણે શરૂઆત કરી.

ઇંગ્લાંડના જબરજસ્ત પંડિત, વોરન હેસ્ટીંગ્સના મુકદમામાં, હિંદુસ્તાનના લૂંટાયેલા અમીરોની હૃદયદ્રાવક કહાણીનું ચિત્ર ઊભું કરનાર એડમંડ બર્ક સમજતો હતો કે એ ફ્રેંચ ક્રાન્તિ એના વર્ગને માટે કેટલી જોખમકારક વસ્તુ હતી. એટલેજ એ એનો વિરોધી હતો. કાયદાનો મહાપંડિત બ્લેકસ્ટોન (ઇ. સ. ૧૭૨૩–૧૭૮૦), મહાન અર્થશાસ્ત્રી એડમ સ્મિથ ( ઇ. સ. ૧૭૨૩–૯૦), વોલ્ટેર, રૂસો તથા વોરન હેસ્ટીંગ્સ એ બધા ફ્રેંચ ક્રાન્તિના સમકાલીન હતા.

એ બધાઓએ પોતપોતાની શકિતઓને સામ્યવાદના ભૂતને મારી ભગાડવાના કામમાં લગાવી હતી. 'શ્રમથી સંપત્તિ પેદા થાય છે' એ સૂત્ર પરથી એડમ સ્મિથે તારવ્યું કે જે ધનિક માણસ ઉપજમાં સુધારો અને વધારો કરે છે, તે બીજા કામ કરનારાની માફક જ સંપત્તિનો માલિક છે. આ સંપત્તિના સંરક્ષણને માટે આપણને નાગરિક સરકારની પણ જરૂર છે.

(ક.) **પાદરી રોબર્ટ વોલેસ**—આ જ સદીમાં થયો હતો. એણે અંગત સંપત્તિની વિરૂદ્ધ અવાજ ઉઠાવ્યો હતો. સાથે સાથે જ પાદરી માલ્થૂસની પહેલાં જ એણે જાહેર કર્યું હતું કે, વધતી જતી જનસંખ્યા પર

સંયમ રાખવાની જરૂર છે. વૉલેસે આ સિદ્ધાન્તદ્વારા સામ્યવાદી સમાજને સ્થૂળ અને આર્થિક રીતે પોષણ આપવા ધાર્યું; જ્યારે માલ્થૂસે એને બેકારીનું કારણ ગણાવી, મૂડીવાદને આ દોષથી મુકત કરી, નકામી શિક્ષિત શાસક જાતિને બદલે કામ કરનારાઓને અયોગ્ય ઠરાવી, એમને સંતતિ નિયમનનું શિક્ષણ આપી, કામચોરોની ઓલાદ વધારવાનું ઉચિત માન્યું.

(ખ.) **થોમસ સ્પેન્સ [ઈ. સ. ૧૭૫૦—૧૮૧૪]** અઢારમી સદીમાંના અવાજો થોડા ધીમા જરૂર હતા, પરંતુ આ એ સદી હતી જ્યારે ભારતની સોનાની ચકલી ઇંગ્લાંડના હાથમાં આવી ગઈ હતી. એની અપાર દોલતના દોહનથી ઇંગ્લાંડના વણકરો અને વેપારીઓ માલદાર બન્યા હતા. અને ઇ. સ. ૧૭૬૦ પછી જ્યારે નવી શોધો થવા લાગી હતી ત્યારે ઔદ્યોગિક ક્રાન્તિની સાથે નવા ચીલાના મંડાણ પણ થવા લાગ્યા હતા. ઇ. સ. ૧૮૦૬ સુધી મજૂરોની મજૂરી સારી હતી, કામની પણ કમી ન હતી. બેકારી તથા મજૂરોની ખરાબ હાલતની શરૂઆત ઓગણીસમી સદીમાં થઇ. છતાં ય નજર સામે દેખાતી આર્થિક અસમાનતાને વીસરી શકાય તેવું ન હતું.

થોમસ સ્પેન્સ સ્કોટલેંડની એક શાળાનો શિક્ષક હતો. એણે ઇ. સ. ૧૭૭૫માં જ્યારે રૂસો તથા વૉલ્ટેર જીવતા હતા, ને વોરન હેસ્ટીંગ્સના હાથમાં રાજ્યની લગામ હતી ત્યારે ન્યુકેસલની એક દર્શન-સભામાં એક લેખ વાંચ્યો હતો. સ્પેન્સે હૉબ્સની 'સામાજીક કબૂલાતના સિદ્ધાન્ત'નો સ્વીકાર કરતાં કહેલું કે, ખાનગી સંપત્તિ કબૂલાત મારફત સ્થાપિત થઇ એ બરાબર છે; પરંતુ કબૂલાત ત્યારે જ મંજૂર કરી શકાય જ્યારે એને દરેક પેઢી નવેસર રીતે કબૂલ કરે. કોઇ પણ એક વ્યકિત અથવા તો સમાજને, પોતાની ભવિષ્યની બધી જ પેઢીઓના આખા ભવિષ્યને બંધનકર્તા થાય એવી કબૂલાતો આપી દેવાનો અધિકાર નથી. સ્પેન્સે પૂછ્યું હતું—શું આવી કબૂલાતો દરેક પેઢી પાસે નવેસરથી કરાવવામાં આવી હતી? જો ન કરાવાઈ હોય તો એ કબૂલાતો ફોક થાય છે.

લૉકના વિચાર (શ્રમને લીધે સંપત્તિનું સ્વામિત્વ)નો સ્વીકાર કરતાં એણે કહેલું—મૂડીવાદીઓને માટે તો શ્રમની વાત કંઇક માની શકાય છે, પરંતુ બેઠા બેઠા મહેસૂલ વસૂલ કરી મોજ ઉડાવનાર જમીનદાર, ઉત્પાદન (જવ, ઘઉં) માં પોતાનો કેટલો શ્રમ વાપરે છે? સ્પેન્સ એક-કર-વાદી હતો. એણે જણાવ્યું કે જમીન છીનવી લઇને પેરિશ (ગામડાં) ને આપી દેવામાં આવે. અને તેઓ જૂજ મહેસૂલ લઇને કિસાનોને આપી દે. આ

એક કર સિવાય બીજો કોઈ કર નાખવો જોઇએ નહિ.

થોડાં વર્ષો પછી (ઇ. સ. ૧૮૦૧ માં) સ્પેન્સે કહ્યું હતું કે,—**વસ્તુતઃ** લોકોના બળવાઓ કોઇ ખાસ પ્રકારની સરકાર કાયમ કરવા માટે નથી થતા, પરંતુ એ એક એવી જાતના સમાજને માટે થાય છે કે જેથી કરીને ધનના મોટા ડુંગરા થતા અટકે; એને જે હૃદયહીન નરપિશાચ જાતિના ધનવાનો સૌને ભૂખે મારે છે, તેમાંથી જનતાને બચાવી લે.

### (ગ) વિલિયમ ઓગિલ્વી (ઈ. સ. ૧૭૩૬–૧૮૧૩)

આ જ સદીમાં અબર્ડીનનો પ્રોફેસર વિલિયમ ઓગિલ્વી પેદા થયો. એ જમીનદારી પધ્ધતિનો જબરો દુશ્મન હતો. "યુગોથી માનવજાતિના સુખનું અપહરણ કરવાનું અને એનું પ્રમાણ ઘટાડી નાખવાનું કામ જેટલું આ (જમીન-દારી) પ્રથાએ કર્યું છે, તે રાજાઓના સ્વેચ્છાચાર, પુરોહિતોની ધોખાબાજી તથા વકીલોની છેતરપીંડી કરતાં અનેક ગણું વધારે છે.

### (ઘ) થોમસ પેન (ઈ. સ. ૧૭૩૭–૧૮૦૯)

થોમસ પેને પણ 'મનુષ્યના અધિકારો'માં જમીનદારી પ્રથા ઉપર હુમલો કર્યો. જમીન સમાજની છે, એટલે એને પોતાની જમીનને માટે સેંકડે દશ ટકા પ્રમાણે ભાગ મળવો જોઇએ.

પેનની આ વાતનું ખંડન કરતાં સ્પેન્સે કહ્યું કે, આ એક ટુકડાને માટે જનતાના જન્મસિધ્ધ અધિકારને વેચી નાખવા જેવું છે.

**(ચ) વિલિયમ ગોડવિન (ઈ. સ. ૧૭૯૩)**—આ સુધારાવાદીઓ સિવાય કેટલાક ક્રાન્તિકારી વિચારવાળાઓ પણ આ સદીમાં પેદા થયા હતા. વિલિયમ ગોડવિન એમાંનો એક હતો. એણે પોતાના પુસ્તક "રાજનૈતિક ન્યાય" માં સરકાર ઉપર હુમલા કર્યા હતા. એને કારણે જ ઈ. સ. ૧૭૯૩ માં ફ્રેંચ ક્રાન્તિની સાથે ઇંગ્લાંડમાં એની જબરજસ્ત પ્રસિદ્ધી થઇ હતી.

સરકાર ઉપરના હુમલામાં એણે લખેલું—"સરકાર બળ અને હિંસાથી ઉત્પન્ન થઇ છે, અને અન્યાય તથા પોતાના આશ્રયે ટકેલી સંસ્થાઓનું રક્ષણ કરીને એ બૂરાઓને મજબૂત બનાવે છે. એ અસમાનતાઓને દઢ કરે છે, અને રાજતંત્રની જંજીરોથી માણસોને જકડે છે. સરકાર બૂરી છે; સમાજ સ્વાભાવિક છે. સરકાર આપણા દુર્ગુણોની પેદાશ છે, સમાજ આપણી જરૂરીઆતોને માટે છે. અંગત સંપત્તિને કાઢી નાખવી પડશે. દરેકને પોતાની જરૂરીઆત પ્રમાણે જીવન સામગ્રી મળવી જોઇએ."

# આઠમો અધ્યાય

## ઓગણીસમી સદીનો સમાજવાદ

(ઈ. સ. ૧૮૦૦-૪૦)

**પ**હેલી ફ્રેન્ચ ક્રાંતિએ (ઇ. સ. ૧૭૮૯) સામંતવાદને હટાવી દઇને મૂડીવાદની સત્તા કાયમ કરી હતી, છતાં એને પ્રેરણા તો મળી હતી સામ્યવાદી વિચારોમાંથી. આ ક્રાંતિકારીઓએ પરિવર્તન કે હૃદય પરિવર્તનનો રસ્તો લીધો ન હતો. એમણે બળ પર આધાર રાખનારા વર્ગ-શાસનને, બીજા વર્ગ માર-ફત હટાવવા ધાર્યું હતું. એમાં તેઓ સફળ પણ થયા, છતાં બહુજનોના હિતને નામે થોડી સંખ્યાના વેપારીઓ અને મૂડીમાલેકોના હાથમાં રાજતંત્ર ચાલ્યું ગયું.

આ નિષ્ફળતાને લીધે સમાજવાદી વિચારધારા એકવાર ફરીને બુદ્ધિવાદી પરિવર્તન-યુટોપીઆવાદ-તરફ વહેવા લાગી. આ સ્થિતિ, ઓગણીશમી સદીના મધ્યમાં, માકર્સ અને એન્ગલ્સે, કામદાર-વર્ગના સંગઠ્ન અને બળ ઉપર સફળતાની આશા રાખનારા વૈજ્ઞાનિક સામ્યવાદનો સંદેશો દુનિયાને આપ્યો ત્યાં સુધી ચાલુ રહી.

### ૧ : ફ્રાંસમાં

વોલ્ટેર, રૂસો તથા ફ્રેંચ ક્રાંતિએ જે વિચારપ્રવાહ વહેવડાવ્યો એનાથી પ્રભાવિત થઇને જે ફ્રેંચ વિચારકોએ સામ્યવાદી વિચારોને આગળ વધાર્યા એમાં સેંટ સાયમન અને ચાર્લ્સ ફૂરિયે મુખ્ય છે.

(૧) **સેંટ-સાયમન** (ઈ. સ. ૧૭૬૦-૧૮૨૫) કાઉન્ટ હેનરી સેંટ સાયમન ફ્રાંસના ડ્યુકવંશમાં પેદા થયો હતો, પરંતુ બાપ સાથે ઝગડો થતાં, એને પાંચ લાખ ફ્રાંકની આવકવાળી મિલ્કત ઉપરથી હાથ ધોઇ નાખવા પડયા. એ માટે એણે લખેલું-" મારે ધનથી તથા સેંટ સાયમનની ડ્યુકની પદવીથી હાથ ધોઇ નાખવા પડયા, પરંતુ હું એની કીર્તિ અને આદર્શોનો વારસદાર છું." કદાચ પોતાને પોતાનું ભવ્ય ભાવિ વીસારે ન પડે એટલા માટે એણે પોતાના નોકરોને ખાસ હુકમ આપી રાખ્યો હતો તે મુજબ રોજ સવારે એ બૂમ મારતો-' ઉઠો કાઉન્ટ મહાશય, આપે મહાન કામો કરવાનાં છે.'

અમેરીકાએ જ્યારે ઇંગ્લાંડની સાથે સ્વાતંત્ર્ય યુદ્ધ જાહેર કર્યું ત્યારે સેંટ સાયમનની ઉંમર ૧૯ વર્ષની હતી. એણે સ્વતંત્રતાની તરફથી યુદ્ધમાં ભાગ લીધો હતો. યોર્કટાઉનના ઘેરામાં એણે બહાદૂરી અને ચતુરાઈ દેખાડી

હતી. ત્રેવીશ વર્ષની ઉંમરે ફ્રાંસ પાછા ફરતાં એને લશ્કરમાં કર્નલના હોદ્દાની નોકરી મળી છતાં એમાં એને રસ ન હતો. એટલે લશ્કરી નોકરી છોડી દઇને એણે રાજકારણમાં ભાગ લેવો શરૂ કર્યો.

ફ્રેંચ ક્રાંતિમાં એણે ભાગ લીધો હતો અને એક સ્થાનિક કમ્યૂનનો એ પ્રધાન ચૂંટાયો હતો. એણે પોતાની કાઉંટની પદવી છોડી દેતાં જાહેર કરેલું કે, 'નાગરિક'ની પદવી એને માટે ઊંચી પદવી હતી. છતાં કાઉન્ટ નામને લીધે લોકોની શંકા દૂર થઇ નહિ અને એને જોખમકારક માનવામાં આવ્યો. એને અગીઆર મહિના કેદમાં રાખવામાં આવ્યો.

જેલમાંથી નીકળીને એણે જમીનના ખરીદ–વેચાણનું કામ કરીને થોડા પૈસા એકઠા કર્યા અને પાછો તે ગંભીર અભ્યાસમાં લાગ્યો. ઇ. સ. ૧૮૦૩ માં ૪૩ વર્ષની ઉંમરે એક લેખક અને સામાજીક સુધારક તરીકે એણે કામ કરવાની શરૂઆત કરી. એ કામ એણે મૃત્યુ સુધી ચાલુ રાખ્યું: એમ કરવામાં એનું ધન ખલાસ થઈ ગયું તથા તબિયત બગડી, છતાં એને શ્રદ્ધા હતી–"માનવતાનો સુવર્ણયુગ ગયો નથી; એ આવવાનો છે; સામાજીક વ્યવસ્થાને સંપૂર્ણ થતાં એ જરૂર આવશે. આપણા પૂર્વજોએ એને નથી જોયો, પરંતુ આપણાં બાળકો એક દિવસ એને જરૂર જોશે."

એકવાર એની સામે આર્થિક મુશ્કેલીઓ એટલી જબરી આવી કે એણે થોડા મોટા માણસોને, પોતાને માટે નહિ, પરંતુ પોતાનાં પુસ્તકોનાં પ્રકાશનને માટે લખ્યું હતું–"હું ભૂખે મરી રહ્યો છું. પંદર દિવસોથી ફક્ત એક રોટી અને પાણી ઉપર હું ગુજારો કરી રહ્યો છું. ઠંડીમાં અગ્નિ સિવાય કામ કરી રહ્યો છું. કપડાં સિવાય હું બધું જ વેચી ચૂકયો છું અને એને પણ મેં નોટબુકના ખર્ચ પેટે આપવા બચાવી રાખ્યાં છે...હું તમારી મદદ માગું છું કે જેથી હું મારૂં કામ ચાલુ રાખી શકું"

**સેંટ સાયમનના વિચારો**—જ્ઞાન તથા ઉદ્યોગો, શિક્ષિતો તથા મજૂરોનો સહકાર એ નવી સમાજરચના ઊભી કરવાને માટે જરૂરી છે. શિક્ષિતોની નેતાગીરી ઉપર એ ખૂબ જ ભાર મૂકતો. અને એટલા જ ખાતર એ શાંતિ અને સહકાર ઉપર પણ જોર દેતો. સમજાવીને લોકોને સમાજવાદ તરફ ખેંચી લઇ જઇ શકાય. તેમાં ક્રાંતિ કે દબાણની જરૂર નથી. તેણે પોતાના 'નવી ઇસાઇયત' નામના પુસ્તકમાં લખ્યું છે કે ચર્ચ (ઇસાઇ સંપ્રદાય) ને ભગવાને સ્થાપેલ છે. ચર્ચના પિતરોનું સન્માન કરવું જોઇએ.

એનો સમાજવાદી કાર્યક્રમ આવો હતો—ઉદ્યોગધંધાઓ વ્યક્તિની હકૂમતમાંથી સમાજની સત્તા તળે મૂકવા જોઇએ. ભોગની વસ્તુઓ ખાનગી સંપત્તિ તરીકે રહેવા દેવી જોઇએ. દરેકે પોતાની શક્તિ અનુસાર કામ કરવું જોઇએ, અને એમની એ સેવાઓના પ્રમાણમાં એમને મહેનતાણું મળવુ જોઇએ. ઉત્પાદનની વ્યવસ્થા, લશ્કરની જેમ નાના મોટા અધિકારીઓને આધિન રહેવી જોઇએ.

સમાજની કોણ કેટલી સેવા કરે છે, અને એનું કેટલું મહેનતાણું મળવું જોઇએ, એ ઉપરના અધિકારીઓ નક્કી કરે. આ અધિકારીઓની પસંદગી કઈ રીતે થાય તે બાબતમાં સેંટ સાયમન ચૂપ રહેલ છે. સંભવ છે કે ક્રાંતિના સમયના કડવા અનુભવને લીધે તે લોકોના નિયંત્રણથી ડરતો હોય. પ્રતિભાશાળી અને ભલા લોકો પોતે જ ઉપરની કક્ષાએ પહોંચી જશે એવો કંઇક એનો ખ્યાલ હતો. તે વારસા હક્કને કાઢી નાખવા ધારતો હતો.

## (૨) ફૂરિયે (ઈ. સ. ૧૭૭૨–૧૮૩૭)

**જીવન**—ચાર્લ્સ ફૂરિયે સેંટ-સાયમનની માફક સામન્તવંશમાં નહિ, પણ એક બિલકુલ સામાન્ય કુટુંબમાં પેદા થયો હતો. સેંટ સાયમનની માફક ફૂરિયે શુભેચ્છા, સહાનુભૂતિ અને ભાવના ઉપર એટલું જોર ન હતો આપતો, જેટલું એ વિજ્ઞાન અને તર્ક ઉપર આપતો.

એનો બાપ એક સાધારણ દુકાનદાર હતો. શાળામાં એ હોંશિયાર વિદ્યાર્થી હતો. અભ્યાસ પછી એ વેપારમાં પડયો. એમાં એ સફળ નીવડયો નહિ. જ્યારે એ પાંચ વરસની ઉંમરનો હતો ત્યારે એક ગ્રાહકને સાચી કિંમત જણાવી દેવા બદલ એને માર ખાવો પડયો હતો.

ઓગણીસ વર્ષની ઉંમરે, જ્યારે એ એક મોટા વેપારીને ત્યાં નોકર હતો ત્યારે એ માલિકના હુકમથી, ચોખાની થોડી ગુણો એને પાણીમાં ફેંકી દેવી પડી હતી. એમ કરાવવાની મતલબ એવી હતી કે ચોખાની કિંમત વધે, અને પરિણામે એના માલિકને વધુ નફો મળે.

મૂડીવાદની આ બે ખરાબીઓ—જૂઠાણું અને દુર્વ્યયે ફૂરિયેના મન પર ખૂબ જ ઉંડી અસર કરી, અને એને મૂડીવાદના વિરોધી દળમાં ધકેલી દીધો.

**વિચારો**—સામાન્ય જનતા પર એને એટલો ભરોસો ન હતો. એ માનતો હતો કે એના ગંભીર અને સૂક્ષ્મ વિચારોને સાંભળીને કદાચ

થોડા ધનવાનો એના તરફ આકર્ષાશે તો, પ્રયોગ મારફત એ પોતાના સમાજવાદની સચ્ચાઈ બતાવીને લોકોને એના તરફ ખેંચી શકશે.

એટલા જ ખાતર એક વાર એણે જાહેર કર્યું કે, હું હંમેશાં અમુક સમયે મારે ઘેર, એવા ઉચ્ચ ઇરાદાવાળા દાનીઓને મળવા તૈયાર રહીશ કે જેઓ મારા સદ્ધાંત પ્રમાણે ચાલનાર વસાહતની સ્થાપનાને માટે દસ લાખ ફ્રાંક દાનમાં આપે. ત્યાર બાદ બાર વર્ષ સુધી ફૂરિયે એ જ સમયે, હંમેશાં પોતાને ઘેર રહ્યો. પરંતુ અફસોસ ! કોઇ ઉદાર હૃદયવાળો દાની ત્યાં ફરકયો પણ નહિ ! સેંટ સાયમનના વિચારોવાળા મોટા ભાગના લોકો એને હલકી નજરે જોતા.

પોતાના જીવનમાં એક વાર એને પોતાના વિચારોના પ્રયોગનો મોકો મળ્યો. ફ્રેંચ પાર્લામેન્ટના એક સભ્યે, એને વર્સેલ્સમાંની પોતાની જમીનદારી ભેટ આપી. ફૂરિયેના અનુયાયીઓએ ત્યાં એક વસાહત બનાવીને સમાજવાદી ઢંગથી એને ચલાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ.

ફૂરિયેના સામાજીક વિચારો જે રીતે અવ્યવહારૂ હતા, તેજ રીતે, એના બીજા પણ કેટલાય ખ્યાલો અજબ જેવા હતા. 'સાર્વદેશિક એકતા સિધ્ધાન્ત'માં એણે લખ્યું છે, કે પૃથ્વી હજુ પોતાના બાલ્યકાળમાંથી ગુજરી રહી છે ! અને જ્યારે એ મારી સંમિલન-યોજનાનો સ્વીકાર કરી લેશે ત્યારે એ સિત્તેર હજાર વર્ષના એક ભવ્ય યુગમાં પ્રવેશ કરશે. એ વખતે સિંહ માણસોના નોકરો બની જશે અને એક દિવસમાં માણસની ગાડીને પૃથ્વીના એક છેડેથી બીજે છેડે ખેંચી જશે. વહેલ—માછલી જહાજોને ખેંચીને સમુદ્ર પાર કરાવી દેશે, અને સમુદ્રનું પાણી મીઠું તથા પીવા લાયક બની જશે. ફરી પાછો પડતીનો સમય આવશે.

પરંતુ, આ બધી વાતો આજથી સવાસો વર્ષ પહેલાં લખાઈ હતી.

આકર્ષણના નિયમ ઉપર ફૂરિયે ખૂબ જ જોર આપતો. સંસારમાં એક કાયમી શક્તિ રહેલી છે. એ શક્તિ સંમીલિત ક્રિયાઓ કરવાને માટે માણસોને ખેંચે છે. આ આકર્ષણના નિયમના માર્ગમાં કેટલીય અડચણો આવતી રહી છે, અને એટલે જ માણસો સમાજ-વિરોધી માર્ગ ઉપર ભટકયા કરે છે. જ્યારે આ અડચણોને હટાવી દેવામાં આવશે ત્યારે આખી દુનિયામાં સમાનતા એકતાનો પ્રસાર થશે; માનવ-જાતિની સંપત્તિ કેટલાય ગણી વધી જશે, કારણ કે એ વખતે માણસોને મહેનત તરફ પ્રેમ હશે તથા આજના સમાજનો જે દુર્વ્યય છે તે બંધ થઈ જશે.

એને માટે બાર જાતની એકતાની-લગનીની જરૂર છે—(૧ થી ૫) પાંચ ઇંદ્રિયોની એકતા; (૬ થી ૯) મિત્રતા, પ્રેમ, કુટુંબ, સહાનુભૂતિ અને ઉન્નત વિચારોની 'સામૂહિક લગની' તથા (૧૦ થી ૧૨) ત્રણ વહેંચણી સંબંધેની લગની–યોજન, પરિવર્તન તથા સંબંધોની લગની. આ બારેય લગનીઓ સમાજમાં મળી જઇને પર–પ્રેમની જબરી લગની ઊભી કરે છે.

ફૂરિયેના યુટોપીઅન સમાજમાં ૪૦૦ થી૨૦૦૦ માણસોનો એક સમૂહ કલ્પવામાં આવ્યો હતો. દરેક સમૂહને પોતાનું એક મોટું નિવાસગૃહ હોય, ધંધા મોટે ભાગે ખેતી રહે. નાગરિકો પોતાની રુચિ પ્રમાણે કામની પસંદગી કરે તેમાં પોલિસ, વકીલો અને ગુન્હેગારોની જરૂરજ ન રહે. જુદાં જુદાં ઘરો અને જુદાં જુદાં રસોડાંની પણ જરૂર ન રહે. ખાવાનું એક જગ્યાએ તૈયાર થાય અને સૌ એક જ ભોજનશાળામાં જમે. બધી જ વસ્તુઓના ભંડાર સહિયારા હોય. ફૂરિયેનું કહેવું હતું કે, આવી વ્યવસ્થાથી શ્રમની શકિત ચારથી પાંચગણી વધી જશે. લોકો અઢારથી અઠ્ઠાવીસ વર્ષની ઉંમર સુધીમાં એટલું ઉપજાવી શકશે કે બાકીનાં વર્ષોમાં તેઓ નિરાંતે બેઠા બેઠા આનંદથી જીંદગી વીતાવી શકશે.

ઉપજની વહેંચણીની બાબતમાં ફૂરિયે આજના નરમ સમાજવાદીઓ અને સેંટ સાયમનથી ય પાછળ હતો. એકંદર ઉપજનો $\frac{5}{12}$ ભાગ મહેનત કરનારને મળવો જોઇએ, $\frac{4}{12}$ મૂડીવાળાઓને અને બાકીનો $\frac{3}{12}$ પ્રતિભાશાળી વ્યકિતઓને આપવાની તેની ગણત્રી હતી. એનું સૂત્ર હતું—દરેક પાસેથી એની યોગ્યતા પ્રમાણે કામ લેવું, અને દરેકને એની મહેનત, પ્રતિભા અને મૂડીના પ્રમાણમાં ભોગનું પ્રદાન કરવું.

શ્રમને એણે ત્રણ વિભાગમાં વહેંચ્યો હતો—જરૂરી શ્રમ, ઉપયોગી શ્રમ અને અનુકૂળ શ્રમ. પહેલાનું મહેનતાણું સૌથી ઓછું રાખવામાં આવ્યું હતું.

ફૂરિયેની વ્યવસ્થામાં સરકારની એટલી જરૂરીઆત કલ્પવામાં આવી ન હતી. અધિકારીઓ ચૂંટીને બનાવવામાં આવે. એક સમૂહને અધિપતિ એક–રાજ કહેવાશે. અને આખી પૃથ્વીના સમૂહોનો અધિપતિ સર્વ–રાજ ગણાશે. એ સર્વ--રાજનું નિવાસ સ્થાન (કોન્સ્ટન્ટિનોપલમાં) રહેશે. તે સમાજમાં ઉંચીનીચી શ્રેણીઓ કલ્પવામાં આવી હતી, પરંતુ ધનવાન અને શકિતશાળી વ્યકિતઓ સહકારની ભાવનાથી એટલી બધી જાગૃત હશે કે, એમના અસ્તિત્વથી

સમાજમાં ગડબડ પેદા નહિ થાય. કુટુંબો અને લગ્નો ધીરે ધીરે લય પામી જશે.

ફૂરિયે શાંતિનો પક્ષપાતી અને હિંસાનો વિરોધી હતો. એને શ્રધ્ધા હતી કે, ઇમાનદારીથી કરવામાં આવેલા આવા પ્રયોગથી દુનિયાની આગળ પોતાના વિચારોની સચ્ચાઇ પૂરવાર કરી શકાશે. એવી ક્રાંતિની જરૂર નથી, કે જેમાં ખુનામરકી થાય. આ યુગ જલ્દી જ આવવાનો છે એના વિષે ફૂરિયેને એટલી શ્રદ્ધા હતી કે એણે પોતાના અનુયાયીઓને એમ કહેલું કે એમણે જમીનમાં રૂપિયા ન રોકવા.

ફૂરિયેના સિધ્ધાંતોનો પ્રયોગ એના અનુયાયીઓએ કર્યો. જો કે આ પ્રયોગોમાં ફૂરિયેની કેટલીય વાતોને છોડી દેવામાં આવી હતી. છતાંય, ફ્રાન્સમાં ખેતી ઉપર કરવામાં આવેલા તેના પ્રયોગો પણ અસફળ નીવડયા. એટલું ખરૂં કે ઉદ્યોગોમાં એમને એટલી નિષ્ફળતા મળી નહિ. ઇ. સ. ૧૮૪૦ માં ફૂરિયેના વિચારો અમેરિકામાં પહોંચ્યા. ત્યાં પણ ચોત્રીસ જગ્યાએ પ્રયોગો કરવામાં આવ્યા જેમાંના બધા જ નિષ્ફળ ગયા. પરિણામે એ સાબિત થયું કે સ્વપ્ન વિહાર–કેવળ કાલ્પનિક ઉડ્ડયનો–પ્રયોગોમાં નકામાં નીવડે છે.

**( ૩ ) લૂઈ બ્લેંક ( ઈ. સ. ૧૮૧૩—૮૨ )**—સવોનરોલા પછી બ્લેંક એ પહેલો યુટોપીઅન સમાજવાદી હતો. એને રાજતંત્રમાં પોતાનો પ્રયોગ કરવાનો અવસર મળ્યો. બ્લેંકે ઉચ્ચ વર્ગની સહૃદયતા અને બુધ્ધિને અપીલ કરવાને બદલે કામદારોને અપીલ કરી. એક રીતે એ યુટોપીઅન સમાજવાદ અને વૈજ્ઞાનિક સમાજવાદને જોડનારી સાંકળ સમો હતો.

બ્લેંક લૂઇ બોનાપાર્ટના એક મોટા અધિકારી જનરલનો દીકરો હતો. એનો જન્મ માડ્રિડમાં ઇ. સ. ૧૮૧૩ માં થયો હતો. એ વખતે એનો બાપ સરકારી કામે ત્યાં ગયો હતો. શરૂઆતનું જીવન એણે પોતાની માને ઘેર કોર્સિકામાં વીતાવ્યું હતું. અભ્યાસ પૂરો કરવાને માટે તે પેરીસ આવ્યો. ત્યાં પુસ્તકો વેચી તથા ટયુશન દઇને તે પોતાના ખર્ચનો કેટલોક ભાગ કમાઈ લેતો.

પછી થોડાંક વર્ષો તેણે પત્ર-સંપાદનના કામમાં ગાળ્યા, અને તેજ વખતે છવ્વીસ વર્ષની ઉંમરે તેણે ' પ્રગતિ–આલોચન ' નામનું છાપું કાઢયું. ધીરે ધીરે એ એના સમયના જનતંત્રવાદીઓમાં સૌથી પ્રિય બની ગયું. બ્લેંકનું મહત્વપૂર્ણ પુસ્તક 'શ્રમનું સંગઠન' ઇ. સ. ૧૮૪૦માં આ છાપામાં જ ક્રમેક્રમે પ્રસિદ્ધ થયું. ઇ. સ. ૧૮૩૦–૪૦ માં એણે પહેલી ફ્રેન્ચ–ક્રાન્તિનો એક બહુ જ સરસ ઇતિહાસ લખ્યો.

ઈ. સ. ૧૮૪૮ ની બીજી ક્રાન્તિ વખતે, જે કામચલાઉ સરકાર બની તેનો એ એક મુખ્ય સભ્ય હતો. એણે સરકારની આગળ ઠરાવ રજૂ કર્યો કે:—

'શ્રમ અને પ્રગતિ' નો એક મંત્રીવિભાગ સ્થાપવામાં આવે, તથા જે આદમીને બીજે કયાંય કામ ન મળે એને કામ આપવાની જવાબદારી સરકાર પોતાના ઉપર લે.'

પાછળથી સશસ્ત્ર કાવતરાંના આરોપને લીધે એને ફ્રાંસ છોડીને ઇંગ્લાંડ જવું પડયું. ત્યાં એ ઇ. સ. ૧૮૭૦ સુધી રહ્યો, અને ત્રીજો નેપોલીઅન પદભ્રષ્ટ થયો ત્યાર પછી જ સ્વદેશ પાછો ફરી શકયો. ઇ. સ. ૧૮૭૧ માં ફ્રાંસ પાછા ફર્યા પછી એ ઉદ્દામવાદી તરીકે રાષ્ટ્રીય એસેમ્બલીમાં સભ્ય તરીકે ચૂંટાયો. ઇ. સ. ૧૮૭૧ માં જયારે ફ્રાન્સની ત્રીજી ક્રાન્તિ—કામદાર–ક્રાન્તિ અથવા તો પેરીસ કમ્યૂનની સ્થાપનાને માટે ક્રાન્તિકારીઓ સશસ્ત્ર બળવો કરતા હતા ત્યારે એણે એનો વિરોધ કર્યો. આથી એની લોકપ્રિયતા ચાલી ગઈ, અને એ એટલે સુધી હેઠો પડી ગયો કે ઇ. સ. ૧૮૭૨ માં, આંતરાષ્ટ્રીય કામદાર સભા વિરૂદ્ધ જયારે કાયદો ઘડવામાં આવતો હતો ત્યારે એણે એનું સમર્થન કર્યું.

મૃત્યુ વખતે [ઇ. સ. ૧૮૮૨] એ શાસક તથા શોષક વર્ગનો એટલો માનીતો બની ગયો હતો કે પાર્લામેન્ટના ડેપ્યુટી ભત્રને તેની જાહેર અંતીમ ક્રિયા કરવા માટે ઠરાવ પસાર કર્યો હતો.

**વિચારો**—બ્લેંકના અભિપ્રાય મુજબ માનવસુખ અને માનવવિકાસ એજ સામાજીક પ્રયાસોનો ઉદ્દેશ હોવો જોઇએ. એને માટે દરેક વ્યક્તિને ઉંચામાં ઊંચા પ્રકારનાં શારીરિક, માનસિક, અને ચારિત્ર્યના વિકાસનાં સાધનો સરળતાથી મળી શકે તેવું હોવું જોઇએ. એમ થતાંજ દરેક માણસ પોતાના વ્યક્તિત્વને બધી રીતે ઉન્નત કરી શકે. સમાજનું સંગઠન ભાઇચારા ભર્યું હોવું જોઇએ, અને એને માટે ભગવાને બનાવેલું શરીર એક સરસ નમૂનો છે.

દરેક વ્યકિત એક મોટા કુટુંબના માણસોની જેમ રહે, તથા સરકાર પોતાના કામમાં લોકોની ઇચ્છાને અનુસરે સૌને કામ આપવાને માટે કારખાનાં સરકાર તરફથી ખુલે, અને ધીરે ધીરે ખાનગી કારખાનાંઓ પણ સરકારી બનાવી દેવામાં આવે. આ કારખાનાંનું મોટા સંઘનાં રૂપમાં સંગઠન થવું જોઇએ, અને એને વીમા કમ્પનીઓની માફક ખોટ આવે તેવાં કારખા-

નાંને મદદ કરવી જોઇએ. આ મદદ બદલ એમના ઉત્પાદનનો એક ભાગ જુદો રાખવો જોઇએ.

આ સરકારી કારખાનાંમાં કોઈ મૂડીમાલેક જોડાવા ધારે તો એનું સ્વાગત કરવું જોઇએ. પરંતુ કારખાનાંને સંઘમાં શામેલ કરવાને માટે એમને ફરજ ન પાડવી જોઇએ. હરીફાઇમાં ટકી ન શકતાં, આપોઆપ તેઓ ધીરે ધીરે સંઘમાં સામેલ થઇ જશે. આ ખાનગી ઉદ્યોગો ખલાસ થઇ જતાં, સમાજવાદી રાજ્ય ધીરે ધીરે સ્થપાઈ જશે.

દરેક માણસને તેની યોગ્યતા પ્રમાણે કામ આપવું જોઇએ. એમ કરવામાં કદાચ અસમાનતા રહે તો તેને પણ બ્લેંક પસંદ કરતો હતો. અલબત્ત એટલું એ ઇચ્છતો હતો કે એવા લોકો ભગવાનનાં વચનો (બાઇબલ) ને યાદ રાખે-"તમારામાં જે કોઈ મુખ્ય છે, તેણે પોતાને તમારો સેવક સમજવો જોઇએ." શ્રમનું મહેનતાણું જરૂરીઆત મુજબ મળવું જોઇએ. "દરેક પાસેથી એની યોગ્યતા અનુસાર. દરેકને એની જરૂરીઆત અનુસાર."આ સૂત્રનો એણે પ્રચાર કર્યો.

(૪) **પ્રૂધોં** (ઇ. સ. ૧૮૦૯-૭૫) અરાજકતાવાદી પિયેર જોસેફ પ્રૂધોં-છેલ્લો ફ્રેંચ યુટોપીઅન લેખક હતો. પ્રુધોં પણ ફુરિયેના જન્મસ્થાન બેસાંશોમાં એના મરણ પછી ૩૭ વર્ષે જન્મ્યો હતો. એનાં માબાપ ખૂબજ ગરીબ હતાં એટલે એ ઢોર ચારીને તથા હોટલમાં કામ કરીને પોતાનો ગુજારો કરતો હતો; તથા અભ્યાસ પણ એ જ રીતે કરતો હતો. અભ્યાસમાં એ ખૂબ જ હોશિયાર હતો. એટલે એને કેટલાંય ઇનામો પણ મળતાં. છતાં ઘેર પાછા આવીને એને ખાવાનાં સાંસા પડતા. ઓગણીશ વર્ષની ઉંમરે એણે કૅાલેજ છોડી, અને એક છાપખાનામાં દાખલ થયો. આમ છતાંય અભ્યાસ તેણે ચાલુ રાખ્યો. બેસાંશોની એકેડેમીએ એને ૧૫૦૦ ફ્રાંકની શિષ્યવૃત્તિ આપી હતી.

ઇ. સ. ૧૮૪૦ માં પ્રુધોંએ 'સંપત્તિ શું છે?' એ નામનું વિખ્યાત પુસ્તક લખ્યું. એમાં એણે શ્રમમાં જે સમય લાગે છે તેને મૂલ્યનું માપ ગણાવ્યું. છ વર્ષ પછી એણે 'દરિદ્રતા-દર્શન' પ્રકાશિત કર્યું. એમાં એણે સમાજવાદી અને સામ્યવાદી સિધ્ધાન્તોનું ખંડન કર્યું. છતાં પોતે કોઇ રચનાત્મક સિધ્ધાન્તો રજૂ કરી શકયો નહિ. માર્કસે આનું ખંડન પોતાના પુસ્તક 'દર્શન-દરિદ્રતા'માં કર્યું.

પ્રુધોં અરાજકતાવાદી હતો એટલે દરેક પ્રકારના રાજતંત્રનો તે વિરોધી

હતો. એટલે જ એણે ઇ. સ. ૧૮૪૮ ની ક્રાન્તિમાં ભાગ ન લીધો. ક્રાંતિ નષ્ફળ જતાં એ પ્રતિનિધિ સભાનો સભ્ય ચૂંટાયો. એમાં એણે ઠરાવ રજૂ કર્યો–સરકારે દરેક વ્યક્તિને ઉત્પાદન સાધનો એકઠાં કરવાને માટે પૈસા ઉધાર આપવા જોઇએ. સભામાં એના પક્ષે બે મત તથા વિરોધમાં ૬૯૧ મત પડયા ! એટલે પછી એણે એક ખાનગી બેંક ખોલવાનું નકકી કર્યું. પરંતુ એમાં પચાસ લાખને બદલે ફક્ત સત્તર હજાર ફ્રાંકજ એ એકઠા કરી શકયો અને બેંક તૂટી પડી. પાછળથી સેન્સરના નિયમ તોડવા ખાતર એને ત્રણ વર્ષની સજા થઈ છૂટીને એણે ચર્ચ (ધર્મ) ઉપર આક્ષેપો કર્યા. એને માટે એને ફરી સજા થઇ. એ બેલ્જીયમ ભાગી ગયો, અને મૃત્યુ પહેલાં પાંચ વર્ષે ઈ. સ. ૧૮૬૦માં ફ્રાંસમાં પાછો ફર્યો.

**વિચારો**—સ્વતંત્રતા, સમાનતા ને ભ્રાતૃભાવવાળો સમાજ એ પ્રુધોંનો આદર્શ હતો. આ જાતનો સંપૂર્ણ સમાજ એક દિવસમાં બનાવી શકાતો નથી. વ્યવસ્થા અને અરાજકતાની મેળવણીથી સમાજને પૂર્ણ બનાવી શકાય છે, માણસનો માણસ પરનો કોઇ પણ જાતનો કાબુ, એ અત્યાચાર છે. "અરાજકતા–માલિક અથવા તો શાસક જેમાં ન હોય એવી રાજ્ય વ્યવસ્થાની નજદીક આપણે દિવસે દિવસે જઇ રહ્યા છીએ." "કોઇ રાજા નહિ...આંતરિક રાજકારણના દરેક સવાલનો, આંકડા એકઠા કરવાવાળા વિભાગના આંકડા મુજબ નિકાલ કરવો જોઇએ. આંતરાષ્ટ્રીય રાજકારણ સંબંધેના પ્રશ્નો, આંતરરાષ્ટ્રીય આંકડાઓ સાથે સંબંધ ધરાવે છે; અને એટલે એને માટે એક સ્થાયી મંત્રી હોવો જોઇએ. જરૂર પડતાં એ પ્રધાન–મંત્રી બને. દરેક નાગરિક, પરિષદની પાસે યાદીઓ મોકલી શકે છે, માટે દરેક નાગરિક બંધારણ ઘડનારો છે. છતાં સત્યસંમત અભિપ્રાયનો જ સ્વીકાર કરવામાં આવશે એટલે કોઇનો અભિપ્રાય બુદ્ધિનું સ્થાન લઇ શકે નહિ, કોઈ રાજા નહિ (જોઇએ)."

પ્રુધોં 'સંપત્તિ'ને 'ચોરી' કહેતો. પ્રુધોંના આદર્શ–સમાજમાં ખાનગી સંપત્તિને સ્થાન ન હતું. જેનો કોઇ માલિક નથી એવી વસ્તુનો કબજો લેતાં, એ એની સંપત્તિ બને છે એ મતની વિરૂધ્ધમાં પ્રુધોંનું કહેવું હતું–'જ્યાં એક પછી એક જાતિઓ આવતી રહી, લડાઇઓ ચાલતી રહી, ત્યાં જેનો કોઈ માલિક ન હોય એવી સંપત્તિ કોને કહેશો ? એમ માની લીધા પછી, પાછળથી આવનારી જાતિઓ સંપત્તિની અધિકારી નથી રહેતી.

પહેલાં સંપત્તિ આખા સમાજની હતી. વ્યક્તિએ જ્યારે એને લઈ લીધી

ત્યારે એ માલિક વગરની ન હતી. શ્રમ મારફત ખાનગી સંપત્તિના ઉત્પાદન અંગે પ્રુધોંનું કહેવું હતું કે, શ્રમને માટે એની પાસે ઉપયોગી હથિયારો જોઇએ અને એ હથિયારો એ વ્યકિત સમાજ પાસેથી જ મેળવી શકે છે. તો પછી કોઇપણ ઉપજાવેલી વસ્તુ એના એકલાના શ્રમની શી રીતે બની શકે ?

મૂલ્ય શ્રમ ઉપર આધાર રાખે છે, એ સિધ્ધાંત ઉપર પ્રુધોંએ ખૂબ જોર આપ્યું. ચીજનું મૂલ્ય એ જ રીતે નકકી થવું જોઈએ કે જેટલા પ્રમાણમાં સમય અને શ્રમ એની પાછળ ખરચાયાં હોય. જે વેપારી કે મિલમાલેક કિંમતને ૧૦ ટકા વધારી દે છે, તે એ ચીજના મૂલ્યને વધાર્યા સિવાય વધુ કિંમત વસૂલ કરી ચોરી કરે છે. પોતાના શ્રમથી ઉપજાવેલી સંપત્તિને માણસ અંગત રીતે રાખી શકે છે. 'સંપત્તિ જ નહિ પણ વ્યકિતત્વ અથવા તો ઇચ્છાનો પણ માલિક હોવો જોઇએ.' 'પ્રુધોં મહેનતાણામાં સમાનતા નહિ, પરંતુ સંપત્તિ ઉપજાવવાનાં સાધનોમાં સમાનતા ઇચ્છતો હતો. ઉચ્ચ પ્રતિભાવાળાઓને વધુ મહેનતાણું મળે એનો એ વિરોધી હતો. પણ એમને કામ કરવાની સગવડ જરૂર મળવી જોઇએ, એવું તે માનતો.

સરકાર વગરનું, ખાનગી સંપત્તિ વિનાનું અને અસમાનતા વિનાનું સામાજીક સંગઠન એ પ્રુધોંનો આદર્શ હતો. પરંતુ આ બધીય વાતો નકારાત્મક છે. શું હોવું જોઇએ એની સ્પષ્ટતા એના દર્શનમાં ઘણી થોડી છે. એ નિરંકુશ સ્વતંત્રતા અને સમાનતાનો પૂજારી હતો, છતાં એની સાથે સાથે જ સમાજ કઈ રીતે ચાલી શકે એનો કોઇ ઉપાય એણે રજૂ કર્યો નથી.

## ૨ : ઇંગ્લાંડમાં

(૧) **ચાર્લ્સ હૉલ** (ઇ. સ. ૧૮૦૫)–અઢારમી સદીની ઇગ્લાંડની સમાજવાદી વિચારોની પ્રગતિ આપણે જોઇ ગયા છીએ. અઢારમી સદીના આખર (ઇ. સ. ૧૭૯૩) ની ફ્રેંચ ક્રાન્તિની અસર ઇંગ્લાંડ ઉપર પણ થઇ હતી. ઇંગ્લાંડમાં એક બાજુથી ક્રાન્તિ–વિરોધી વિચારપ્રવાહો ખૂબ જ જોરદાર બન્યા હતા, પણ બીજી બાજુથી ક્રાન્તિકારી વિચારો પણ વધુ ને વધુ પ્રસરવા લાગ્યા હતા. ચાર્લ્સ હૉલે પોતાના પુસ્તક "સંસ્કૃતિનાં કાળાં કામો" (ઇ. સ. ૧૮૦૫)માં જે સમાજ ધનવાન અને ગરીબ એવા બે વિભાગોમાં વહેંચાયેલો હોય એવી સંસ્કૃતિનું ખંડન કર્યું છે—

"ધનવાનો અને નિર્ધનોની સ્થિતિ, બીજગણિતના વત્તા અને ઓછાની માફક એક બીજાની વિરોધી અને એક બીજાનાં નાશક છે. જનતાનો $\frac{૮}{૧૦}$ ભાગ,

સંપત્તિના $\frac{1}{8}$ ભાગનો માલિક છે, જ્યારે કાંઈપણ પેદા નહિ કરનાર $\frac{2}{10}$ ભાગ $\frac{7}{8}$ સંપત્તિનો માલિક છે. એનો અર્થ એમ થયો કે કામદારો ૭ દિવસ આ ધનવાનોને માટે કામ કરે છે અને એક દિવસ પોતાના તથા પોતાના કુટુંબને માટે કામ કરે છે. " કવિ શેલી (ઇ. સ. ૧૭૯૨–૧૮૨૨)ના શબ્દોમાં—

" તું વાવે, બીજો લણે;
બીજો માલિક બની રહે, તું સંપત્તિ ઉપજાવ;
જે કપડાં તું સીવતો, પહેરે દૂજો ભાઇ,
જે હથિયારો તું ઘડે, ચલવે કોઇ સિપાઈ "

એજ ભાવની હૉલની એક લેટિન કવિતા છે :

" હે માખીઓ, તમે મધ બનાવો છો, પણ એ તમારા માટે નહિ; તમે જમીનને ફળદ્રુપ બનાવો છો છતાં હે બળદો, એ તમારે પોતાને માટે નહિ જ ! "

હૉલની ઝીણી નજર સમાજમાં વ્યાપેલી વર્ગોની અથડામણો જોતી હતી. ઉપરાંત એણે એ પણ કહ્યું કે દેશ દેશ વચ્ચેની બધી જ લડાઇઓનું કારણ સંપત્તિ જ છે. સંપત્તિને માટે જ વેપાર અને રાજ્યના વિસ્તાર કરવામાં આવે છે, અને દેશની અંદરની ક્રાંતિકારી હિલચાલોને દબાવવાને માટે જ ધનવાનોને રાજસત્તાનો લોભ લાગે છે. ધનવાનો ગરીબોમાં યુદ્ધના ગૌરવની વાતો વહેતી કરે છે અને એની મુશીબતો અને મૃત્યુની વાતો છુપાવે છે.

હૉલ સમાજની ખરાબીઓનો નિકાલ લાવવાનો આવો ઇલાજ સૂચવતો– " જમીનને રાષ્ટ્રની બનાવી દો, અને નાના નાના ખેડૂતોમાં વહેંચી દઇને ખેતીને આજીવિકાનું મુખ્ય સાધન બનાવી દો. " હૉલ જે પ્રમાણમાં સમાજની બિમારીનું નિદાન કરી શક્યો, તેટલા પ્રમાણમાં એની પુનર્વ્યવસ્થાની યોજનામાં આગળ ન જઇ શક્યો.

**મૂડીવાદી રિકાર્ડો**—રિકાર્ડો ખાનગી સંપત્તિ તથા તે વખતના સમાજનો જબરો પક્ષપાતી હતો. છતાં બ્લેંકના શ્રમ–સિધ્ધાંતની જેમ એણે પણ અજાણતાં કેટલાંક હથિયારો પોતાના દુશ્મનો–સમાજવાદીઓના હાથમાં આપી દીધાં. અર્થશાસ્ત્રી રિકાર્ડોએ સિદ્ધ કર્યું કે કોઈ પણ માલના વિનિમય ( અદલાબદલી—વેચાણ ) નું મૂલ્ય એ માલ પેદા કરવામાં જેટલા શ્રમનો ખર્ચ થતો હોય છે, તેના પર આધાર રાખે છે. આ શ્રમના સિદ્ધાંતને

માર્કસે ખૂબ જ સફળતા પૂર્વક મૂડીવાદીઓની વિરૂધ્ધ વાપર્યો છે, એ આપણે આગળ જોઇશું.

બીજી વાત રિકાર્ડોએ એ બતાવી કે મજુરી, મજુરે ઉત્પન્ન કરેલી વસ્તુ પરથી નક્કી નથી થતી; પરંતુ મજુરને એનાં ખોરાક, કપડાં ઘર તથા જીવનને માટેની બીજી ઉપયોગી વસ્તુઓ, અને જરા પણ ઓછુવ-તુ કર્યા સિવાય એના વંશવેલાને કાયમ રાખવાને માટે આપવી પડતી માત્રા ઉપર મજૂરીના દરનો આધાર છે. મૂડીવાદી મજૂરી આપતી વખતે આજ ખ્યાલ રાખે છે. રિકાર્ડોએ આ વસ્તુ બિલકુલ સ્પષ્ટ રીતે કહી નાખી, અને મૂડીવાદની આ મનોવૃત્તિ ઉપર સીધું નિશાન તાકવાને માટે સમાજવાદીઓને મોકો આપ્યો.

**(૨) લંડન કોરસ્પોંડિંગ સોસાયટી** (ઈ. સ. ૧૭૯૨)–પહેલી ફ્રેંચ ક્રાન્તિની પહેલાં એક વર્ષે, આ સભાનું સંગઠન સ્કોટલેંડના એક ચમાર થોમસ હાર્ડી (ઈ. સ. ૧૭૫૨–૧૮૩૨) તથા કવિ અને વકતા જૉન થેલવલની નેતાગીરી નીચે થયું. સભાએ જન્મની સાથેજ લોકમતને જગાડવાને માટેનું આંદોલન શરૂ કર્યું. 'રાજકર્તા વર્ગે આને બળવો માન્યો અને તુરત જ સભાની મુખ્ય મુખ્ય વ્યકિતઓને પકડીને, દેશની સામે વિશ્વાસઘાત કરવાના ગુન્હા માટે એમની ઉપર કામ ચલાવ્યું. પરંતુ પુરાવાને અભાવે સજા થઇ શકી નહિ. થેલવલે પોતાના મુકર્દમામાં રજૂ કરવા માટે જે નિવેદન તૈયાર કર્યું હતું, તેમાંની કેટલીક લીંટીઓ આવા પ્રકારની છે—

"જો દરેક વર્ષે, એક વખત ગરીબોનો મત, માલિકોના મત જેટલું જ મહત્ત્વ ધરાવતો હોય તો ગરીબોને ભૂલવા જોઈએ નહિ. પરંતુ કહેવાય છે કે સંપત્તિના પ્રતિનિધિ પાર્લામેન્ટમાં જવા જોઇએ, કારણ કે સરકારનો આધાર સંપત્તિ છે. શું સંપત્તિવાળા આદમીઓ, નૌકાસૈન્ય કે (જમીન ઉપરના) સૈન્યની કતારો ભરી દઇ શકશે ?...સંપત્તિ એ માણસના શ્રમ વિના બીજું કશું જ નથી. ગરીબની મહેનતનો પરસેવો બધી જ સંપત્તિઓથી અમાપ મુલ્યની સંપત્તિ છે. એ સંપત્તિથી જ બીજી સંપત્તિઓ તૈયાર થાય છે—જ્યાં સૌને લાગેવળગે છે, ત્યાં સૌનો અભિપ્રાય લેવો જોઇએ. કારણ કે સૌના ભાગ્યનો નિકાલ સૌના અભિપ્રાય વિના ન થવો જોઇએ...બહુમતિ સંખ્યાનું જીવન સ્વાતંત્ર્ય અને એમના માલિક......થોડી ગણીગાંઠી વ્યકિતઓ છે"

મત આપવાનો દરેકને અધિકાર હોવો જોઇએ. એ સોસાયટીની મુખ્ય માગણીઓમાંની એક હતી. થોડાં વર્ષો સુધી સોસાયટી કામ કરતી રહી, પરંતુ

ક્રાન્તિથી ભડકેલો બ્રિટનનો રાજ્યકર્તા વર્ગ, એનાં કામોને હવે વધુ વખત સહી શકે તેવું ન હતું. એટલે બ્રિટિશ પાર્લામેન્ટે ઇ. સ. ૧૭૯૯ માં એક કાયદો [કોરસ્પોન્ડીંગ ઍક્ટ] કરીને સોસાયટીને બંધ કરી દીધી.

(૩) **મજૂરોમાં અસંતોષ (ઈ. સ. ૧૮૧૩)** અઢારમી સદીના અંત સુધી મજૂરોનો પગાર પણ સારો રહ્યો અને કામ પણ સરળતાથી મળી શકતું. પરંતુ ઓગણીસમી સદીની શરૂઆત થતાંજ, મજૂરી ઘટવા લાગી તથા બેકારી વધવા લાગી. મજૂરોએ વિચાર્યું કે જો દસ માણસોનું કામ યંત્રો બે માણસોથી ન આપત તો માણસો બેકાર ન બનત. એટલે એમણે પોતાનું સંગઠન કરીને, પહેલવહેલાં તો યંત્રોની તોડફોડ કરવાની શરૂઆત કરી. એમણે માની લીધું કે, યંત્રો નાશ પામતાં એ જૂનો મીઠો મધુરો જમાનો પાછો આવી જશે. મૂડીવાદીઓએ આના વિરૂધ્ધ કડક નિયમો બનાવ્યા, અને ઇ. સ. ૧૮૧૩ માં ડઝન બંધ મજૂરોને ફાંસીએ લટકાવ્યા.

વિલિયમ કોબેટ જેવા કેટલાક સુધારાવાદીઓએ આ પ્રવૃત્તિની નિન્દા કરી, અને જણાવ્યું કે પાર્લામેન્ટની ચૂંટણીને વધુ વિશાળ લોકશાહી પાયા પર મૂકીને આ ખરાબીને આપણે દૂર કરી શકીએ. આપણે સાર્વજનિક મતાધિકારની માગણી રજૂ કરવી જોઇએ. આ હિલચાલ થોડો સમય ચાલવા દેવામાં આવી, પરંતુ ઇ. સ. ૧૮૧૯ ના ઑગસ્ટમાં, માંચેસ્ટરમાં જે બળવો થયો તેનું બહાનું બતાવીને એને દાબી દેવાને માટે સખત કાનૂનો બનાવવામાં આવ્યા.

ઈ. સ. ૧૮૨૦માં ચળવળકરનારાઓએ સ્કોટલેંડના ઘણાંખરાં ઘરો ઉપર પોતાની જાહેરાતો ચોંટાડી દીધી હતી. એમાં લખ્યું હતું કે જ્યાંસુધી લોકોને સાર્વજનિક મતાધિકાર ન મળે ત્યાંસુધી સૌએ કામકાજ બંધ કરી દેવું. ઘણાખરા મજૂરો હડતાળ પર ઉતર્યા. કેટલાકોએ હથિયારો ઉઠાવ્યાં અને પકડાઇ ગયા, તો કેટલાકો લશ્કરની સાથે અથડામણમાં આવતાં ઘાયલ થયા. એન્ડ્રૂ, હાર્ડી અને બીજા બે નેતાઓને ફાંસીએ ચડાવવામાં આવ્યા. આજ સમયે સ્પેન્સના પાંચ અનુયાયીઓને પણ રાજદ્રોહના આરોપસર મોતની સજા કરવામાં આવી.

(૪) **રોબર્ટ ઓવેન (ઈ. સ. ૧૭૭૧–૧૮૬૦).** ઇ. સ. ૧૮૨૦માં રોબર્ટ ઓવેન કાર્યક્ષેત્રમાં આવ્યો, ત્યાંસુધી ઉપર વર્ણવી તેવી ઇંગ્લાંડની સ્થિતિ હતી. ઓવેનનો જન્મ ૧૪મી મે ઇ. સ. ૧૭૭૧ માં ઉત્તર વેલ્સમાં

થયો હતો. એનો બાપ જીન તથા લુહારનું કામ કરતો હતો. તેને ભણવાનો બહુ ઓછો અવસર મળ્યો. દસ વર્ષની ઉંમરે તેને એક કપડાંવાળાને ત્યાં નોકરીએ રહેવું પડ્યું. માલિકની પાસે ચોપડીઓનો એક સારો સંગ્રહ હતો, અને ઓવેને એનો સારો લાભ ઉઠાવ્યો.

કામ શીખીને એણે વેપારમાં હાથ અજમાવ્યો. એમાં એને સફળતા મળતી ગઇ. ઓગણત્રીશ વર્ષની નાની ઉંમરમાં એ માન્ચેસ્ટરની એક મોટી કાપડની મિલમાં સુપ્રિન્ટેન્ડન્ટ નીમાયો. એની કારકીર્દીમાં મિલે ખૂબ જ વિકાસ સાધ્યો, અને થોડા વખત પછી ઓવેનને એમાં ભાગીદાર બનાવી લેવામાં આવ્યો. એકવાર મુસાફરીમાં ઓવેનને, પોતાની ભાવિ પત્ની મિસ ડેલની સાથે મુલાકાત થઇ. મિસ ડેલે એને પોતાના બાપની કાપડની મિલ (ન્યુ લાનાર્ક) જોવાનું આમંત્રણ આપ્યું. થોડા સમય બાદ ઓવેને તથા તેના ભાગીદારોએ એ મિલને ખરીદી લીધી.

મિસ ડેલની સાથે લગ્ન કર્યા પછી, તથા પેલી મિલ ખરીદી લીધા પછી, ઓગણીસમી સદીના પહેલે દિવસે (૧ લી જાન્યુઆરી ૧૮૦૧) ઓવેને નવી મિલના સુપ્રિન્ટેન્ડન્ડ તરીકે ન્યુ–લાનાર્કમાં કામ શરૂ કર્યું. ન્યુ–લાનાર્ક કસ્બામાં તેરસો ચોદસો કુટુંબો તથા કેટલાય ભીખ માગતા છોકરાઓ હતા. ચોરી, દારૂબાજી, મારપીટ તથા બીજી ખરાબીઓ મિલ મજૂરોમાં સમાન્ય હતી. મોટા ભાગનાં કુટુમ્બો એક ઓરડીવાળાં ઘરોમાં તથા ખૂબજ નાતંદુરસ્ત હાલતમાં રહેતાં હતાં. છોકરીઓને ઘણા કલાકો કામ કરવું પડતું, અને એમને લખવા વાંચવાની કશીજ સગવડ ન હતી.

ઓવેને માંચેસ્ટરમાં મિલના વ્યવસ્થાપક તરીકેની પોતાની લાયકાતની ખાત્રી કરાવી આપી હતી. અહીં તેણે મિલના વ્યવસ્થાપકોની સાથે પોતાના મજૂરો તરફ પણ ધ્યાન આપ્યું. તંદુરસ્તીના નિયમો માટે તેણે કડકાઈ કરી. મજૂરોને માટે ભંડાર ઊભો કર્યો. એમાં ૨૦ ટકા ઓછી કિંમતે વસ્તુઓ મળતી. મજૂરોને માટે એણે સારાં ઘરો બંધાવ્યાં. વધારો આપવા માટે દરેક મજુરનાં કામોની નોંધપોથીઓ રખાવી. દારૂબંધી કરાવી. છોકરાઓને ભણવા માટે નિશાળો ખોલી.

ઇ. સ. ૧૮૦૬માં અમેરીકાએ રૂ મોકલવામાં આડાઈ કરી હતી, અને ઓવેનને મિલ બંધ કરવી પડેલી, ત્યારે પણ એ પોતાના મજુરોને પૂરેપૂરી મજુરી આપતો હતો. આ વાતોથી ન્યુ લાનાર્કના કામદારોમાં એક વિશેષ પ્રકા-

રનો ફેરફાર જણાવા લાગ્યો. તંદુરસ્તી, સફાઈ, સમજણ, દારૂબાજી ઓછી થવી વગેરે બાબતો ત્યાંના મજુરોમાં સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યાં.

સાથેજ આ પ્રયોગોને પરિણામે, મિલ માલેકોને નુકશાનને બદલે વધુ વધુ નફો જ થયો. છતાં પણ ઓવેનની યોજનાઓમાં તો વધુ રૂપિયાની જરૂર હતી, અને એ આપવાને માટે ભાગીદારો તૈયાર ન હતા. એટલા ખાતર જૂના ભાગીદારો બદલવા પડયા. અને તોય ખટપટ ચાલુ રહી. છેવટે ઇ. સ. ૧૮૧૩ માં એ ખટપટો એટલી બધી વધી પડી કે લીલામમાં ફકત દસ લાખ રૂપિયામાં ખરીદેલી એ મિલને, ચોવીશ લાખ રૂપિયામાં પોતાના કેટલાક આદર્શવાદી સાથીદારોની સાથે મળીને ઓવેને ખરીદી લીધી.

ઇ. સ. ૧૮૧૬ માં ઓવેને પોતાની શિક્ષણ–યોજનાનો પ્રયોગ પૂરો કર્યો. વધુ બાર વર્ષ (ઇ. સ. ૧૮૨૮) સુધી ઓવેને ત્યાં કામ કર્યું. ધર્મની બાબતમાં ઓવેનના ખૂબ જ ઉદ્દામ વિચારો હતા. એને લીધે એના સાથીદારો સાથે એને બગડયું, અને મિલ છોડી દેવી પડી. આ પ્રયોગની બાબતમાં એના એક સમકાલીન અમેરિકન મુસાફરે લખ્યું છે—

"સંસારના કોઈ પણ ભાગમાં, કારખાનામાં કામ કરનારા લોકોમાં, આટલી વ્યવસ્થા, આટલું સારૂં તંત્ર, આટલી શાંતિ અને આટલુ બુદ્ધિ સાથે સુમેળ ખાતું સુખ નથી."

ઈ. સ. ૧૮૧૩ પછી ઓવેને પોતાના વિચારો વિશાળ ક્ષેત્રમાં વ્યકત કરવાની શરૂઆત કરી. એણે લખ્યું છે—

"બધાં જ અસ્તિત્વોનો મુખ્ય અને જરૂરી ઉદ્દેશ સુખ છે. પરંતુ, સુખ ફકત એક વ્યકિતને માટે પ્રાપ્ત કરી શકાતું નથી." (ભવિષ્યમાં) સુખ મેળવવું એ માણસનો એકમાત્ર ધર્મ હશે. ઉપયોગી ઉદ્યોગો–પ્રવૃત્તિઓ કરવી એ ભગવાનની પૂજા હશે." માણસનું વ્યકિતત્વ જે પરિસ્થિતિમાં એ પેદા થયો હોય તથા જ્યાં રહી એ કામ કરતો હોય તેના થકી ઘડાય છે. ખરાબ યા સારી પરિસ્થિતિ ખરાબ યા સારૂં વ્યકિતત્વ પેદા કરે છે.

પરિસ્થિતિને સારી બનાવવાને માટે ઓવેન આ બાબત પર ભાર મૂકતો.

(૧) શિક્ષણ સાર્વજનિક તથા ફરજીયાત અને સમાજ તથા વ્યકિતને લાભદાયક હોવું જોઇએ.

(૨) સંપત્તિ ખૂબ જ હોવી જોઇએ.

(૩) બેકારીનો ડર ન હોવો જોઇએ.

ઇ. સ. ૧૮૧૫–૧૮ સુધી ઓવેને મજુરોની દયામણી સ્થિતિને સુધારવાને માટેના નિયમો ઘડવાના આંદોલનમાં ધન અને શકિત ખરચી. એણે એક ભાષણમાં કહ્યું હતું–" કાપડનો વેપાર એ લોકોને માટે વેસ્ટ–ઇંડીઝના ગરીબ હબ્સીઓની દાસતા કરતાં ય વધુ નુકશાનકારક છે. આપણી રાજકીય મોટાઇ જો કપાસના વેપાર પર જ આધાર રાખતી હોય તો એ કપાસ અને વેપારનો ભલે નાશ થઇ જાય. ( કારણ કે ) જીવનની દરેક મૂલ્યવાન વસ્તુને એ બરબાદ કરે છે. "

આગળનાં થોડાં વર્ષો સુધી ઓવેને પોતાનું આંદોલન લેખન મારફત વધુ જોરથી ચલાવ્યું અને પાર્લામેન્ટમાં એ વાત પર ખૂબ ભાર આપ્યો કે, કારખાનાંમાં કામ કરવાના કલાક બાર કરી દેવામાં આવે. એમાં ખાવાની રજાના દોઢ કલાકનો સમાવેશ થાય. દશ વર્ષથી નાની ઉંમરનાં બાળકો પાસેથી કામ લેવાનું બંધ કરવામાં આવે. ઉપરાંત બાર વર્ષ સુધીનાં બાળકોના કામ કરવાના કલાકો છથી વધુ ન રહે. એમને માટે નિશાળોની વ્યવસ્થા કરવામાં આવે. ઇ. સ. ૧૮૧૯ માં ઓવેનની કેટલીક સુચનાઓનો સ્વીકાર થયો અને કેટલાક કાયદાઓ પસાર કરવામાં આવ્યા.

યંત્રોના ઉપયોગ અંગે તથા વધતી જતી ગરીબાઇ વિષે ઓવેને પોતાનાં ભાષણો અને લેખોમાં કહ્યું હતું—

" યંત્રોના ઉપયોગથી પૃથ્વી ધનથી ઉભરાઇ રહી છે, પરંતુ મજુરોના હાથોમાં ઓછામાં ઓછા પૈસા આવે છે, તેમના હાથમાં પૈસાની કમીને લીધે, કામદારો જે માલ ઉપજાવે છે, તેમાંથી મોટા ભાગના માલને ખરીદી શકતા નથી. એથી માલ બજારોમાં કે ગોદામોમાં પડયો રહે છે. જે પ્રમાણમાં વસ્તુ પેદા કરવામાં આવે એ જ પ્રમાણમાં એની વહેંચણી પણ થતી રહે, તો જ સૌને કામ મળતું રહે, અને મન્દી તથા બેકારીમાંથી રસ્તો નીકળે. જ્યાં સુધી અંગત લાભને માટે ચીજો પેદા કરવામાં આવે છે, ત્યાં સુધી ચીજોને ખરીદવાને માટે, મજૂરો મારફત ઉપજાવવામાં આવેલું બધું જ ધન એમની પાસે જઇ શકતું નથી. જો આ બાબતમાં કંઈ કરવામાં નહિ આવે તો, મજૂરો આશા છોડીને કંઇક પણ કરવાને માટે લાચાર બનશે.

આપણે એક ભયંકર ખાઇને કાંઠે ઊભા છીએ. જો (હમણાં જ) નહિ સંભાળીએ તો પરિણામ ભયંકર આવશે. આ તે કેવી અજાયબ અને હૃદય દ્રાવક હકીકત છે કે કામદારોએ ખૂબ જ વધારે પ્રમાણમાં ધન પેદા કરવાનો

અપરાધ કર્યો છે; માટે જ તેઓ ભૂખે મરી રહ્યા છે!"

ઇ. સ. ૧૮૧૭ ની આસપાસ કારખાનાંએ જ્યારે વધારે પ્રમાણમાં ઉત્પાદન કર્યું હતું, અને એક મોટી જબરી મંદી આવી હતી, ત્યારે ઓવેને આ વાતો કહેલી.

બધી જ આફતોમાંથી બચવાને માટે ઓવેને સામ્યવાદની જ એક માત્ર દવા બતાવી. પરંતુ, સાથે જ એનું કહેવું હતું કે, સામ્યવાદને ધીરે ધીરે લાવવો પડશે. એની શરૂઆત ગામડાંમાંના બેકારોના સહકાર તથા એકતાથી કરવી જોઇએ. એક ગામમાં હજારથી પંદરસો એકર જમીન તથા પાંચસોથી હજાર માણસો જોઇએ. એમણે ખેતી તથા કારખાનાં એમ બન્ને પ્રકારના ધંધા કરવા જોઇએ. ભોજનશાળા, સૂવાની ઓરડીઓ, પુસ્તકાલયો તથા શાળાઓ સહિયારાં હોવાં જોઇએ.

આ પ્રકારે એણે એક યુટોપીઅન સમાજનું ચિત્ર દોર્યું હતું. આમ છતાં, બીજા યુટોપીઆ રચનારાઓ કરતાં એ વ્યવહારની વધુ નજીક હતો. ઓવેનની સામ્યવાદી યોજના તરફ જે રીતે ઉપેક્ષા કરવામાં આવી, તથા ધર્મની ઠેકેદારીએ જે રીતે એના ઉપર સંદેહ પ્રગટ કર્યા, એનાથી ઓવેનને ખાત્રી થઇ ગઈ કે સામ્યાવાદના દુશ્મનો ફક્ત મૂડીવાદી રાજનીતિજ્ઞો જ નથી પરંતુ ધર્મ પણ એમના આ કાવતરામાં સામેલ છે.

ઇ. સ. ૧૮૧૭ ના ઓગસ્ટના એક જાહેર ભાષણમાં ઓવેને ધર્મની નિન્દા કરતાં કહેલું કે બધા જ ધર્મો છેતરામણી છે. "તે માનવજાતિને ખરૂં સુખ શું છે એ જાણતાં રોકે છે." આને લીધે ઓવેનને પોતાના ઘણાય મધ્યમ વર્ગના સહાનુભૂતિ ધરાવનારાઓને ખોવા પડયા.

સામ્યવાદી આદર્શ તથા એના દુશ્મનોની શકિતનો એને પૂરો ખ્યાલ હોવા છતાંય, ઓવેન યુટોપિયન (કાલ્પનિક) જગતમાં કેટલો વિહરી રહ્યો હતો, એ એનાથી જણાય છે કે, ઈ. સ. ૧૮૧૯માં "કામદારોને સંબોધન"માં એણે મજુરોને ગરીબી તથા અજ્ઞાનમાંથી મુકત કરવાને માટે, પોતાની નીતિને જાહેર કરીને, એવી શરત રજૂ કરી હતી કે, તેમણે રાજકર્તા વર્ગ તરફનો બધો તિરસ્કાર અને હિંસક લાગણીઓ બિલકુલ છોડી દેવી. એમ લાગે છે કે જાણે સવાસો વર્ષ પાછળ જઇને ગાંધીજીનો આત્મા આ બોલી રહ્યો છે. ઓવેન કદાચ એમ માની રહ્યો હશે કે, તિરસ્કાર અને હિંસા ફક્ત મગજમાં-થી જ પેદા થતાં હશે, અને એને વાસ્તવિક દુનિયાનો આધાર નહિ રહેતો હોય.

એણે અત્યાચાર સહી સહીને ગળે આવી ગયેલા કામદાર વર્ગની જાગ્રતિ ઉપર ઠંડું પાણી રેડતાં કહ્યું કે, ગરીબ અને અમીર, શાસક અને શાસિત એ સૌનું હિત સરખું છે. ઉચ્ચ વર્ગની એવી ઇચ્છા નથી હોતી કે કામદારોને ગુલામ બનાવીને રાખે. શ્રમની બાબતમાં ઓવેનનું કહેવું હતું કે માનવશ્રમ મૂલ્યનું માપ છે.

ઇ. સ. ૧૮૨૧માં ઓવેને પોતાનું “ સામાજીક વ્યવસ્થા ” નામનું પુસ્તક લખ્યું. એમાં એણે દરેક પ્રકારની ખાનગી સંપત્તિને સ્થાને પૂર્ણ સામ્યવાદ ઉપર ભાર આપ્યો. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ ઉપર આક્ષેપ કરતાં તેણે કહ્યું હતું—એમને માટે સમાજનો ઉદ્દેશ ફક્ત ધન એકઠું કરવાનો છે. માણસ એમને માટે નિર્જીવ મશીન છે. એમણે શ્રમને સાવ ઉતારી પાડયો છે. વહેંચણીનો પ્રશ્ન સમાજનો એક જબરો કોયડો છે. એનો નિકાલ કરવામાં તેઓ ફાવ્યા નથી.”

ઓવેનના વિચારો યુટોપીઅન થતા જતા હતા એ વસ્તુ આપણે આગળ જણાવી છે. પોતાના યુટોપીઅન વિચારોનો પ્રયોગ કરવાની એને ખૂબ જ લાલસા હતી. ઇ. સ. ૧૮૨૪માં એણે ૩૦,૦૦૦ પાઉન્ડ ( લગભગ ચાર લાખ રૂપિયામાં યુક્ત રાષ્ટ્ર (હાર્મની, ઇંડિયાના )માં ૩૦,૦૦૦ એકર જમીન ખરીદી) અને ન્યુ હાર્મની એટલે કે “નવી શાંતિ” ના નામથી ત્યાં એક સામ્યવાદી વસાહત બનાવી. વસાહતનું ઉદ્‌ઘાટન કરતાં ઓવેને કહ્યું હતું—

“હું એક બિલકુલ નવીજ સામાજીક રચનાની શરૂઆત કરવાને માટે આ દેશમાં આવ્યો છું. હું ઇચ્છું કે, અજ્ઞાન અને સ્વાર્થભરી રચનાનો અંત આવે અને એની જગ્યાએ જ્ઞાનપૂર્ણ સામાજીક રચના કાયમી બને તથા એ ધીરેધીરે બધાજ સ્વાર્થોને એક કરી દે અને વ્યકિતઓની અંદર અંદરની દુશ્મનાવટ તથા હરીફાઇઓનો નાશ કરે.”

પરંતુ, ત્રણ વર્ષની અથાગ મહેનત પછી, પ્રયોગ નિષ્ફળ નીવડયો અને ઓવેનના ઘણાખરા રૂપિયા નકામા ગયાં. ઓવેનના એક અનુયાયીએ પણ ઇ. સ. ૧૮૨૫માં, ગ્લાસગોની પાસે ઓર્બિસ્ટનમાં આ જાતનો એક પ્રયોગ કરેલો, પરંતુ તે પણ એમાં નિષ્ફળ ગયો. આ પ્રયોગોની નિષ્ફળતાઓ જોઇને પણ યુટોપીઅન સમાજવાદીઓ નવા પ્રયોગો કરતાં થાકયા નહિ.

ફૂરિયે તથા એના અનુયાયીઓએ ઇ. સ. ૧૮૪૦ પછી આવા કેટલાય નિષ્ફળ પ્રયોગ કર્યા, એ આપણે બતાવી ગયા છીએ. આજ પણ મૂડીવાદી

તંત્રની અંદર આ જાતના પ્રયોગો થઇ રહ્યા છે. પરંતુ એમાં ફાવવાનો સંભવ નથી એ પાછલા પ્રયોગોએ બતાવી આપ્યું છે. સામ્યવાદને સમયની બાબતમાં ઉતાવળ કરીને કોઈ ટૂંકે રસ્તે સ્થાપિત કરી શકાય તેવું નથી.

સહકારી સમિતિઓ તથા મજૂર સભાઓ એ વખતે ક્યાંક ક્યાંક સ્થપાઇ ગઇ હતી. ઓવેનને વિચાર આવ્યો કે, મજૂર સભાઓ તથા સહકારી સમિતિઓનાં કામોને શા માટે ન જોડી દેવા? ઈ. સ. ૧૮૩૩ ના ઓક્ટોબરમાં લંડનમાં મજૂર સભાઓ તથા સહકારી સમિતિઓની સંયુક્ત સભા ભરવામાં આવી. ઓવેને જાહેર કર્યું કે, કામદારો સહકારની જરૂરીઆતને ૭ મહિનાની અંદર સમજી જશે.

ઓવેને મજૂરોનાં સંગઠન કરવામાં ઘણો જ સમય અને શકિત ખર્ચ્યાં. ઇંગ્લાંડનો સુધારાનો કાનૂન પસાર થઇ ગયો હતો, અને રાજતંત્રમાં સામંતોની સત્તા ખલાસ થઇને મૂડીવાદીઓના હાથ મજબૂત થયા હતા. આ સુધારો કરાવવામાં જો મજૂરોએ પોતાનો સાથ ન આપ્યો હોત તો મૂડીવાદીઓ સફળ ન થાત. આનાથી મજૂરોને તો લાભ ફકત એટલો જ થયો કે એમને પોતાની શકિતનું થોડું એવું માપ આવ્યું. અને પછી તો ફકત પગાર વધારો, કામના કલાક, તથા બીજી રોજે રોજની તકલીફો ઓછી કરવા વગેરેની માગણીઓજ કરવા ઉપરાંત એમણે રાજતંત્રમાં પણ સ્થાન માગવા સુધી હાથ લંબાવ્યા.

ઇ. સ. ૧૮૩૩ના ૫ મી ઓકટોબરના "પાયોનીઅર" નામના મજૂર સભાના સમાચારપત્રમાં સંપાદકે લખ્યું હતું–"હવે આપણે સમૃધ્ધિની રેલ્વે સડક પાથરી દીધી છે...આપણી મુસીબતો નજીક આવી રહી છે...અથડામણોની અસર સૌની ઉપર એક સરખી થવાની છે. ધિક્કાર છે એ આદમીને, જે પોતાનું સ્થાન છોડે. ફેંસલો એ સવાલનો કરવાનો—શ્રમ શ્રેષ્ઠ કે મૂડી?"

મજૂરોએ પોતાનું સંગઠન વિશાળ અને મજબૂત બનાવ્યું. ઈ. સ. ૧૮૩૩–૩૪ માં ૮,૦૦,૦૦૦ માણસો મજૂર સભાના સભ્યો થઇ ગયા. સાર્વત્રિક હડતાળનો પોકાર વધારે બુલંદ બનાવવામાં આવ્યો, અને મજુરો ખૂબ જ ઉત્સાહથી એમાં ભળવા લાગ્યા. તેમને ઓવેનની કેટલીય વ્યવહાર શૂન્ય યોજનાઓ ઉપર શ્રદ્ધા ન હતી. હડતાળનો અર્થ તેઓ શું કરતા, એ એમના ગ્લાસગોમાંના ૫ મી ઓકટોબર ઈ. સ. ૧૮૩૩ ની સભામાં સામાન્ય હડતાળના ઠરાવ વખતે નીકળેલા ઉદ્દગારોથી જાણી શકાય છે–

"કોઇ બળવાખોર નહિ હોય; આ ફકત નિષ્ક્રિય વિરોધ રહેશે. માણસો

કામ વગરના રહેશે. એવો કોઇ કાયદો નથી કે ન હોઈ શકે, જે માણસોને પોતાની ઇચ્છા વિરૂધ્ધ કામ કરવાની ફરજ પાડે. તેઓ ખાલી હાથે ખેતરો ને સડકો ઉપર ફરતા રહી શકે છે. તેઓ ન તો તલવાર રાખશે કે ન બન્દૂક. બળવાના કાયદાનો ઉપયોગ ન થાય એટલા માટે તેઓ એકઠા મળી ગિરદી નહિ કરે. જ્યાં સુધી એમની પાસે પૈસા છે, ત્યાં સુધી એમણે ફક્ત એટલું જ કરવાનું છે કે એકાદ અઠવાડિયા કે મહિના માટે કામ છોડી દે. એનું પરિણામ શું આવશે ? હુંડીઓને ઇન્કારવામાં આવશે, ગેઝેટમાં દેવાળાંનો રાફડો ફાટશે, મૂડી નાશ પામશે, મહેસુલ વસૂલ નહિ થાય; સરકારી વ્યવસ્થા વેરવીખેર થઈ જશે. ઉપરાંત ધનવાનોની વિરૂદ્ધ આ ગરીબોના વિરોધ મારફત જેણે સમાજને એકબીજા સાથે બાંધેલ છે, એ બધી જ જજીરો ક્ષણમાં તૂટી જશે."

ઓવેનને આ રીત પસંદ ન આવી. એનું માનવું હતું કે દેશની મુક્તિ મૂડીવાદી અને મજુર બન્ને વર્ગોના સહકાર ઉપર અવલંબેલી છે. ઓવેન એ વસ્તુ પર ભાર દેતો હતો કે મૂડીવાદી પણ ઉત્પાદક છે. એટલે મિત્રતાભર્યા ભાવે એને પોતાની તરફ લાવવા પ્રયત્નો કરવા જોઇએ. આ વિચારથી ઇ. સ. ૧૮૩૩ ના ૨૫ મી નવેમ્બરના દિવસે ઓવેને "રાષ્ટ્રીય પુનરૂજીવન સભા" સ્થાપી. એમાં એણે મજુર તથા મૂડીમાલેક બંનેને મેળવવા ઇચ્છા ધરી. પરંતુ ઓવેન સમયથી પાછળ જતો હતો. બન્ને વર્ગોના સ્વાર્થો અને સંબંધો એટલા જુદા થઇ ચૂકયા હતા કે એમની એકઠી ચાલ ચાલવી અશકય હતી.

ઓવેન અથવા તો બીજો કોઇ પણ નેતા, એક જ વર્ગના સ્વાર્થને વફાદાર રહી શકે તેવું હતું. ઓવેનની વિરૂદ્ધ બીજાં દળો ઊભાં થઇ ગયાં. એમણે વર્ગવિરોધ જરૂરી માન્યો અને સાર્વત્રિક હડતાળ પર ભાર મૂકયો. ઓવેન અને એના અનુયાયીઓ પોતાની સમદર્શિતા ઉપર અચળ રહ્યા. આ ઝગડાને લીધે મજૂર સંગઠનમાં શિથિલતા આવી અને સામાન્ય હડતાળ પડી શકી નહિ. ઓવેનની પ્રસિદ્ધિનો તારો પણ આથમવા લાગ્યો.

ઓવેન જે એક વખતે વ્યકિતને સમાજની ઉપજ કહેતો હતો તે હજી પણ નવી પરિસ્થિતિમાંથી કશું શીખવા માગતો ન હતો. એક પંથની રીતે કેટલાક લોકોને લઇને વર્ગશકિત, વર્ગસહકાર, હૃદય પરિવર્તન વગેરે જૂની થઇ ગયેલી વાતોને ફરીફરી કહેવામાં એ પોતાની જાતને રોકી રહ્યો હતો.

ઇંગ્લાંડમાં ચાર્ટીસ્ટ આંદોલન શરૂ થયું. ફ્રાંસમાં ઇ. સ. ૧૮૪૮ ની ક્રાંતિ થઇ. ભારતમાં ઇ. સ. ૧૮૫૭ માં સ્વતંત્રતાનું યુદ્ધ થયું.

માર્ક્સે "સામ્યવાદી જાહેરનામું" બહાર પાડ્યું એટલું જ નહિ પરંતુ એને વ્યવહારમાં ઉતારવાના પ્રયત્નો થવા લાગ્યા. છતાં, ઓવેનનો માનસિક વિકાસ ત્રીસ વર્ષ પહેલાં અટકી ચૂકયો હતો. ૮૬ વર્ષની ઉંમરે, ઇ. સ. ૧૮૬૩ માં ઓવેને ગ્રેટબ્રિટનની સામાજીક વિજ્ઞાન સભામાં 'શિક્ષા સિવાયની શાસિત માનવજાતિ' એ વિષય ઉપર એક નિબંધ વાંચ્યો. બીજે વર્ષે ઇ. સ. ૧૮૬૪ માં પણ એજ સભા સમક્ષ લીવરપુલમાં બીજો નિબંધ વાંચવા જતો હતો ત્યાં એ પડી ગયો, અને પોતાના જન્મસ્થાન ન્યુટનમાં પહોંચીને મૃત્યુ પામ્યો.

**[૫] ચાર્ટીસ્ટ આંદોલન ઈ. સ. ૧૮૩૭—૧૮૫૪:** રોબર્ટ ઓવેનના જીવનથી આપણને માલૂમ પડે છે કે ઇંગ્લાંડનો મજૂર વર્ગ હવે મીઠી મીઠી વાતો સાંભળીને કે આશા દિલાસાથી સંતોષ પામી શકે તેવું ન હતું. સુધારાનો કાનૂન પસાર થવા અગાઉ બે વર્ષમાં એક જબરી મંદી આવી. મજુરોની સાથે ખેડૂતોની હાલત પણ ખૂબજ બુરી બની ગઈ. એની સાથે જ ઘેટાંઓમાં ભયંકર મરકી ફેલાઇ, અને તેમાં ૨૦ લાખ ઘેટાં મરી ગયાં.

એજ વખતે ડુંડાંમાંથી દાણા કાઢવાનાં યંત્રો વપરાવા લાગ્યાં, એટલે ખેતમજુરોમાં બેકારી વધી. એમણે ઓગસ્ટમાં કેન્ટમાં આ યંત્રોનો નાશ કરવાની શરૂઆત કરી, અને એમાંથી બળવો ફાટી નીકળ્યો. એ ચળવળ ફક્ત વિનાશાત્મકજ ન હતી પરંતુ બળવાખોરો આગળ એક સામાજીક કાર્યક્રમ પણ હતો. એક પત્રમાંથી જાણવા મળે છે—

"અમે અનાજના ઢગલા તથા દાણા કાઢવાનાં યંત્રોનો આ સાલ નાશ કરી નાખશું. આવતે વર્ષે અમે માણસોની ખબર લેશું તથા ત્રીજે વર્ષે રાજનીતિ સામે યુદ્ધ છેડશું."

આ એ વખત હતો કે જ્યારે ઇંગ્લાંડમાં રેલ્વે મોટા પ્રમાણમાં તૈયાર થઇ રહી હતી, અને એમાંનો ઘણો ભાગ ઘર આંગણે બનતો હતો. ઇ. સ. ૧૮૨૩ માં સ્ટોકટન–ડાર્લિંગ્ટન લાઇન ખુલી હતી. ઇ. સ. ૧૮૨૯ માં ચેસ્ટેરને લિવરપુલના બંદર સાથે જોડી દેવામાં આવ્યું. પહેલાં એમ માનવામાં આવતું હતું કે રેલ્વે ફક્ત માલ ખેંચવાના કામમાં જ ઉપયોગી નીવડશે; આરામથી બેસવાને માટે કે એના વેગમાં એ બે ઘોડાની ગાડી નો મુકાબલો નહિ કરી શકે.

પરંતુ આ વાત ખોટી નીવડી. જમીનના અંતરને કાપી નાખવાની આ શોધે, વિચારોને પણ એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડવા શરૂ કર્યા. ચળવળો એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચતાં, સમય અને પૈસા બન્નેમાં ઓછો ખર્ચ થવા લાગ્યો. ઈ. સ. ૧૯૩૪–૩૬માં રેલ્વે બનાવવા માટે ૭ કરોડ પાઉન્ડ અથવા લગભગ એક અબજ રૂપિયા એકઠા કરવામાં આવ્યા હતા, એ ઉપરથી રેલ્વેના વિસ્તારોની કલ્પના આવી શકશે.

એ વખતના અંગ્રેજ મજૂરોની કેવી હાલત હતી, એ ૨૨મી માર્ચ ઈ. સ. ૧૯૩૮ના ચાર્ટિસ્ટ કન્વેન્શન (સંમેલન) માટે તૈયાર કરવામાં આવેલ એક હેવાલથી જાણવા મળે છે—

"જે કસ્બામાં હું ગયો છું એની હાલતની બાબતમાં હું એટલું જ કહી શકું છું કે ગરીબાઇ અને ભૂખમરો...ચારેતરફ દેખાઇ રહ્યા છે...લીકમાં મેં મજૂરોની ગરીબીને માણસ સહી શકે તેની નીચામાં નીચી કોટિએ પહોંચેલી જોઈ. દરરોજ પંદર કલાક કામ કરીને, અઠવાડિયે માંડ ૭ કે ૮ શિલિંગ મજુર કમાઈ શકે છે. તેઓ કડક શબ્દો વાપરે તો તેમાં નવાઈ નથી. નવાઈ તો મને એ વાતની લાગે છે કે કઇ રીતે તેઓ અંકુશમાં રહે છે?"

"એમ છતાં હું કહ્યા સિવાય નથી રહી શકતો કે તત્કાળ કાંઇ નહિ કરવામાં આવે, તથા કામદારોને વધુ મહેનતાણું નહિ આપવામાં આવે, તો ભયંકર બનાવો બનશે. અને પછી મારી ખૂબ જ ઇચ્છા હોવા છતાં, આપણે આપણી બધીજ શકિતઓ વાપરશું તો પણ ઇંગ્લાંડના કામદારોને શાન્ત રાખવાનું શકય નહિ બને...શું હું એમને શાંતિ અને વ્યવસ્થાનો ઉપદેશ સંભળાવું? પરંતુ, મને ડર છે કે એ બધું નકામું જશે. આ જગ્યાએ રહેતા લોકોના શબ્દો છે—ભૂખે મરી જવા કરતાં તલવારને એક ઝાટકે મરવું બહેતર છે."

ઈ. સ. ૧૮૩૧માં મજૂરોએ પોતાના એક રાજકીય સંગઠન રૂપે 'મજૂરવર્ગનો રાષ્ટ્રીયસંઘ" સ્થાપ્યો. આ સંઘ મજૂર સંઘોને આધારે બન્યો હતો. આ સંઘ તથા 'ગરીબ--રક્ષક' લોકોની જાગ્રતિમાં ખૂબજ મદદ કરી. ચળવળ આગળ વધતાં, વર્ગ--સંઘર્ષ અને સાર્વત્રિક હડતાળની વાતો સાંભળીને ઓવેન કેવો ગભરાયો હતો એ હકીકત આપણે જાણી ગયા છીએ. ચાર્ટિસ્ટ આંદોલનમાંના કેટલાય મુખ્ય આગેવાનો ઓવેનના સાથીદારો હતા.

આર્થિક તેમજ રાજકીય બન્ને ક્ષેત્રોમાંની લડાઇમાં જનતા ઓવેનને માનતી ન હતી, છતાં આ લોકો એને ટેકો આપ્યા જ કરતા હતા. મજૂરો ગરમ નરમ એમ બન્ને પ્રકારના વિચારોને સાંભળવાને તથા વાંચવાને માટે ઉત્સુક હતા. તેઓ પોતાના પ્રશ્નો પર ચર્ચાઓ કરતા. સરકારે આ રીત જોઇને છાપાં તથા કાગળ ઉપર કર વધારીને પુસ્તકો તથા છાપાંને કેટલાય ગણા મોંઘાં બનાવી દીધાં.

પરંતુ આથી કાંઇ એ વેગને થોડોજ રોકી શકાય તેમ હતું ? આમ થતાં મજૂરોએ ગેરકાયદેસર રીતે સાહિત્ય છાપવાની તથા તેને વહેંચવાની વ્યવસ્થા કરી. એને માટે જેમને જેલ કે દંડની સજા થતી, તેમને મદદ કરવાને માટે 'પીડિત ફંડ' ખોલવામાં આવ્યું. સમાચારો તથા ક્રાંતિકારી વાતો, ચિઠ્ઠીઓ ઉપર જ નહિ પરંતુ રુમાલો ઉપર પણ છાપીને ફેલાવવામાં આવતા. ઇ. સ. ૧૮૩૬માં અખબારવિરોધી કાયદો રદ કરવામાં આવ્યો. દરમ્યાનમાં ૫૦૦ કાર્યકર્તાઓને એનો વિરોધ કરવા ખાતર જેલમાં મોકલવામાં આવ્યા હતા.

**(ખ) ચાર્ટર (અધિકાર પત્રઃ)**—ઇ.સ. ૧૮૩૬ના જૂનમાં લંડન મજૂર સંઘ સ્થાપાયો. શરૂઆત તો એની ઓવેનના નરમ વિચારો પ્રમાણે થઇ હતી, પરંતુ પરિસ્થિતિએ એને આગળ વધવાની ફરજ પાડી. ઇ. સ. ૧૮૩૭માં ફરી પાછી મંદી શરૂ થઈ અને બેકારી ચાલુ થઈ. એટલે ફરી પાછી પાર્લામેન્ટમાં સુધારાની માગણી રજૂ થઈ. ઇ. સ. ૧૮૩૭ના ફેબ્રુઆરીમાં સંઘે ૭ માગણીનું એક નિવેદન તૈયાર કર્યું: એજ ૭ માગણીઓને પાછળથી ચાર્ટર કહેવામાં આવી. અને એના નામ ઉપરથી જ એ આંદોલનનું નામ 'ચાર્ટિસ્ટ આંદોલન' એવું પડયું. એ માગણીઓ આ હતી—

(૧) દરેક પુખ્ત ઉંમરના માણસને મતનો અધિકાર
(૨) વાર્ષિક પાર્લામેન્ટ
(૩) ખાનગી ચિઠ્ઠીઓ મારફત મત
(૪) પાર્લામેન્ટના સભ્યોને પગાર
(૫) મતાધિકારને માટે રાખેલ સંપત્તિની શરત દૂર કરવી
(૬) એક સરખું ચૂંટણી-ક્ષેત્ર

## (ગ) ચાર્ટિસ્ટ નેતાઓ

(૧) **વિલિયમ-લોવેટ** (ઈ. સ. ૧૮૦૦—૭૭) ચાર્ટર તૈયાર કરનાર વિલિયમ લોવેટ એક મિસ્ત્રી હતો. તે દસ વરસથી મજુર ચળવળમાં

ભાગ લેતો હતો. આ ચળવળે આખા ઇંગ્લાંડમાં કેટલું જોર પકડયું હતું એ ચાર્ટિસ્ટોની રીડિંગની એક સભા (ઈ. સ. ૧૮૩૭)પરથી જાણવા મળે છે. એમાં અઢી લાખ લોકો જમા થયા હતા. ચાર્ટિસ્ટ ચળવળની પાછળ કેવી લાગણીઓ કામ કરતી હતી એના જ થોડા નમૂના આપણે વાંચીએ. પાદરી જોસેફ રેનર સ્ટેફંસે (ઈ. સ. ૧૮૦૫-૭૯) પોતાના એક ભાષણમાં કહ્યું હતું—"મિલમાલેકોના અત્યાચારો, ફેકટરીઓના એકએક પથ્થર પર, એકએક ઇંટ પર (મજુરોના) લોહીના અક્ષરોમાં કોતરાયેલ છે."

"આ રાજકીય ગુલામીમાંથી આપણે આપણી જાતને કઇ રીતે છોડાવી શકીએ?...નામધારી ઉદ્દામ નેતાઓ ઉદારમતવાળાઓ...જુલ્મી ટોરીઓની ઉપર ભરોસો રાખીને નહિ, પરંતુ ફકત આપણી તાકાત અને આપણી માગણીઓના ન્યાયીપણા ઉપર ભરોસો રાખીને જ આપણે આપણી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીએ એમ છીએ."

(ङ) **હેનરી હેથ્રીંગ્ટન** (ઇ. સ. ૧૭૯૨-૧૮૪૯)—આ એક કમ્પોઝીટર હતો. અખબારોની સ્વતંત્રતાનો એ જબરો હિમાયતી હતો. કેટલીયવાર જેલની સજા તે ભોગવી આવેલ. તે એક જબરો યોદ્ધો તથા ખૂબ જ સહૃદ અને ઉદાર માણસ હતો. એણે કહ્યું હતું—

"હું શાંતિ અને મક્કમતાથી જાહેર કરું છું કે લોકો જે રીતે એ સર્વશકિતમાન, કલ્યાણકારી ઇશ્વરના અસ્તિત્વને માને છે, તે રીતે હું નથી માનતો...મારી ખાત્રી છે કે મૃત્યુ અનન્ત નિદ્રા છે. હું માનું છું કે પુરોહિત વર્ગ તથા અંધશ્રદ્ધા મનુષ્યપ્રાણીના રસ્તામાં જબરી અટકાયતો છે...... આ સ્વાર્થભરી વ્યવસ્થા...ખરી રીતે બધા જ માણસોને ગુલામ, દંભી તથા અપરાધી બનવાનું શિક્ષણ આપે છે...જ્યાંસુધી ઉપજાઉ જમીન, યંત્રો, ઓજારો, હથિયારો તથા માણસોના હાથથી ઉત્પન્ન કરેલી બધી જ ઉપજ ફકત કામચોરોના હાથમાં છે તથા સંપત્તિ પેદા કરનારાઓના હાથમાં માત્ર શ્રમ છે ત્યાંસુધી આ દુઃખ અનિવાર્ય છે."

(ઘ) **ચાર્ટર—સંઘની જાહેરાત**—ચાર્ટરની સાથે ચાર્ટરસંઘે નીચેની જાહેરાત બહાર પાડેલી—

લંડનઃ ૮ મે ૧૮૩૮

"**દે**શભાઇઓ! અમે એને રાજનીતિનું સ્વયંસિદ્ધ અંગ માનીએ છીએ કે, ફકત જન-પ્રતિનિધિઓનું સ્વાયત્ત શાસન જ રાજશકિતનો ન્યાય-

પૂર્ણ આધાર– બંધારણીય સત્તાઓનો એકમાત્ર સાચો આધાર–તથા સાર કાયદાઓની એકમાત્ર ન્યાયયુક્ત જનની છે. અમે એને ધ્રૂવ સત્ય માનીએ છીએ કે, બીજી જે સરકારો, જે કોઇ બીજા આધાર ઉપર સ્થપાઇ છે, તે અરાજકતા અથવા સ્વચ્છંદતા તરફ જવા ઇચ્છે છે; અથવા તો તે એક તરફ વર્ગ અને સંપત્તિની પૂજાને જન્મ આપે છે, તથા બીજી તરફ ગરીબી અને પીડાને. અમને આશા છે કે, મતદારો તથા મત નહિ આપનાર બંને આ વસ્તુ-ઓને પોતાના ઉમેદવારોની પ્રતિજ્ઞાઓમાં સામેલ કરાવતા રહેશે, એનાજ પ્રચારને વધારશે, એના સિદ્ધાન્તો ઉપર ચર્ચા કરશે; તથા નિર્ણય કરી લેશે કે જેમ ઉદારમતવાદીઓનો સુધારાનો ખરડો કાયદો બન્યો તેમ આ ચાર્ટર પણ ઇંગ્લાંડનો કાયદો બનશે."

**જેમ્સ ઓબ્રાયન ( ૧૮૦૫–૬૪ )**—ચાર્ટિસ્ટ નેતા જેમ્સ બ્રોન્ટર ઓબ્રાયને પોતાની બાબતમાં લખ્યું હતું—" મારા મિત્રોએ મને કાયદાનો અભ્યાસ કરવા મોકલ્યો હતો, પરંતુ મેં મારી રાજીખુશીથી ઉદ્દામવાદી સુધા-રાઓના આંદોલનનો સ્વીકાર કરી લીધો. થોડા દિવસ સુધી હું બન્નેનો અભ્યાસ કરતો રહ્યો, પરંતુ મેં જોયું કે કાયદો તો ફક્ત કલ્પના અને બદમાશી છે, તથા ઉદ્દામવાદી સુધારો પૂર્ણ સત્ય અને અત્યન્ત જરૂરી છે. " ઓબ્રાયને ' ઉત્તરનો તારો'માં લખ્યું હતું–

" સાર્વજનિક મતાધિકારથી જે પડતર જમીન છે તેની વ્યવસ્થા ઉપર તમારો અધિકાર રહેશે. દેશના રૂપિયા–પૈસાની ઉપરનો અધિકાર તમારો છે. આ અધિકારથી રાષ્ટ્રીય બેંક સ્થાપી શકશો...આ અધિકાર છે ત્રણ કરોડ એકર પડતર જમીન ઉપરનો, જેમાંની અરધી ખેતીને લાયક છે."

**(ચ) ચાર્ટિસ્ટ સભાઓ અને સંમેલનો**—ચાર્ટિસ્ટ આંદોલન ૧૯૧૯ માં ગ્લાસગોની અઢી લાખની યાદગાર સભામાંથી શરૂ થયું. એની એ છ હારોમાં લોકો મક્કમ કદમે ને ઝપાટાબંધ ચાલતા હતા, અને છતાં એક જગ્યાએથી નીકળવામાં લોકોને દોઢ કલાક લાગી જતો. મજુરોના દરેક ધંધાના અને ન્યાતના આદમીઓ પોતાના વાવટાઓની સાથે એમાં શામેલ હતા.

ન્યુકેસલ ( ૮૦,૦૦૦ ), બર્મિંગ્હામ ( ૨,૦૦,૦૦૦ ), માનચેસ્ટર ( ૩,૦૦,૦૦૦ ), બ્રેડફોર્ડ ( ૧,૦૦,૦૦૦ ) તથા બીજી જગ્યાઓએ ખૂબ જ ધામધૂમથી સભાઓ થઇ. કામદારોના પોકારો હતા–" પેટર્લૂના ખૂની કતું કોને યાદ રાખજો; " " સ્ત્રી–બાળકોને માટે અમે હાથમાં છૂરીઓ લઇને

લડી રહ્યા છીએ; " " ભૂખે મરનારાઓ કરતાં તલવારથી મરનારાઓ બહેતર છે; " " સૂવરો વધારે, આદમીઓ થોડા. " (૧૮૩૯) ઓકટોબર પછીથી મશાલનાં સરઘસો અને સભાઓ થવા લાગી.

ઈ. સ. ૧૮૩૯ ની સભાઓ તો વધુ ભયાનક બનતી ગઇ. એક વક્તાએ કહ્યું હતું—

"એક સમય હતો કે જ્યારે દરેક અંગ્રેજના ઝુંપડામાં એક બંદૂક અને એની સાથે લટકતો સુવરના માંસનો ટુકડો રહેતો. હવે એ માંસનો ટુકડો નથી; કારણ કે બંદૂક નથી. આવવા દો ફરીને પાછી બંદૂક, અને એ માંસનો ટુકડો પણ એની પાછળ પાછળ જ આવશે." (હોર્ની)

ઈ. સ. ૧૮૩૯ ના ૪ થી ફેબ્રુઆરીને દિવસે લંડનમાં ચાર્ટિસ્ટ–કન્વેન્શન (સંમેલન) મળ્યું. દેશના ખૂણે ખૂણેથી પ્રતિનિધિઓ આવ્યા. ૪૯ પ્રતિનિધિઓ-માં ૨૫ મધ્યમ વર્ગના હતા તથા ૨૪ મજુર વર્ગના હતા. મધ્યમ વર્ગના લોકો ડગમગવા લાગ્યા. બીજી બાજુ મજુર જનતા કંઇક કરવાને માટે અકળાઈ રહી હતી. આખરે બર્મિંગહામના મધ્યમવર્ગના ઉદ્દામવાદીઓએ પોતે પોતાની જગ્યા ખાલી કરી દીધી. દુકાળ ફેલાઇ રહ્યો હતો, મજુરી ઓછી કરવામાં આવતી હતી તથા બેકારી ખૂબ જ ઝડપથી વધતી જઇ ભયંકર રૂપ ધારણ કરી રહી હતી. ત્યારે લોકો સ્વસ્થ શી રીતે રહી શકે ?

લેંકેશાયર તથા દક્ષિણ વેલ્સના મજુરોની હાલત સૌથી વધુ બૂરી હતી. તેઓ બળવો કરવાને માટે ઉતાવળા બન્યા હતા. તેઓ પોતાનું સર્વસ્વ વેચી વેચીને હથિયારો ખરીદી રહ્યા હતા. બાઇબલના શબ્દો ટાંકીને તેઓ કહેતા— " જેની પાસે તલવાર નથી, એની ફરજ છે કે તેણે પોતાનાં કપડાં વેચીને પણ તલવાર લેવી. " એમણે ખાનગી રીતે સંગ્રહનો કર્યા તથા કવાયત વગેરે કરવાની શરૂઆત કરી. સરકાર સભાઓ બંધ કરાવવામાં, તથા છુપા ભેદી ઉશ્કેરણી કરનારાઓને એમની વચ્ચે મોકલવામાં રોકાઇ હતી. ૯મી એપ્રિલની બેઠકમાં કન્વેન્શને જાહેરાત કરી—" અમને પૂરી ખાત્રી છે અને બધા જ બંધારણ જાણનારાઓ એમાં સહમત છે કે, જનતાને હથિયારબદ્ધ થવાનો અધિકાર છે. " સંમેલનનો સૌથી મોટો ઠરાવ હતો ૭મી મેએ પાર્લામેન્ટની પાસે નિવેદનનો ખરડો રજૂ કરવાનો.

નિવેદનની જાહેરાત પછી બધે જ બળવો ફાટી નીકળશે એમ સમજી સરકાર તેને પહોંચી વળવા માટે તૈયારી કરવા લાગી. દક્ષિણ વેલ્સ, માંચેસ્ટર

તથા બીજી અશાંત વાતાવરણવાળી જગ્યાએ લશ્કરો મોકલવામાં આવ્યાં. સિપાઇઓને જનતાથી જુદા પાડીને, બેરેકોમાં રખાવ્યા. ૩જીએ સરકારે દરેક જાતનાં હથિયારો લઇ ફરવાનું તથા કવાયત વગેરે કરવાનું ગેરકાયદેસર જાહેર કર્યું. ઉપરાંત ધન તથા જીવન રક્ષણને માટે નાગરિકોને હથિયારબંધ થવાનો હુકમ આપ્યો. ધનવાન વેપારીઓ તુરત જ હથિયારસજ્જ થઇને ખાસ-કોન્સ્ટેબલો બનવા લાગ્યા. વર્ગસ્વાર્થ નાગો બની નાચવા લાગ્યો. "ધનવાનો ગરીબોની વિરૂધ્ધ હથિયાર સજી રહ્યા હતા."

**(ચ) પાર્લામેન્ટ સમક્ષ નિવેદન પત્રની રજૂઆતઃ—** ઇ. સ. ૧૮૩૯ની ૭મી મેને દિવસે, સાડા બાર લાખ માણસોની સહીઓ સાથે નિવેદન પત્ર પાર્લામેન્ટમાં રજૂ કરવાને માટે એટવૂડને સુપ્રત કરવામાં આવ્યું. નિવેદન પત્રનું વજન ૬ હંડ્રવેટ એટલે આશરે ૧૨ મણ જેટલું ને કાગળની લંબાઇ બે માઇલની હતી. ૧૪મી જૂનને દિવસે નિવેદનપત્ર પાર્લામેન્ટમાં મુકાયું. અને ૧૨મી જુલાઇએ એની ઉપર ચર્ચા ચાલી. સરકારે જાણીજોઇને મોડું કર્યું. એમ કરવામાં એનો આશય એવો હતો કે એ સમય દરમ્યાન મજૂરો ઉશ્કેરાઇને કંઇ કરી બેસે તો લશ્કરનો ઉપયોગ કરવાનો મોકો મળી જાય. કન્વેન્શને [ સંમેલને ] લડાઇની જે રીતો અખત્યાર કરી હતી તેમાં–ભાડું, તથા મહેસુલ આપવાનો ઇન્કાર, ચાર્ટિસ્ટ ઉમેદવારોની મદદ, કાયદા અને બંધારણીય હકકોના રક્ષણને માટે હથિયારો વાપરવા, એ બધાનો સમાવેશ થતો હતો. કન્વેન્શન તરફથી નીચેની જાહેરાત પ્રગટ કરવામાં આવી હતી–

"દેશભાઇઓ ! આપણા બહાદૂર પૂર્વજો પોતાના અધિકારોને માટે અભિમાન ધરાવતા હતા. આ અધિકારો એમના ટૂંકા કાયદાઓમાં સ્પષ્ટ અને સરળતાથી રજૂ થતા. પરંતુ આપણે-તેમનાં પતિત સંતાનોએ, એક પછી એક–એ બધાને આપણા હાથમાંથી સરી જવા દીધા અને ચૂંકારો સુધ્ધાં ન કર્યો. હવે એ અધિકારોનો રહ્યો સહ્યો ભાગ પણ કાયદા–નિર્માણના રહસ્યવાદમાં અથવા તો ભૂલ ભૂલામણીમાં અલોપ થઇ ગયો છે... બ્રિટનનાં નરનારીઓ ! શું તમે એ માની લેવાને તૈયાર છો કે, જન્મથી મૃત્યુ પર્યંત એકધારી રીતે તમારે એટલા જ માટે કામ કરવાનું છે કે જેથી કરીને...તમને પીડનારાઓ, નકામા ને અભિમાની માણસો પોષાય અને આગળ વધે ? શું તમે લાંબા વખત સુધી ચૂપચાપ એ વસ્તુનો સ્વીકાર કર્યે જશો કે, મશીન કળાનો સૌથી મોટો આશીર્વાદ એ સામાજીક જીવનને માટે ભારે શાપ બની જાય ? બચ્ચાંઓને પોતાનાં મા

બાપ સામે, તથા સ્ત્રીઓને પોતાના પતિઓ સામે હરીફાઈ કરવાની ફરજ પડે તથા આખો સમાજ શારીરિક અને માનસિક રીતે પતિત બને અને ધન, પદવીઓ, તથા રાજાઓનો સેવક બને, એ બધું તમે કયાં સુધી જોયા કરશો ?"

**બર્મિંગહામમાં બળવો**–૪થી જુલાઈની સાંજે બર્મિંહામમાં મજૂરોની એક શાંતિપૂર્ણ સભા ચાલી રહી હતી. એક કામદાર, કોઇ સમાચાર–પત્રમાંના લેખને જોરથી વાંચી રહ્યો હતો. એજ વખતે લંડનમાંથી લાવવામાં આવેલ પોલીસોએ, કોઈ પણ જાતની સૂચના વગર, આંખો મીંચીને લોકોને મારવાની શરૂઆત કરી. છોકરાંઓ કે બાળકોને પણ તેમણે ન છોડયાં. શરૂઆતમાં તો લોકોમાં ભગાભાગી થઇ, પરંતુ થોડી જ મિનિટોમાં તેઓ પાછા ફર્યા. ને પછી તો ખરેખરી લડાઈ શરૂ થઈ. કેટલાય પોલીસવાળાઓ ઘાયલ થયા; કેટલીય પકડાપકડી થઇ.

બીજે દિવસે માર્શલ-લૉ (લશ્કરી કાયદો) જાહેર થયો. સડકો ઉપર લશ્કરનો તથા પોલીસોનો પહેરો મૂકાઇ ગયો. દુકાનો બંધ કરી દેવામાં આવી. ધનવાન કુટુંબો શહેર છોડી નાસવા લાગ્યાં. મજૂરોએ પોતાની ખુલ્લી સભાઓ ચાલુ રાખી, અને સૈનિકો એને બળજબરીથી તોડતા રહ્યા. ૧૨ મી જુલાઇએ ૨૩૫ વિરુદ્ધ ૪૬ મતે જ્યારે પાર્લામેન્ટે નિવેદન પત્રને નામંજૂર કર્યું, ત્યારે લોકોના અસંતોષનો પાર ન રહ્યો.

૧૫ મી જુલાઇએ બર્મિંગહામવાળા કામદારો પાછા મેદાનમાં એકઠા થયા. એકાએક સડકની બધી જ બત્તીઓ બુઝાઇ ગઇ, અને જનતાના કેટલાય મુખ્ય મુખ્ય દુશ્મનોનાં ઘરોમાં આગ લગાડી દેવામાં આવી. સોનું ચાંદી રસ્તા પર વેરાયેલું પડયું હતું; છતાં સરકારે પણ કબૂલ કર્યું હતું કે કોઇપણ કામદારે એને હાથ પણ લગાડયો ન હતો. પોલીસ તથા લશ્કર વ્યવસ્થા જાળવી ન શકયાં. ધનવાનો શહેર છોડી ભાગી ગયા, અને પાંચ દિવસ સુધી શહેર ઉપર મજુરોની સત્તા રહી. એમની સભાઓ નિયમિત રીતે થતી રહી.

ઍસ્ટનમાં ચોંટાડેલ જાહેરાતમાં આ શબ્દો હતા–"ઍસ્ટનના લોકો ! સૌને માટે રોટી કાં તો સૌનાં ખૂન ! તૈયાર કરો પોતપોતાના છરાઓ, મશાલો અને બન્દૂકો !...બધા જ રોટી યા ખૂનને માટે, જીવન યા મૃત્યુને માટે કૂચ કરો. યાદ રાખો–૧૨,૮૦,૦૦૦ની રોટીના પોકારને મસ્કરીની વસ્તુ બનાવવામાં આવી છે. ઓ અત્યાચારીઓ ! વિચારો શું તમારી મિલો નિશ્ચલ રહેશે ?

ઈ. સ. ૧૮૩૮માં ચાર્ટર બહાર પડતાં ગૃહમંત્રી લૉર્ડ જૉન રસેલે કહ્યું

હતું " ખુલ્લી ચર્ચા તથા લોકમતની બેલગામ જાહેરાતોથી સરકાર ડરતી નથી. પરંતુ માણસોને ખાનગી સંગઠનો ઊભા કરવાની ફરજ પાડવામાં આવે એમાં જોખમ છે; બાકી ખુલ્લી ચર્ચામાં (ડર) નથી. "

પરંતુ, સરકાર આ નીતિ ઉપર કાયમ રહી શકી નહિ. એમની સખ્તાઇઓને લીધે લોકોને ખાનગી સંગઠનો કરવાની ફરજ પડી.

**(૨) દક્ષિણ–વેલ્સમાં બળવો:** દક્ષિણ વેલ્સમાં બળવાની તૈયારીઓ ખૂબ જ જોરશોરથી થઇ હતી. હથિયારબંધ બળવાથી આપણે આપણા હક્કો પાછા લઇ શકશું, એવી એમને પૂરી શ્રદ્ધા હતી. તેઓ તેને માટેની બધી તૈયારી અને નિશ્ચય કરી ચૂકયા હતા. છતાં હજી દેશના બીજા ભાગો સારી રીતે સંગઠિત થયા ન હતા, તથા તેમનો નિશ્ચય એટલો દૃઢ ન હતો. બધી જ જગ્યાઓ સાથે એક સરખો વ્યવહાર જારી રાખવો એ પણ મુશ્કેલ કામ હતું.

આ રીતે એકલા રહેવા છતાંય ત્રીજી નવેંબર (ઇ. સ. ૧૮૩૯) ને દિવસે દક્ષિણ વેલ્સે બળવો જાહેર કર્યો. એમ નક્કી કરવામાં આવ્યું હતું કે, એ દિવસે રાત્રે દસ હજાર જુવાનોની ત્રણ ટુકડીઓ, જુદી જુદી દિશાઓમાંથી જઇને, ન્યુપોર્ટના એક ચોક્કસ સ્થળે રાત્રે બે વાગે મળે. ફ્રોસ્ટ પોતાની ટુકડી સાથે બરાબર વખતે પહોંચી ગયો, પરંતુ બીજાઓ અંધારાને લીધે ચોક્કસ સમયે પહોંચી શકયા નહિ. દિવસના અજવાળામાં ૯ વાગે દસ હજાર લોકો લાકડીઓ, ડંડા, ભાલાઓ, તથા બંદુકો સાથે ત્યાં એકઠા થયા. સરકારી અધિકારીઓને બાતમી ન મળે તેવો પ્રયાસ કરવામાં આવ્યો હતો, પરંતુ તેમને ગમે તે રીતે એ સમાચાર મળ્યા સિવાય રહ્યા નહિ.

હથિયારબંધ નાગરિકોની ફોજ વેસ્ટગેટ–હોલમાં હાજર હતી. કામદારોને હતું કે હોલમાં માજીસ્ટ્રેટ હશે; પરંતુ ત્યાંતો ધનાધન સૈનિકોની ગોળીઓએ એમનું સ્વાગત કર્યું. ચાર્ટિસ્ટો સામા થયા, પરંતુ એમનાં હથિયારો નબળાં હતાં. એમણે જીંદગીની પરવા કર્યા સિવાય બળપૂર્વક દરવાજો તોડી નાખવાનો પ્રયાસ કર્યો, પરંતુ તેમાં તેમને સફળતા મળી નહિ. પંદર મિનિટ સુધી ગોળીઓ ચાલતી રહી. પંદર માણસો માર્યા ગયા અને પચાસથી ઉપરાંત ઘાયલ થયા; ૧૨૫ આદમીઓને ગિરફતાર કરવામાં આવ્યા. એમાં એમના નેતા ફ્રોસ્ટ અને વિલિયમ જોન્સ પણ હતા.

**ચાર્ટિસ્ટોનું દમન**—ઇ. સ. ૧૮૪૦ ની પહેલી જાન્યુઆરીના રોજ ફ્રોસ્ટ તથા બીજા ન્યુપોર્ટના કેદીઓનો મુકદમો શરૂ થયો. લોકોને ત્યાં જવાની

રજા ન હતી. સડકો ઉપર પોલીસોનો પહેરો હતો, હાથકડીઓ તથા બેડીઓ સહિત કેદીઓને અદાલતમાં રજુ કરવામાં આવ્યા. ફ્રોસ્ટ, જેફાનિયા વિલિયમ્સ તથા વિલિયમ જોન્સને ફાંસીની સજા થઈ. પાછળથી એ સજાને જન્મટીપમાં ફેરવી નાખવામાં આવી. કેદીઓએ શાંતિથી ફેંસલો સાંભળ્યો. અદાલત છોડતી વખતે, જોન્સે બુમ પાડીને ન્યાયાધીશ સામે કહ્યું—ચાર્ટરવાદનો વિજય હો!"

ઈ. સ. ૧૮૪૦ ના જૂન સુધીમાં ૫૦૦ ચાર્ટિસ્ટોને ગિરફતાર કરવામાં આવ્યા હતા. મોટા ભાગના ચાર્ટિસ્ટોએ પોતે જ પોતાના મુકદ્દમાની વ્યવસ્થા કરી અને અદાલતના પાંજરાને પોતાના વિચારોના પ્રચારને માટે વાહન બનાવી દીધું. જે વખતે કેદીઓ પોતાની સાદી-સીધી ભાષામાં લોકોની દયામણી દશાનું વર્ણન કરતા હતા, તે વખતે હાજર રહેલા શ્રોતાઓની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

સરકારે ચાર્ટિસ્ટ-છાપાંઓને બંધ કરી દીધાં. કામદાર-સંઘનું કામકાજ બંધ થઇ ગયું હતું. સરકારના જુલ્મે થોડા સમયને માટે વિજય મેળવ્યો હતો.

ચાર્ટિસ્ટ આંદોલને હવે ગુપ્ત રીતે કામ કરવું શરૂ કર્યું. કામદાર વર્ગના આંદોલનનું એ એક અંગ બની ગયું.

**સહીઓવાળાં બીજાં ત્રણ નિવેદન પત્રો**—૨૪ જુલાઇ ઇ. સ. ૧૮૪૦ ના રોજ બચેલા ચાર્ટિસ્ટોએ માનચેસ્ટરમાં એકઠા મળીને 'રાષ્ટ્રીય ચાર્ટર-સભાના નામથી પોતાનું એક સંગઠન ઊભું કર્યું. એનું ધ્યેય હતું—"જનતાના ચાર્ટરના સિદ્ધાન્ત પ્રમાણે આમ સભામાં, બધી જ જનતાના વિશ્વાસવાળું પ્રતિનિધિત્વ સ્થાપિત કરવું."

એક બીજુ નિવેદન પત્ર તૈયાર કરવામાં આવ્યું. એની ઉપર ૨૦ લાખ માણસોની સહીઓ લેવામાં આવી, અને ઇ. સ. ૧૮૪૧ના મેમાં એને પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવામાં આવ્યું. આ વખતે નિવેદન પત્રના પક્ષમાં અને વિરૂદ્ધમાં એક સરખા મત પડ્યા હતા. માત્ર સભાપતિના મતથી જ એને રદ કરવામાં આવ્યું.

ઈ. સ. ૧૮૪૨ના મેની બીજી તારીખે વળી એક નિવેદન પત્ર ૩૩,૧૭,૭૦૨ સહીઓની સાથે, આમ સભામાં વીશ માણસોને ખાંધે મૂકીને લાવવામાં આવ્યું. એની સામેની બાજુએ "ચાર્ટર" લખવામાં આવ્યું હતું. ઉપર '૩૩,૧૭,૭૦૨' તથા પાછળ 'સ્વતંત્રતા' એમ લખેલું હતું. નિવેદન

પત્ર ૭ માઇલ લાંબું હતું. આમની સભામાં ચર્ચાને વખતે મેકોલેએ કહ્યું હતું–

"હું સાર્વજનિક મતાધિકારની વિરૂધ્ધ છું. મારી ખાત્રી છે કે સાર્વજનિક મતાધિકાર, જે બધા હેતુઓ માટે સરકારની સ્થાપના કરવામાં આવેલ તથા જેને માટે અમીરો તથા બીજી વસ્તુઓનું અસ્તિત્વ છે તે બધાને માટે જોખમકારક છે; ઉપરાંત એ ખુદ સંસ્કૃતિની અસ્તિત્વની સખત વિરૂદ્ધ છે."

૨૮૭ વિરૂધ્ધ ૪૯ મતે નિવેદન પત્ર રદ કરવામાં આવ્યું.

ઇ.સ. ૧૮૪૪ * સુધીમાં ચાર્ટિસ્ટ આંદોલન દબાઇ ગયું. પરંતુ ઇ.સ. ૧૮૪૬ માં એ ફરી ધીરે ધીરે શરૂ થયું. ચાર્ટિસ્ટ નેતા ઓકોનેરે ૧૮૫૭ વિરૂદ્ધ ૮૯૩ મતે લિબરલ મંત્રી સર જોન હોબહોસને હરાવ્યો. ૫૦ લાખ સહીઓ સાથે એક નિવેદન પત્ર રજુ કરવાનું નક્કી થયું. એને પાર્લામેન્ટમાં લઇ જવાને માટે ૧૦ મી એપ્રિલ ૧૮૪૬ ને દિવસે સરઘસ કાઢવાનું નક્કી થયું.

આ વખતે સરકારે ખાસ અઢી લાખ કોન્સ્ટેબલોની ભરતી કરી, તથા મોટી તોપોની સાથે ૧૨૦૦૦ ની ફોજ લંડનમાં હાજર કરવામાં આવી. સવારે દસ વાગે સરઘસ નીકળવાનું હતું, પરંતુ નવ વાગે ઓકોનેર ડગમગવા લાગ્યો. આખરે સરઘસ ન નીકળ્યું. એને બદલે એક સભા ભરાઈ. ૫૭ લાખ સહીઓ સાથે એક બીજું નિવેદન પત્ર રજુ કરવામાં આવ્યું. એના પર એક તપાસ સમિતિ બેઠી. એ તપાસ સમિતિએ આ સહીઓમાંથી ફક્ત ૧૯,૭૫,૪૪૬ સહીઓને સાચી ઠરાવી.

**ચાર્ટિસ્ટ આંદોલનનો છેવટનો શ્વાસ**–દેશમાં આંદોલન વધતું ગયું. ફરી પાછી બળવાની તૈયારી તથા કવાયત વગેરે શરૂ થયાં. સરકારે ઈ. સ. ૧૮૩૯ તથા ૧૮૪૨ની માફક તૈયારી કરી. ઠેકઠેકાણે જનતા તથા લશ્કરો વચ્ચે અથડામણો થઇ. ખૂબજ મોટી સંખ્યામાં લોકો પકડાયા. એજ સમયે ઓકોનેર તથા બીજા નરમદળના ચાર્ટિસ્ટોએ પોતાની નીતિથી સંગઠનમાં ફાટફૂટ પડાવી.

અંદરની નબળાઇઓને સમજવા તથા દૂર કરવાના પ્રયાસો કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૫૧માં હાર્ની તથા જોન્સના પ્રયાસોથી રાષ્ટ્રીય-ચાર્ટર

* છતાં ય અંગ્રેજ મૂડી માલેકો હજુ ય કેટલા ગભરાયેલા હતા, તે તેમના છાપા "ટાઈમ્સ" (જુન ૧૮૪૪) નાં આ વાકયોથી જાણવા મળે છે—"મહેલો સાથે યુધ્ધ અને ઝુંપડાઓ સાથે શાંતિ"—એ આ લોકોનો જબરો પોકાર છે; જે ફરીને દેશમાં ગુંજવા લાગ્યો છે. ધનવાનોએ જાગૃત બનવું જોઇએ."

સભાએ કામદાર–વર્ગને માટે તો એક વિસ્તૃત કાર્યક્રમ નક્કી કર્યો. એમાં સમા. જના ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. આમ છતાં ચાર્ટિસ્ટો થોડા મોડા જાગ્યા હતા. અને ધીરે ધીરે નબળા પડતાં પડતાં ઇ. સ. ૧૮૫૪ સુધીમાં રાષ્ટ્રીય–ચાર્ટરસભા તદ્દન બંધ થઈ ગઇ.

**ચાર્ટરવાદ**—ચાર્ટરવાદ એ દુનિયાનું સૌથી પહેલું મજૂર–વર્ગનું રાજકીય આંદોલન હતું. એ ભલે પોતાના ઉદ્દેશમાં સફળ ન થયું, છતાં એના પ્રયત્નો તદ્દન નિષ્ફળ ગયા ન હતા. દસ લાખ ચાર્ટિસ્ટો, જનતામાંથી ગુપચુપ ભુંસાઇ ગયા નહિ. ચાર્ટરવાદે પોતાના દાખલાથી, પોતાના અનુભવોથી, તથા પોતાની નબળાઇઓ મારફત આજના સમાજવાદનો પાયો નાખવામાં ખૂબ જ મદદ કરી. માર્કસે તથા એન્ગલ્સે, ચાર્ટિસ્ટ આંદોલનમાંથી ખૂબ જ શિક્ષણ મેળવ્યું, અને આપણે કહી શકીએ છીએ કે, ચાર્ટરવાદના પ્રયોગોએ માર્કસના સિધ્ધાંતોનું રૂપ લીધું.

હાર્નીએ ઈ. સ. ૧૮૪૮માં ચાર્ટરવાદ વિષે બોલતાં કહ્યું હતું કે—

"જેઓ જમીન ખેડે છે, તેઓ જ એના માલિક રહેશે, તથા જેઓ અનાજ પેદા કરે છે તેઓ એના પહેલાં ખાવાવાળા હશે; જેઓ મહેલ બનાવે છે તેઓ એમાં રહેશે. નવરા નકામાં સિવાયના બીજા કોઈ ભૂખે નહિ મરે."

ઇ. સ. ૧૮૫૪માં ચાર્ટિસ્ટ–આંદોલનનો અંત આવ્યો. ઇંગ્લાંડનો શાસક વર્ગ ચિંતાની કાળી રાતોમાંથી નીકળીને નચિંત બન્યો. એના પછી ત્રણ વર્ષે ઈ. સ. ૧૮૫૭માં પરતંત્ર ભારતે, સો વર્ષ સુધી અંગ્રેજોની ગુલામી ભોગવ્યા પછી, આઝાદ બનવાનો પ્રયાસ કર્યો. આમ છતાં એ ૫૭નો બળવો સોળે સોળ આની ન તો રાષ્ટ્રીય હતો કે ન તો ખેડુઓનો હતો. એ એક પગારદાર સૈનિકોનો બળવો હતો. એ બળવાનું સંચાલન પ્રગતિવિરોધી સામન્ત રાજકર્તાઓ એટલા માટે કરતા હતા કે એમના અસ્તિત્વને અંગ્રેજો ખતમ કરવા ઇચ્છતા હતા અથવા તો એમનો રાજ્ય અમલ એમની પાસેથી ઝૂંટવી લેવાયો હતો, અને તેમને પરતંત્ર બનાવવામાં આવ્યા હતા. અધવચમાં જ આ બળવાએ જનતાના બળવાનું રૂપ ધારણ કર્યું, અને બનારસની આસપાસના થોડાએક પ્રદેશોમાં, એ જમીનદારોની વિરૂદ્ધનો કિસાનોનો બળવો પણ ફાટયો હતો. આટલો મોટો બળવો, આટલો જલદી નિષ્ફળ જવાનું કારણ એ જ હતું કે એને કચડાયેલી જનતાનું પીઠબળ ન હતું.

# નવમો અધ્યાય

## વૈજ્ઞાનિક સમાજવાદ

**આ**ગલા પ્રકરણમાં ઇગ્લાંડના ચાર્ટરવાદ વિષે આપણે વાંચ્યું. એ મજૂરોનું આંદોલન હતું. એમાં સિદ્ધાંતોની નહિ પણ પ્રયોગની પ્રધાનતા હતી અને જનતા આખરે હોય છે પણ પ્રયોગ પ્રધાન. એ પહેલાં, યુટોપિયાવાદીઓએ પોતાની સ્વપ્ન સૃષ્ટિના સમાજવાદનો પ્રચાર અને પ્રયોગ કર્યો હતો.

યુટોપિયાવાદની વિશેષતા હતી કે—એના વિચારકો દર્શન [તત્વજ્ઞાન] અને સંતોના શિક્ષણથી પ્રેરાયા હતા. એમને શ્રદ્ધા હતી કે જ્ઞાનના ફેલાવાથી સમાજમાં ફેરફાર લાવી શકાય છે. એટલે તેઓ કાર્યનો નહિ પણ જાહેરાતનો આશરો લેતા હતા. યુટોપિયન સમાજવાદ તથા યુટોપિયાવાદીઓનો હજુ ય અભાવ નથી. સામાજીક અસમાનતાને જોઈ આપણે ફક્ત મગજનાં તર્કવિતર્કોથી જ એનો નિકાલ લાવવા ધારીએ છીએ, ત્યારે તેનું પરિણામ યુટોપિયન સમાજવાદમાં આવે છે.

એક બાજુથી ચાર્ટરવાદનું જીવતું જન—આંદોલન સિધ્ધાંતની મદદ વિના પણ ધીરેધીરે જોર પકડતું હતું, અને બીજી બાજુથી ફૂરિયે તથા ઓવેન જેવા યુટોપિયન સમાજવાદીઓનાં સ્વપ્નાં પ્રયોગમાં નિષ્ફળ ગયાં હતાં; અથવા તો એમ કહીએ કે યુટોપિયાવાદનાં આસમાની ઉડ્ડયનોનો ચાર્ટરવાદના પ્રત્યક્ષ પ્રયોગવાદ મારફત નિષેધ કરવામાં આવ્યો. સાથે સાથે જ યુટોપિયાવાદી ચાર્ટિસ્ટોનાં શિષ્યોએ એને જન—સંઘર્ષના પ્રયોગ ઉપર કસી જોયો.

યુટોપિયા એક વાદ હતો, જેનો પ્રતિવાદ ચાર્ટરવાદ હતો. આ વાદ અને પ્રતિવાદના સંવાદ (ભેળવણી)માંથી વૈજ્ઞાનિક સમાજવાદ ઊભો થયો. આ વૈજ્ઞાનિક સમાજવાદ, વિજ્ઞાનને આધારે તથા વિજ્ઞાનની જેમ સિદ્ધાંત તથા વાદ બન્નેની જરૂર માને છે. એ એમ માને છે કે જે સિદ્ધાન્ત પ્રયોગમાં સફળ નથી નીવડતો એ સિદ્ધાન્ત જ નથી. તથા એ પ્રયોગને પૂરો સફળ નથી બનાવી શકાતો, જેને અનુભવને આધારે સ્થપાયેલા સિધ્ધાંતોનો ટેકો નથી હોતો. આ વૈજ્ઞાનિક સમાજવાદને દુનિયા સમક્ષ લાવનારો જર્મન વિચારક કાર્લ માર્ક્સ હતો.

## (૧) કાર્લ માર્ક્સ (ઇ. સ. ૧૮૧૮–૮૩)

**જીવન**—કાર્લ માર્ક્સનો જન્મ ઇ. સ. ૧૮૧૮ના મેની ૫મી તારીખે, હ્રાઇન લેન્ડ (જર્મની)ના ટ્રેવેઝ શહેરમાં થયો હતો. એના પિતા એક જર્મન કાયદાશાસ્ત્રી હતા તથા દાદા એક યહૂદી રબ્બી [પુરોહિત] હતા. એની મા હોલેન્ડના એક રબ્બીની છોકરી હતી. જે વખતે બાળક કાર્લ ૭ વરસનો હતો, એ જ વખતે એમના કુટુંબે યહૂદી ધર્મ છોડીને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. કાર્લનું શરૂઆતનું શિક્ષણ એના ગામની શાળામાં થયેલું. એ દરમ્યાન એ ફોન–વેસ્ટફેલેન નામના એક નવાબને ઘેર રહેલો. આ ગૃહસ્થ સરકારી પ્રીવી કાઉન્સીલર હતા તથા કાર્લના ભાવિ સસરા હતા.

વેસ્ટફેલેન મોટા સાહિત્યપ્રેમી હતા. એની સોબતથી માર્ક્સ એના ઉપકાર તળે એટલો બધો આવ્યો હતો કે એણે પોતે ડોકટર થવા માટે જે નિબંધ લખ્યો, તેને તેણે વેસ્ટફેલેનને અર્પણ કરતાં આ શબ્દો લખ્યા હતા—"જે દરેક પ્રગતિશીલ પ્રવાહ તથા સત્ય–પ્રેમી ગંભીર નિર્ણયનું ઉત્સાહભરી રીતે સ્વાગત કરે છે; અને જે આદર્શવાદ એ કલ્પના નથી, પરંતુ સચ્ચાઈ છે તે સત્યનો જાગતો પુરાવો છે."

૧૭ વરસની ઉંમરે બોન વિશ્વવિદ્યાલયમાંથી મેટ્રીક પાસ થઈને કાર્લે પોતાના પિતાની ઇચ્છા વિરૂદ્ધ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. બીજે વરસે ઇ. સ. ૧૮૩૬માં વિશ્વવિદ્યાલય બદલીને માર્ક્સ બર્લિનમાં અભ્યાસ કરવા લાગ્યો. ત્યાં એ દર્શન, ઇતિહાસ, કળા એમ અનેક વિષયોના અભ્યાસમાં ડૂબી ગયો.

મળવું હળવું છોડી દઇને એ રાતદિવસ અભ્યાસમાં મંડ્યો રહેતો. પોતે અભ્યાસ કરેલ વિષયોનો સંક્ષેપ, ગ્રીક લેટીનના અનુવાદો, દાર્શનિક વાદો ઉપર વિચાર, ખુદ પોતાના જ વિચારોની ક્રમબદ્ધ રીતે ગોઠવણી, દર્શનની રૂપરેખાઓના મુસદ્દાઓ અને ત્રણ પુસ્તકો કવિતાનાં–એટલાં એ વખતના માર્ક્સનાં કામો હતાં. ઇ. સ. ૧૮૩૭માં, ૧૯ વરસની વયે, કેન્ટ તથા ફ્રિટેનાં કલ્પનાથી ભરેલાં દર્શનો બિલકુલ જુઠ્ઠાં છે એવા નિર્ણય ઉપર એ પહોંચ્યો હતો.

હેગલનું દર્શન કંઇક અંશે માર્ક્સને આકર્ષક જણાયું. એ જ વખતે તેણે તેના પિતાને લખ્યું–આજ સુધી જે આદર્શવાદને હું આટલો પ્રિય માનતો હતો એને છોડીને, હવે હું વાસ્તવિકતામાંજ આદર્શ શોધવા લાગ્યો છું... હજુ હમણાં જ મેં હેગલના દર્શનને થોડું ઘણું વાંચ્યું છે, પરંતુ એનો વિચિત્ર

અને સૂકો અવાજ મને પસંદ આવ્યો નહિ. એક વખત ફરીને હું આ સમુદ્રમાં નિશ્ચયની સાથે ડૂબકી મારવા ધારૂંછું..."

આખરે તો એ હેગલના દર્શનનો અનુયાયી બની ગયો. પોતાની કવિતાઓ તથા વાર્તાઓને તેણે આગ લગાવી દીધી. કાર્લ યુનિવર્સીટી કલબનો એક ઉત્સાહી સભ્ય હતો. એમાં થતી તાત્વિક ચર્ચાઓમાં એ ખૂબજ ભાગ લેતો.

એના મિત્ર બ્રુનો બોએરને બોન વિશ્વવિદ્યાલયના પ્રોફેસરની જગ્યા મળવાની હતી. કાર્લને પણ ફિલ્સુફીની ધૂન હતી તથા તે પણ ત્યાં લેકચરર બનવા ઈચ્છતો હતો. એણે કાયદો છોડીને ફિલોસોફી શીખવી શરૂ કરી, અને ૨૩ વર્ષની ઉંમરે જેન્ના વિશ્વવિદ્યાલયમાંથી પી. એચ. ડી. (દર્શનાચાર્ય) ની પદવી મેળવી. એના નિબંધનો વિષય હતો—'ડેમોક્રીટસ તથા એપીક્યુરસનાં પ્રાકૃતિક દર્શનો.' એણે અધ્યાપકના સ્થાન માટે અરજી મોકલી. પરંતુ પ્રશિયાની સરકાર ક્યાં સ્વતંત્ર વિચારકોને પસંદ કરે તેવી હતી ? બોએર તથા માકર્સ બન્નેને ત્યાં સ્થાન ન મળ્યું.

માકર્સે પત્રકારની કળાને અપનાવી, અને કલમ મારફત જૂની રૂઢિયો તથા અંધશ્રદ્ધાઓ ઉપર પ્રહારો કરવા શરૂ કર્યા. એ જ વખતે કેટલાક ઉદાર વિચારના લોકોએ "રાઇનિશ ઝાઇટુંગ" નામનું એક છાપું કાઢયું. માકર્સના લેખો એમના સંચાલકોને એટલા પસંદ પડી ગયા કે, પહેલાના સંપાદક નિવૃત્ત થતાં જ ૨૪ વર્ષની ઉંમરે માકર્સને જ સંપાદક બનાવી દેવામાં આવ્યો. ઈ. સ. ૧૮૪૨માં માકર્સે આ પત્રનું સંપાદન ખૂબજ સરસ રીતે કર્યું.

માકર્સ વધુ અભ્યાસ કરવા ધારતો હતો એટલે એણે સંપાદકનું કામ છોડી દીધું. એજ વખતે એણે પોતાના મિત્ર નવાબ ફોન-વેસ્ટફેલેનની રૂપાળી અને ગુણવાન દીકરી જેની સાથે લગ્ન કર્યાં. ઈ. સ. ૧૮૪૩ નું વર્ષ ગંભીર અભ્યાસમાં અને ચિંતનમાં ગાળ્યું. આ રીતે ઈ. સ. ૧૮૪૪ માં ૨૬ વર્ષની ઉંમરે, માકર્સ પાકો સમાજવાદી બની ગયો.

ફૂરિયે તથા પ્રુધોંના યુટોપિયાને ધ્યાનમાં રાખીને માકર્સે લખ્યું હતું કે "મારૂં કામ યુટોપિયા બનાવવાનું નથી. મારૂં કામ તો ચાલુ સામાજીક તથા રાજકીય સ્થિતિની આલોચના કરવાનું તથા યુગની અથડામણો તથા આકાંક્ષાઓનો સાર કાઢવાનું છે."

ઈ. સ. ૧૮૪૩ના ઓકટોબરમાં માકર્સ પોતાની સ્ત્રીની સાથે પેરીસ ગયો. ત્યાં તેને ફ્રાંસ-પ્રશિયાના વાર્ષિકનું સંપાદન કરવાને માટે બોલાવવામાં

આવ્યો હતો. માર્કસે સંપાદન કરેલ તે વાર્ષિકમાં, ઇ. સ. ૧૮૪૪ માં એંગલ્સે લખેલા એક લેખને પરિણામે એ બન્ને વચ્ચે દોસ્તીની શરૂઆત થઇ. એ દોસ્તી મૃત્યુ સુધી ટકી અને વધુ ને વધુ ગાઢ બનતી ગઇ.

ઇ. સ. ૧૮૪૪ માં માર્કસે પોતાનું ‘ પવિત્ર પરિવાર ’ પુસ્તક પ્રકાશિત કર્યું. એમાં એણે હેગલના જૂવાન અનુયાયીઓને સામાજીક સમાલોચનાના મેદાનમાં ઉતરવાનું આમંત્રણ આપ્યું. માર્કસના મૌલિક સિદ્ધાંતોમાંના ‘ ઇતિહાસની ભૌતિકવાદી વ્યાખ્યા ’ તથા ‘ વર્ગ–સંઘર્ષ ’ બીજરૂપે એ વખતે પણ એમાં મોજુદ હતાં.

એણે લખ્યું હતું કે..." પોતાના સમયના ઉદ્યોગધંધાઓના અભ્યાસ સિવાય ઇતિહાસની સમજ અસંભવિત છે. વિચારો, સમાજનો વિકાસ કરવાની શક્તિ ધરાવે છે; પરંતુ, એ ત્યારે જ બને કે જ્યારે તે જનતાના હિતના પ્રતિનિધિ હોય. એમ ન હોય તો વિચારો ભલે જોશ આપી દે, પરંતુ એનું કાંઇ પરિણામ નથી આવતું. વિચારો કાર્ય કરવામાં સફળ ત્યાં સુધી જ નીવડે છે, જ્યાં સુધી તે જનહિતને અનુસરીને રચાયા હોય છે. વિચારો, ઉત્સાહને જન્મ આપે છે એનાથી ભ્રમ થવા લાગે છે કે એ જ મોટા ભાગે માનવજાતિને મુક્તિ અપાવનાર છે."

માર્કસને પોતાના રાજકીય વિચારોને લીધેજ જર્મની છોડીને ઇ. સ. ૧૮૪૩ માં પેરીસ આવવું પડયું હતું. પ્રશિયન સરકારે ફ્રેંચ સરકાર ઉપર દબાણ કર્યું અને ઇ. સ. ૧૮૪૫ માં માર્કસને પેરીસ છોડીને બ્રસેલ્સ ચાલ્યા જવું પડયું. ફ્રાંસની બીજી ક્રાંતિ (ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૪૮) સુધી તેણે ત્યાંજ રહીને અભ્યાસ ચાલુ રાખ્યો, અને પ્રુધોંનાં ‘દરિદ્રતા દર્શન’ ના જવાબમાં પોતાનું ‘દર્શન–દરિદ્રતા’ નામનું પુસ્તક લખ્યું. એ ઇ. સ. ૧૮૪૭માં પ્રગટ થયું.

વિદેશમાં રહેનારા જર્મન મજૂરોએ ઈ. સ. ૧૮૩૬ માં ‘ ન્યાયીઓની લીગ ’ સ્થાપી હતી. ઇ. સ. ૧૮૪૦થી એનું કેન્દ્ર લંડનમાં હતું. માર્કસનાં વખાણ સાંભળીને, એમણે એની બાબતમાં બાતમી મેળવવા માટે પોતાનાં માણસને ઈ. સ. ૧૮૪૭ ના જાન્યુઆરીમાં બ્રસેલ્સ મોકલ્યો.

લીગનું નામ હવે ‘કમ્યુનિસ્ટ લીગ’ પડી ગયું. એની પહેલી કોંગ્રેસ (બેઠક) ઇ. સ. ૧૮૪૭ ના ઉનાળામાં લંડનમાં થઈ. એંગલ્સે પણ એમાં ભાગ લીધો. ડિસેમ્બરની બીજી કોંગ્રેસમાં માર્કસ પણ હાજર હતો. લીગની પ્રેરણાથી સામાજીક, રાજકીય તથા આર્થિક પ્રશ્નો ઉપર માર્કસે જે ગંભીર અધ્યયન

અને ચિન્તન કર્યું હતું, તેને તેણે સામાન્ય જનસમાજ સમજી શકે તેવી ભાષામાં ‘ કમ્યુનિસ્ટ જાહેરનામું ’ રૂપે તૈયાર કર્યું.

ઈ. સ. ૧૮૪૮ ફેબ્રુઆરીના ફ્રાંસના બળવાથી આખા યુરોપમાં ખળભળાટ મચ્યો હતો. ફ્રાંસમાંથી હદપાર થઇને માર્કસ હજુ સુધી બેલ્જીયમમાં રહેતો હતો. બેલ્જીયમ સરકારને પણ પોતાને ત્યાં ક્રાંતિનો ડર લાગવા માંડયો. એટલે એણે પણ એને પોતાને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ આપ્યો.

નવી ક્રાંતિની કામચલાઉ સરકારના એક મુખ્ય સભ્ય ફ્લોંકોએ પહેલી માર્ચના પત્રમાં માર્કસને લખ્યું હતું કે, ‘બહાદુર અને વિશ્વાસુ માર્કસ !’ ફ્રેંચ પ્રજાતંત્રની ભૂમિ, બધા જ સ્વાતંત્ર્યના મિત્રોને માટેનું આશ્રય-સ્થાન છે. અત્યારે તમે હદપાર કરાયા છો; સ્વતંત્ર ફ્રાંસ તમારે માટે દરવાજો ખોલે છે. તમામ જાતિઓની બિરાદરીના પવિત્ર ઉદ્દેશને માટે જેઓ લડે છે, એ તમામને માટે ફ્રાંસના દરવાજા ખુલ્લા છે. ફ્રેન્ચ સરકારનો દરેક અધિકારી આ અભિપ્રાય (જાહેર કરવામાં) પોતાનું કર્તવ્ય સમજશે. ”

પેરીસ પહોંચીને માર્કસે કમ્યુનિસ્ટ લીગના કેટલાય સભ્યોને એકઠાં કર્યા, અને કેટલાકને ક્રાંતિમાં ભાગ લેવા માટે જર્મની મોકલ્યા. પોતે પણ એન્ગલ્સની સાથે હાઇનલેંડ પહોંચ્યો અને ઇ. સ. ૧૮૪૮ના જૂનમાં ‘ નૂતન હ્રાઇન યુગ ’ નામનું એક છાપું કાઢયું. એનો સંપાદક માર્કસ પોતે બન્યો.

પોતાના લેખોમાં માર્કસે બુર્ઝવા [ મૂડીવાદી વર્ગ ] ને નિઃશસ્ત્ર કરવા તથા સમાજની મૃત્યુ જેવી કારમી પીડાને ખતમ કરી નાખવાને માટે, સશસ્ત્ર ક્રાંતિસેના ઉભી કરવા પર જોર આપ્યું. એ છાપું માંડ દોઢ વર્ષ ચાલીને બંધ પડી ગયું. માર્કસે પોતાના ખીસ્સામાંથી, અને જે કંઇ તેની પાસે હતુ તે વેચીને ૭ હજાર ડૉલર નાણું છાપવામાં રોકી દીધું. માર્કસ ફરી પાછો પેરીસ આવ્યો.

પણ પેરીસમાં તે વખતે ક્રાંતિવિરોધીઓનું જોર જામ્યું હતું. ને ઈ. સ. ૧૮૪૯માં માર્કસને પેરીસ છોડી જવાનો હુકમ મળ્યો. એ ત્યાંથી લંડન ચાલ્યો ગયો. તેણે પોતાનું લગભગ આખું જીવન ત્યાં જ વીતાવ્યું. લંડન નિવાસ પહેલાંના થોડા મહિનામાં તેણે ‘ લૂઇ બોનાપાર્ટનો અઢારમો બ્રૂમિયે,’ પુસ્તક લખ્યું, અને ‘ક્રાંતિ તથા પ્રતિક્રાંતિ’ના નામે પહેલાં છપાયેલા લેખો ન્યૂયોર્ક ટ્રિબ્યૂનને માટે ફરી લખ્યા. માર્કસે પૃથક્કરણ કરીને બતાવ્યું કે ઇ. સ.

૧૮૪૮ ના ફેબ્રુઆરી તથા માર્ચની ક્રાંતિનું ખરૂં કારણ વેપારની મંદી હતી. એ મંદીનું કારણ વેપારની એ સમૃધ્ધિ હતી, જે ધીરે ઈ. સ. ૧૮૪૮ થી ઈ. સ. ૧૮૪૯–૫૦ સુધીમાં ખૂબ જ વધી જઈને ફાટી પડી હતી.

ક્રાંતિ અથવા તો એવા કોઇ મહાન સામાજીક કાર્યને કોઇ એક વ્યક્તિના વિશ્વાસઘાતથી નિષ્ફળતા નથી મળતી, એ વસ્તુની ચોખવટ માર્કસે પોતાના લેખોમાં કરી. એવી રાજકીય સંસ્થા પાસેથી શી આશા રાખી શકાય જેનું સર્વસ્વ, માત્ર વિશ્વાસ અવિશ્વાસમાં જ સમાઇ જતું હોય !"

લંડનના એના વસવાટનાં ૩૪ વર્ષો [ઈ. સ. ૧૮૪૯–૮૩] દરમ્યાન એ લગભગ હમેશ બ્રિટિશ મ્યુઝીઅમમાં જતો. એના વ્યવસ્થાપકો વાચકોને પોતાને ઘેર પાછા ફરવાનું સૂચન ન કરતા ત્યાં સુધી એ ત્યાંના એક મેજ ઉપર બેસીને અર્થશાસ્ત્ર, ઇતિહાસ, રાજકરણ તથા સામાજીક વિજ્ઞાનોનાં પુસ્તકો વાંચતો અને એમાંથી નોંધો કર્યા કરતો. આ નોંધોને આધારે, પાછળથી એણે પોતાનો મહાન ગ્રંથ "કેપીટલ" [મૂડી] લખ્યો.

આ દિવસોમાં માર્કસના કુટુંબની સ્થિતિ ખૂબ જ દયામણી બની હતી. ડીનસ્ટ્રીટના એક મામૂલી મકાનની બે ઓરડીઓમાં એનું કુટુંબ રહેતું હતું. એ વાત મશહૂર છે કે ઇ. સ. ૧૮૫૨માં એણે પોતાનો છેલ્લો કોટ ગીરો મૂકીને, કોલોનના કમ્યુનિસ્ટ મુકદ્દમાને માટે પુસ્તક લખવા સારુ કાગળ ખરીદ્યા. ઇ. સ. ૧૮૫૧ થી ૬૦ સુધી માર્કસની ચાલુ કમાણીનું સાધન ફક્ત ન્યુ યોર્ક–ટ્રિબ્યુનમાં છપાતા લેખોનું મહેનતાણું માત્ર હતું. તેને દરેક લેખના ૧ પાઉન્ડ [૧૩ રૂપિયા]ના હિસાબે મહેનતાણું મળતું. ઈ. સ. ૧૮૬૦ પછી સ્થિતિ કંઇક સુધરી. તેના એક મિત્ર વિલ્હેમ વુલ્ફની ૮૦૦ પાઉન્ડની મિલકત તથા એન્ગલ્સના વાર્ષિક ૩૫૦ પાઉન્ડ (આજના હિસાબે ૪૩૫૦ રૂપિયા: માસિક ૩૭૨ રૂપિયા) એને મળવા લાગ્યા હતા.

ઈ. સ. ૧૮૬૦ થી ૭૦ સુધીનાં વર્ષો માર્કસના જીવનના સૌથી વધુ સુખમય દિવસો હતા. એની દરેક રવિવારની સાંજ, મિત્રો તથા કુટુમ્બીઓ સાથે આમોદ પ્રમોદ કરવામાં વિતતી. એની પત્ની ખૂબ જ દયાળુ તથા લાગણી-પ્રધાન હતી. બચપણમાં ખૂબ જ લાડકોડથી ઉછરેલી, એક જર્મન નવાબની દીકરી હોવા છતાં, માર્કસના કઠણ અને કડવા જીવનની એ દૃઢ સાથીદાર બની રહી. માર્કસની સાથે એ પણ ઠેકાણે ઠેકાણે ફરતી રહી. આ બધી જ પરિસ્થિતિઓની વચ્ચે, માર્કસની સાથીદાર રહેવા બદલ એણે

કદી અફસોસ કર્યો નથી. માર્કસને પોતાની પત્નીની તીવ્ર શોધક બુદ્ધિ ને પ્રતિભા ઉપર એટલી બધી શ્રદ્ધા હતી કે એ પોતાનાં પુસ્તકોના બધા જ મુસદ્દાઓ એને વંચાવતો. તેના ઉપરના જેનીના અભિપ્રાયની માર્કસની દૃષ્ટિએ ખૂબ જ કિંમત હતી.

માર્કસને ૭ બાળકો થયાં હતાં. એમાંના બે દીકરા અને એક દીકરી નાનપણમાં જ ગુજરી ગયાં, ત્રણ દીકરીઓ જીવતી રહી. તેમનાં નામ જેની, (ચાર્લ્સ લંગેટની પત્ની) લૉરા (પૉલ લાફાર્ગની પત્ની) તથા એલીનોર (ડૉકટર અડવર્ડ એવલીંગની પત્ની) હતા.

ઇ. સ. ૧૮૬૭ માં માર્કસે 'કેપીટલ' (મૂડી) પુસ્તકના ૮૦૦ પાનાંના પહેલા ભાગની જર્મન આવૃત્તિ પ્રકાશિત કરી. એમાં માર્કસે મૂડીવાદી ઉત્પાદનનું સૂક્ષ્મ વિવેચન કર્યું છે.

'કેપીટલ'ના પ્રકાશન પછી માર્કસનું ધ્યાન દુનિયાના મજૂરોના આંતરરાષ્ટ્રીય સંગઠન તરફ ગયું અને ઇ. સ. ૧૮૬૪ માં પહેલી 'ઇન્ટરનેશનલ' સ્થપાઇ. એમાં પ્રુધોંના અરાજકતાવાદી અનુયાયીઓ મોટી સંખ્યામાં જોડાયા. ઇ. સ. ૧૮૬૫–૬૭ સુધી ઇન્ટરનેશનલમાં અરાજકતાવાદીઓનું જોર રહ્યું, ઇ. સ. ૧૮૬૮ થી ૭૦ સુધી માર્કસનું અને પછી મૃતપ્રાય બનેલ ઇન્ટરનેશનલ ઉપર, ઇ. સ. ૧૮૭૧થી ૧૮૭૨ સુધી પ્રુધોંના સાથીદાર બાકુનીન અને તેના સાથીદારોનું વર્ચસ્વ રહ્યું.

ઈ. સ. ૧૮૭૦ માં જ્યારે પ્રશિયા [જર્મની] એ ફ્રાંસની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું ત્યારે માર્કસે જર્મન કામદારોને ભાર દઇને આ આક્રમણાત્મક યુદ્ધને રોકવાને માટે જણાવ્યું.

સેદાનમાં ફ્રાંસના પરાજય [ઓગસ્ટ ૧૮૭૦] પછી, ફ્રાંસના ધનવાનોનો જે શિરસ્તો ચાલુ થયો, એનાથી ફ્રેંચ કામદારોને નિરંકુશતા તથા સ્વેચ્છાચારની ફરી શરૂઆત થવાનો ભય લાગવા માંડયો. એટલે જ ૧૮ મી માર્ચ ૧૮૭૧ના રોજ પેરીસના કામદારોએ કમ્યુનની ઘોષણા કરી ને સાત અઠવાડિયાં સુધી બહાદૂરીપૂર્વક પોતાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું.

કમ્યુનની આગ જેટલી ફ્રેંચ ધનવાનોને દઝાડી રહી હતી એથી જરાય ઓછી જર્મન વિજેતાઓને નહોતી દઝાડતી. એટલે જર્મનોએ, ફ્રેંચ ધનવાનોની પ્રાર્થના સાંભળી યુદ્ધના કેદી સિપાઇઓની મોટી સંખ્યાને છોડી દીધા. આમ થતાં ધનવાનોએ ખૂબ જ નિષ્ઠુરતાથી મજૂરોની કતલ ચલાવી.

તેમજ સાથે સાથે કમ્યૂનનો નાશ કર્યો. માર્કસે કમ્યૂન સ્થપાયું ત્યારે શરૂઆતમાં તો તેને સમયને અનુકૂળ ગણાવ્યું ન હતું, પરંતુ એ સ્થપાઈ ગયા પછી એણે પોતાની બધી જ શક્તિ વાપરીને એનું સમર્થન કર્યું હતું.

કમ્યૂન તૂટી પડયું. ઇન્ટરનેશનલના મુખ્ય મંત્રી તરીકેના કામકાજમાં માર્કસને ખૂબ જ સમય આપવો પડતો હતો, એટલે એની કલમ લગભગ અટકી જ ગઈ હતી; અને બીજી બાજુ ઇન્ટરનેશનલ મૃત્યુ પામવાની સ્થિતિએ પહોંચી ગઈ હતી. એટલે ઇ. સ. ૧૮૭૨ની હેગની બેઠકમાં માર્કસનું રાજીનામું મંજૂર થયું, અને એની સલાહ મુજબ ઇન્ટરનેશનલનું કેન્દ્ર ન્યૂયોર્કમાં બેસવી દેવામાં આવ્યું. ત્યાં ઈ. સ. ૧૮૭૪ માં ઇન્ટરનેશનલે છેલ્લા શ્વાસ લીધા.

ઇ. સ. ૧૮૫૭ માં જર્મન સોશિયાલિસ્ટ લાસેલની અસંબધ્ધ વાતો—ગોથા પ્રોગ્રામ—ની માર્કસે કડક રીતે સમાલોચના કરી અને કહ્યું—"વાસ્તવિકતામાં આગળ ભરાયેલું આંદોલનનું દરેક પગલું ડઝનબંધ પ્લેટફોર્મો [વાદો] થી વધારે છે. આ જ સમયે કામદાર સરમુખત્યારી—હાથપગ ચલાવનારાઓના સમાજ ઉપરના એકાધિપત્યની વાત માર્કસે કહી હતી.

"સમાજની મૂડીવાદી વ્યવસ્થા તથા સામ્યવાદી વ્યવસ્થાની વચ્ચે, એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જવાનો ક્રાંતિકારી પરિવર્તનનો એક સમય છે. આ એક રાજનૈતિક સંધીકાળ છે. એ વખતનું રાજ્ય (શાસન) ક્રાંતિકારી કામદાર સરમુખત્યારી સિવાય બીજું કશું જ ન હોઈ શકે."

ઇ. સ. ૧૮૭૫ થી પોતાના મરણ (૧૮૮૩) સુધી માર્કસ એકધારો બિમારીથી પીડાતો રહ્યો. આ સ્થિતિમાં પણ એ શાંત ન બેઠો. અમેરીકન તથા રશીઅન ખેડૂતોનો તે ખાસ કરીને અભ્યાસ કરતો. પોતાની તંદુરસ્તી સુધારવાને માટે તે ઇ. સ. ૧૮૭૭-૭૮ માં કાર્લ્સબાદ ગયો. ત્યાં જઇને તેણે 'કેપીટલ'ના બીજા ભાગની સામગ્રી ક્રમવાર તૈયાર કરી. કાર્લ્સબાદ તથા બીજા હવાફેરનાં સ્થાનોની મુલાકાતથી પણ તેની તબીઅતમાં સુધારો ન થયો. આખરે ૪૧ વર્ષ [ઈ. સ. ૧૮૪૨–૮૧] શરૂથી આખર સુધી લડતાં લડતાં જ, ૧૪ મી માર્ચ ઇ. સ. ૧૮૮૩ ના રોજ લંડનમાં માર્કસે પોતાની જીવનયાત્રા પૂરી કરી. એ સમયે એન્ગલ્સે પોતાના એક અમેરિકન મિત્રને લખ્યું હતું—

"માનવજાતિની પાસે જેટલાં મગજ છે એમાંના સૌથી વધુ મેધાવાન મગજથી આજે એ વિહોણી બની છે. મજૂર વર્ગનું આંદોલન પોતાને રસ્તે ચાલ્યા કરશે, પરંતુ એનું મધ્યબિન્દુ ભુંસાઇ ગયું. ફ્રેંચ, રશિયન, અમેરીકન

તથા જર્મન લોકો જેની તરફ પોતાના દિલથી, મુશ્કેલીને વખતે જોતા અને હમેશાં જેની સ્પષ્ટ તથા ટૂંકી સલાહ મેળવતા, કે જે પ્રતિભા તથા (તે સંબંધેના જ્ઞાન ઉપર) પૂરો અધિકાર ધરાવનાર વ્યક્તિ જ આપી શકે."

૧૭ માર્ચ ઈ. સ. ૧૮૮૩ માં લંડનના હાઇગેટ કબ્રસ્તાનમાં માર્કસના શબને દફનાવવામાં આવ્યું. એન્ગલ્સ તથા જર્મનીથી દોડી આવીને વિલ્હેલ્મ લિબનેકટે એની સમાધિ ઉપર ભાષણ આપ્યાં. ચાળીસ વર્ષ સુધી એકરૂપ બનેલા એના મિત્ર એન્ગલ્સે ત્યાં કહ્યું હતું—

"જે રીતે ડાર્વિને પ્રાણીસૃષ્ટિના વિકાસના સિદ્ધાન્તો શોધી કાઢ્યા, એ જ રીતે માર્કસે માનવ ઇતિહાસના વિકાસના સિદ્ધાંતોની શોધ કરી...એટલે કે રાજકારણ, વિજ્ઞાન, કળા, ધર્મ અથવા તો બીજા કોઈ પણ વિષય તરફ ધ્યાન આપતાં પહેલાં, માણસને ખાનપાન કપડાં તથા રહેવા માટે ઘર જોઇએ. એટલે, જીવનની મુખ્ય જરૂરીઆતોના ઉત્પાદન તથા આર્થિક વિકાસની તે વખતની પરિસ્થિતિ એ જ એના પાયા છે; કે જેના પર રાષ્ટ્રીય સંસ્થાઓ, તથા કળા ઉપરાંત લોકોના ધાર્મિક વિચારો ઘડાય છે; અને એટલે જ એની સમજણ એના આર્થિક જીવન અને ઇતિહાસના આધારે ટેકવવી જોઇએ."

લિબનેકટે કહ્યું હતું-"એણે સામાજીક જન-સ્વાતંત્ર્યને એક સંપ્રદાયમાંથી ઊંચે ઉઠાવી એક પક્ષનું રૂપ આપ્યું. તે આજે હાર્યા સિવાય લડી રહ્યો છે અને અંતે વિજય મેળવીને જ રહેશે."

**એન્ગલ્સ** [ઈ. સ. ૧૮૨૦–૯૫]—વૈજ્ઞાનિક સમાજવાદ તથા માર્કસનાં કાર્યોમાં મદદરૂપ થવામાં એન્ગલ્સનું સ્થાન ઘણું ઊંચું છે. એન્ગલ્સે પોતે પણ કેટલાય વિષયો ઉપર પ્રકાશ ફેંકયો હતો તે આપણે બીજે જોઈ ગયા છીએ.

માર્કસ પછી અઢી વર્ષે, બારમેન [જર્મની] માં એન્ગલ્સનો જન્મ ૨૮ મી નવેમ્બર ઈ. સ. ૧૮૨૦ ને દિવસે થયો હતો. એનો બાપ એક ધનવાન મિલમાલેક હતો. એન્ગલ્સનો ઉછેર એક અતિશય જૂના અને સંકુચિત વિચારવાળા કુટુંબમાં થયો હતો. આખરી શિક્ષણના એક વર્ષ પહેલાં પોતાનો અભ્યાસ છોડીને એને પિતાના કારભારમાં મદદ દેવી પડી હતી.

ઈ. સ. ૧૮૪૧ માં બર્લિનના તોપખાનાની ટુકડીમાં ભરતી થઇને એણે લડાઇની તાલીમ લીધી. સૈનિક વિજ્ઞાનમાં એ વધુ પાવરધો હતો. તેણે આ લડાયક તાલીમ લીધી એનું જ આ પરિણામ હતું. થોડા સમય પછી, એન્ગલ્સને તેના બાપની મિલની સંભાળ લેવા માટે માંચેસ્ટર ચાલ્યા જવું પડયું.

પહેલેથી જ એન્ગલ્સનું વલણ દર્શક–વિચારકનું હતું. ઇગ્લાંડથી પાછા ફરતી વખતે ‘ રાઇનિશ ત્સાઇટુંગ ’ના કાર્યાલયમાં, પહેલવહેલા એન્ગલ્સે માર્કસની મુલાકાત લીધી.

ત્યારબાદ કેટલાક સમય સુધી એન્ગલ્સ ચાર્ટિસ્ટો, યુટોપિયન સમાજ-વાદીઓ તથા મજૂર સંઘોના આંદોલનની સાથે સંબંધ રાખતો રહ્યો. આ જ વખતે એણે પોતાના “ ઈ. સ. ૧૮૪૪ માં ઇંગ્લાંડના મજૂર વર્ગની સ્થિતિ ” નામના પુસ્તકની સામગ્રી એકઠી કરી. હવે એ માર્કસની ઘણી જ નજીક આવી ગયો હતો, યુરોપ પાછાં ફરીને ‘પવિત્ર–પરિવાર’ લખવામાં એણે માર્કસને મદદ કરી. ઇ. સ. ૧૮૪૫ માં વેપાર છોડીને એ માર્કસની પાસે બ્રસેલ્સ ચાલ્યો ગયો. બે વર્ષ સુધી એ બંને શોધખોળ, લેખન તથા સંગઠનના કામમાં ગરકાવ રહ્યા. ઈ. સ. ૧૮૪૭ ના ઉનાળામાં, પેરીસની સંસ્થાનો પ્રતિનિધિ માર્કસ, કમ્યુનિસ્ટ લીગને માટે એક નવો કાર્યક્રમ બનાવીને લંડન ગયો. સામ્યવાદી ઘોષણા લખવામાં પણ એણે માર્કસને મદદ કરી.

માર્કસ ‘ ફ્રેંચ પ્રશિયા ’ નામના વાર્ષિકનું સંપાદન કરવા માટે પેરીસ ગયો હતો, અને એ જ વખતે એ વાર્ષિકના ઈ. સ. ૧૮૪૪ ના અંકમાં એન્ગેલ્સનો પણ એક લેખ છપાયો હતો. માર્કસ–એન્ગલ્સની દોસ્તી આ વખતે જ શરૂ થઇ. બ્રસેલ્સમાં ઇ. સ. ૧૮૪૫માં એમનો સંબંધ ગાઢ બન્યો. અને ઇ. સ. ૧૮૪૮ –૫૦ માં યુરોપના ક્રાંતિકારી આંદોલનોના સંચાલનમાં, એન્ગલ્સ માર્કસનો જમણો હાથ બની રહ્યો.

ઈ. સ. ૧૮૫૦ પછી ફરી વાર એ વેપારમાં ચાલ્યો ગયો; છતાં એ રૂપિયા રળવા નહિ પરંતુ પોતાના મિત્રને તેના ભગીરથ કામમાં આર્થિક મદદનો ટેકો દેવા ખાતર જ. એક પ્રતિભાશાળી માણસની આ રીતે પોતાની જાતની અવગણના, આટલો મોટો ત્યાગ એ એન્ગલ્સના જબ્બર વ્યકિતત્વનું દર્શન કરાવે છે. માર્કસે પોતાના એક પત્રમાં એન્ગલ્સને લખ્યું હતું—

“ તમારા વિના હું કદી આ કામ [ કેપીટલ ] પૂરૂં કરી શકયો ન હોત. ફકત મારી ખાતર જ તમે તમારી અદ્દભુત પ્રતિભાને બરબાદ થવા દઇ ગળું રૂંધતા વેપારના આ વાતાવરણને પસંદ કર્યું છે.”

ઈ. સ. ૧૮૬૦ માં એન્ગલ્સનો બાપ ગુજરી ગયો. બધો જ કારભાર એના માથા ઉપર આવી પડયો. એ વખતે એંગલ્સે માર્કસને લખ્યું હતું—

“ આ નઠોર સોદાગરીમાંથી છૂટવાનું જેટલું મને મન છે, તેના કરતાં

બીજી કોઇ વાતમાંથી છૂટવાનો મને મોહ નથી. આ વસ્તુ ધીમે ધીમે મને હલકો પાડી રહી છે. જ્યાં સુધી હું એની અંદર છું ત્યાં સુધી હું બીજા કામને માટે લાયક નથી બની શકતો. ખાસ કરીને જ્યારથી હું એનો ભાગીદાર બન્યો છું ત્યારથી તો સ્થિતિ વધુ ખરાબ થઇ છે. કારણ કે જવાબદારી ખૂબ જ વધી ગઈ છે. વધુ કમાણીનો સવાલ જો નડતો ન હોત તો હું એક સાદા કારકુનથી વધુ કશું જ બનવું પસંદ ન કરત."

તો પણ એન્ગલ્સ ૯ વર્ષ સુધી પોતાની ઇચ્છા વિરૂધ્ધ બાપીકો કારભાર સંભાળતો રહ્યો. ઇ. સ. ૧૮૬૯ માં એન્ગલ્સે પોતાના વેપારનું વેચાણ કરી નાખ્યું. એનાં એની પાસે એટલાં નગદ નાણાં થયાં કે જેમાંથી એ માર્કસને વરસ દહાડે ૩૫૦ પાઉન્ડ આપી શકતો. ઇ. સ. ૧૮૭૦ માં એન્ગલ્સ પણ લંડન ચાલ્યો આવ્યો, અને ત્યારથી મરણ પર્યંત બન્ને દોસ્તો ત્યાં જ રહ્યા. માન્ચેસ્ટરમાં રહેતી વખતે પણ બન્ને મિત્રોનો પત્ર વ્યવહાર તો રોજ ચાલ્યા જ કરતો હતો.

હવે એન્ગલ્સ સ્વતંત્ર હતો. માર્કસ આર્થિક અને સામાજીક સિદ્ધાંતો ઉપર ખૂબ ઉંડી વિચારણા કરતો તથા લખતો ત્યારે એન્ગલ્સ એ વખતના સવાલો પર એ સિદ્ધાંતને અનુસરીને પ્રકાશ પાડતો હતો. માર્કસના મરણ પછી એન્ગલ્સે એનાં ઘણાં પુસ્તકોના અનુવાદ કરાવ્યા તથા તેનું પ્રકાશન કરાવ્યું.

એન્ગલ્સ ખૂબ જ હાજરજવાબી, હોશિયાર વકતા તથા અસામાન્ય પ્રતિભાવાળો આદમી હતો. એણે પોતે આગળ આવવાનો પ્રયાસ કદી કર્યો નહિ. પોતે પોતાના મિત્રની ગણત્રીમાં સાવ તુચ્છ છે એવું કહેવાનો એ પ્રયાસ કર્યા કરતો. એન્ગલ્સનાં પુસ્તકોમાંનાં આટલાં મુખ્ય છે—

૧. 'સમાજવાદઃ યુટોપિયામાંથી વિજ્ઞાન'; વૈજ્ઞાનિક સામ્યવાદ ઉપર લખાયેલાં એ ત્રણ મહત્વનાં પુસ્તકોમાંનું આ એક છે.

૨. 'ઇ. સ. ૧૮૪૪ માં ઇંગ્લાંડના મજૂરવર્ગની અવસ્થા'

૩. 'પરિવારની ઉત્પત્તિ'

૪. 'ફ્વાર બેક'; 'સમાજવાદી દર્શનનાં મૂળ'

૭૫ વર્ષની ઉંમરે ૬ ઠ્ઠી ઓગસ્ટ ઇ. સ. ૧૮૯૫ ને દિવસે એન્ગલ્સનો દેહાન્ત થયો.

**(૨) માર્કસના મુખ્ય સિધ્ધાન્તો**—વિજ્ઞાનની જેમ, સિધ્ધાન્ત તથા પ્રયોગના સુમેળ પર આધાર રાખનાર માર્કસનો સમાજવાદ, વૈજ્ઞાનિક

સમાજવાદ કહેવાય છે. એના સિદ્ધાન્તોમાંના મુખ્ય ત્રણ છે—(ક) ઇતિહાસની ભૌતિક વ્યાખ્યા; (ખ) વર્ગ–સંઘર્ષનો સિદ્ધાન્ત તથા (ગ) વધારાના અથવા તો ફાજલ મૂલ્યનો વિચાર.

**[ક] ઇતિહાસની ભૌતિક વ્યાખ્યા**—આ વસ્તુને અતિશય ટૂંકાણમાં સુંદર રીતે એન્ગલ્સે માર્કસની સમાધિ ઉપર આપેલ ભાષણમાં સમજાવેલ છે. આપણે એ ભાષણ આગળ આપ્યું છે છતાં, એના ઉપર થોડું વધારે લખવાની જરૂર છે. ખાવું, કપડાં, મકાન વગેરે જીવનની જરૂરિયાતની વસ્તુઓ છે. એની ઉપયોગિતા આદિ માનવીથી માંડીને આજના માનવી સુધી દરેકને માટે એક સરખી રહી છે. એનું ઉત્પાદન માણસને માટે હમેશાં જરૂરી રહ્યું છે. ઉત્પાદનની આ શક્તિઓનો, મનુષ્યના સામાજીક પરિવર્તનમાં હમેશાં સૌથી મોટો હાથ રહ્યો છે. ઉત્પાદન–શક્તિઓ એક બાજુ વધતી ગઇ: શિકારમાંથી ખેતી, ખેતીમાંથી ઉદ્યોગ–ધંધા અને ધંધા–વેપારમાંથી કારખાનાંઓ.

આને લઈને સમાજનું સમૂહ બંધારણ પણ બદલાતું ગયું, અને દરેક પગથિયે સમાજની પહેલેથી ચાલી આવતી અવસ્થામાં ખળભળાટ પેદા થયો. ઉત્પાદન–શકિતઓના વધારાની સાથે વ્યક્તિઓનું નવું સંગઠન જરૂરી છે. જૂની વ્યવસ્થા કાયમને માટે ચાલી ન જ શકે. વ્યકિતઓનું નવું સમૂહ બંધારણ પહેલાં ઉત્પાદન અથવા તો આર્થિક ક્ષેત્રમાં થાય છે; પછી સમાજના સામાજીક તથા રાજકીય ચોકઠામાં ફેરફાર જરૂરી બને છે.

એનો અર્થ કાયદામાં તથા આચારો વગેરે બધામાં જ તેમજ સમાજના માનસિક ભાવોમાં પણ ફેરફાર થાય છે. આ બધું બને છે, કારણ કે એના વિના નવા ઉપજેલા સામાજીક પ્રશ્નોનો નિકાલ આવી શકતો નથી. આ વાતો આપણે સમાજની શરૂઆતની અવસ્થાઓમાં સ્પષ્ટ રીતે જોઇ ચૂકયા છીએ.

માર્કસે પોતાના 'અર્થશાસ્ત્રની સમાલોચના' નામના પુસ્તકમાં લખ્યું છે:

"પોતાના વિકાસની એક ચોક્કસ અવસ્થાએ, સમાજની અંદર ઉત્પાદનની મૌલિક શક્તિઓને, ઉત્પાદનની સંપત્તિના એ સંબંધો સાથે અંટસ જામે છે કે, જેની અંદર રહીને ઉત્પાદનની શક્તિઓ આજ સુધી કામ કરતી હતી.

"જે સંબંધો પહેલાં ઉત્પાદન શક્તિઓના વિકાસને મદદરૂપ હતી તેજ હવે એની બેડીઓ બની જાય છે. એવે વખતે ક્રાંતિનો સમય આવી પહોંચે છે. (ઉપરાંત) આર્થિક પાયાના પરિવર્તનની સાથે જ થોડા અથવા તો વધારે પ્રમાણમાં, સમાજનું આખું બંધારણ ઝડપથી બદલાઇ જાય છે."

માર્કસના વિચાર મુજબ ક્રાંતિનું કારણ ફક્ત અર્થનીતિ અને કાયદાઓની એકબીજા સાથેની અથડામણ નથી, પરંતુ એનું કારણ છે ઉત્પાદક શક્તિઓ તથા અર્થનીતિ (જૂના આર્થિક ઢાળા) ની અથડામણ; એટલે જીવનના સામાજીક, રાજકીય તથા આધ્યાત્મિક પ્રવાહનું સામાન્ય સ્વરૂપ કેવું હોવું જોઇએ એ ઉત્પાદનની રીત નક્કી કરે છે.

આપણા ભારતનો સમાજ, દુનિયામાં એક અત્યંત પ્રગતિશૂન્ય સમાજ છે, છતાં પણ પાછલાં પચાસ વર્ષોમાં એમાં પણ પરિવર્તનો થયાં છે, એ આ જ વાતની સાક્ષી પૂરે છે.

'દર્શનની દરિદ્રતા'માં માકર્સે લખ્યું છે કે, ઉત્પાદનની રીતને બદલીને માનવજાતિ, પોતાના બધા જ સામાજીક સંબંધોને બદલી નાખે છે. હાથનું કારખાનું સામન્તને પેદા કરે છે; વરાળ કે વીજળીનું કારખાનું મિલ માલેક અથવા તો મૂડીમાલેકવાળો સમાજ પેદા કરે છે.

છતાંય, માર્કસવાદ ભૌતિક અથવા તો આર્થિક કારણોને જ એકમાત્ર કારણ નથી કહેતો. આ વસ્તુ એન્ગલ્સે ઈ. સ. ૧૮૯૦માં લખેલા એક પત્રમાં સ્પષ્ટ કરી છે—"નવી પેઢી કયારેક કયારેક આર્થિક પ્રશ્નો પર જરૂર કરતાં વધારે ભાર મૂકે છે, એને માટેની જવાબદારી, કંઇક અંશે માર્કસ તથા મારી બન્નેની છે. અમારા વિરોધીઓને જવાબ દેવાને માટે, એ જરૂરી હતું કે, અમારા વિરોધીઓ જે વસ્તુનો ઇન્કાર કરે તે મુખ્ય તત્ત્વ ઉપર અમારે વધારે જોર આપવું."

બીજા એક પત્રમાં એન્ગલ્સે એ વસ્તુને વધુ સ્પષ્ટ કરતાં લખ્યું છે— "ઇતિહાસને માટે આખરી નિર્ણાયક કારણ વાસ્તવિક જીવનની વસ્તુઓનું ઉત્પાદન તથા પુનરૂત્પાદન છે. આથી વધારે ન તો મેં કહ્યું છે કે ન માર્કસે. પરંતુ જ્યારે કોઇ અમારા આ કથનને મરડે મચોડે અને કહે કે ફકત આર્થિક પ્રશ્નો જ એકમાત્ર તત્ત્વ છે, ત્યારે તેઓ અર્થનો અનર્થ કરે છે."

"આર્થિક પરિસ્થિતિ એ તો આધાર છે; પરંતુ ઉપરના આખા ચણતરની કેટલીય વાતો—વર્ગ વિરોધનું રાજકીય સ્વરૂપ તથા પરિણામ, બંધારણીય કાયદાનું સ્વરૂપ, ઉપરાંત આ વાસ્તવિક વિરોધોમાં ભાગ લેનારાઓના મગજમાં પડતા પડઘાઓ—રાજકીય, બંધારણીય, દાર્શનિક, સૈદ્ધાન્તિક તથા ધાર્મિક વિચારો...એમ બધાં જ બળો ઐતિહાસિક અથડામણો ઉપર અસર કરે છે; ઉપરાંત કેટલીય બાબતોમાં એમનાં સ્વરૂપ નક્કી કરવામાં નિર્ણાયક પણ બને છે."

**(ખ) વર્ગ-સંઘર્ષ**—શરૂના સામ્યવાદી સમાજનો નાશ થયા પછી જ્યારથી સમાજ શોષકો અને શોષિતોમાં વહેંચાઇ ગયો ત્યારથી દરેક સામાજીક ફેરફારમાં, આ વર્ગોની અથડામણે મુખ્ય ભાગ ભજવ્યો છે. અઢી હજાર વરસ પહેલાં, બુદ્ધના સમકાલીન હેરાકિલટસે (ઇ. સ. પૂ. ૫૩૫-૪૨૫) કહ્યું હતું—" સંઘર્ષ-અથડામણ એ બધી જ ઘટનાઓની માતા છે." તથા હેગલે (ઇ. સ. ૧૭૭૦-૧૮૩૧) આ જ વસ્તુને બીજા શબ્દોમાં કહી હતી-"વિરોધ એ એક બળ છે, અને તે વસ્તુઓને ગતિ આપે છે." માર્કસે આ સિધ્ધાંતનો પ્રયોગ ખૂબ જ ગહન તથા વિશાળ ક્ષેત્ર-માનવ સમાજના આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં કર્યો. જૂના વર્ગયુકત સમાજોની માફક જ આજે મૂડીમાલિક પોતાના મૂડીવાદને કાયમ રાખવા ઇચ્છે છે, અને એને સ્થાયી તથા કદી નાશ ન પામે તેવો માને છે; પરંતુ કામદાર વર્ગ જૂના સમાજના કાયમીપણાને પસંદ કરતો નથી.

જૂના જમાનામાં, જ્યારે હેરાકિલટસ તથા પ્લેટો પોતાનાં દર્શનો રચી રહ્યા હતા ત્યારે બધી જ વસ્તુઓ દાસોની મહેનતથી પેદા થતી હતી. આ દાસો પોતાના માલિકોની મિલ્કત ગણાતા. એટલે હેરાકિલટસ વર્ગ સંઘર્ષના મહત્વને સમજી શકતો હતો. માર્કસ વર્ગ-સંઘર્ષને વર્ગની સાથે ઉત્પન થયેલો ને વર્ગના નાશની સાથે નાશ પામનારો માને છે. શરૂમાં વર્ગ વગરનો સમાજ હતો. એ રીતે સામ્યવાદી સમાજ સ્થપાતાં ફરી સમાજ પાછો વર્ગહીન બની જશે. પછી વર્ગ-સંઘર્ષ નહિ રહે. કુદરતની સાથેની અથડામણો ભલેને થતી રહે, એથી તો માનવ-સમાજની પ્રગતિ પણ થતી રહેશે.

આ વર્ગ-સંઘર્ષ શા માટે છે? એ એટલા જ માટે થાય છે કે શકિતશાળી વર્ગ પોતાના સ્વાર્થોને અકબંધ રાખવા ધારે છે. વર્ગ સ્વાર્થનું સૌથી જૂનું અને વિચિત્ર સ્વરૂપ છે, ઉપજના વધુમાં વધુ ભાગને પોતાના કાબૂમાં રાખવાનું. મૂડીવાદી સમાજમાં ઉત્પાદનની રીત એ જ શોષણની રીત છે. મિલમાં મજૂર કામ કરીને કાપડ પેદા કરે છે અને સાથે જ મિલમાલિક એના કેટલાય કલાકોની ઉપજને ચોરીને, પોતાના નફા રૂપે સંઘરતો જાય છે. નફો એ મૂડીમાલેકોનો દેવતા છે. વાણિયા-વેપારીઓનો પણ એ જ દેવતા છે. કદાચ એટલા જ માટે આપણે ત્યાંના વાણિયાઓ સિંદૂરથી મોટે અક્ષરે "લાભ શુભ" પોતાના દરવાજાઓ ઉપર લખી રાખે છે.

આમ તો મૂડીમાલેકો સારા તથા કોમળ હૃદયના જણાય છે. અનાથા-

શ્રમો તથા ધર્મશાળાઓ બંધાવે છે, લંગડી લૂલી ગાયોને માટે પાંજરાપોળો ખોલે છે. ભારતમાં એમની ઘણી મોટી સંખ્યા માંસ–માછલાંને અડતી પણ નથી, અને માત્ર શાક ભાજી પર ગુજારો કરે છે. છતાં, આ સિંદૂરના લખેલાં "લાભ" ઉપર નાની એવી ચોટ લાગવા દ્યો તો! પછી જુઓ એમની બધી જ અહિંસા, જીવદયા અને એમનાં બધાં જ દર્શનો કયાં ચાલ્યાં જાય છે? મૂડીમાલેક હમેશાં પોતાનો નફો વધારવા ઇચ્છે છે. પરંતુ એ નફો આખરે તો મજૂર પાસેથીજ મેળવવાનો હોય છે. મૂડીવાદે માણસોની એક મોટી સંખ્યા પાસે ઘર તથા જમીનની મહોબત છોડાવીને તેમને એક જગ્યાએ જમા કર્યા છે. એમની આજીવિકાનો આધાર ફકત હમેશાં હાથ પગ ચલાવવા પર તથા તેના બદલામાં મૂડીમાલિક જે આપે તેના પર જ રહે છે.

પરંતુ આ રીતે એક મોટી જમાત એક જગ્યાએ જમા થવાથી મજૂરોમાં સંઘશકિત પણ આવે છે અને એ શક્તિ ત્યારે જ પ્રગટ થાય છે કે જ્યારે માલિકો મજૂર ઘટાડવાનો તથા કોઇને અન્યાયથી કાઢવાનો પ્રયાસ કરે. મજૂરોનું સંઘબળ તોડવાને માટે, કડકમાં કડક નિયમો મૂડીમાલેકોની સરકારોએ બનાવી રાખ્યા છે. છતાં મૂડીમાલેકો એટલાથી સંતોષ પામતા નથી.

મૂડીમાલેકોએ પોતાના મિલમાલેક મંડળોનું સંગઠન મજબૂત બનાવ્યું છે, એટલું જ નહિ પરંતુ એમણે બીજી અનેક જાતનાં સંગઠનો પણ બનાવી રાખ્યાં છે. અમેરિકન મૂડીમાલેકોએ ચૂંટણીમાં લડવા માટે તથા એમાં બેઇમાની કરવા માટે ટેમની–હોલ જેવી સંસ્થાઓ સ્થાપી રાખી છે. હડતાળ તોડવા માટે કાળપગાં ભરતી કરવાનું એક જુદું સંગઠન કરી રાખ્યું છે. માહિતીઓ મેળવવા માટે પોતાનું જુદું મજબૂત એવું છૂપી બાતમી ખાતું બનાવી રાખ્યું છે.

પાછળ રહીને યંત્રની જેમ સરકારને ચલાવવાને માટે મુખ્ય મુખ્ય વ્યકિતઓની ટોળકી હોય છે.

મજૂરો અને એમના કાર્યકર્તાઓને ચળવળ કરતાં રોકવા માટે તથા તેમને ડરાવવાને માટે એમણે પોતાની પાસે ગુંડાઓનાં દળ રાખેલાં હોય છે. જમશેદપુર, કાનપુર, કલકત્તા, કયાંયના પણ કારખાનાંને જોઇ વળો–અમેરીકન મૂડીમાલિકોની માફક પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણે આ ઉપાયોની યોજના અહીં પણ કરવામાં આવી છે. માત્ર મારપીટ જ નહિ, પરંતુ મૂડીમાલિકોના ગુંડાઓ મારફત એટલી નિર્દય હત્યાઓ કરાવાઇ છે કે, એનો ઇતિહાસ લખાય

તો એ વાંચીને આપણું દિલ કકળી ઉઠશે. મૂડીમાલિકો તથા એમને વેચાઇ ગયેલા દાસોનાં અખબારો જે બૂમો પાડી પાડીને દરેક વખતે હડતાળીઆ મજૂરો વિરુદ્ધ કોલમો ભરી ભરીને લખી કાઢે છે—એ ફક્ત "હુમલો એ બચાવનો સૌથી સરસ ઉપાય છે" એ કહેવતને જ સાચી ઠરાવે છે.

**મજૂરો જ ક્રાંતિના અગ્રેસરો**—સર્વહારા જાંગરી ( હાથપગ ચલાવીને જીવવાવાળો) વર્ગ એવી પરિસ્થિતિમાં મુકાયેલો છે કે તે સંઘર્ષથી અલગ રહી શકે જ નહિ. અલગ રહેવું એટલે મજૂરી ઓછી મેળવવી, બેકારી ભોગવવી અને સહકુટુંબ ભૂખે મરવું. એટલે મૂડીવાદી વર્ગને ઉથલાવવા માટે આ વર્ગના જ પ્રયત્નો સૌથી વધુ હોય છે. ખેડૂતો પણ ક્રાંતિ ઇચ્છે છે. મજૂરના વર્ગમાં ગણાતા જતા મધ્યમવર્ગના અર્ધા હાથપગ ચલાવનારાં સંતાનો પણ ક્રાંતિના બોલ બોલવા લાગે છે. છતાં ક્રાંતિનો આધાર મુખ્ય તો હાથપગ ચલાવનાર કામદાર વર્ગ જ થશે.

આ વસ્તુનો પત્તો તો આપણને ત્યારે જ લાગે કે, જ્યારે આપણે એમની આર્થિક અથવા તો સંપત્તિના સંબંધો ઉપર નજર નાખીએ અને જોઇએ કે કોનું કેટલું શોષણ થઇ રહ્યું છે; રાજકીય દૃષ્ટિએ કોણ કેટલા પીડાઇ રહ્યા છે, કોનામાં કેટલી ગરીબી છે; તથા વસ્તુઓના ઉત્પાદનમાં કોનો કેટલો હાથ છે; ખાનગી સંપત્તિના પંજામાંથી નીકળી જવાના ભયમાંથી કોણ કેટલો મુક્ત છે; ઉત્પાદન તથા સાથે મળીને કામ કરવા માટે, સંઘબદ્ધ થવામાં કોને વધુ સગવડ છે. એ બધાને માટે નીચેનો કોઠો જુઓ—

| **વર્ગ સંપત્તિ** | ખેડૂત | મધ્યમ વર્ગ | કામદાર વર્ગ |
|---|---|---|---|
| ૧ આર્થિક શોષણ ? | હા | હા | હા |
| ૨ રાજકીય સતામણી ? | હા | હા | હા |
| ૩ દરિદ્રતા ? | હા | હા | હા |
| ૪ ઉત્પન્ન કરનારો વર્ગ ? | હા | ના | હા |
| ૫ ખાનગી–સંપત્તિના બંધનમાંથી મુક્ત ? | ના | હા—ના | હા |
| ૬ કામ કરવામાં સંઘબદ્ધતા ? | ના | ના | હા |

છએ કસોટીએ કસતાં જણાય છે કે કામદાર વર્ગ જ એ બધામાં પાર ઉતરે છે.

વર્ગ–સંઘર્ષનો અર્થ એક વર્ગનું બીજા વર્ગની વિરૂદ્ધ મેદાનમાં ઉતરવું. અને આ સંઘર્ષ જ પરિવર્તનનું મુખ્ય સાધન છે. તેના મારફત સમાજમાં પરિવર્તન લાવી શકાય છે. 'સંઘર્ષ દુનિયામાં નથી; અથવા તો એ ખૂબ ખરાબ છે' એમ કહીને, આંખો બંધ કરી દીધે નહિ ચાલે. જ્યાં સુધી જુદા જુદા વિરોધી સ્વાર્થવાળા વર્ગો હયાત છે ત્યાં સુધી સતામણી પામતા અને અત્યાચાર સહેનારાઓને સંઘર્ષથી દૂર રહેવાની સલાહ આપવી એ બકરાંને વરૂના મોંમાં ફેંકવા જેવું છે.

(ગ) **મૂલ્યનો સિદ્ધાન્ત**—વધારાના મૂલ્ય (લાભ–નફા) નો સિદ્ધાન્ત એ માર્કસના આર્થિક વિજ્ઞાનના ગંભીર ચિન્તનનું એક મહત્વપૂર્ણ ફળ છે. ભૌતિક વ્યાખ્યા તથા વર્ગસંઘર્ષ એ વૈજ્ઞાનિક સમજવાદ–માર્કસવાદના સામાજીક આધારો છે, તથા મૂલ્ય સંબંધોનો સિદ્ધાન્ત એનો આર્થિક આધાર છે. માર્કસે મૂલ્યની બાબતમાં કહ્યું છે—

"બધી ઉપયોગની વસ્તુઓમાં શ્રમ ભળેલો છે. એ શ્રમ સૌનો સહિયારો અને સામાજીક છે." કોઇ પણ વસ્તુ એક આદમીના શ્રમથી નથી બની. એમાં આખા સમાજનો હાથ છે. કુંભાર ઘડો બનાવે છે એમાં એ સુથાર, લુહાર, કડીયા વગેરેના શ્રમની મદદ લે છે; એટલું જ નહિ પરંતુ પેઢીઓથી આ હુન્નરમાં વિકાસ પામતા આવેલ અનુભવનો પણ ઉપયોગ કરે છે.

આ રીતે બધી ઉપયોગી વસ્તુઓ સહિયારા, સામાજીક શ્રમથી બને છે. માર્કસે આગળ કહ્યું છે—"વસ્તુની મહત્તા કે એનું સાપેક્ષ મૂલ્ય, એમાં ભળેલ એ સામાજીક શ્રમના ઓછા વત્તા પ્રમાણ પર આધાર રાખે છે, એટલે કે (વસ્તુના) ઉત્પાદનમાં જેટલી માત્રામાં શ્રમની જરૂરિયાત હોય છે તેના ઉપર આધાર રાખે છે. એટલે જ, વસ્તુઓના સાપેક્ષ મૂલ્યનો આધાર, શ્રમની એ માત્રા કે પરિણામ ઉપર આધાર રાખે છે, જેને એ વસ્તુઓ બનાવવામાં, ભરી દીધી છે."

વસ્તુના ઉત્પાદનમાં માત્ર એટલો જ શ્રમ ભળેલો નથી, કે જે સીધો એમાં નાખવામાં આવ્યો છે, પરંતુ જે હથિયારો અને બીજા સામાનની અનિવાર્ય મદદથી એ વસ્તુ બની છે, એ બધોજ સામાજીક રીતે અનિવાર્ય શ્રમ એમાં શામેલ છે. કિંમત એ મૂલ્ય નથી; પરંતુ મૂલ્યનું રૂપિયા, આના, પાઇમાં કહેવામાં આવેલું રૂપ છે. કિંમત, સ્વાભાવિક અને બજારની એમ બન્ને જુદી જુદી

હોય છે. એ બેમાં ફરક આપણને ત્યારે જ જણાય છે કે, જ્યારે કાલે ચાર આનામાં જે તાકામાંથી કપડું વેપારીએ કાપી આપ્યું હતું, તેજ કપડું, તેજ તાકામાંથી આજે એ છ આને આપે છે. આ બજારની કિંમત ઉપજ અને ખપત ઉપર આધાર રાખે છે. જો બજારમાં વસ્તુઓ ઓછી હોય, અને માંગ વધુ હોય તો કિંમત વધી જાય છે; માંગ ઓછી હોય અને ઉપજ વધુ હોય તો સસ્તી થઈ જાય છે. જો ઉપજ અને માંગ બરાબર હોય તો સ્વાભાવિક અને બજારની એ બન્ને કિંમતો એક સરખી રહે. અહીં એ પણ યાદ રાખવું જોઇએ કે મૂડીવાદીઓ સટ્ટાબાજીથી પણ માંગને કૃત્રિમ રીતે વધારી દઇને બન્ને જાતની કિંમતમાં તફાવત ઊભો કરી નફો મેળવે છે.

શ્રમની શકિતની વ્યાખ્યા કરતાં માકર્સે કહ્યું છે–" શ્રમશકિતનું મૂલ્ય એ જરૂરીઆતોના મૂલ્ય ઉપર આધાર રાખે છે કે જે એને પેદા કરવામાં, એનો વિકાસ કરવામાં, એને કાયમી બનાવવામાં તથા ચાલુ રાખવામાં જરૂરી હોય છે. " આ વ્યાખ્યા પ્રમાણે મજૂરનો પોતાનો શારીરિક ખર્ચ જ એમાં સામેલ થતો નથી, પરંતુ એના મનને સ્વસ્થ રાખવાને માટે તથા એનું સ્થાન ખાલી ન પડે માટે જરૂરી એવાં એનાં બાળકોની યોગ્ય સંખ્યાનો ખર્ચ પણ એમાં સામેલ થઈ જાય છે.

**અતિરિકત અર્થાત્ વધારાનું મૂલ્ય**–ધારો કે એક મજૂરની એક દિવસની જરૂરીઆતની ચીજોના ઉત્પાદનને માટે છ કલાકનો શ્રમની જરૂર છે. અને ધારો કે, આ છ કલાકના શ્રમની ઉપજ ત્રણ રૂપિયા જેટલી છે. તો પછી માણસની શ્રમ શકિતની એક દિવસની કિંમત ૩ રૂપિયા થશે. કામ કરનારો મજૂર જો પોતાનો શ્રમ કોઇ મૂડીદારને ત્રણ રૂપિયે વેચે તો એ એને મૂળ કિંમતે વેચી ગણાય.

જો એ ખાંડના કારખાનામાં કામ કરતો હોય તો શેરડીમાં ત્રણ રૂપિયાનો શ્રમ મેળવીને ચાર આને મણવાળી સો મણ શેરડીમાંથી ૧૨ રૂા. મણવાળી ખાંડ બનાવે છે. જે ત્રણ રૂપિયાનો શ્રમ એણે ખાંડમાં મેળવ્યો, તે તેને મજૂરીના રૂપમાં ફરી પાછો મળી ગયો હોત તો, મૂડીમાલેકને અતિરિકત અથવા તો ફાજલ મૂલ્ય (લાભ) ન મળત. પણ જો મજુર બાર કલાક કામ કરે અને એને ત્રણ જ રૂા. મળે, તો એનો અર્થ એ કે મજુરે છ કલાક વધારાનું કામ કર્યું, અને એ મૂડીમાલેકના ખીસામાં અતિરિકત મૂલ્ય અથવા તો લાભ બનીને ચાલ્યો ગયો. મૂડીવાદનો પાયો આ અતિરિકત મૂલ્ય છે.

**૩: સામ્યવાદી ઘોષણા [કમ્યુનિસ્ટ જાહેરનામું]** આપણે પહેલાં જ જણાવી ગયા છીએ કે કઈ રીતે વિદેશમાં રહેનાર જર્મન કામદારોની ઈ. સ. ૧૮૩૬ માં સ્થાપાયેલી 'ન્યાયી લીગ' માર્કસની અસર તળે આવીને કમ્યુનિસ્ટ [સામ્યવાદી] લીગ બની ગઈ. ઈ. સ. ૧૮૪૭ માં લીગની પહેલી બેઠક [કોંગ્રેસ–સમિતિ] લંડનમાં થઈ; તથા બીજી થઈ ઈ. સ. ૧૮૪૭ ના ડિસેમ્બરમાં. માર્કસ ત્યાં હાજર હતો. એ વખતે ત્યાં ને ત્યાં માર્કસ તથા એન્ગલ્સને એક નવો કાર્યક્રમ ઘડી કાઢવાનું કામ સોંપવામાં આવ્યું. એન્ગલ્સની મદદથી માર્કસે એ કાર્યક્રમ લખી કાઢયો. તે 'કમ્યુનિસ્ટ જાહેરનામું' તરીકે જગવિખ્યાત બન્યું. આ જાહેરનામું એ માર્કસની શરૂઆતની કૃતિઓમાંનું એક છે, છતાં એનું મહત્વ છેવટ સુધી અને હજી ય એટલું જ મોટું છે.

ઈ. સ. ૧૮૪૮ ની શરૂઆતમાં આ જાહેરનામાનું મૂળ જર્મન તથા એનો ફ્રેન્ચ અનુવાદ બહાર પડયાં. એ પ્રકાશિત થાય તે દરમ્યાનમાં જ ફ્રાંસમાં ફેબ્રુઆરી ઈ. સ. ૧૮૪૮ માં ક્રાંતિ શરૂ થઈ ગઈ; એટલું જ નહિ પણ માર્ચમાં બર્લીન તથા થોડા સમય પછી વીએના (ઓસ્ટ્રીઆ) માં પણ બળવા ફાટી નીકળ્યા.

ઈ. સ. ૧૮૫૦ માં જાહેરનામાનો અંગ્રેજી અનુવાદ છપાયો. પહેલા મહાયુદ્ધના સમયમાં જ્યારે તુર્કી ભાષામાં એ જાહેરનામું પ્રગટ થયું, ત્યારે સુલતાનની પોલીસે કાર્લ માર્કસ તથા ફ્રેડરિક એન્ગલ્સ નામના રાજદ્રોહીઓને પકડવાને માટે વોરંટો કાઢયાં હતાં !

કમ્યુનિસ્ટ જાહેરનામું એ માર્કસવાદનું મૂળભૂત પ્રતિપાદન છે. ૨૯ વર્ષની ઉંમરે માર્કસે એ લખ્યું હતું. ત્યાર બાદ તો એણે કેટલાંય પુસ્તકો તથા લેખો લખ્યા. છતાં એ બધાં આ મૂળતત્ત્વોને જ વધુ સ્પષ્ટ કરતાં હતાં. માનવ ઈતિહાસના બધા જ રાજનૈતિક નિબંધોમાં કમ્યુનિસ્ટ જાહેરનામું એ સૌથી મહાન, સૌથી સ્પષ્ટ તથા સૌથી વ્યાપક અર્થ અને પ્રેરણા આપનારી કૃતિ છે.

[૧] જાહેરનામાના ચાર ભાગ છે. પહેલા ભાગમાં મૂડીમાલેક અને હાથપગ ચલાવનાર શ્રમજીવી–પ્રોલેટેરીએટ એમ બન્ને વર્ગોની જાગ્રતિ અને વિકાસનું રૂડું વિવરણ છે. મૂડીમાલેક, સામાજીક અથવા તો સામૂહિક રૂપથી ઉત્પન્ન થતાં ઉત્પાદનનાં સાધનો–યંત્રો અને કારખાનાંઓનો માલિક છે. શ્રમજીવીઓ પાસે ઉત્પાદનનાં પોતાનાં સાધનો નથી હોતાં. કામ કરીને જીવવાને માટે,

એમને પોતાનો શ્રમ વેચવા સિવાય બીજો આરો નથી.

દુનિયાનો ઇતિહાસ, એ વર્ગ સંઘર્ષોનો ઇતિહાસ છે. દાસતા, સામન્તશાહી તથા મૂડીવાદી યુગમાં, પીડિત અને પીડનારાઓ વચ્ચેનો આ સંઘર્ષ ક્યારેક છૂપી રીતે, તો ક્યારેક પ્રગટ રીતે ચાલતો રહ્યો, અને એનો અંત "કાં તો સમાજના ક્રાન્તિકારી પુનર્નિર્માણના રૂપમાં આવ્યો, અથવા તો બન્ને વિરોધી વર્ગોના નાશમાં આવ્યો."

અમેરીકાની શોધ તથા એશિયાના દરવાજા ખૂલવાની સાથે સાથે જ સંસારનાં બજારોનો પણ વિસ્તાર થયો. એટલે મૂડીવાદનો જન્મ થયો. ત્યારબાદ બજારની માગણીઓને પૂરી કરવાને માટે તથા વધુમાં વધુ લાભ મેળવવાને માટે વરાળથી ચાલતાં યંત્રો-કારખાનાંઓ, વાહન વ્યવહાર માટે વરાળથી ચાલતી રેલ્વેઓ અને જહાજોનો પ્રચાર થયો.

મૂડીવાદ વધવાની સાથે જ, સામન્તશાહી સાથે એને અથડામણ થઈ. એનાં પરિણામે મૂડીવાદે સામન્તશાહીને હરાવી અને પોતાની મહત્તા પ્રસ્થાપિત કરી. ઉત્પાદનની શકિતઓ એણે એટલી વધારી દીધી કે જેની પહેલાં કોઈને કલ્પના પણ આવી શકતી નહિ.

મૂડીવાદે એક બીજું પણ કામ કર્યું. કાચા તથા તૈયાર માલની લેવડદેવડ મારફત એણે દુનિયાને એકબીજાને આધારે જીવતી બનાવી દીધી. પહેલાં ઉત્પાદન છુટક છુટક થતું, એને એણે કેન્દ્રિત કરવાની શરૂઆત કરી. મૂડીવાદીઓની શકિત વધતી ગઇ. રાજ્યતંત્ર ઉપર પણ એમની સત્તા વધતી ચાલી.

સામન્તશાહી સમાજે ઉત્પાદનની એવી શકિતઓ પેદા કરી કે જેના ઉપર તે કાબુ રાખી શકતો નહિ. વેપાર વધારીને, યંત્રો કારખાનાંની શરૂઆત કરીને એણે મૂડીવાદને એ જ રીતે જન્મ આપ્યો. મૂડીએ ઉત્પાદનનાં જબરજસ્ત સાધનો તૈયાર કર્યાં. એની વહેંચણી અને વિનિમય-લેવડ દેવડની રીતો પણ ઓછી આશ્ચર્યકારક નથી.

આમ છતાં ઉત્પાદન અને વહેંચણીમાં સમતોલતા આવી શકી નહિ. ઉત્પાદન તો વધ્યું, પરંતુ એને ખરીદવાને માટે મજૂરોના હાથમાં જે પૈસા જોઇએ, એમાં નફાને માટે કાપ મુકાયો. એથી બધી જ વેચવાની ચીજો ખરીદવાને માટે પૈસા રહેતા નહિ, અને પરિણામે થોડા થોડા વખતને અંતરે મંદીઓ આવી, તથા જાણીબૂઝીને માલનો નાશ કરવાનો સમય આવ્યો.

આ રીતે જે હથિયાર વડે મૂડીવાદે સામન્તશાહીને ખતમ કરી, એ જ

હથિયાર હવે એના પોતાના નાશને માટે ખડું થયું હતું.

મૂડીવાદે પોતાના નાશને માટે માત્ર હથિયાર તૈયાર કર્યું એટલું જ નહિ, પરંતુ એવા આદમીઓ પણ તૈયાર કર્યા છે, જેઓ એ હથિયારને વાપરી શકે. આ આદમીઓ તે એમનાં પોતાનાં જ કારખાનાંઓના મજુરો છે.

મધ્યમ વર્ગના વેપારીઓ, ધંધા ઉદ્યોગવાળાઓ અને કિસાનો ધીરેધીરે નીચે પડતા જાય છે. એમાંથી જ શ્રમજીવીઓની ફોજના રંગરુટોની ભરતી થાય છે. આત્મરક્ષાને આજીવિકાનું રક્ષણ—એને માટે મજુરો સંગઠિત થઈ રહ્યા છે, અને એમનાં હિતોનું માર્ગદર્શન કરવાને માટે એમનો રાજકીય પક્ષ—મજુર પક્ષ બની રહ્યો છે.

બીજા સમૂહોમાં પણ નિરાશા વધી રહી છે. આમ છતાં મજુરોનો જ વર્ગ એવો છે, જે ક્રાન્તિ લાવવાની શકિત ધરાવે છે. બીજા કચડાતા વર્ગો પોતાના વર્તમાન નહિ, પરંતુ ભવિષ્યમાં મળનારા અધિકારોને માટે લડવા ઇચ્છે છે, જ્યારે મજુરો પોતાના વર્તમાનને માટે લડે છે. મજુર આંદોલન એ લઘુમતિનું નહિ, પરંતુ ઇતિહાસમાં સૌથી મોટી બહુમતિનું આંદોલન છે. મજુરોની હાલત દિવસે દિવસે બગડતી જાય છે, મજુરી ઘટતી જાય છે તથા બેકારી વધતી જાય છે. મૂડીવાદીઓ ખુદ પોતાની જ કબર ખોદનારા આ મજુરોને તૈયાર કરી ચૂકયા છે.

[૨] જાહેરનામાના બીજા ભાગના એક પ્રકરણમાં, મજુરોનો કમ્યુનિસ્ટે સાથે શો સંબંધ છે, એ બતાવવામાં આવ્યું છે. કમ્યુનિસ્ટો, મજુર વર્ગનું એક અંગ છે; એટલે એનાથી જુદા હોવાનો ખ્યાલ ખબ જ ખરાબ છે. (૧) મજુરવર્ગની બીજી પાર્ટીઓની વિરુદ્ધ, કમ્યુનિસ્ટોની કોઈ જુદી પાર્ટી નથી. (૨) શ્રમજીવી (પ્રોલિટેરિયેટ) વર્ગના બધા જ સ્વાર્થોથી જુદો એવો એમનો પોતાનો કોઈ સ્વાર્થ છે નહિ. (૩) શ્રમજીવી આંદોલનને કોઇ ખાસ સ્વરૂપે બીજા બીબામાં ઢાળવા માટે, તેઓ પોતાના પક્ષના કોઇ પણ સિદ્ધાન્તને વાપરવા ધારતા નથી."

"(કમ્યુનિસ્ટ) દરેક દેશના મજૂરવર્ગનો સૌથી મોખરે રહેનારો અને દૃઢ મનવાળો ભાગ છે. આ ભાગ બીજાઓને આગળ દોરી જાય છે. બીજી બાજુથી, સિદ્ધાન્ત સમજવામાં શ્રમજીવીઓની મોટી જનસંખ્યા કરતાં તેઓ એ રીતે વિશેષ છે કે, કૂચના રસ્તાઓ તથા શ્રમજીવી આંદોલનના આખરી

પરિણામ તથા હરેક પરિસ્થિતિ તે સ્પષ્ટ રીતે સમજે છે...કમ્યુનિસ્ટોનો સૌથી પ્રથમ ઉદ્દેશ છે–શ્રમજીવી વર્ગને એક વર્ગમાં સંગઠિત કરવો; સમાજ પરના મૂડીવાદી પ્રભુત્વને પલટાવી નાખી, પ્રોલેટેરીએટ મારફત (સમાજ શાસનની) સત્તા પર અધિકાર જમાવવો.

કમ્યુનિસ્ટોનો (સિદ્ધાન્ત) સાર કોઇ વિશ્વસુધારકે શોધેલા વિચારને આધારે સ્ફૂર્યો નથી, પરંતુ એને આપણી આંખો સમક્ષ ચાલતા ઐતિહાસિક આંદોલનનો આધાર છે.

બીજા વિભાગમાં કમ્યુનિસ્ટો ઉપર કરવામાં આવેલા આક્ષેપોનો જવાબ આપવામાં આવ્યો છે. સામ્યવાદ, કોઈ પણ માણસને, સમાજ મારફત ઉપજાવવામાં આવેલા પદાર્થોનો ઉપભોગ કરવાના અધિકારમાંથી વંચિત રાખવા નથી ધારતો. એ ફક્ત એટલું જ ઇચ્છે છે કે, આ જગતના ઉપયોગ મારફત, બીજાના શ્રમ ઉપર કાબુ મેળવવાનો પ્રયાસ ન કરવામાં આવે.

મૂડીવાદીઓ બરાડી ઉઠે છે કે મજૂરોના રાજથી સંસ્કૃતિનો નાશ થઈ જશે, પરંતુ મૂડીવાદીઓની સંસ્કૃતિ એ માણસને યંત્રની જેમ કામ કરતો કરવાના શિક્ષણથી વિશેષ બીજું શું છે? કમ્યુનિસ્ટો સ્ત્રીઓ ઉપર સહિયારો અધિકાર નથી માગતા, તેઓ ફક્ત એટલું જ કહે છે કે, સ્ત્રીઓની અર્ધ-દાસતાની હાલત બંધ થવી જોઇએ. છાની અને છતી, બધા જ પ્રકારની વેશ્યાવૃત્તિ બંધ થવી જોઇએ અને સ્ત્રીને સમાજમાં બધી જ રીતે સરખું સ્થાન મળવું જોઇએ.

કમ્યુનિસ્ટો સ્વદેશ અને રાષ્ટ્રીય ભાવનાને નાબુદ કરવા માગે છે એ આક્ષેપનો આ જવાબ છે–"મજુરને પોતાનો કોઈ દેશ નથી. જે એની પાસે છે જ નહિ, એને અમે છીનવીએ કઈ રીતે? કામદારોને રાજકીય સત્તા મેળવવી છે, રાષ્ટ્રના મુખ્ય વર્ગ બનવું છે, (અને) એ જ ખુદ રાષ્ટ્રીય કાર્ય છે."

પરંતુ રાષ્ટ્રીયતાનો જૂનો ખ્યાલ એ છે કે, એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્ર ઉપર ત્રાટકવું, હંમેશને માટે લડવાની તૈયારી કરતા રહેવું. એવી જાતની રાષ્ટ્રીયતા કમ્યુનિસ્ટો નથી ઇચ્છતા. "વર્ગોની અંદર અંદરની લડાઇઓ જેટલા પ્રમાણમાં ખલાસ થશે, તેટલા જ પ્રમાણમાં એક જાતિનો બીજી જાતિ તરફનો ખટરાગ ઓછો થશે."

કમ્યુનિસ્ટ કાર્યક્રમની બાબતમાં કહેવામાં આવ્યું–"ક્રાંતિમાં મજૂર વર્ગોનું પહેલું કામ પોતાની જાતને શાસકવર્ગમાં બદલાવી નાખવાનું તથા લોક-

શાહીના યુદ્ધને જીતવાનું છે. કામદારો પોતાની શકિતને વાપરશે...મૂડીવાદી વર્ગની બધી જ મૂડીને પોતાના હાથમાં લઇ લેવાને માટે. ઉત્પાદનનાં બધાં જ સાધનોને તે કેન્દ્રિત કરે છે. રાજ્ય–શાસક વર્ગ તરીકેના સંગઠિત કામદારોનાં આ તાત્કાલિક કામો છે–જમીનદારી પ્રથાનો નાશ તથા તમામ પ્રકારના જમીન પરના કરવેરાનો સાર્વજનિક કામોમાં વપરાશ. આવકના પ્રમાણમાં વધતા જતા આવકવેરા મારફત વારસાના બધા જ અધિકારોને બંધ કરાવી દેવા. ભાગેડૂઓ તથા દ્રોહીઓની સંપત્તિને જપ્ત કરવી. રાજ્યની મૂડી વાપરીને રાષ્ટ્રીય બેંક સ્થાપવી તથા એના મારફત બધી જ લેણદેણનાં કામોને કેન્દ્રિત કરવાં. વાહન વ્યવહારનાં તમામ સાધનો રાજ્યના હાથમાં કેન્દ્રિત કરવાં. રાજ મારફત ઉત્પાદનનાં સાધનો અને ફેક્ટરીઓ વધારવાં. પડતર જમીનોને ખેડાણના ઉપયોગમાં લેવી તથા સહકારી યોજના મુજબ જમીનની સામાન્ય ઉપજ વધારવી.

શ્રમને માટે સૌને જવાબદાર બનાવવા. ખેતીને માટે ઔદ્યોગિક સેનાની સ્થાપના કરવી; ખાસ કરીને ખેતીનાં યંત્રો તથા કારખાનાંના ઉદ્યોગો વચ્ચે નજીકનો સંબંધ બાંધવો. દેશમાં વધુ ને વધુ સમાન વહેંચણી કરીને ગામડાં અને શહેરો વચ્ચેનું અંતર કાપી નાખવું. સાર્વજનિક શાળાઓમાં તમામ બાળકોને મફત શિક્ષણ આપવું. નાની ઉંમરના છોકરાઓને ફેક્ટરીઓમાં કામ કરતા બંધ કરી દેવા. શિક્ષણ અને ઔદ્યોગિક ઉત્પાદનનો સુમેળ સાધવો–વગેરે.

મજૂરવર્ગ પોતે જ આખરે પોતાને ટાળી નાખશે. જ્યારે વિકાસના રસ્તે ચાલતાં ચાલતાં, "વર્ગભેદ ભૂંસાઈ જશે અને બધું જ ઉત્પાદન આખા રાષ્ટ્રના વિશાળ સંગઠનના હાથમાં એકઠું થઇ જશે, ત્યારે રાજનૈતિક શકિતનું (રાજ્યનું) રાજકીય સ્વરૂપ કરમાઇ જશે. રાજનૈતિક શકિતએ ખરી રીતે એક વર્ગે બીજા વર્ગને પીટવાને માટે સંગઠિત કરેલી શકિત માત્ર છે." શ્રમજીવી વર્ગ રાજશકિત મારફત બધા જ ઉત્પાદનને પોતાના હાથમાં લઇને શોષકવર્ગનો અંત આણશે તથા વર્ગદ્વેષના ભાવોને હટાવી દઇને એક વર્ગ બની જશે; એક વર્ગ તરીકે પ્રાપ્ત કરેલ પોતાની સત્તાને છોડી દેશે. હવે "જૂનો મૂડીવાદી સમાજ, એના વર્ગો અને વર્ગ વિરોધોની જગ્યાએ એક એવું સંગઠન બનશે કે જેમાં સૌના વિકાસની સાથે સાથે દરેકનો સ્વતંત્ર વિકાસ પણ થશે."

(૩) ત્રીજા ભાગમાં બીજા પ્રકારના સમાજવાદોનું ખંડન છે. "વર્તમાન સમાજના દરેક કાયદા-કાનૂનો ઉપર યુટોપિયન સમાજવાદીઓના પ્રહાર,

એ મજુર વર્ગની આંખો ખોલવાને માટેની અતિશય મૂલ્યવાન વસ્તુ હતી." પરંતુ દરેક વર્ગને, અને શાસકવર્ગને માટે તો ખાસ કરીને, હૃદય પરિવર્તનની એમની અપીલ નકામી જ હતી. લોકોએ વર્ગ–સ્વાર્થ પર સંગઠિત થએલ સમાજની બૂરાઇઓ જોઈ લીધી, ત્યાર પછી તેઓ વર્ગયુક્ત સમાજને કઇ રીતે ઇચ્છનીય સમજે?

સમજાવી પટાવીને શાસક વર્ગનું હૃદય પરિવર્તન કરવું એ એક શ્રધ્ધા જ હતી. એને કારણે યુટોપિયાવાદીઓ બધી જ જાતના રાજકીય વાદવિવાદો–ખાસ કરીને ક્રાંતિકારીઓનાં કામોના વિરોધી બન્યા. તેઓ પોતાના ઉદ્દેશોને શાંતિમય માર્ગે પૂરા કરવા ધારતા હતા, તથા ચોક્કસ નિષ્ફળ જ જાય તેવા નાના પ્રયોગો મારફત નવા સામાજીક સિધ્ધાન્તોની સચ્ચાઇ પૂરવાર કરવા ધારતા હતા.

(૪) કમ્યુનિસ્ટો બધી જ જગ્યાએ, ચાલુ સામાજીક તથા રાજકીય વ્યવસ્થાઓની વિરુદ્ધ થનાર દરેક ક્રાન્તિકારી આંદોલનને મદદ આપે છે. "બધી જ જગ્યાએ, તેઓ બધા જ દેશોના પ્રજાતંત્રના પક્ષો વચ્ચે એકતા તથા સુમેળ સાધવાના પ્રયાસો કરે છે."

"કમ્યુનિસ્ટો પોતાના વિચારો તથા ઉદ્દેશોને છુપાવવાને બૂરું સમજે છે. તેઓ સ્પષ્ટ રીતે એ જાહેર કરે છે કે અમારો ઉદ્દેશ, બધી જ વર્તમાન સામાજીક અવસ્થાઓને બળપૂર્વક ઉખેડીને ફેંકી દીધા પછી જ પાર પડે છે. શાસક વર્ગને સામ્યવાદી ક્રાંતિથી ધ્રૂજવા દો. શ્રમજીવી વર્ગ પાસે પોતાની બેડીઓ સિવાય બીજું ખોવાનું છે જ શું? અને મેળવવાને માટે તો આખો સંસાર છે."

"બધા દેશોના કામદારો એક થાઓ."

*

માર્કસના અર્થશાસ્ત્ર સંબંધેનાં પુસ્તકો આટલાં છે—

(૧) 'મજૂરીવાળો શ્રમ અને મૂડી' ઇ. સ. ૧૮૪૫માં બ્રસેલ્સમાં આપેલાં ભાષણો.

(૨) 'દર્શન–દરિદ્રતા' પ્રુધોંના 'દરિદ્રતા–દર્શન'નું ખંડન ઇ. સ. ૧૮૪૭માં પ્રકાશિત.

(૩) 'મૂલ્ય, કિંમત અને લાભ' ઇ. સ. ૧૮૬૫માં આપેલ એક વ્યાખ્યાન.

(૪) 'અર્થશાસ્ત્રની સમાલોચના' ઇ. સ. ૧૮૫૯માં પ્રકાશિત : આનો જ

વિસ્તાર માર્કસે પોતાના મહાન ગ્રંથ 'કેપીટલ' [મૂડી]માં કર્યો.

(૫) 'કેપીટલ' (મૂડી)—

પહેલો ભાગ—મૂડીવાદી ઉત્પાદન (ઇ. સ. ૧૮૬૭ માં પ્રકાશિત)
બીજો " — " વહેંચણી;
ત્રીજો " — " ઉત્પાદન સંપૂર્ણ સ્વરૂપે. આને માર્કસના મૃત્યુ પછી એન્ગલ્સે સંપાદિત તથા પ્રકાશિત કર્યું.

(૬) 'અતિરિક્ત મૂલ્યના સિધ્ધાન્ત' 'કેપીટલ'ના ચોથા ભાગ માટે, માર્કસે એકઠી કરેલી સામગ્રી. એના મૃત્યુ પછી કોત્સ્કીને હાથ લાgc હતી. એને એણે આ નામથી પ્રસિદ્ધ કરી.

## ૪: વૈજ્ઞાનિક સમાજવાદનો વિજય

માર્કસ તથા એન્ગલ્સે જે વૈજ્ઞાનિક સમાજવાદના વિચારોના વિકાસ તથા પ્રચારમાં પોતાનું જીવન વીતાવ્યું તે હવે માત્ર આંદોલન કે ચર્ચાની વસ્તુ રહી નથી. ૨૪ વર્ષથી, એ દુનિયાના છઠ્ઠા ભાગ ઉપર વિજય પ્રાપ્ત કરીને પ્રોલેટેરીએટની નેતાગીરી નીચે સમાજનો કાયાપલટો કરાવવામાં સફળ બનેલ છે. વૈજ્ઞાનિક સમાજવાદે સોવિયેત ક્રાન્તિને વખતે જેટલી સફળતાથી ઘર અને બહારનાં ક્રાંતિ વિરોધી બળોનો મુકાબલો કરીને ક્રાંતિને વિજયી બનાવી, એથી જ વૈજ્ઞાનિક સમાજવાદની વૈજ્ઞાનિકતા (સિધ્ધાન્ત અને પ્રયોગનો સુમેળ) ને સિધ્ધ કરી આપી.

એણે શાંતિના સમયમાં, ખેતીપ્રધાન તથા પછાત એવા રાષ્ટ્રનું આર્થિક નવનિર્માણ જેટલી તીવ્રતાથી તથા સફળતાથી કર્યું એ વાત કોઇથી છૂપી નથી. મૂડીવાદીઓના જબરા જૂઠા પ્રચાર છતાંય પૃથ્વીના ખૂણા ખૂણામાં એની પહેલાની પંચવર્ષીય યોજનાઓ તથા હવે તો બીજા વિશ્વયુધ્ધમાં મેળવેલા અદ્ભૂત વિજયે એનો જયજયકાર બોલાવ્યો છે.



| | | | |
|---|---|---|---|
| કોલસો | યુરોપમાં | ઈ. સ. | ૧૩૦૦ |
| કાગળ | ,, | ,, | ,, |
| લોહચુંબક | ,, | ,, | ,, |
| છાપખાનું | | ,, | ૧૪૩૮ |
| અમેરિકાની શોધ | | ,, | ૧૪૯૨ |
| હિંદમાં વાસ્કો ડી ગામા | | ,, | ૧૫૯૮ |
| સર્વેટસ (વિજ્ઞાનનો શહીદ) | | ,, | ૧૫૩૩ |
| બ્રુનો ( ,, ) | | ,, | ૧૬૦૦ |
| બુદ્ધિ સ્વાતંત્ર્યનો પ્રચાર | | ,, | ૧૬૦૦ |
| દૂરબીન | | ,, | ૧૬૧૨ |
| ગુરૂત્વાકર્ષણનો સિદ્ધાંત | | ,, | ૧૬૫૭ |
| પંપ | | ,, | ૧૬૪૦ |
| બીટની ખાંડ | | ,, | ૧૭૪૦ |
| શોધોના મહાયુગની શરૂઆત | | ,, | ૧૭૬૦ |
| બલૂનમાં મુસાફરી | | ,, | ૧૭૮૨ |
| રેલ્વે | | ,, | ૧૮૦૮ |
| પેસેંજર ટ્રેન | | ,, | ૧૮૩૦ |
| તાર | | ,, | ૧૮૩૩ |
| ફોટોગ્રાફી | | ,, | ૧૮૩૯ |
| સુએઝ નહેર | | ,, | ૧૮૬૭ |
| પેરીસ કમ્યુન | | ,, | ૧૮૭૧ |
| ગ્રામોફોન | | ,, | ૧૮૭૧ |
| વીજળી બત્તી | | ,, | ૧૮૭૮ |
| પહેલું સમાજવાદી રાજતંત્ર | | ,, | ૧૯૧૭ |
| અણુબોંબ | | ,, | ૧૯૪૫ |

# પરિશિષ્ટ

## ક. માનવ-પ્રગતિનો કાળક્રમ

| | | |
|---|---|---|
| આદિ સામ્યવાદ | ૫ લાખથી | ૧૦,૦૦૦ વર્ષ |
| જનયુગ | ઇ. પૂ. | ૭૦,૦૦ |
| પિતૃસત્તા | ,, | ૫૫,૦૦ |
| નવપાષાણ | ,, | ૫૦૦૦–૩૦૦૦ |
| દાસતા | ,, | ૪,૫૦૦ |
| સામંતવાદ | ,, | ૩,૫૦૦ |
| મૂડીવાદ | ઈ. સ. | ૧,૭૬૦ |
| સામ્રાજ્યવાદ | ,, | ૧૯૦૦ |
| સામ્યવાદ | ,, | ૧૯૧૭ |

---

| | | |
|---|---|---|
| વાનરમાંથી માનવી | | ૨૦ લાખ વર્ષ પૂર્વે |
| ઓજારો–હથિયારો વાપરતો માનવી | | ૧૦ ,, ,, ,, |
| માનવી | | ૫ ,, ,, ,, |
| નેઅન્ડર્થલ માનવી | | ૩ ,, ,, ,, |
| ધનુષ–બાણ | | ૧૦ હજાર ,, ,, |
| ખેતી, નહેર, લિપિ, સૌરવર્ષ વગેરેની શોધ | | ૫ થી ૩ ,, ,, ,, |
| હળ | ઈ. સ. પૂર્વે | ૫૦,૦૦ |
| ગાડું | ,, | ૩૫૦૦ |
| નળ | ,, | ૩,૦૦૦ |
| મસ્તક અને હૃદયની કાર્યરચનાનું જ્ઞાન | ,, | ૩,૦૦૦ થી ૨,૮૦૦ |
| બહુ જ ઓછી શોધો | ,, | ૨૬૦૦–૬૦૦ |
| પ્રથમ સામ્રાજ્ય | ,, | ૨૫,૦૦ |
| દશાંશ પદ્ધતિ | ,, | ૨,૦૦૦ |
| લોઢું | ,, | ૧,૪૦૦ |
| પવન ચક્કી | ,, | ૧,૦૦૦ |
| લોલકવાળું યંત્ર | ઈ. સ. | ૧૦૦૦ |
| ૦ થી ૯ સુધીના હિંદી આંકડા યુરોપ પહોંચ્યા | ,, | ૧૨,૦૦ |
| ચશ્મા | ,, | ૧૨૮૫ |
| દારૂગોળો (યુરોપમાં) | ,, | ૧૩૦૦ |

## ખ. સમાજની પ્રગતિની અવસ્થાઓ

| અવસ્થા | પ્રધાનતા | વિવાહ | જીવિકા | શોષિતો | મિલ્કત | ઉત્પાદન | વહેંચણી | હથિયાર | ધર્મ | સમાજ | વર્ગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જંગલ | સ્ત્રી સમાનતા | યૂથ મિથુન–અગોત્ર | ફલ-સંચય શિકાર | નહિ | સાંઘિક | સાંઘિક | સાંઘિક | પુરાણ–પાષાણ | નહિ પ્રકૃતિ–ભૂતપૂજા | સામ્યવાદી જન | વર્ગહીન |
| બર્બર | પુરુષ | એક+દાસી | પશુપાલન કૃષિ વિનિમય દસ્તકારી | દાસ | વૈયક્તિક | વૈયક્તિક | વૈયક્તિક | ,, નવ પાષાણ ત્રાંબુ | બહુદેવ–વાદ | પિતૃસત્તા | વર્ગભેદ |
| | | | | | | | | | +એક દેવવાદ | સામંતવાદ | ,, |
| સભ્ય | ,, | એક કે અનેક + વેશ્યા | વ્યાપાર સિક્કા વ્યાજ | ખેડૂત–ગુલામ | ,, | ,, | ,, | મશીન –(શક્તિ) | | મૂડીવાદ | ,, |
| | | | હાથ-ઉદ્યોગ યંત્ર-ઉદ્યોગ | કામદાર | ,, | સાંઘિક | ,, | મશીન +(શક્તિ) | | | |
| માનવતા | સમાનતા | એક વિવાહ | ,, | નહિ | સાંઘિક | ,, | સાંઘિક | ,, | ધર્મ નહિ | સામ્યવાદ | નહિ |